વર્ષ ત્રીજું
અંક પહેલો

કલા, જીવન, સાહિત્ય ને સંસ્કારનું માસિક.

જાન્યુઆરી '૪૬

ખાસ અંક

# દેશદેશની વાર્તાઓ

લવાજમ :
પાંચ રૂપિયા
છૂટક નકલ એક રૂપિયો



: તંત્રીઓ :
મોહનલાલ મહેતા (સોપાન)
કાન્તિલાલ હ. પરીખ

જીવન સાહિત્ય મંદિર, રાવપુરા, વડોદરા
કાલબાદેવી, મુંબઈ ૨

# જરૂરી વિગત

* આ માસિકમાં કલા, જીવન, સાહિત્યને સંસ્કારને અનુલક્ષીને લેખો આવે છે. એમાં આવતા લેખો રોચક ને જીવનનાં ઉપયોગી તત્ત્વોથી રસેલા હોય છે.

* માસિકનું વાર્ષિક લવાજમ રૂા. પાંચ છે. વર્ષમાં ત્રણથી ચાર ખાસ અંકો વિશેષ સામગ્રી સાથે આપવામાં આવશે. સામાન્ય અંકની છૂટક નકલની કિંમત આઠ આના અને ખાસ અંકની એક રૂપિયો રહેશે.

* માસિકમાં પ્રગટ થયેલ લેખોના બદલામાં લેખકને પૃષ્ઠદીઠ એક રૂપિયો પુરસ્કાર આપવામાં આવશે પરંતુ કોઈ પણ લેખ કે કાવ્ય માટે ત્રણ રૂપિયાથી ઓછું અપાશે નહિ. છપાયેલા લેખની છૂટી ત્રણ પ્રતો, માસિકનો અંક તથા પુરસ્કારની રકમ, અંક પ્રગટ થતાં જ લેખકને મોકલવામાં આવશે.

* દરેક મહિનાની પહેલી તારીખે માસિક પ્રગટ થશે.

* પ્રગટ તારીખ પછી એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે ટપાલખાતામાં તપાસ કરવી ને ત્યાર બાદ જ અમને જણાવવું.

* સંપાદનને લગતો પત્રવ્યવહાર તંત્રી, પ્રતિમા ૧૩૮ મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈના સરનામે કરવો. ફોન નં. ૨૨૦૫૭

* સરનામું બરોબર નોંધી લેશો, ને પત્રવ્યવહાર કરતી વખતે રેપર ઉપર આવતો તમારો ગ્રાહક નંબર અવશ્ય જણાવશો.

**જીવન સાહિત્ય મંદિર,**
૪૦૪, કાલબાદેવી રોડ, મુંબઈ ૨

# પ્રતિમા

વર્ષ ત્રીજું   જાન્યુઆરી '૪૬   અંક ૧ લો

— અનુક્રમ —



આવતા અંકથી 'રૂપેરી દુનિયા'ના અવલોકનો તથા સાહિત્ય ચાલુ થશે.

## સોદાગર

બોલે—

પ્રચંડ તન કે નથી ભળ ઉચ્ચ આદર્શ, રે
અરધ રમુકડી હીરે ઇવન જીવ્યા, આણુવા :
અકિંચન, નિતાંત નિષ્ક્રિય અજંપ ના આયખે
વરી કૃપણુતા વાલે, હુદયનો હું સોદાગર.

—પ્રશાંત

કલા, જીવન, સાહિત્ય ને સંસ્કારનું માસિક

વર્ષ ત્રીજું | જાન્યુઆરી '૪૬ | અંક પહેલો

# કાળરાત્રિ

લે. શ્રી. ચંદ્રવદન મહેતા

એક દિવસ ઉજીયારો હતો
સમય આહિ બલિહારો હતો.

કવિજન પૂજન
કુંજનિકુંજે પંખી ગુંજન
મનહરનારા કોકિલ કૂજન

મનુકુલ અંતર સુંદર ભરતી
વસંતની લ્હેરે છલકંતી
વર્ષાથી ધરતી રસવંતી
—એક દિવસ...
સમય.........

ફૂલ ફોરંતા નંદનવનથી
ઔષધિસંચિત વનરાવનથી
તપસ્વીઓના તાપસવનથી

દહીં દૂધને મધ માખણુથી
ઓત પ્રણુયના મ્હેરામણુથી—એક દિવસ...
સમય.........

થનનન થનનન નર્તક નાચે
મોર બપૈયા નિશદિન રાચે
મેઘ મગન અંબર પર ગાજે

લાજે વીજ ચકોરી
સરી જતી એ નભમાં ગોરી

કરી બલજોરી, વ્યોમ વિઝોરી, પડી ધરતી નહીં સળગાવે;
કુદરત માનવની રખવાળી બની કૃપા નિત વરસાવે;

શિવશોધનમાં માનવ સુખીઓ યોગ બલે જીવ બહલાવે:
પ્રકૃતિને પૌરુષથી જીતી નવલસૃષ્ટિને સરજાવે;
ચૂકસાર સૌ સત્યતણુા, વળી અંતરજ્યોત થકી પાવે,
પરમાનંદે મંગલ ગાવે, જ્ઞાનદીવડો પ્રગટાવે
જ્યોત થકી યુગ ઝલકાવે
—એક દિવસ...
સમય.........

[ ૨ ]

( अ )

કાળ આંખડી ફરકાવે,
ચોઘડીયું વસમું આવે,
પ્રભાતની ફેરી ફરતાં રવિ સુવર્ણથી ધરતી ભરતો
મોતનથાળ ભરી રત્નાકર પૂનેમને દિન ઉછળતો
ચન્દ્ર હવે ક્ષય પ્રસરાવે,
રવિવિના જળ તરસાવે,
મલયાનિલ મળે નહિ હાવાં પ્રલયતણા વાયુ વાતા,
કાળતણા વિકરાળ હથોડા ધણુણુ ધણુણુ અફળાતા,
દશ દિશામાં જોબન હરતી મોહકમાયા પસરાવે,
ધરતી સુંદર રમ્ય રસાળી રસકસ ત્યાં સહુ કરમાવે,
ચોઘડીયું વસમું આવે
કાળ આંખડી ફરકાવે.

( ૨ )

નેહ મળે નહીં નેનનમેં,
બલ નહીં બોલે અંગનમેં
જીભ જીવ સમ બંધનમેં

દુઃખ હાય ભરી હૃદયોમેં મુખ થકી સરતી જ્યોતિ
આશ ગઇ ધનરાશ વહી, રહી લાશ હવે વસમું જોતી.

લોહી ચૂસતો આંગણ ઊભો માંગણ ખપ્પર ખખડાવે
કલા ગઇ કૌશલ્ય ગયું સહુ શલ્ય બની ઉર ફફડાવે

ચોઘડીયું વસમું આવે,
કાળ આંખડી ફરકાવે.

[ ૩ ]

હું વિકરાળ ! હું વિકરાળ !
વસમો કરાળ કાળ.

સુવર્ણની અહિં નદીઓ સરતી
ધરતી. અઢળક ધાન્ય ઉછરતી
જીવન જોમનની અહિં ભરતી
ગળે લળે મધલાળ,
રાક્ષસ હું વિકરાળ,
કાળો કરાળ કાળ,
હું વિકરાળ ! હું વિકરાળ !

સુખશાંતિ ચોગમ પથરાયા,
હિરણ્યના તોરણ બંધાયા,
ભોમગર્ભમાં રત્ન છુપાયા.
ધરતી રમ્ય વિશાળ
રાક્ષસ હું વિકરાળ
હું વિકરાળ ! હું વિકરાળ !

આવ્યો કાળ કરાળ
ઊની આગ વરાળ,

સરપદંશથી ધ્વંસ થતી ધરતીની સભરસ કાયા,
અંગઅંગ પથરાતી વસમી વિષમય શ્યામલ છાયા,
નાગચૂડથી વીંટળાતી
કપટભારથી અકળાતી

સાપ ભગાયા ચોગરદમથી ઉભરાયા વળી કૈંક કણા
ઉંદર દરથી જોર કરી વળી કુટી રહી જીવલેણ ફણા

ચંડમૂંડ થકી પ્રચંડો
ભોમ પરે ભારી પગદંડો
રૂંવે રૂંવે હુંકાર
ચોગમ હાહાકાર,
મયદાનવથી મદમાતો,
રક્તબીજથી ચઢિયાતો,
આવ્યો કાળ કરાળ
આવ્યો કાળ કરાળ
હું વિકરાળ ! હું વિકરાળ !

[ ૪ ]

કાળ રાતડી સળગાવે
દીપાવલી બળતી લાવે.

કાળ દીવાળી સાથ મળી એ પ્રગટાવે વસમી હોળી,
ભોમ બિચારી ગોઝારીને પલકમહીં નાંખે ફોલી

દુખીયારી ધરતી પૂછે
કોઇ નહીં આંસુ લુછે.

આભઅટારી તારલીયાથી તેં દીધી નિત પ્રગટાવી,
નવઘરની તેં જ્યોત જલાવી, વિશ્વ દીધું વળી ઝબકાવી,

આવી અહિં તું !
ભૂલી પડી શું ?

લાવે અહિં તું દુઃખની રામણ,
હાય, હાય ને હાય વિમાસણ.

મુખડા પર નહીં જ્યોત કશી
નથી શકાતું રહેજ હસી

જ્યોત ન લાવી કાળસગી તું આવી અહીં તું ભડકાવે
વરસ વરસથી આંહી આવે, પણ વ્યર્થ બધું આવે જાવે

કાળ રાતડી ફરકાવે
દીપાવલિ બળતી લાવે.

... ... ... ...

[ ૫ ]
( अ )

હું નારી
આજ બની છું દુખીયારી
એક વખતની વીરનારી

પતિ સંગ વિહરનારી
રાજકાજ હું કરનારી
કાર્ય ભગીરથ ધરનારી

તારકમંડળ વસનારી
જ્યોત અનંતર ધરનારી

હું નારી
પિયુસંગ રસફાગન મ્હાલી
કેસરીયા કીધ અસિ કર ઝાલી

લાજ રખાવન સતિનારની અગનજ્વાલ હસતી ચાલી

ધર્મ કર્મની રખવાલી
મતવાલી હું મહાકાલી

શક્તિસ્વરૂપે રણચંડી હું અશુભને સંહરનારી

જોગન બન હિમાચલ ચાલી
હિમ શિખરથી ધરતી આલી

કુળઉદ્ધારન નદીજળરૂપે સાગરમાં હું ભળનારી

વિષપાન અમૃત કરી પીધાં
દેવત્રયીને બાળક કીધાં
સતીત્વથી દાનવગણ બીધા

યમદૂતને પાછા વાળ્યા
મરુભોમમાં જલ વરસાવ્યા
નિર્બળના સંકટ કૈં ટાળ્યા

સમરભોમમાં પતિસંગ હું રચી ચિતા પર બળનારી
હું નારી.

[ ૫ ]
( ब )

હું નારી
હવે નથી હું એ નારી
આજ બની છું પરનારી
નહી રહી હાવાં નારી
જોબનની ગઇ બલીહારી
જીવનથી હું પરનારી
ગઇ હવે હું શી હારી

હું નારી
નહિ સૂણે કોઇ કિકિયારી
જીવવિહોણી ચિચિયારી
હીન બની છું દુઃખીયારી

હું નારી
અતી ભૂખીઆરી
જાણીં ગમે કોઇ સહીયારી
નહીં હોંસ ઊરે
જખમ ઊંડા પર ઝેર ભરે
ચચરે થથરે જીભ ના ઉચરે
મરતી ડરતી ધરતી પર વસ્ત્ર વિના ફરતી

ચીંથરેહાલ બની બેહાલ
કુમકુમ કાય બની કંગાલ
સૌભાગ્ય ગયું, ચૈતન્ય વિહોણી નિરતેજ દિસે કદરુપું ભાલ
નિર્બળ દુર્બળ ગયું અંતરબળ
રવિવિના દિવસ કારી
જ્ઞાન ગયું સન્માન ગયું
રસપાન હવે નહીં પાનારી.

[ ૬ ]

આંધી ચઢી ઘનઘોર ચોગરદમ
માનવજીવન ઘેરાં થતાં હરદમ.

મેઘકડાકા વજ્ર વછૂટે
વિજ ઝપાટે શૃંગો તૂટે
દાવાનળથી કોઠ જ ફૂટે
નદીજળે નિર્મળજળ ખૂટે
ભોંયગર્ભથી વહ્નિ ઊઠે
આથી અધિક આપગ શું રૂઠે ?

હીર બંધુ યે હરનારી
રસાતલ સૌ કરતારી
ખપ્પરમાં વળી ભરનારી
આવી આવી
આંધી ચઢી ઘનઘોર ચોગરદમ.

વન ખંડાયા
ભર્યાં સરોવર જળ સૂકાયા
ધાન્યતણાં ભંડાર લૂંટાયા

છટાભર્યાં તરુછત્ર ઊભા તે ઉખડી ધરતી પટકાયા
મદગળતા ગજરાજ સમા જૂથ વાદળાનાં વિખરાયા.

લીલોછમ હરિયાળો થાળ
વસંતનો મ્હેકંતો ફાલ
પૃથ્વીને પટ કરમાયો એ આજ હવે દિસે કંગાલ
ચિતા પથારી અવની ઉપર વણુવહ્નિ વહ્નિની ઝાળ
આડા ખાડા ભોંય ચિરાડા, ડામ દીધા ધરતીની કાયા
વાવકૂવાના ધરતીના મુખ નીર વિહોણા વિકસાયા.
જીવ જીવવા જીવડાંને કોઈ જંતુતણી નહિ મળે ફરાળ
ફેરફુદરડી ફરતી ચાલે ચોગમ ઊડતી ધૂળ વરાળ
અણુએ અણુએ ભેળા થઈને રૂપ ધર્યું ધગધગતી રાળ
દશે દિશામાં ખાઉંખાઉં શો પથરાતો ભરખે દુષ્કાર
ઉલ્કાપાત થશે ભારી
સર્વ નિકંદન કરનારી
કાળ ચક્રમાં દળનારી
આવી......આવી......

[ ૭ ]

પડછાયા છાયા
પડછાયા છાયા
વધતાં દાનવની માયા
પડછાયા છાયા
કાજળ ઘોળ્યાં આભ ઉપરથી વાદળભોમ છવાયા
પ્રલયકાળના વિષનીગળતા અંધારાં વિંટળાયાં
માનવના જીવન અંતર પર થર પર થર પથરાયા
સર્વનાશ સૂચવતા કાળા પડછાયા છાયા
પડછાયા છાયા.

ફૂલ કરમાયા
સુંદરવન વિખરાયાં
ઊડી આવતાં ઉડવા જતાં
પંખીડાં પછડાયાં
ભોંય પડયા માનવના ઢગ પર
રાખ પર રાખ ખડકાયા
વડવાનલના વાવર વાયા
વિસ્તરતી ભૂંડીશ મંડાયા
જાય કજળતી માનવ કાયા
વસમા પડછાયા છાયા

જટિલ ઝંઝાવાત
પ્રચંડ ઉલ્કાપાત
વાવંટોળ ઝાકમઝોળ
દિસે ચોગમ કામારોળ.
કોનાં પાપ ?
ફળે શું શાપ !
કૈંક થયા ઉત્પાત
અણુથકી ઉત્પન્ન વિરોટ
ધોમધખંતા વધતા તાપ
અંતરમાં બળતા સંતાપ
હીર ગયું વળી હામ ગઈ
અંતરજ્યોત વિલીન થઈ
પ્રાણ ગયા, નિશ્ચેતન કેવળ કાય રહી
જીવ જતાં સહુ અકળાયા
પડછાયા પથરાયા.

[ ૮ ]

હૃદયતણા અટકયા ધબકાર
જીભ વળી ગઈ, શેષ વળે બહુ શમી ગયા એના લલકાર
ચોગમ એ દિસે સુનકાર
જીવ જતાં જડ અંગ બનીને લોહી ફરે નહિ કયાંય લગાર
ભૂતપ્રેતના ભય ભણકાર
ખડખડ હાસ્ય તણા ચડકાર
હડ્ડીમાં ભૂંડા ઝણકાર
ભોંય પડી ખપ્પર અલગાર
અજવાળે અંધાર લગાર
કાળ ખડો માનવની છાતી હાડપીંજરો ખખડાવે
નંદનવનનો નિર્જીવ વગડો તાંડવથી એ ભડકાવે.
કળિકાળની બલિહારી
પુણ્ય ગયાં સૌ પરવારી
ભોંય ભરી દુર્ગંધી લાશ
સર્જનહાર થયા નિરાસ
પ્રેતોનાં પૈશાચી હાસ
મૃત્યુ હવે પણ પામે ત્રાસ
ચરમ થકી કાળું આકાશ.
કાજળથી કજીયાળી કાળી અણુકણોને અફળાવે
નિશા ભયાનક
દશા વિનાશક
દયા દિસે નહિ, જીવ વસે નહીં વજ્ર હૃદયને પિગળાવે
નહિ વિશ્વાસ શ્વાસોશ્વાસ, ચોગરદમ છે સત્યાનાશ
નિર્જન દિસે સર્વ નિવાસ વિનાશ છાયો ચારે પાસ
પડછાયા છાયા—
પડછાયા છાયા.

સ્પેન

# આત્માનાં વેર

લે: જેસીન્ટો ઓક્ટેવીઓ પીકોન

છતપર ભેરવેલા દીવાનો પ્રકાશ ટેબલ પર પડતો હતો ને ભોજનગૃહની દીવાલો તેમ જ ખૂણાઓમાં ઘોર અંધકાર હતો. સફેદ ચીણુકપટ પર સ્પેનનો નકશો ચીતરવામાં આવ્યો હતો ને એના પર કોણી ટેકવી ડોના એન્કારના તાજેતરમાં આવેલું સામાયિક વાંચી રહી હતી. એની બે પુત્રીઓમાંની મોટી લુલેસીઆ પુસ્તકાકારે કરવા માટે માસિકો ગોઠવતી હતી. બાવીશેક વર્ષની તે શ્યામા હશે. નિષ્પ્રભ ને ઓછું બોલનારી છતાં આંખઠારે એવી તેની આકૃતિ કહી શકાય. એનાથી બે વર્ષે નાની રીટા લાકડાના કકડામાં તારલિયાની ભાત પાડતી હતી. મોટીબેનના જેવો જ એનો રંગ હતો. તે લાલિત્યભરી કાંતિવાળી હતી, ને બહેન કરતાં વધુ ઉમદા ને સામાને વધુ પ્રિય થઈ પડે એવી રીતભાતવાળી હતી. આ બંને પુત્રીઓના પ્રચંડ કાય પિતાનું નામ હતું ડોનલુઈસ. એમનું મોઢું સ્હેજ વંકાશ પર રહેતું. ફ્રાન્સના અમર વીર મન્યાનું પુતળું કે ચિત્ર બનાવવું હોય તો લુઈસની રેખાઓ સરસ કામમાં આવી જાય. એની સામે, વગાડવાના પાવાની આડદશ ઊભી પડી હતી. કેટલીક સમુદ્રફીણની બનાવેલી, કેટલીક અંબરની, બનાવટી હીરા માણેક વગેરે બનાવવામાં વપરાતા પ્રવાહી પદાર્થની કેટલીક, તો કોક વળી મીણની નાની મોરપીંછીથી એક પછી એક ઊભી એ સાફ કર્યે જતા હતા. સ્પીરીટના કપમાં હરઘડીએ આ પીંછી બોળવામાં આવતી હતી. ને એથી એનો રંગ કોરીના જેવો થઈ ગયો હતો. પરિણામે વાતાવરણમાં અસહ્ય એવી દુર્ગંધ ફેલાઈ રહી હતી. પાવાની ડૂંટીને પીંછીથી બરાબર ઘસ્યા પછીથી, શણના સુંવાળા કટકાથી લુછી સાફ કરવામાં આવતી ને નાનકડા બાળને પથારીમાં સુવાડતા હોય તેટલી હળવાશથી, સાવધાનીથી પાછો અસલ સ્થાને ગોઠવાતી. પાવાની ચીકાશથી ગંધાતા ગંદા સ્પીરીટના ટીપાં પળે પળે ઝીણુ કપડના ટેબલક્લોથ પર પડતાં હતાં. ભૂલમાં ગંદો કકડો એમના હાથમાંથી ટેબલક્લોથ પર પડયો. આથી વાતાવરણમાં એવી બધી અશુદ્ધ વાસનું મોજું ફરી વળ્યું કે સામાયિકમાંથી મોઢું ઊંચું કરી એન્કારનાએ લાલચોળ થતાં કહ્યું:

'તોબા...તમે તો ! કેમ કરી તમારી જોડે રહી શકું છું તે ખબર પડતી નથી. એક દા'ડો આ બધું જ ઊકરડે પધરાવી દઈશ. એવી ચીઢ ચડે છે એવી ચીડ ચ...'

ડોનલુઈએ એની સામે ધિક્કાર વરસાવતી મીટ માંડી ને આ વાતનો આંખો-વડે એવો પ્રતિકાર કર્યો કે, આંધી આવતી જાણીને પક્ષીઓ કરે છે તેમ, કુદરતી રીતે જ બંને છોકરીઓએ માથું નીચે નમાવી દીધું.

આમ જ્યારે માતા વાચનમાં, એક દીકરી પાનીઆ બાંધવામાં, ને બીજી સુતરના તાર ભણવામાં તો પિતા સ્પીરીટથી આંગળાં ખરાબ કરવામાં મશગૂલ હતા ત્યારે કોકે જોરશોરથી ઘંટડી વગાડી. ને માનવ કરતાં જાનવરને મળતા મોઢાની, છતાંય તાઝગી આપનારા દેખાવની યુવાન નોકરડીએ રસોઈગૃહમાં પ્રવેશ કર્યો. કોણી સુધી એણે બાંય વાળેલી હતી. બહુ ખંજવાળવાથી એનાં કાંડાં લાલચોળ બની ગયાં હતાં. ચામડીમાંથી પાણી ઉપસી આવતું હતું. સીસાપેનથી લખેલી એક ચિઠ્ઠી એણે માલિક સામે ધરીને બોલી:

'આપનો કાગળ છે.'

ડોનલુઈસે ચબરકી ઉઘાડી. વાંચતાં જ એના મુખ પરનું તેજ ઊડી ગયું.

ભય ને નિર્ધાર દાખવતા અવાજે એણે કહ્યું..

'બહાર જાઉં છું.'

પત્ર વાળી એમણે કોટના ખિસ્સામાં મૂકયો.

હવે શું થશે તેની બીકને લીધે નાની છોકરીઓ બીજી ઓરડીમાં જવા ઊઠી. પણ તેઓ બહાર જાય તે પહેલાં જ ધુંવાંપુઆં થતી માતાએ, સામે જોઈ ઊંચે સાદે પતિને કહ્યું.

' તે દિવસે વહેલી સવારે ભાગી જઈ, આખા ઘરને ઊંચેનીચે કરી નાખ્યું. આજે ય શું એમ કરી અમારી હાંસી કરવી છે ? '

પત્નીના જેવી રોષભરી દષ્ટિ નાખી એણે જવાબ વાળ્યો.

' મરજીમાં ફાવે ત્યારે બહાર જાઉં. તું કોણ રોકનારી ? '

પોતાની ઓરડીમાં તે ગયો, ફરવા જવાનો ડગલો ચડાવ્યો, આમતેમથી પૈસા લીધા, સ્લીપરને બદલે જોડા પહેર્યા, હેટ ને કોટ લેવા માટે થોડી ક્ષણ પહેલાં રોટા ગઈ હતી તે બારણે પહોંચ્યો ને બનતી ત્વરાએ પગથિયાં ઊતરી પડયો.

થોડી વારે બજારની દુકાનેથી પેટ્રોલ ખરીદી લાવવા, નોકરડીએ મહોલ્લામાં જવાનું દ્વાર ખોલ્યું, ત્યાં પડોશીની એક છોકરી એને મળી; પૂછયું.

' કેમ રે અલી, તારા શેઠ ઝડપથી એવા તે કયાં દોડયે જતા હતા કે પગથિયા પરથી મને ગબડાવી પાડી ? '

' હા. એ દોડતા જ હશે, ' એણે જવાબ આપ્યો, ' હમણાં ખબર આવ્યા કે એમની રખાત મરણપથારીએ છે. '

' કોણે કહ્યું વળી તને ? '

' જવાબ આપવા આવેલી તે છોકરીએ જ ! '

ને વાત ખરી હતી એક તો રસ્તે જતી ગાડી મળી નહિ. બીજું, દૂરથી ભાડાની ગાડી કરી લાવે તો ખર્ચો વધી જાય એ હિસાબે એમ કરવાની એની ઇચ્છા નહોતી. એટલે મહોલ્લામાંથી દોડતાં દોડતાં એણે ખુલ્લું ચોગાન વટાવ્યું. તે વખતે ચિત્રપટની માફક એક પછી એક વિચારો એના મગજમાંથી પસાર થવા લાગ્યા. પ્રિયતમા સાથેનો અનંતકાળનો થનારો વિયોગ. ને એમ જ થાય તો તેનો ભય, ઉપરાંત એને લીધે તૂટી પડનારી આફત. બીચારી મેનુલા ! બીચારી મેનોલીશ ! ને પછી તો યાદ આવ્યો મેનુલા સાથે બાંધેલા સંબંધનો મીઠો ભૂતકાળ. બંને એકબીજાને કેવી સરસ રીતે ઓળખી ગયાં હતાં ! ઓહો ! એ વાતને કેટલો બધો સમય થઇ ગયો ! પણ પ ..ણ એમાં એની પત્ની એન્કારનાની ભૂલ નહોતી ? પોતાની જાતને એ વધારે ધનવાન માનતી, વધારે કેળવાયલી ગણતી અને વધુ ઉચ્ચ કુટુંબમાંથી આવેલી હોવાનું અભિમાન લેતી ને તેમાં વળી વારસામાં થોડા પેસેટાસ ( સ્પેનનું નાણું ) મળ્યા પછી પૂછવું જ શું ? લગ્ન પછી સદાય એની સાથે કેવી ઉદ્ધતાઈથી એ વર્તતી હતી ! ને કેવી અનાડી, અસભ્ય, સાંકડા મનની ને વધારે પડતી સ્ત્રૈણ હતી ! પોતાના બાળકો દેખતાં, અરે ! નોકર ચાકરોની હાજરીમાં પણ એનું અપમાન કરવા એ ચૂકતી નહિ. એના તરફ કોઈ દિવસ લાગણી બતાવી નહોતી, સારા-સારનો કદી યે વિચાર સરખો કર્યો નહોતો. હા, એણે કદી પતિને કલંક લગાડયું નહોતું. છતાં એ તો એમ જ માનતી કે બંને એકલાં હોય ત્યારે પતિ પર રાજ કરવા જ તે જન્મી છે, બીજા બેઠા હોય ત્યારે પણ એ પતિને કેવો ઉપહાસ પાત્ર બનાવી દેતી !

જરૂર, જરૂર, ભૂલ એની જ હતી. આવક ઘટી ત્યારે છોકરાંઓને લઈને દરરોજ તે દરિયા કાંઠે જવા લાગી. અહીં એ એકલો હતો. માડ્રીડમાં એની પાસે કોઈ નોકર ચાકર રાખવા દેવામાં આવ્યો નહોતો. નાસ્તો એને જાતે જ તૈયાર કરવો પડતો. ને એને દુકાનેથી પાઉં લાવવો પડતો કે પછી કોઈ હોટલમાં જમી લેતો. અરે ! ધોબીને આપવાના મેલાં કપડાં પણ એને જ ગણવાનાં ! અને પુરુષનું નહિ એવા કામમાં મદદ કરવા માટે કુંભારની સ્ત્રીને એણે જ્યારે બક્ષિસ આપવા માંડી ત્યારે એની પત્નીએ કેવો તગાદો રચ્યો હતો ?

ને પછી તો ઉનાળાના એક દિવસે મેનુલાનો એને પરિચય થયો. એને આ સ્ત્રીને છેતરી. હા,

ઘાતકી રીતે કેતરી. એણે કહ્યું કે પોતે અપરિણીત છે. પણ એમાં એની બૂરી દાનત નહોતી, પાપાચરણ નહોતું. એને તો જોઈતો હતો પરવ્યક્તિથી ચહાવાનો આનંદ ને એ એણે આપ્યો. પ્રણયની ભૂખ સંતોષાઈ. આ બાઈએ એને સ્નેહ સામ્રાજ્યની પરમ દુનિયામાં પ્રવેશ કરાવ્યો. વાતાવરણની કેવી મધુરી મીઠાસ એણે માણી! ને થોડે સમયે પુત્રનો જન્મ થયો. આજ તો એ વાતને સોળ સોળ વર્ષોનાં વહાણાં વાયાં. અસંભવિત લાગ્યું છતા, કરકસર કરી, વધારે કામ કરી જમા ઉધારના પાસા મેળવતો એ મહામુશીબતે છુપી રહ્યો હતો. ને એન્કારનાને આ વાતની જ્યારે ખબર પડી ત્યારે વાત સંતાડવા એણે કેવા પ્રયત્ન કર્યા હતા! પણ મેનુલાને તો દશે દિશામાંથી અપમાન ને અપમાન જ વરસ્યાં કર્યાં. વસ્તુતઃ બીચારા લુઈસને સુખ મેળવવા ઘણો જ ભોગ આપવો પડયો હતો. પત્નીનો હમેશનો શિકાર બનવાથી વિવાહિત ઘર એને નર્ક રૂપ લાગતું. તો બીજી બાજુ, હજી એનો આત્મા મર્યો નહોતો, જીવતો રહ્યો હતો એટલે પશ્ચાતાપની ઝાળ પણ કંઈ ઓછી નહોતી.

ને મેનોલીટા તો જન્મતાં જ જાણે સર્વ વાતે વાકેફ થઈ ગઈ. નિશાળમાં 'પિતા જય, પિતા જય' કહી એને ટોણા મારવામાં આવતા. ને ફળિયામાં એની જ બહેનો પોતાના કરતાં કેવા સરસ કપડાં પહેરીઓઢીને મહાલતી હતી! ને કોક કોક વાર તો એ જતી આવતી હોય ત્યારે એના પિતાની પરિણીત પત્ની, પોતાની વહાલી બાને કેવા કેવા વચનો કહેતી હતી!

તેમ છતાંય માદીકરીનાં હૈયાની વિશાળતા, સહનશક્તિ ને સમર્પણે તો હદજ વાળી દીધી હતી. આ વૃત્તિઓ જાણે એમના નમ્ર સ્વભાવનો પરિપાકજ ન હોય એમ સાહજિક લાગતી. ને લુઈસ! બંનેને એ કેટલો બધો વહાલો હતો! બીચારી મેનુલા! લુઈસની સંલગ્ના પત્ની કેટલી હૃષ્ટપુષ્ટ હતી! ને જગતમાં ભરેલો હતો તેટલો બધો જ આત્મભોગ, અનુકંપા, સહૃદયતા ને પ્રણયનો જેણે લુઈસને આસ્વાદ કરાવ્યો હતો તે સ્ત્રી, તે મેનોલા મૃત્યુને ભેટવા આજે એકી પગે તૈયાર થઈ રહી હતી. નક્કી બનશે પણ એમ જ ભરદરિયે નાવ છે માનીને જ એણે, છોકરી પાસે પત્ર લખાવી, છોકરીને જ આપવા મોકલી હતી!

છેવટે એ આવી પહોંચ્યો.

પડોશમાં રહેનારા ને પોતાના પરમિત્ર એક પાદરી તેને. બારણામાં જ મળ્યા, પૂછ્યું,

'અંતિમ કબૂલાત સાંભળી એની?'

'હા. તમે જવાબદાર છો તે પાપ વિના બાઈ તો દેવી છે કોઈ દેવી!' ને એ દાખલ થયો. મેનોલાએ એને જોયો એટલે પથારી પાસે આવવા ઈશારત કરી ને પડેલા સ્વરે બોલી.

'જિંદગીનો હવે અંત આવી ગયો છે, લુઈસ! લુઈસ, પ્રિયે લુઈસ, આ બાળક શું કરવું તે તમે જાણો ..'

'સોગંદપૂર્વક કહું છું કે ..' લુઈસે જવાબ આપવાની શરુઆત કરી પણ એ પૂરો કરી શક્યો નહિ, કારણ પોતાની પુત્રી હતી તે બાજુ મસ્તક ઢાળી, મેનુલાએ પોતાના હાથ લુઈસના ગળામાં નાખ્યા. ને વધુ એકેય હરફ કાઢી શકી નહિ. એની આત્મજ્યોત મહાજ્યોતમાં વિલીન થઈ ગઈ!

આ સર્વ એટલું જલદીથી બની ગયું કે પોતાના સંતાનની સોંપણી કરવાને એના ખોળામાં માથું મૂકી મરવાનું પૂણ્ય હાંસલ કરવા જ જાણે અજ્ઞાત એવી કોઈ દૈવી શક્તિ વડે, લુઈસના આવતા સુધી એણે યમરાજને રોકી રાખ્યા ન હોય.

થોડી પાડોશણોએ એની દફનક્રિયા માટેની તૈયારી કરવા માંડી. પાદરી ને બીજા એક મિત્ર સાથે ઘરમાં જ રહી એણે મેનુલાની જતી ઠાઠડીના અંતિમ દર્શન કરી લીધા. ને ત્યારે લઘુગ્રંથીને લીધે, આટઆટલા વર્ષો સુધી પત્નીના અત્યાચારોને તાબે થનાર આ વ્યક્તિમાં એકદમ અલૌકિક શક્તિનો સંચાર થયો.

મોટા હોદ્દાનું ભાન જેમ નાના માણસોને વીરમાં પલટાવી નાખે છે, જેમ કંજૂસમાં

કંજૂસ માણસ પણ, રંગમાં આવી જાય ત્યારે છૂટેહાથે ધન વેરે છે તેમ પોતાના ફળરૂપ આ કમનસીબ બાળા તરફના કારુણ્યને લીધે એનામાં અજબ બળ ને હિંમત આવ્યાં. કેવી રહસ્યપૂર્ણ ઉત્ક્રાંતિની આ ઘટના હતી ? કયા એવા ઊંડા આવેગે એના જ્ઞાનને નિર્ણયમાં ફેરવી નાખ્યું ? આ ગૂઢ તત્ત્વ સમજવાની ને સમજાવવાની એની શક્તિ નહોતી.

' ચાલ બેટા ' એણે કહ્યું.

ને પુત્રીના પહેરવાના સાદા લુગડાની પોટલી બાંધવામાં મદદ કર્યા પછી મહોલ્લામાં હાથની આંગળીએ વળગાડી, ઘોડાગાડી ભાડે કરી, અડતાળીસ કરતાંયે વધારે કલાક બહાર રહ્યો હતો એવા ઘર તરફ એણે હાંકવાનું ફરમાવ્યું. ને કરેલા નિર્ણયનું પરિણામ શું આવશે તેની દરકાર વિના, પંચમહાભૂતમાં ભળી ગયેલ પ્રેયસી ચોધાર આંસુએ રડી હતી તે સ્થાન એણે છોડયું.

તેમને માટે યુલેલીઆએ દ્વાર ઉઘાડયું ને બીજાની છોકરી સાથે પિતાને જોતાં જ પાછળના અંધકારમાં જ એ ધકેલાઈ ગઈ.

' જો બેટા, તારે આની દોસ્તી બાંધવાની છે.' રસોડામાં બંનેને એકલાં મૂકતાં એણે કહ્યું તે ઉમેર્યું.

' જા. તારી બાને સીધેસીધું અહીં આવવાનું જણાવ. '

પત્ની દોડતી અંદર આવી. ને દરરોજ કરતાં કોઈ નવા પ્રકારના લાગતા અવાજે પતિને બોલતો સાંભળ્યો,

' બાલિકા માતાવિહોણી બની છે. આપણી સાથે રાખવા માટે એને હું અહીં લઈ આવ્યો છું. મારો સામનો કરવાનો વિચાર સરખો યે કરતી નહિ. તેમ થશે તો આને લઈ હું દુનિયાને છેડે જતો રહીશ. ને તારી સાહેલીઓ, સગાંસંબંધીઓ સામે તારી મશ્કરી ન થાય, એટલે પહેલેથી જ એમને એમ કહી દેજે કે તારી મેળે જ તું આને અહીં લઈ આવી, રક્ષણ આપવાનો વિચાર કર્યો છે. આ સિવાય વધારે જાણવાની તારે જરૂર નથી. જા. '

એવી કોઈ અદ્ભુત છટાથી આ હુકમના શબ્દોચ્ચાર કરવામાં આવ્યા હતા કે એન્કારનાને તુરત જ લાગ્યું કે અત્યાર સુધી એણે વર્તાવેલા કૌટુંબિક ત્રાસનો હવે નાશ થઈ ગયો છે ને એનો પ્રતિકાર કરવો સાવ નકામો છે. ઊલટું પતિએ ઉદાર થઈ, ગેરકાયદે પ્રેમના પરિપાકને આશરો આપવા શક્તિમાન એવા એના પ્રેમાળને પવિત્ર પત્નીત્વને, પોતાનો ભાગ ભજવવાનું બહુમાન આપ્યું હતું. ખરેખર, આ વિચારે એનામાં અભિમાન જાગૃત થયું.

યુલેલીઆ ને રીટાના ઓરડામાં મેનોલીટાનો ખાટલો મૂકવામાં આવ્યો. નોધારા આ બાળકે પહેલી રાત રડવામાં જ વીતાવી. વહેલા પ્રભાતે તે ઊઠી, રસોડામાં ગઈ પણ કોઈ ચીજને અડકવાની કે કંઈ કામ કરવાની તેનાથી હિંમત થઈ શકી નહિ. મૂળ જૂનું ને પાંગળું છતાં વહાલી માતાએ પ્રાણ છોડયો તે ઘરની સરખામણીમાં, નવું ને પ્રાણવાન લાગતા રાચરચીલાને, બાળભાવે નિહાળવામાં જ એણે, ઝરુખા પાસેની નાની ખુરશીમાં થોડો વખત પસાર કર્યો. ત્યાં તો રાતના એ સૂતી હતી તે ખંડ ખૂલ્યો. ને અર્ધવસ્ત્રપરિધાનમાં યુલેલીઆ દેખાઈ. તુરત જ કાદવથી ખરડાયલું ફ્રોક તેમજ ગંદા જોડા એણે રસોડામાં ફેંકયા ને જવાબ સાંભળવાની ફુરસદ ન હોય તેવા અવાજે તડૂકી.

' લે. સાફ કરી મને આપી જા. '

જરૂર વયમાં મેનોલીટા નાની હતી. તથાપિ, આ અવાજ, આ પ્રસંગ ને કરવામાં આવેલા આ ચેનચાળામાં ભારોભાર તિરસ્કાર હતો. સૌ પ્રથમ તો સામે થવાની એને વૃત્તિ થઈ આવી. પાછો જવાબ વાળવાનું મન થઈ આવ્યું. માતા માટે પાઉં કે બજારમાંથી તેલ લાવતી હતી ત્યારે દુકાનમાંથી કે મહોલ્લામાં સાંભળેલી, પોતાની જીભને ન શોભે એવી સરસ્વતી સંભળાવવાની પણ વૃત્તિ થઈ

[ અનુસંધાન પૃ. ૧૪ને છેડે ]

# પાનખરની સાંજે

લે. મેકસીમ ગોર્કી

પાનખરની એક સંધ્યાએ હું ઘણી વિચિત્ર પરિસ્થિતિમાં મૂકાઈ ગયો. પાસે પાઈ નહોતી. તાજેતરમાં જ આવ્યો હતો. તે ગામમાં મારે કોઈ મિત્ર નહોતો, રહેવા માટે જગ્યા નહોતી.

શરુઆતના દિવસોમાં તો જરૂરી જેટલાં રહેવા દઈ, બીજા બધા જ કપડાં મેં વેચી નાખ્યા અને ગામ છોડી નદી કિનારાવાળા શુસ્ટે નામના પરામાં રહેવા ગયો. વહાણવટાની મોસમમાં આ જગ્યાએ અજબ ચેતન રહેતું પણ ઑક્ટોબરના આ અંતિમ દિવસોમાં એ સ્થળ હતું સાવ શાંત ને નિર્જન. ખાવાના પાઉંના થોડાક ટૂકડા મળી રહેશે માની ભીની રેતીને બારીકાઈથી ઉથલાવતો, અને ધરાઈને જમવાથી કેવી નિરાંત વળે એમ વિચારતો હું ખાલી મકાનો અને હોટલો આમળ ભટકતો હતો.

આજના સંસ્કૃતિના જમાનામાં પેટ કરતાં આત્માની ભૂખ જલદી સંતોષી શકાય છે. શેરીએ શેરીમાં ભમો અને બહાર તેમ જ અંદરથી જોવાથી આંખ ઠરે એવા આલીશાન મકાનો જણાશે. શિલ્પકળા, આરોગ્યશાસ્ત્ર અને એવા તો બીજા કેટલાયે ઉમદા વિષયોની સુખદ વિચારમાળા શરૂ થઈ જશે.

છેલ્લી ઢબના યોગ્ય પરિધાનમાં સજ્જ થયેલ ભદ્ર સ્ત્રીપુરૂષો મળશે—તેઓ નાગરીક છે. અને તમારા અસ્તિત્વની નિરાશાજનક બીનામાં અંતરાયરૂપ ન થવા માટે, તમને ખબર પાડયા વિના તેઓ પસાર થઈ જશે.

ખરું કહું છું. પેટપુર જમેલા આદમી કરતાં ભૂખ્યાનો આત્મા વધુ પુષ્ટ હોય છે અને આ તથ્ય ઉપરથી જ પોષાયલા માણુસની તરફેણમાં આનંદદાય પરિણામ શોધી શકાય...

...પથરાતા જતા સાંજના ઓળા વધતા જતા હતા. વરસાદ પડતો હતો. ઉત્તરનો પવન સારી રીતે ફૂંકાતો હતો. ખાલી દુકાનો અને સ્ટોલ ચીરી પસાર થતો પવન સૂસવાતો હતો અને હોટલની બારીઓ પ્રતિ સારી રીતે અફળાતો હતો અને એટલે જ ફીણથી ઊભરાતી નદી ગાંડીતૂર થઈ દોડે જતી હતી. એકમેક સાથે મોજાં રેતાળ કિનાર પર ભારે અવાજે અથડાતાં હતાં. ચારે બાજુએ સિકર ઉરાડતા એ એકપર એક થઈને દૂર દૂર ચાલ્યા જતાં હતાં નદીને પણ શિયાળાના આગમનનો ભય લાગ્યો હતો અને એજ રાત્રે કદાચ બરફના ચોસલાંમાં પોતે ન બંધાઈ જાય એટલા માટે પૂરવેગે નાસી છૂટતી હતી. વાદળભારે આકાશ નમી પડયું હતું. અને ધીમે ધીમે છાંટાની ફરફર આપ્યા કરતું હતું. વિકૃત અને નરમ ઘેંસ થઈ ગયેલાં વીલો નામના બે વૃક્ષ અને એક હોડી જડમૂળમાંથી હચમચી રહ્યાં હતાં ને મારી આજુબાજુ કુદરતની નિરાશાને મૂર્તસ્વરૂપ આપી રહ્યાં હતાં.

તળિયું ભાંગેલી હોડી, ઠંડા પવનથી થરથરતા દયાજનક જર્જરિત વૃક્ષો...સર્વત્ર વેરાન, પરાજય, ને વિનાશ...ને આકાશ તો ચોધાર આંસુએ સતત રડતું હતું. મારી ચારેબાજુ નૈરાશ્યનો ભંગાર ખડકાયો હતો. ઘડીભર તો મને લાગ્યું કે મૃત્યમય આ સામ્રાજ્યમાં હું જ માત્ર જીવતો હતો અને મરણુ મારીયે રાહ જોતું બેઠું હતું.

ને મેં તો જોઈ હતી માત્ર સત્તરજ શરદો—કેવી ગૌરવંતી ઉંમર!

શીત તેમ જ ભૂખના માનમાં દાંત કચકચાવતો હું ભીની અને ઠંડીગાર રેતીમાં ચાલ્યો જતો હતો. ખોરાકના નિષ્ફળ પ્રયત્નોમાં ભટકતાં 'સ્ટોલ'નો વળાંક લેતો હતો. તેવામાં મેં સ્ત્રીના કપડાં પહેરેલી કોઈ એક આકૃતિ જોઈ. એના વસ્ત્રો ભીંજાઈ ગયાં

હતાં. અને પહેરનારના વળેલા ખભા સાથે તે સજ્જડ ચોંટી ગયાં હતાં. ઊભો રહી તે શું કરતી હતી તે જોવાનો મેં પ્રયત્ન કર્યો. એકાદ સ્ટોલમાં જવા માટે તે પોતાના હાથે રેતી ખોદતી હતી.

'આમ શું કરો છો?' તેના જેટલા જ નીચા નમી મેં પ્રશ્ન કર્યો.

હેબકી ખાઈ તે પગપર ઊભી થઈ ગઈ. મોટી ભૂરી ભયભીત આંખો મેં જોઈ ત્યારે સમજાયું કે તે પણ મારા જેટલી જ ઉંમરની હતી. ત્રણ મોટા ઉઝરડાને લીધે તેનું સલુણું મુખ ઓર દીપતું હતું. અને આ ત્રણ ઘાની સપ્રમાણતા પણ કેવી! આંખોની અંદર પડેલા બંને ઘા સરખા હતા અને કપાળને મળતાં નાકના ભાગપર ત્રીજો ઘા હતો.

ઈન્સાનના ચહેરા કદરૂપા બનાવનારા પાવરધા કલાકારનું કામ આબાદ રીતે સફળ થયું હતું.

બાળાએ મારી સામે જોયું અને એના નયનોનો ભય દૂર થયો...પોતાને હાથે રેતી રમાડતી, મોઢા પર બાંધેલો સુતરાઉ રૂમાલ બરાબર કરતી, ખભો હલાવી તે બોલી.

'ધારું છું તમને પણ ભૂખ લાગી છે, નહિ? તો ખોદો...હું થાકી ગઈ છું...ત્યાં...' સ્ટોલની દિશા દર્શાવતી તે આગળ બોલી. 'જરૂર રોટલો મળશે...હજુયે તે લોકો આજ ધધો કરે છે...'

મેં પણ ખોદવાનું શરુ કર્યું. થોડો સમય થોભી, મને જોતી તે પણ મારી પાસે નીચે બેસી ગઈ ને મદદ કરવા લાગી.

પૂરા મૌનથી અમે કામ જારી રાખ્યું. નાગરીકોના મત પ્રમાણે જીવનની પ્રત્યેક ક્ષણે યાદ રાખવાના તત્ત્વો–ગુનેગારી, કાયદો, નીતિ, મિલકતના હક્ક વગેરે–તે વખતે મને યાદ આવ્યા કે નહિ તે કહી શકતો નથી. બની શકે એટલું સત્ય રજૂ કરવા પુરતું મારે કબૂલવું જોઈએ કે હું ખોદકામમાં એટલો બધો એકતાન થઈ ગયો હતો કે અમને મળનારી સ્ટોલની ભીતરની 'ચીજ' સિવાય બીજા કશાનો વિચાર મને આવ્યો નહિ.

સાંજ વધતાં; ઠંડી ભેજ અને ગાઢ અંધકાર અમને ઘેરતાં જતાં હતાં. ગોળાનો અવાજ વરતી ના શકાય તેવા મિશ્રણવાળો લાગતો હતો પરંતુ સ્ટોલના બહારના પાટિયાં પર વરસાદ વધુ જોરશોરથી અફળાતો હતો...રાત પહેરેગીરોના પગનો ધબ્ ધબ્ અવાજ પણ સંભળાતો હતો.

'તળિયું છે કે પછી હરિ હરિ?' ધીમે સાદે મારા મદદનીશે પૂછ્યું. તે શેને વિશે વાત કરે છે તે નહિ સમજી શકવાથી હું શાંત રહ્યો.

'કહું છું આ સ્ટોલ ને તળિયું–ભોંય છે કે નહિ? જો હોય તો આપણે નકામી મહેનત કરીએ છીએ, સમજો કે આપણે ખાડો ખોદીએ ને પછી મોટી શિલાઓ મળે તો?...આપણે એને ઢીલી કેમ કરી શકીશું? એથી તો તાળું તોડવું બહેતર છે...તાળા જેવું કંઈ છે જ નહિ ને..';

સ્ત્રીઓના ભેજામાં જવલ્લે જ સદ્દવિચારો સ્ફુરે છે. પણ તમે જોઈ શકશો કે કોક વખત વિચારો આવે તો છે જ. સદ્દવિચારો માટે સદાયે મારો ઊંચો મત છે અને બને ત્યાં સુધી એનો લાભ લેવાનો મેં પ્રયત્ન કર્યો છે.

શોધી કહાડી એકી ઝાટકે સાંકળ સાથે મેં તાળું આંચકી કાઢયું. એકદમ મારી મદદનીશ વાંકી વળી અને સર્પની માફક સ્ટોલના ઊઘડેલા ચોકઠામાં એ પેઠી. અંદરથી હર્ષનો અવાજ આવ્યો.

'વાહ, સરસ!'

ભૂતકાળના સર્વ વક્તાઓની એકઠી કરેલી વક્તૃત્વ શક્તિથી ઊભરાતા કોઈ પણ માણસના વિજયગીત કરતાં, લલનાની નાનામાં નાની તારીફ મને વધુ પ્રિય છે. હું તેના કરતાં તે દિવસોમાં હું ઓછો ગુણદર્શક બન્યો અને બાળાની પ્રસંશા પર વધુ ધ્યાન ન આપતાં, ઉત્સુકતાને તોછડાઈથી મેં પૂછ્યું.

'છે કંઈ?'

એણે તો એક પછી એક પોતાની શોધખોળો ગણાવવા માંડી.

'શીશાઓથી ભરેલી છાબડી, ખાલી કોથળા, છત્રી, લોઢાનો પેણો...'

આમાંથી કોઇ ચીજ ઉપયોગની નહોતી. મારી આશાઓ ડૂબતી લાગી...તરત જ ઉત્સાહથી તે બૂમ પાડી ઊઠી.

' આહા...છે...છે...'

' શું ? '

' રોટલી...રોટલો...ભીંજાયલો છે એટલું જ... લઈ લો...'

પણ આખળ રોટલો ગબડતો આવ્યો, અને એની પાછળ મારી મદદનીશ પણ...તેમાંથી ક્યારનોયે મેં કટકો ભાંગ્યો હતો, બટકું મોંમાં નાખીને હું ચાવવા લાગ્યો...

' થોડો મને આ...પો...અને હવે આપણે અહીંથી ચાલી જવું જોઈએ...ક્યાં જઈશું ? ' કહી ભીની ઘૂઘવાતી રાતમાં ચારે બાજુ એણે નજર નાખી.

' જુઓ પેલી ઊંધી વળેલી હોડી...પે...લી... જઈશું ત્યાં ? '

' ચાલો. '

ને અમે ઉપડયાં. લુંટના સાલના ટૂકડે ટૂકડા કરતાં અને મોઢામાં ઓરતા અમે ચાલ્યાં...વરસાદ વધુ જોરથી પડતો હતો, વધુ જોરથી નદીયે ગાજતી હતી. અને પ્રલંબ તેમ જ ઊંચા સાદ સાથે, ઉપહાસ કરતો પવન પણ સણુણુણુ સણુણુણુ...વાતો હતો કેમ જાણે પૃથ્વીની સર્વ સંસ્થાઓ, આ વિકૃત પાનખર તેમ જ એના બે મુખ્ય પાત્રો જેવા અમારા તરફ કોઈ ભયાનક રાક્ષસ ફૂંફાડા ન મારતો હોય ! આ સીસકાર મારા હૈયાને ધ્રુજાવતો હતો પણ મેં તો ખાધે જ રાખ્યું, ડાબી બાજુ ચાલતી બાળા પણ ખાધે જતી હતી.

' તારું નામ શું ? ' શું કહેવું. તે જાણ્યા વગર જ મેં પૂછ્યું.

' નાતશા ' અવાજ કરી ચાવતી તે બોલી.

મેં એની સામે જોયું. દુઃખથી મારું હૈયું ભરાઈ ગયું. સામે પડકાર કરતાં અંધકારમાં જોતાં મને લાગ્યું કે મારું વાંકુ નસીબ મારી સામે ઠંડે પેટે વ્યંગમાં હસી રહ્યું હતું...

... ... ...

...અને હોડીપર પડતા સતત વરસાદનું સંગીત તો ચાલુ જ હતું. એનો ધીમો સાદ નિરાશાના સૂર જગાડી ગયો. તૂટેલા તળિયાના અંદરના ભાગમાં જાણે મરણિયાના અશાંત પડઘા પડતો હતા અને તળિયાના બાકોરામાંથી પસાર થતો પવન સૂસવાટા મારતો હતો. એકધારી નિરાશાજનક ગર્જના સાથે મોજાં તટ પર અથડાતાં હતાં. જાણે અસહ્ય અણગમો અને ગ્લાનિથી ભરપુર એવું કંઈ એમને કહેવાતું હતું. એવી કોઈ વાતથી જાણે એ અતીશય કંટાળી ગયાં હતાં, એનાથી એઓ દૂર ભાગવા માગતા હતાં, પણ છૂટકો નહોતો એટલે એ વાત હમેશ કહેતાં હતાં...વરસાદના અવાજ સાથે મોજાની ગર્જના ભળી અને એક પછી એક આવતા ઉજ્વળ હુંફાળા ઊનાળા તેમ જ ઠંડો, ભેજ અને ધુમ્મસથી ભરપુર એવી આ પાનખરને લીધે અતિશ્રમિત પૃથ્વીના દીર્ઘનિશ્વાસ, ઊંધી પડેલી હોડીની સપાટી પરથી પસાર થતા હતા. નિર્જન કિનાર પર પવન એકચક્રે ઘુમતો હતો અને ફેનિલ નદી જતાં જતાં ઘેરું સંગીત ગાતી હતી.

હોડીની ભીતર તો અમારો આશરો લગીર સાત્વિક સુખસૌલતનો નહોતો. ઠાંસી ઠાંસીને ભરેલી સરદીનું વાતાવરણ હતું. અને બાકોરામાંથી છેક તળિયે ઝીલાતાં હતાં વરસાદના ઠંડા સરસ ટીપાં અને પવનની ઝડી. મૂગા બેઠેલાં અમે ટાઢથી ધ્રુજતા હતાં. મને યાદ છે મારે ઊંઘવું હતું. નાના દડા જેવી બેવડ વળીને, હોડી સાથે પીઠ ટેકવી નાતશા બેઠી હતી. પેટ સાથે ઘુંટણ મેળવી દઈ, તેના પર દાઢી રાખી ખુલ્લી આંખે નદીને નિરખી રહી હતી. તે સહેજે હાલતી નહોતી અને એની સ્થિરતા અને મૌને ધીમે ધીમે મારામાં ભયની લાગણી પેદા કરી. મારે એની જોડે વાત કરવી હતી પણ કેમ શરુ કરવી તેની મને ગતાગમ નહોતી.

છેવટે એણે જ પ્રારંભ કર્યો.

' કેવું શાપિત જીવન ! ' એણે કહ્યું. બોલવામાં તે સભાન હતી, સ્પષ્ટ હતી, દઢ હતી. અને આ કંઈ ફરિયાદ નહોતી. અવાજમાં વધારે પડતી

નર્ગેપતા હતી. પૂરો વિચાર કરીને જે નિર્ણય પર એ આવી હતી તેજ માત્ર એણે જણાવ્યો હતો. જાતે અસંગત બન્યા વિના હું એની વાતને નકારી ન શકું. એટલે જ મેં મૌન જારી રાખ્યું. મને ધ્યાનમાં ના લેતી હોય તેમ હાલ્યા ચાલ્યા સિવાય એ તો ત્યાંથી ચસી નહિ, બેસી જ રહી.

' મને થાય છે કે હું રડી પડું ! ' નાત્શા ફરી બોલી. આ વખતે તેનો અવાજ સાવ શાંત અને દૃઢ હતો. અને પછીથી તો એ અવાજમાં ફરિયાદનું કોઈ લક્ષણ જણાયું નહિ. એતો ચોખ્ખું જ હતું કે જિંદગીનો વિચાર કરતાં કરતાં આજુ-બાજુની પરિસ્થિતિનું સૂક્ષ્મ અવલોકન કરીને શાંતિથી તે એક જ નિર્ણયપર આવી હતી કે જીવ-નની ક્રૂર મશ્કરી સામે રક્ષણ કરવા માટે એણે કહ્યું તે પ્રમાણે ' રડવા ' વિના બીજો કોઈ વધારે સારો ઉપાય નહોતો.

એના વિચારની આ નિર્મળતાએ મને અવ-ર્ણનીય દુઃખ દીધું. મને હવે તો લાગ્યું કે જો હું મૂગો બેસી રહીશ તો રડી દેવાશે...ને ખાસ કરીને તો તે જ્યારે રડતી નહોતી ત્યારે આ સ્ત્રી સામે આ પ્રમાણે રડવું મારે માટે ઘણું જ શરમજનક હતું...આથી એને વાતે વળગાડવાનો મે નિશ્ચય કર્યો.

' કેમ રડે ? કોણે મારી તને ? ' મારી પાસે વધારે સારી રીતે કહેવાનું નહોતું એટલે મેં આમ પૂછ્યું.

' એજ લુચ્ચો પાસ્કા ' સમાન આરોહવાળા ઘેરા અવાજે તેણે જવાબ આપ્યો.

' એ કોણ ? '

' મારો પ્રિયતમ...એક ભઠિયારો...'

' હરઘડી તને એ મારે છે શું ? '

' પીને આવે છે ત્યારે ત્યારે મારે જ છે. '

ઓચિંતી મારી વધારે નજીક આવીને એણે પોતાને વિશે, પાસ્કા વિશે, અને બંનેના સંબંધ વિશે વાતો કરવા માંડી. નાત્સા વેશ્યા હતી. અને પેલો ભઠિયારો લાલ મૂછો રાખતો હતો. હારમો-નિયમ અચ્છી રીતે વગાડી જાણતો 'તો. નાત્સાને ઘેર અવારનવાર જતો અને તે હસમુખો તેમ જ કપડાંનો બડો શોખીન હોવાથી તે એને ચાહવા લાગી. પંદર રૂબલમાં વેચાતો મળતો કોટ એ પહેરતો. પગે હાથે વગાડવાના વાજાના જેવા જોડા લગાવતો. આથી જ તો એ એના પ્રેમમાં પડી અને એ એનો ' માણસ ' બન્યો. આવી જાતનો સંબંધ બાંધ્યા પછી, બીજા લોકો નાત્સાને ખુશ-બકતીના જે પૈસા આપતા તે એ પડાવી જતો અને એ જ પૈસાનો દારૂ પી નાત્શાને ખૂબ મારતો. અને ખરાબમાં ખરાબ તો એ હતું કે નાત્શાની આંખ સામે જ એ બીજી છોકરીઓ સાથે આનંદ ભોગવતો...

' મને ન લાગે પછી ? બીજીઓ કરતાં હું ઊતરતી નથી. મને મૂર્ખ બનાવવા ધારે છે, શઠ જેવો. પરમ દિવસે તો ફરવા જવાને બહાને શેઠાણી પાસેથી રજા લઈ હું એને ઘેર ગઈ. એની પાસે પીધેલી હાલતમાં ડુન્કા બેઠી હતી. પાસ્કાએ પણ ઢીંચ્યો હતો. મે એને કહ્યું; ' રે ! શઠ, કુત્તા તું આવી રીતે...તું ? ' આથી એણે મને ખૂબ મારી. મુક્કા માર્યા, વાળ પકડી મને ઢસડી કાઢી અને બીજું ઘણું યે કર્યું. આટલું હોત તો મને ના લાગત પણ એણે મારા કપડાં ફાડી નાખ્યાં. હવે શું કરું ? શેઠાણીને શું મોં બતાવું ? કેવી રીતે ત્યાં જાઉં ?...મારો વેશ, મારું જાકીટ...અને કેવું નવું નકોર હતું એ ?...બધું જ ફાડયું... અરે ! મારો માથાનો રૂમાલ પણ ખેંચી નાખ્યો... રે ! ભગવાન ! શું થશે હવે મારું ?' ઓચિંતાનું એણે નિશ્વાસપૂર્ણ દુઃખાદ્ર સ્વરે ડુસકું ખાધું..

પવન ફૂંકાતો હતો, વધુ ઠંડો બનતો હતો, સોંસરવો નીકળતો હતો...મારા દાંત ફરીથી કચ-કચવા માંડયા. એ પણ સાથે સાથે બેવડ શરીરે ધ્રુજી રહી. હવે તો એ એટલી બધી દબાઈને મારી પાસે બેઠી કે અંધકારમાં યે એની આંખોનું તે જ હું ભાળી રહ્યો.

' તમે પુરુષો કેટલા જડ઼ા છો ! મારું ચાલે તો તમને કચરી નાખું, અપંગ બનાવી દઉં.

તમારામાંનો કોઈ એક જો બેદરદાર બને તો નિર્દય બની એના મોં પર 'થુંકું'...હલકટ, નીચ જાનવરો! તમે ખુશામત કર્યા કરો, કર્યા જ કરો. અમારો પ્રેમ સંપાદન કરવા કેવા તલપાપડ થાઓ છો, કેવી ઈંતેજારી બતાઓ છો! અને અમારી જાતને તમને સમર્પણ કરવા જેટલી અમે મુર્ખામી કરીએ કે બસ પત્યું. અમારા પર તમે સીધા ધસો છો. છટકેલ કર્યાના!'

ભારે મોટા શબ્દોમાં એણે શાપ વરસાવવા માંડયા પણ એ શબ્દોમાં ઝાઝું દૈવત નહોતું. હું સાંભળી શકયો ત્યાં સુધી તો આ 'છટકેલો' તરફ એને દ્વેષ નહોતો, તિરસ્કાર નહોતો. બોલવાના વિષય જેટલો એની વાચામાં આરોહ અવરોહ નહોતો કારણ એ ધીમેથી, શાંતિથી બોલે જતી હતી અને એનો અવાજ એકધારો હતો. તે દિવસોમાં મેં વાંચેલા પુસ્તકો અને સાંભળેલી નરાશ્ય પ્રધાન વાગ્ધારાઓ કરતાં વધુ સચોટ અને વધુ જબ્બર અસર એ અવાજે કરી. કારણ કે મૃત્યુના ઉચિત અને કલાત્મક વર્ણન કરતાં મૃત્યુવેળાની ખરેખરી વેદના, વધુ કુદરતી અને વધુ અસરકારક હોય છે.

ખાસ કરીને તો મારા પાડોશીના વચનબાણ કરતાં ઠંડીને લીધે હું મારી જાતને ધિક્કારવા લાગ્યો. મારા કંઠમાંથી ધીમે ધીમે હુંકાર નીકળતો હતો, દાંત કચકચતા હતા. લગભગ તેજ સમયે બે ઠંડા નાજુક હસ્તનો મને સ્પર્શ થયો. એક ગળું તપાસતો હતો, બીજો માથા પર મૂકાયો હતો. ત્યાં તો અતિશય આતુર અને બાવરીના શબ્દો સંભળાયા.

'શું થયું છે?...'

હું માનવા તૈયાર હતો કે નાતશા વિના બીજા કોઈના આ શબ્દો હતા. થોડીવાર પહેલાં જ આખાયે પુરુષ જાતિને શઠ કહેનાર, અને તેમનો સદંતર વિધ્વંસ જોવાની ઉત્સુકતા રાખનાર નાતશાના આ શબ્દો કેમ હોઈ શકે? પણ એકદમ જલદીથી તે બોલે જતી હતી.

'શું થયું છે, આહ! ટાઢ વાય છે? તમે થીજી ગયા છો? કેટલા વિચિત્ર છો. ઘુવડની માફક મૂક બેસી રહ્યા છો? તમને ઠંડી લાગી તે મને કેમ ના કહ્યું?...આવો...સૂઈ જાઓ...પગ પહોળા કરો...અને હું યે સૂઈ જઈશ...હા...એમ જ ...હવે તમારા હાથ મને વીંટાળો હો...હજી વધુ જોરથી...વધુ...હાં...હવે જરા ગરમાવો આવવો જોઈએ...ને અન્યોન્યને પીઠ અડાડી આપણે સુઈશું...ગમે તે હિસાબે રાત તો કાઢીશું જ... આમ જુઓ...તમને પીવાની ટેવ પડી છે... કોઈનાથી તમે છુટાયાં છો...નહિ...નહિ...એનો તો કંઈ હિસાબ નથી...'

અને આમ એ મને આશ્વાસન આપતી રહી... ઉત્સાહ પ્રેરતી રહી...

ધિક્કાર હો મારી જાતપર...ધિક્કાર હો...આ કાર્યપાછળ. મારી કેવી ક્રૂર હાંસી હતી...વિચાર તો કરો...તેજ વખતે માનવજાતિના ભાવિ વિશે હું ગંભીરતાથી વિચારો રહ્યો...સામાજિક અવ્યવસ્થા અને રાજકીય અસમાનતાની પુનેરર્થાપનાનાં મેં સ્વપ્નાં સેવવાં માંડયાં. લેખકો જાતે જ જેનાં ઊંડાણ ન આપી શકે એવા લખતાની ચાતુર્યના પુસ્તકોનો હું કીડો હતો. જીવનના તે દિવસોમાં મારી જાતને 'કાર્યરત અને ગણનાપાત્ર શક્તિ' બનાવવા માટે બધું જ કરી છૂટતો હતો. દુઃખી સર્વથા પીડિતા, અસંખ્ય પુરુષો દરમડી જેની પાછળ પડેલા રહેતા એવી, સમાજથી હડધૂત, જીવનમાં લગીરે સ્થાન નહિ એવી, અરે મને મદદ કરી તે પહેલાં જેને મદદ કરવાં જેટલો યે વિચાર મારામાં સૂર્યો નહોતો અને જો સૂર્યો હોત તોયે હું ભાગ્યે જ મદદ, કરી શકત એવી એક વેશ્યા આજે મને પોતાના દેહ-સેવાર્પણથી હુંપ આપી રહી હતી! ઓહ! ન માની શકાય અને મને ભારરૂપ લાગતા એવા કોક સ્વપ્નાની આ કહાણી હતી!

રે...આહ ! હું એ કેમ માની શકું ? વરસાદના ઠંડાગાર ટીપાંથી હું ભીંજાતો હતો. કોક સ્ત્રીની છાતીસરસો હું ચંપાયો હતો, એનો હુંફાળો શ્વાસોચ્છવાસ મારા મુખને સ્પર્શી રહ્યો હતો વોડકા નામના દારૂની ગંધવાળો એ શ્વાસ ! તે છતાં કેવો સંજીવની પ્રેરક !...સુસવાતો પવન ફૂંફાડા મારતો હતો, હોડીપર વરસાદ ઝીંકાઈ રહ્યો હતો, એકમેક સાથ મોઝ્ન અફળાઈ રહ્યાં હતાં. અને એકબીજાને બાથભીડી સૂતેલા અમે...ગમે તેમ પણ ઠંડીમાં ઠૂંઠવાતાં હતાં...આ એક વાસ્તવિક અને નક્કર સત્ય હતું, મને લાગે છે કે આવું વિચિત્ર અને બારરૂપ વાસ્તવિક સ્વપ્ન કોઈએ હજી સુધી નહિ દીઠું હોય

નાત્શા તો વાતે વળગી હતી–સ્ત્રીઓ સહજ ઊર્મિ અને કોમળતાથી મૈત્રીભર્યા એના સાદા શબ્દોએ મારામાં ધીમી ચીનગારી જગાડી. અને મારા હૈયાની કોઈ ચીજને એણે પીગળાવી નાખી.

દુષ્ટતા, મુર્ખામી, બેચેની અને તે રાત પહેલાં જમા થયેલા હૈયાનો મેલ ધોતા અશ્રુઓથી મારું મુખ ભીંજાઈ ગયું. નાત્શાતો આશ્વાસન આપ્યે જ જતી હતી.

' બસ પ્રિયે...બસ...બંધ કરો...આ આક્રંદ ના કરો...બસ થયું ભગવાન કરે ને તમે સાજાસામા થઈ જશો...બીજી સારી જગ્યા મળશે...'

ને મારાપર ચુંબનોનો વરસાદ વરસાવતી રહી–અગણ્ય ઊન્હાં ચુંબનો ! મારી જિંદગીએ અર્પેલાં, કોઈ લલનાના એ પ્રથમ ચુંબનો હતાં. અને એ તો હતાં સર્વશ્રેષ્ઠ ચુંબનો. કારણ એ પાછીથી જે માણ્યાં તે કોઈના ચરણોમાં અઢળક દ્રવ્ય વેરીને મેળવેલાં હતાં–અને બદલામાં એ ચુંબનોએ મને કશીયે ગણનાપાત્ર ભેટ આપી નહોતી !

' આવ...વિલાપ ના કર મિત્ર...જવા માટે બીજું કોઈ સ્થાન નહિ હોય તો આવતી કાલે હું તમને મદદ કરીશ. ' એનો નમ્ર ને ખંતીલો ગણગણાટ જાણે સ્વપ્નામાં હોઉં એમ મેં સાંભળ્યો.

...વહેલા પરોઢ સુધી અમે એકમેકની બાથમાં પડી રહ્યાં.

અને સવાર પડયું...ઊંધી વળેલી હોડીમાંથી બહાર નીકળી અમે ગામમાં ગયાં...ને મૈત્રીભાવે છેલ્લા પ્રણામ કરી છૂટા પડયાં...ફરીથી કદીયે મળ્યા નહિ...હમણાં જ વર્ણવી તે રાત જેની જોડે મેં પસાર કરી તે પ્રિય નાત્શાને હુંઢવા જોડે છ છ મહિના સુધી ગામના અંધારા ગણાતા બધા ખૂણા હું જોઈ વળ્યો. પણ નિષ્ફળ !

અને એને માટે ઉચિત હતું તે પ્રમાણે જો એ મરી ગઈ હોય તો એને શાશ્વત શાંતિ મળો. જો જીવતી હોય તો એના આત્માને સાંત્વન મળો ! ભગવાન કરે ને એના પતનનું એને સ્મરણ ન થાય, કારણ નહિ તો જીવનને પ્રેરણા નહિ આપનારી એ બિના એનામાં નકામું દર્દશળ ઊભું કરશે !

---

## આત્માનાં વેર

— પૃ. ૮૯નું ચાલુ —

આવી. તથાપિ. કોણ જાણે કેમ ને શાથી પણ આમ સામનો કરવાના પરિણામની ભયંકરતા, પળના હજારમા ભાગમાં એણે વિચારી લીધી ને છેવટે નીચી મુડીએ, બાજુના પાટીઆ પર ભેરવેલું બ્રશ ઉતારી ફ્રોક સાફ કરવા લાગી.

પરંતુ બીજા બારણા આગળ ઊભી ઊભી આ તમાશો જોનારી રીટા આવી. અનાથ મેનોલીટાને એમાં ફિરસ્તા કરતાંયે વધુ તેજવાળી ને દયાવાન મુખમુદ્રા દેખાઈ. રીટા બોલી.

' બહેન. એની વર્તણુક વિશે મનમાં કંઈ પણ લાવીશ નહિ. આટલા માટે તને અહીં લાવવામાં આવી નથી. મારી જોડે ચાલ બેન. ઘરડા મા મરી ગયા ત્યારનો રાખી મૂકેલો મારી જોડે શ્યામ પોષાક છે. તારી બાના શોકના દિવસોમાં તારે પહેરવાનો આ પોષાક આપણે બંને સાથે સીવીશું બેન, ચાલ.'

# રજનું ગજ

લે. સરાહ ગર્ટ્રુડ મીલીન

શરીર પર ગંદું ખમીશ, કાદવના રંગનો અચકન ને લીલાભુરા રંગનો કોટ; મરઘાના જેવા અણિયાળા વાળ ને ઊઘાડા પગવાળા એક કદાવર યવનને ગુનેગારના પીંજરામાં ઊભો રાખવામાં આવ્યો હતો. દુભાષિયા પ્રતિ એણે મીટ માંડી હતી. જજે જ્યુરીને નિવેદન સંભળાવી દીધું હતું હતુ. એના છેલ્લા ભાગનો દુભાષિયો તરજુમો કરી રહ્યો હતો.

'...બીજે પક્ષે, સદ્‌ગૃહસ્થો તમે બરાબર ધ્યાનમાં રાખજો કે, બચાવ પક્ષના વકીલે જણાવ્યું છે તે પ્રમાણે, યવન કોઈને મારી નાખવાનું કહે ત્યારે બીજાનું જીવન રેંસી નાખવા એ કૃત નિશ્ચયી છે એમ માનવાને કોઈ કારણ નથી. માત્ર ધજા કરવાનો જ એનો ઈરાદો હોઈ શકે. તેવી જ રીતે, " બતાવી દઉં છું કાલ સવારે એ કેવો જીવતો રહે છે તે " નો અર્થ પણ આમ જ ઘટાવવાનો છે. સદ્‌ગૃહસ્થો, તમારે વધુ યાદ તો આ વસ્તુ રાખવાની છેઃ દીકરો ગુમાવનારી તેમ જ પતિ તરફથી હરહંમેશ તિરસ્કૃત થતી યવનની પત્ની મેસેન્ગોપેનું ગોટામાં મોટું પ્રમાણપત્ર આપણી પાસે છે. પથ્થરની વાત સંતોષકારક રીતે સમજી શકાઈ નથી તથાપિ મળી આવ્યો તે સ્થળે પથ્થર ગુનેગારે જ મૂક્યો હતો એ વિશે પુરાવો મળતો નથી. વળી ઝૂંપડીને આગ લાગી હતી તે પણ કોઈના જોવામાં આવી નહિ. બાળક મરણ પામ્યું છે. જે વ્યક્તિએ ગોથળો ઓઢયો હતો તે પણ સ્વર્ગે સંચર્યો છે. છાપરીમાં,સૂનાર સર્વે મરી પરવાર્યાં છે. તે રાત ને તે દિવસની વાત કહેવાં જીવતી રહી છે માત્ર એની પત્ની મેસેન્ગોપે. હવે વિચાર તમારે કરવાનો છે. મેસેન્ગોપેના વચન પર વિશ્વાસ મૂકો કે પછી મેં તમને ખુલ્લી કરી બતાવી તે સર્વ વિગતોને લક્ષમાં રાખી ખૂન માટે આ આરોપી જ જવાબદાર છે એમ માની લો. શંકાનું નિવારણ ના થઈ શકે, ગુનો સાબીત કરવા પડેલા પુરાવાઓ અપૂર્ણ લાગે તો, આરોપીને છોડી મૂકવાની તમારી ફરજ છે. ચૂકાદો આપતા પહેલાં આ પ્રશ્નો ધ્યાન દઈ વિચારજો...'

પેપેટવાયો, દુભાષિયાને સાંભળતો તો હતો પરંતુ ન્યાયાધિશના આ શબ્દોમાં એને કશી જ ગમ પડી નહિ. જમીનપર પગ ઘસતા જ્યુરીના માણસો ઊભા થયા. ન્યાયાધિશ પોતાનો લાલ ઝભ્ભો સંકેલવા માંડયો ને એ ઊભા થયા એટલે કોર્ટના માણસો-ઘણાખરા યવનો જ—ઊભા થયા. પોલિસે કેદીનું કાંડું ઝાલ્યું. પ્રથમ પગલું માંડતાં પહેલાં યવને આમ તેમ જોયું ને પોલિસના કહેવાથી, પીંજરામાંથી નીચેની કોટડીઓમાં જવાના માર્ગે ઉતાવળથી ઊતરવા માંડયુ.

× × ×

પેલાની વાત આમ હતી.

પેરિટવેપો એ આગલા પતિથી જન્મેલા એક વર્ષના બાળકવાળી વિધવા સાથે લગ્ન કર્યું હતું. લગ્નને સાત સાત વર્ષો વીત્યાં છતાં એમના ઘરમાં આ પુત્ર વિના બીજું સંતાન થયું નહોતું. પત્નીને આ વાત એણે લાખો વખત કહી, કોક વેળાં મારી પણ ખરી. જાદુ જાણનારા વૈદ્યની સલાહ લીધી. રહેજે મશ્કરી કરનારાઓ સાથે એ લડયો, ને દિવસો પર દિવસો વીતતા ગયા છતાં મૃત્યુ પામેલા પેલાના આ છોકરાને જ પાળવા પોષવાનું એના નસીબમાં રહ્યું !

ધીમે ધીમે બાળક પ્રત્યે એને ઊંડી નફરત જાગી. તિરસ્કારથી એ એને ધિક્કારવા લાગ્યો. પાઉં ચાવતા, બાળકના પેલા દૂધ જેવા સફેદ અને

નાજુક દાંત કેમ કરી સહન થાય ! આટલા માટે જ –એને જ માટે પોતાને ટ્રાન્સવાલના ખોદકામ કાજે, પથ્થરો વહી વહી કેડો ભાંગી નાખવી પડતી હતી ને ! ઊનાળામાં તો જાણે ગુલ નવસ્ત્રો બધે દોડધામ કરી શકતો, પરંતુ શિયાળામાં એને માટે સુતરાઉનું જાડું ખમીશ લેવું પડતું હતું. જ્યારે જ્યારે આ ખમીશને પેપેટવેયો નિહાળતો ત્યારે ત્યારે બાળકના શરીર પરથી એ ઉતરડી લેવાનું એને કેવું મન થતું હતું ! પુષ્કળ મારતો ને ગાળો દીધા વિના જીભને સંતોષ વળતો નહિ. દેશ્યભાષામાં એણે મેસેન્ગેપેને ચોખ્ખે ચોખ્ખું સંભળાવી દીધું હતું. " ગુલને ગમે ત્યાં મૂકી આવ નહિ તો ભયંકર આફત ઊતરી પડશે. "

પાસેની મહુલીમાં કોઈ મિત્રને ત્યાં બાળકને મોકલી દેવાનું છેવટે એની પત્નીએ નક્કી કર્યું. બીજી બધી છાપરીઓની માફક એને પણ બરુ, કાદવ ને થેલાની ગોળ ભીંતો હતી. ઝુંપડીનો વ્યાસ હશે બારેક ફૂટનો. કોથળાના પડદા વિના અંદર આવવા કે બહાર જવા અને બીજું કોઈ બારણું નહોતું. મેસેન્ગેપે પતિ પાસે રહેતી હતી ત્યાં વસ્તીથી દૂર નીચાણવાળી પથ્થરની એક ટેકરીની બાજુમાં આવેલી આ છાપરીની ચારે બાજુ બરુની વાડ હતી. પાણી ભરવા માટે આસપાસમાં કોઈ કૂવો નહોતો. ત્રણ માઈલ દૂર આવેલી વાલ નામની નદીનું ડહોળાયલું પાણી લેવા નાની નાની છોકરીઓ સાથે પતરાંના ડબ્બા મૂકીને જતી. શરૂ થતી પથ્થરની, એકલ દીવાલની સમીપમાં થોડી અણિયાળી જમરૂખી ઊગી હતી. દેવતા જેવા લાલઘુમ ને સિંદુરિયા રંગે રંગાયલા સૂર્યાસ્તમાં, નિર્ભય ને પ્રકાશિત ઝાડવાંએ આશ્રય લેવાને બદલે આકાશ તરફ ઢળતાં, ને તે સમયે ભમરીના મોટા મોટા માળા માફક ઝૂંપડીઓ કેવી ટિંગાઈ રહેતી !

અઠવાડિયાના આઠ રૂપિયા કમાતા ઝૂંપડીના વડીલ પર પાંચ જણનો ગુજરાન ચલાવવાનો ભાર તો હતો જ છતાં સાધારણ રીતે પોતાની નાતજાતનો આદમી આવકમાં ભાગ પડાવે તો કોઈ પણ યવન એકે શબ્દ બોલતો નથી. ને એથી જ બદલાની ઇચ્છા વિના કે હા ના કર્યા વિના પેલા વડીલે ગુલ ને સ્વીકારી લીધો.

પરંતુ પેપેટવેયોના ઘરમાં માત્ર થોડા જ દિવસ શાંતિ રહી. એક દિવસ ખોદકામથી પરવારી એ ઘેર આવતો હતો ત્યારે મેસેન્ગેપે ઘરમાં નહોતી. પત્ની ક્યાં હતી તે એ જાણતો હતો છતાં આજ સાંજની એની ગેરહાજરી એણે જાણી જોઈને ગણકારી નહિ કારણ આજે એ ખુશ મીજાજ હતો. ને એણે કરેલી ખરીદી માટે પત્ની અભિનંદન આપે એમ ઇચ્છતો હતો. એ લાવ્યો હતો એટલો મોટો થેલો, જો કોઈ લેવા જાય તો બજારમાં એના આઠ આના આપીને આવે. પણ દુકાનેથી અનાજનો એ કોથળો ખરીદી લાવ્યો હતો માત્ર છ જ આનામાં. એણે દુકાનદારને કહ્યું, ' બાસ ! હું કેટલો બધો ગરીબ છું એ તો તમે જાણો જ છો ને ! આ ઠંડી તો જુઓ ! પવન ના લાગે એટલા માટે મારે આ કોથળો ઓઢવો છે. આજે થયો સોમવાર ને મારી જોડે તો છે માત્ર છ જ આના. ને બાકીના બે જ આના માટે શા માટે બાસ જેવા મોટા માણસે આવતા શનિવાર સુધી થોભવું જોઈએ ? બાસ, છ આનામાં આપી દો, આપી દો ને હવે ?'

ને ખરેખર થયું પણ એમ જ પેપેટવેયો આ થેલાને એવો ચહાતો હતો એવો ચહાતો હતો, જાણે કોઈ રમતમાં પોતાને ઇનામ ના મળ્યું હોય !

ને હવે કોથળાની બાજુઓ પત્ની છોડી આપે એમ એની અભિલાષા હતી. એજ એમાં કાણું પાડી આપે તો આવી કડકડતી ઠંડીમાં પહેરવા કેવો કામ આવે; ને એમ તો પત્ની કરતાંયે એ સારું સીવી જાણતો હતો–ભૂતકાળમાં કેરોસીસા નામે પ્રખ્યાત એવા શિયાળની ચામડીના થેલા એને નહોતા સીવ્યા ? પણ આજ એને 'નવો કોડ જાગ્યો હતો–બસ એને માટે આ કામ પત્નીએ જ કરવું જોઈએ !

ને છાપરી તો હતી ખાલી, સાવ ખાલી.

ત્રણ પાયાની ઘોડી પર મૂકેલા વાસણમાં નહોતો ઉકળતો માંસમાં પલાળેલો મલીદો, કે નહોતું કોઈ સ્વાગત કરનારું. કરોડ સાથે પેટ જેવું ચોંટી ગયું હતું. ને આજે ખાધુંતું જ શું ? છેક બાર વાગે પાંઉનો એકાદ ટૂકડો કે બીજું કંઈ ? કોથળા વિષયક એના વિજયમાં ભાગ પડાવનારે કોઈ નહોતું.

ઝૂંપડીને એક ખૂણે એણે થેલો નાંખ્યો. ને ગુલ રહેતો હતો તે છાપરી તરફ પહોંચી ગયો. બીજી સ્ત્રીઓ સાથે ગપ્પાં મારતી મેસેન્ગેપે બેઠી હતી. વાતાવરણમાં અનેરો આનંદ ઉછળતો હતો. પેલી ઘોડી પરના માટલામાં ઉકળતા ઘેટાના પગ ને માથાંની કેવી સુંદર ખુશબો બહેલાઈ રહી હતી !...પછી મોંમાં પાણી ન આવી જાય...

એને વિચાર આવ્યો–શાંત ઝૂંપડીનો, ખાલી પડેલા હાંલ્લાંનો, ઘાટદાર નાના શ્યામ શરીરોનો, હવાને ગુંગળાવી દેતા અવાજોનો, કળશોરથી ગાજી ઊઠતા એના શોગાનનો ને સ્વીકાર કે સત્કાર વિનાના, કરચલી વળી ખૂણામાં પડી રહેલા થેલાનો. એ દોડયો. પત્નીને એણે ખભેથી આંચકી કઢાડી. બીભત્સ ગાળો ભાંડી ને એને ઘર ભણી ઢસડી ગયો.

ઘર ગયા પછી એને મારી. પોતે ખાધું નહિ ને છાણા ને પરાળ ચેતવી શિયાળાની ઠંડી ઉરાડવા તાપણી યે ના કરવા દીધી. ને ઠંડી રાત્રીમાં, દિવસે પહેર્યો હતા તેજ વસ્ત્રો સાથે, જમીનપર ઘેટાનું ચામડું પાથરી, સુતરના બે ચારસાઓથી કાંપતા કાંપતા –ઠંડીને લીધે અડોઅડ–બંને એમને એમ જ સૂઈ રહ્યાં.

દરરોજની માફક બીજી સવારે પેપેટવેયો કામ પર ગયો. ધુમ્મસને લીધે એના મોઢા પર ને હાથ પર છારી બાઝી ગઈ હતી. ને એ ગયો એટલે એની સ્ત્રીએ, પોતાની માલમત્તા ખૂણામાં પડેલા કોથળામાં બાંધી, પુત્રને આસરો આપનાર છાપરી તરફ પ્રયાણ કર્યું.

× × ×

સારાયે દિવસ પેપેટવેયો ભૂખ્યો ને તરસ્યો ટાઢે થથરતો રહ્યો. ઘણો થાકી ગયો હતો. જો પત્નીએ ઉપેક્ષા ના કરી હોત, ને આગલી રાતે છોકરાને જોવા માટે ચાલી ના ગઇ હોત તો તો પેટમાં કાંઇ પડત, એની ભૂખ સંતોષાત. એ વિચારતો રહ્યો. રે, રાત્રે સૂઈ શકયો હોત ને સૂસવાટા મારતા પવનથી રક્ષણ કરવા પેલો–પેલો છ આનાવાળો કોથળો ઓઢી શકયો હોત. બીજી વ્યક્તિના આંગણામાં થતા ઉલ્લાસ હજી ભૂલાયા નહોતા.

બળતણ માટે અહીંથી તહીંથી તણખલા ને લાકડીઓ વીણતો વીણતો સાંજે નિવાસસ્થાન તરફ ગયો. પરંતુ આ શું ? આજે ફરીથી એને સત્કારવા ધુમાડો નીકળતો નહોતો. તરત જ એને ખબર પડી ગઈ કે મેસેન્ગેપે કશે પલાયન થઈ ગઈ હતી. કારણ એનો સરસામાન પણ કયાં હતો ? આમ તેમ દૃષ્ટિ નાખતો ઝૂંપડીમાં એ ઊભો છતાં ખબર નહોતી કે એ શું જોતો હતો. ઓચિંતાનો યાદ આવ્યો પેલો થેલો. કયાં હતો એ થેલો ? એનો કોથળો ઉપાડી જવાની પત્નીએ નફ્ફટાઈ બતાવી હતી ! જેને માટે હજી ગઇ કાલે જ એણે છ આના આપ્યા હતા તે થેલો ચોરી જવાની ધૃષ્ટતા બતાવી હતી !...બીજા બધા દરરોજ ખરચે છે તેમ આઠ આના નહિ, પરંતુ એક મોટા વિનિમયરૂપ, બડી ચાતુરી ભરેલા વિજય જેટા માત્ર છ જ આના !

વળી પાછો એ પેલી છાપરી પર પહોંચ્યો. આંગણામાં આ વખતે કોઈ અતિથિ નહોતો. કુટિરના રહેવાસીઓ જ માત્ર હાજર હતા. ને તે બધાની મધ્યમાં એની ગૃહિણી મૌન જાળવી બેઠી હતી. તે ગભરાઈ. પતિ સાથે હવે એ વધુ સમય રહી શકે એમ નહોતું. ધણી શું કરશે તેની એને ખબર નહોતી.

''કોથળો ! ' બૂમ પાડતો બધાની વચમાં એ ધૂસ્યો, ' મારો કોથળો પાછો આપ. શું કર્યું મારા થેલાનું તેં ? '

છાતી પરનું લૂગડું ખેંચી એણે સ્ત્રીને ઘસડી. ને બરાડો નાખ્યો.

' રાં...ડ. '

બાળક પર એની નજર પડી.

'બતાવી દઉં છું કાલે સવારે એ કેવો જીવતો રહે છે તે.' એણે બૂમ પાડી. વળી એકદમ ધીમેથી એ બોલ્યો.

'તું મને ફરીથી છોડી જાય એવી રીતે નહિ વર્તું. પણ થેલો ક્યાં છે મારો ?'

બાઘા જેવી પત્ની એની સામે જોઈ રહી.

એણે પત્નીને જવા દીધી. એણે કંઈ બીજું જ જોયું. ઠાંસી ઠાંસીને ભરેલા ઝૂંપડીના ધુમાડામાં થેલો ઓઢેલા એક આદમીને એણે અસ્પષ્ટ રીતે જોયો. તરત જ એના પર એ કૂદી પડ્યો. લડતા લડતા બંને ચોગાનમાં ગયા. હવે તો તેજમાં ચોખ્ખું દેખી શકાતું હતું. ગુલને રક્ષણ આપનાર વ્યક્તિનો એ ભાઈ હતો ને એણે...એણે પોતાનો જ થેલો આપ્યો હતો ! ઝપાઝપી વખતે એણે થેલો ખેંચવાનો પ્રયત્ન કર્યો.

'જોઉં છું કે તું...' એણે ત્રાડ પાડી 'તું... તમે કાલ સવાર સુધી કેવા જીવો છો.'

થેલો ફાટી ગયો. એના પોતાના કપડાં પણ ફાટ્યાં. આસપાસના લોકો આવ્યા, વચ્ચે પડ્યા ને બંનેને છોડાવ્યા. પોતાની સાથે નહિ આવે તો એણે પત્નીને પણ મારી નાખવાની ધમકી આપી.

રડતી રડતી સ્ત્રી એની પાછળ પાછળ ગઈ.

ને ગઈ રાતની માફક જ તેઓ અંધારઘેરી નાની ઝૂંપડીમાં, જમીનપર સાથે પડી રહ્યાં. પરંતુ આ વખતે, બરાબર મધરાતે, પેપેટવાયો ઊઠ્યો ને છાપરીમાં ફાંફા મારવા લાગ્યો. એની હિલચાલ સાંભળતી પત્ની શાંત સૂઈ રહી. પણ પછી તો એને એ લાગ્યું કે કશુંક થતું હતું. ભયથી એ ધ્રુજી ઊઠી.

'શું કરો છો પેપેટવાયો ?'

'કંઈ નહિ !' અણધારી સ્વસ્થતાથી એણે જવાબ વાળ્યો.

અંધારામાં એ દીવાસળીની પેટી પર હાથ મૂકતો હતો ત્યારે પત્નીએ દીવાસળી ખખડવાનો અવાજ સાંભળ્યો.

ને એ બહાર ગયો કે એ ઊઠી.

'પેપેટવાયો ! ક્યાં જાઓ છો પેપેટવાયો ?'

ઝૂંપડીમાં એ પાછો આવ્યો.

'સૂઈ જા ને મૂગી મૂગી એક મિનિટમાં તો હું આ પાછો આવ્યો.'

એ રડવા લાગી.

'ગાંડી છે તું તો' એ બોલ્યો 'શાંત થા. હું વધુ રોકાઈશ નહિ. મારી રાહ જોજે. ચાલ અવાજ ના કર. આવું ત્યારે જો તને અહીં નહિ જોઉં તો મારી નાખીશ.'

પત્નીએ મોઢાપર ચારસો ઢાંકી દીધો. ધ્રુજતી ધ્રુજતી એ એની રાહ જોતી રહી. મિનિટો સુધી-કલાક પર્યંત-એ બહાર ગયો.

પાછો આવ્યો ત્યારે પત્નીની આજુબાજુ હાથ વીંટાળી એણે કહ્યું.

'ફરી પાછો હું ખુશખુશાલ થઈ ગયો છું. ચાલો સૂઈ જઈએ.'

× × ×

બીજે પ્રભાતે ગુલ, પેપેટવાયો ના થેલાનો ઉપયોગ કરનાર, ઉપરાંત બીજા ચાર માણસો સાથે છાપરી બળી ગઈ હતી. મઢુલીમાં વસનાર કોઈ જ જીવતું નહોતું. ઝૂંપડીમાંથી બહાર નીકળવાના માર્ગ પર ઝુલતા પડદા ઉપર પથ્થર મૂકવામાં આવ્યો હતો. ને આ રીતે સૂનારાઓને પૂરી દેવામાં આવ્યા હતા. આ બધાની આજુબાજુને ઉપરથી જૂના કોથળા, બરુ ને તણખલા વગેરેની બનેલી મઢૂલી રાખ થઈ ગઈ હતી.

'રડતી મેસેન્ગેપેને, વાત કહેવા માટે, પોલિસ સ્ટેશને રવાના કરવામાં આવી હતી. પેપેટવાયો ગીરફતાર થયો હતો. 'હું તો કશુંયે જાણતો નથી.' એણે કહ્યું. આથી વધુ પૂછપરછ પોલિસે કરી નહિ ને છ માસ સુધી કામ ચાલ્યા પછીથી જ્યારે એનો યુવાન વકીલ એની પાસે વાટાઘાટ માટે આવ્યો ત્યારે પણ એણે એટલું જ કહ્યું.

'હું કશું જ જાણતો નથી.'

બચાવ પક્ષનો વકીલ જ્યારે જ્યુરી ને સમજાવતો હતો ત્યારે ધીમેથી એણે પોતાનું માથું

હસાવ્યું. વકીલે કહ્યું હતું, ' માનવંતા સાહેબો, ખ્યાલ તો કરો કે- એક ખાલી કોથળા માટે કોઈ આદમી ૭ ૭ જણના જીવ લે એ કેવું બેહુદું છે ! ' હા એજ વાત મુદ્દાની હતી ' સાહેબો, ' વકીલે આગળ ચલાવ્યું. ' ઘણીવાર આવી દરેક ઝૂંપડીઓ આપોઆપ સળગી ઊઠે છે એ આપ જાણો છો. બાફ લેવા માટે પેટાવેલા અગ્નિને હોલવવામાં આવતો નથી ત્યારે પણ કેટલીયે વખત સ્થાનિક માણસો અંદર અંદર ગુંગળાઈ મર્યા છે એ આપે નથી સાંભળ્યું ? '

જ્યુરીને સંબોધવાનું ન્યાયાધિશનું કાર્ય પૂરું થયું. પેપેટવાયો ને ફરીથી એની કોટડીમાં લઈ જવામાં આવ્યો. વિચારણા માટે જ્યુરી બાજુના ઓરડામાં ગઈ.

તરત જ તેઓ પાછા ફર્યા. વળી પાછા કેદીને પીંજરામાં ઊભો કરવામાં આવ્યો. ઓફિસમાં ગયેલા ન્યાયાધિશે પોતાનું સ્થાન લીધું. કોર્ટમાં રહેલી જનતા એમના માનમાં ઊભી થઈને પાછી બેસી ગઈ.

મહામંત્રીએ જુરીના આગેવાનને પૂછ્યું.

' ચૂકાદા પર પૂરેપૂરી વિચારણા કરી ? '

' હા '

' તમે સર્વે સંમત છો ? '

' હા '

' શું છે તમારો ચૂકાદો ? '

' નિર્દોષ. '

મળી આવેલી બધી જ હકીકત જજે જુરી સમક્ષ રજૂ કરી હતી. જો કે એને તો લાગતું જ હતું કે પેપેટવાયોએ ગુનો કર્યો છે. છતાં પણ જુરીને પૂરાવો પૂરતો સંતોષકારક લાગ્યો નહિ.

ન્યાયાધિશ ઊભા થયા. વિચારમય મુખમુદ્રાથી એમણે પેપેટવાયોને નિરખી લીધો ને કહ્યું ' જુરીએ તને નિર્દોષ છોડયો છે. હવે તું છુટો છે. તું જઈ શકે છે. '

' તું જઈ શકે છે.' દુભાષિયાએ તરજુમો કર્યો.

ખભા થાબડીને પોલિસે કહ્યું, ' તું જઈ શકે છે. '

એકપછી એક બધાને પેપેટવાયો જોવા લાગ્યો. *શું થયું હતું ? શું એ છૂટયો હતો ? એના માનવામાં પણ ન આવ્યું.* ' જલદી કર ' પોલિસે કહ્યું. પોલિસે એને ખેંચ્યો. પણ જાણે કોઈ તાંત્રિક વિદ્યાથી એ ખેંચાતો હોય તેમ ધીમે ધીમે એ પગ ઘસડતો ચાલવા માંડયો.

કોર્ટની બહાર ઊભેલા બધા ચવનો-કારીરો-એ એને ઘેરી લીધો. કોઈએ ખાવાની તંબાકુ આપી તો કોઈએ વળી સીગરેટ.

એ છૂટયો હતો. એણે મહાન વિજય મેળવ્યો હતો. ગોરા યુરોપિયનોના ન્યાયમાં કેવો ચમત્કાર હતો !

મોઢામાંથી ધુમાડો કાઢતા, પેપેટવાયે ૭ માસના જેલનિવાસથી થયેલા ઘોઘરા અવાજે, આઠ આનાને બદલે ૭ આને ખરીદી લાવેલો ને ગુસને આશરો આપનાર વ્યક્તિના ભાઈને પોતાની બીએ આપેલા થેલાની વાત, ભક્તિભાવે ભેગા થયેલા એના શ્રોતામંડળને કહેવાની શરૂઆત કરી.

---

## અસાવધતાની હદ

હમેશ અસાવધ રહેતા કોઈ એક મોટા ઝવેરીના લગ્ન થતાં હતાં. પત્નીને વીંટી ભેટ આપતી વખતે તે ખંચાતો હતો ને તરત જ એનો રહસ્ય મંત્રી એની મદદે આવ્યો ને બોલ્યો, ' આ વીંટીથી...'

એટલે ચટ દઈને ઝવેરીની વાચા ખુલી,

' આ વીંટીથી ગ્રાહકોને અમે લેખીત ગેરંટી આપીએ છીએ કે બતાવવામાં આવી'તી એવી નહિ હોય તો રાજીખુશીથી અમે વીંટીની કિંમત પાછી આપીશું. '

# એના પિતા

લે. ગાય. દ મોપાસાં

ઘડિયાળમાં હમણાં જ બારના ટકોરા પડવાને શાળાનું બારણું ઊઘડ્યું. બહાર નીકળવાની ઉતાવળમાં ધક્કામુક્કી કરતા નિશાળિયાઓનો મહાસાગર ઉમટી પડયો. પરંતુ દરરોજની માફક ત્વરિત ભાગવાને બદલે કે સીધા ઘેર જમવા જવાને બદલે, થોડે દૂર ટોળે વળી બધા અંદર અંદર ગુસપુસ કરવા લાગ્યા.

આનું કારણ હતું. બ્લેન્કોટીના પુત્ર સાયમનને આજ નિશાળે બેસાડવામાં આવ્યો હતો.

ઘર આગળ આમ તો બધા યે બ્લેન્કોટી માટેની અફવા સાંભળી હતી. જો કે જાહેર રીતે ને વ્યવહારમાં આ બાળકોની માતાઓ એની સાથે ઠીક ઠીક વર્તાવ રાખતી, છતાં ય એ સૌને એને માટે ઊંડે ઊંડે તિરસ્કાર હતો. ને કારણુ સમજ્યા વિના, આ છોકરાઓએ પણ એમનું અનુકરણ કરવા માંડયું હતું.

વ્યક્તિગત રીતે આ વિદ્યાર્થીઓ સાયમનને પીછાણતા નહિ; કારણુ એ કદાપિ બહાર નીકળતો નહિ, ને ચોગાનમાં કે ગામના મહોલ્લાઓમાં કે નદી કિનારે એમની જોડે રમતો નહિ. એટલે એને માટે કોઇને માન નહોતું. ને એટલે જ અફવા જાણવાનો દાવો કરતા ને વ્યંગમાં આંખમીંચામણાં કરતા, લગભગ ચૌદ કે પંદર વર્ષના એમનામાંના એક વિદ્યાર્થીએ લક્ષમાં લેવા જેવી આ વાત જણાવી ત્યારે આનંદ ને વિસ્મયથી વિચાર કરતા બધા ટોળે વળ્યા હતા.

' તમે ઓળખો છો સાયમનને ? ઠી...ક... પણ ..પ...ણુ એને બાપુ નથી. '

એ જ વખતે શાળાના બારણામાંથી બહાર નીકળતો સાયમન દેખાયો. સાત કે આઠની એની ઉમર હશે. એનો ચહેરો ફિક્કો હતો. સુઘડ રીતે કપડાં પહેરેલાં હતાં. સ્વભાવમાં બીકણ હતો. ને એની રીતભાત વિચિત્ર હતી.

માતા પાસે ઘર ઉતાવળે જવા એ જતો હતો ત્યાં તો મઝા કરવાની ભૂંડી વૃત્તિવાળું ને એના આગમનની તાકીને રાહ જોતું, અંદર અંદર વાતો કરતાં એના સહાધ્યાયીઓનું ટોળું ધીમે ધીમે એની પાસે આવ્યું ને એને ઘેરી લીધો.

શા માટે આમ કરવામાં આવ્યું હતું તેની એને ખબર નહોતી. ગુંચવાતો ને આશ્ચર્યચકિત એ બધાની વચ્ચે ઊભો. એટલે ટોળાને ઉશ્કેરવામાં વિજયવંત, ને અફવા ફેલાવનાર પેલા છોકરાએ પૂછ્યું.

' એ ય...તારું નામ શું ? '

' સાયમન ' એણે જણાવ્યું.

' સાયમન કેવા ? ' બીજાએ પૂછ્યું.

હવે ખરેખર ગુંચવાયલા બાળકે પુનરુક્તિ કરી.

' સાયમન. '

પેલાએ મોટેથી પૂછ્યું, ' કોઈનું નામ સાયમન હોય પણ પછી કંઈ હોય ને–સાયમન એકલું પૂરતું નથી–સાયમન...બાપનું નામ શું ? '

રડવા જેવો થઈ જઈ એણે ત્રીજી વખત કહ્યું, ' સાયમન '

ગોઠિયાઓ હસવા લાગ્યા. પેલા વિજયી વડો-નિશાળીઓ હર્ષથી પોકારી ઊઠયો, ' જોયું ને... ખાતરી થઈ...એને બાપુ છે જ નહિ ! '

વિષાદભર્યો સૂનકાર છવાઈ ગયો. અસામાન્ય, અસંભવિત અને અદ્દભુત એવી બાપુ વિનાના છોકરાની આ વાતથી તેઓ ડઘાઈ ગયા. કૌતુકમય ને કેવું અકુદરતી આ પ્રાણી ! બ્લેન્કોટી પ્રત્યે તેમની માતાઓ અત્યાર સુધી બતાવી રહી હતી તે અસ્પષ્ટ તિરસ્કારની વૃત્તિ સર્વેમાં જાગવા માંડી.

ને પોતાની જાતને પડતી બચાવવા સાયમન એક વૃક્ષને ટેકે ઊભો. ન સુધરી શકે એવી આ આફતના આઘાતથી તે જાણે સજ્જડ થઈ ગયો.

બીજાઓને સમજાવવા તે ફાંફાં મારવા લાગ્યો. પણ બાપુ નહોતા એ ભયંકર તહોમતનો પ્રતિકાર કરવા એને કશુંય સૂઝયું નહિ. છેવટે મોટેથી જેમ તેમ એણે બોલી નાખ્યું.

'હા મારે બાપુ છે.'

'ક્યાં છે એ ?' એકે જવાબ માગ્યો.

સાયમન શાંત હતો. એને જ કયાં ખબર હતી એ તો ? ખરેખરા ઉશ્કેરાયલા છોકરાઓ, પેટ પકડી, ઝૂકી ઝૂકી હસ્યે જતા હતા. એક ધરાય કે તેને ખલાસ જ કરવાની ખેતરના કુકડાઓની વૃત્તિની માફક, આ બાળકોને પણ એવી જ ક્રૂર ઉત્કંઠા થઈ આવી. જાનવર કરતાં તેઓ સહેજે ચડિયાતા નહોતા.

તરત જ સાયમને એક છોકરાને ધ્યાનપૂર્વક જોયો. એની પડોશણ વિધવાનો એ પુત્ર હતો. સાયમનની માફક એ પણ એની માતા જોડે એકલો જ ફરતો હતો.

'લે...તે તારે ક્યાં છે ?' એની તરફ જોઈ સાયમને કહ્યું. 'છે તારે બાપુ ?'

'હા' પેલાએ જવાબ આપ્યો. 'મારે બાપુ છે.'

'ક્યાં છે ?' સાયમને તુરત જ પૂછ્યું.

'મરી ગયા છે' ઊંડો ગર્વ લેતો તે છોકરો બોલ્યો, 'સ્મશાનમાં છે...મારે બાપુ છે !' કેમ જાણે સ્મશાનમાં સૂતેલા બાપુવાળા છોકરાને, મૂળથી જ જેને બાપુ નહોતા એવાને કચડી નાખવાનો અધિકાર મળી જતો હોય તેમ ટોળામાં સંમતિસૂચક ગણગણાટ સંભળાયો. અને કોઈ દારુડિયા, તો કોઈ ચોર ને કોઈ વળી પત્નીને માર મારનારા દુષ્ટ પિતાવાળા આ છોકરાઓ પોતાની પાસેનાને વધુ પાસે આવવા માટે હડસેલા મારી રહ્યા. જાણે કાયદાના હકકથી પેદા થયેલા એવા આ બાળકો બીનકાયદી પર દબાણ લાવી તેને ગુંગળાવી મારવાના ન હોય !

સાયમનની પાસે જ ઊભેલા એકે મશકરી કરવા ઊભા ગલાર કાઢીને મોટેથી બોલ્યો.

'ઓહોબા બાપુ વિનાનો, બાપુ વિનાનો !'

બંને હાથે સાયમને એના વાળ ખેંચ્યા, ને પ્રતિપક્ષીના પગ નદારત કરવા એણે મુક્કા પણ લગાવ્યા. ગાલ પર ભયંકર પ્રહારો કર્યા. બંને પ્રતિસ્પર્ધીઓ વચ્ચે તુમુલ જંગ ખેલાયો. ને સાયમનને માર પડયો. એના કપડા ફાટયા, ઉઝરડા પડયા, ને છેવટે તાળિયોના ગડગડાટ ને ઉત્સાહના પોકારો કરતા ટોળાના વર્તુલની મધ્યમાં એ જમીન પર પટકાઈ પડયો. ઊઠતાં ઊઠતાં ધૂળથી મેલો ઝભ્ભો જ્યારે એ ખંખેરતો હતો ત્યારે કોકે બૂમ પાડી.

'જા દોડ, ને કે' તારા બાપુને !'

પૃથ્વી માગ આપે તો સમાઈ જવા જેટલી નાલેશી એને લાગી. એના કરતાં તેઓ વધુ બળવાન હતા. એમણે જ એને માર્યો હતો ને એમના જવાબ માટે એની પાસે કશું નહોતું. એને ચોકકસ ખબર હતી કે બાપુ હતા જ નહિ એટલે શું થઈ શકે ? થોડી ક્ષણ ગૌરવને અભિમાનથી, રૂંધી નાખનારા આંસુઓ ખાળવાનો એણે પ્રયત્ન કર્યો. પણ એને ગુંગળામણ થતી હતી. ને ઓચિંતો સહેજે અવાજ વિના ડુસકે ને ડુસકે એ રોવા લાગ્યો. ને એના દુશ્મનોએ, આજ વખતે, હર્ષના ઘાતકી વિજયનાદો કર્યા. નિર્દય ઉત્સવોમાં જંગલીઓ કરે છે તેમ, એક તાલે, એકબીજાના હાથમાં હાથ પરોવી, વર્તુલમાં 'બાપુ નથી રે, બાપુ નથી'નું સંઘમાન બોલતા, છોકરાઓ નાચવા લાગ્યા.

સાયમને મહામહેનતે રોવું એકદમ બંધ કર્યું. એ પણ નિર્દય બન્યો. એના પગ નીચે જ પથ્થરો હતા. એણે ઉપાડયા ને બધું જોર એકઠું કરી, દુઃખ દેનારાઓ ઉપર ફેંકવા માંડયા બે કે ત્રણને ઈજા થઈ. બૂમો પાડતા તેઓ ભાગી ગયા ને હવે એ એટલો બધો વિકરાળ બની ગયો કે બાકીના બીજા બધામાં ભયની લાગણી પ્રવેશી ગઈ. ક્રોધાયમાન વ્યક્તિનો સામનો કરતી વખતે ટોળું હમેશ બીકણ બને છે તેમ, સર્વે વીખરાયા ને નાઠા. એક મોટા નિર્ણયનું એને સ્મરણ થયું ને એ પણ,

એકલો પડવાથી, ઍતરો તરફ દોડવા લાગ્યો. નદીમાં ડૂબી જવાનો એણે મક્કમ નિશ્ચય કર્યો હતો !

ને એને ચોક્કસ યાદ હતું. બરાબર આઠ દિન પૂર્વે, ભીખ માગી જીવન ગુજારતા એકે, પાસે પૈસા ન હોવાથી, આ જ નદીમાં ઝંપલાવ્યું હતું. એને બહાર કાઢવામાં આવ્યો ત્યારે સાયમન કિનારે ઊભો હતો. સાધારણ રીતે તો દરરોજનો આટલો બધો દીન, દુઃખી ને બેસુરત લાગનાર ત્યારે નિસ્તેજ ચહેરે, ભીની થયેલી - લાંબી દાઢીએ ને ઉઘાડી આંખો વાળો શાંત રહેલ આ અભાગી એને નિવૃત્તિપણાની મૂર્તિ સમો લાગ્યો હતો.

બાજુમાં ઊભેલાઓએ એકી અવાજે કહ્યુંઃ

' બાપડો મરી ગયો. '

પણ કોઈ ટીકા કરીઃ

' એટલે જ તો હવે એ સુખ ને આનંદની દુનિયામાં મહાલતો હશે. '

પેલા હતભાગી પાસે જેમ પૈસા નહોતા તેમ એને પિતા નહોતા. ને એટલે જ ડૂબી મરવાની એણે ઇચ્છા કરી. નદીએ પહોંચ્યો. દોડતી સરિતા તરફ એ મીટ માંડી રહ્યો. નિર્મળ જળમાં માછલીઓ ઝડપથી આમ તેમ તરતી હતી. અવારનવાર જલદીથી ઉપર આવતી ને સપાટી પર ઉડતી માખીનો એ શિકાર કરતી. આ નિહાળવા એ રડતો થંભ્યો. માછલીના હલનચલનમાં એને ઘણો જ રસ પડયો. પણ આંધીના સમયમાં પથરાતી અવારનવાર શાંતિ પછી, તળિયા સાથે વૃક્ષને ઉખેડી નાખનારા પવનના ઝપાટા જોરશોરથી આવે ને ક્ષિતિજમાં વિલીન થઈ જાય તેમ, સાંત્વન આપનારા આ દૃશ્ય પછી, અતિકષ્ટદાયક વ્યથાનો એ ભોગ બન્યો. ' મારે બાપુ નથી માટે હું તો નદીમાં ડૂબી જ મરવાનો. '

વાતાવરણમાં સ્ફૂર્તિ હતી. તાપ પડતો હતો ને સૂર્યના કિરણોમાં ઘાસ પણ જાણે તડકો ખાવા બહાર આવી બેઠું હતું. દર્પણની જેમ, પાણી ચળકતું હતું. સુખની આવી થોડીક ક્ષણો એને ખરેખર માણી. ને પછી રુદન પછી આવતો વિષાદ એને અનુભવ્યો. ને હૂંફાળા તડકામાં ઘાસ પર જ નિદ્રા લેવાનું એને મન થઈ આવ્યું.

પણ તેવામાં લીલા રંગના એક નાના દેડકાએ એના પગ નીચેથી કૂદકો માર્યો. એને પકડવા એણે પ્રયાસ કર્યો. પેલું નાસી છૂટયું. સાયમન એની પૂઠે પડયો ને એક પછી એક એમ ત્રણ વાર એ જતું રહ્યું. છેવટે એના પાછલા પગ પકડાયા. મુક્ત થવાના પેલા નાનકડા પ્રાણીના પ્રયત્નો તરફ એ હસતો જ રહ્યો. છેલ્લા બે પગ પર પોતાની જાતને કેંદ્રિત કરી, કૂદકો મારી લોખંડના ટુકડા જેવા કઠણ એના પગને એણે હવામાં ફેરવવા માંડયા. કેમ જાણે એના હાથ ન હોય ! આમ રચાતા પીળા વર્તુલો તરફ એ એક ધ્યાને જોઈ રહ્યો. આને લીધે જ એને પોતાનું રમકડું યાદ આવ્યું. લાકડાની સીધી પટ્ટીઓનું બનાવેલું, ને બીજી બાજુ વાંકાચૂંકા દાંતા બહાર કાઢેલા ! આ દેડકાના જેવા જ હલનચલનથી, રમકડાની સાથે જોડાયલા નાના સૈનિકોની પ્રવૃત્તિઓનો આધાર રહેતો હતો ને ! પછી તો યાદ આવ્યું ઘર, પછી બા ને ફરી પાછો એ દુઃખના ભારથી રુદન કરવા લાગ્યો. શરીરમાંથી કંપારી પસાર થઈ ગઈ. એ ઘુંટણીએ પડયો ને સૂવા જતો હોય તેમ, સ્તુતિ કરવા લાગ્યો. પણ પ્રાર્થના પૂરી થઈ શકી નહિ કારણ પ્રચંડને ખંડખોર ડૂસકાએ એના નાજુક શરીરને હચમચાવી મૂકયું હતું. રુદનમાં જ તલ્લીન થઈ ગયેલો હોવાને લીધે એ આગળ વધારે વિચારી શકયો નહિ, આજુબાજુ વધુ સમય જોઈ શકયો નહિ.

કોઈ ઓચિંતો એના ખભા પર, ભારે હાથ મૂકતાં, કર્કશ અવાજે પૂછયું.

' શાને લીધે આટલો બધો દુઃખી થાય છે દીકરા ? '

સાયમને પાછળ જોયું. કાળા ભમ્મર વાંકડિયા વાળવાળો ને દાઢીવાળો કોઈ એક ઊંચો કારીગર દયા વરસાવતો એની સામે ટગર ટગર જોઈ રહ્યો હતો.

અશ્રુથી ભરપૂર આંખે ને કંઠે એણે પ્રત્યુત્તર વાળ્યોઃ

' પેલાઓએ મને માર્યો…કારણુ…કા…ર…ણુ. હું…મારે…બા…રે બા…પુ નથી. '

' શું ? ' હસતાં હસતાં પેલાએ પૂછ્યું, ' કેમ વળી દરેકને એક બાપુ તો હોય છે જ. '

દુઃખથી પીડાતા બાળકે કહ્યું:

' પણ…મા…રે…બા…રે નથી. '

કારીગર થોડી પળ શાંત રહ્યો. મીસ બ્લેન્ફોર્ટીના છોકરાને હવે એણે બરાબર ઓળખ્યો હતો. એ ફળિયામાં જો કે એ નવો જ રહેવા આવેલો છતાં આ સ્ત્રીના ભૂતકાળના ઇતિહાસનો એને આછો ખ્યાલ હતો.

' ઠીક. ' તે બોલ્યો, ' મારી જોડે ચાલ દીકરા. તારી બા પાસે તને ઘેર મૂકી આવું તને તારા બાપુ અપાવીશ ચાલ. '

નાના બાળકને આંગળી વળગાડી એણે ચાલવા માંડ્યું. ગામના એ વિભાગમાં સુંદર ગણાતી લલનાઓમાંની એક આ બ્લેન્ફોર્ટીનો મેળાપ થશે એ વિચારે એ હરખાતો હતો. કારણ ખૂણે ખૂણે એના હૈયામાં એમ હતું કે એક વખત પતનને માર્ગે જનારી આ સ્ત્રી બીજી વખતે પણ જાય તો નવાઈ નહિ.

સફેદ નાના ઘરના આંગણામાં બન્ને આવી પહોંચ્યા.

' આ રહ્યું ઘર. ' છોકરો બોલી ઊઠ્યો ને બૂમ પાડી ' બા ! '

લલના બહાર આવી. બીજાના વિશ્વાસઘાતે પહેલાં ભોગ બનેલી જાણે એ પોતાના આંગણાની રક્ષા ન કરતી હોય તેમ નિશ્ચલ ને નિષ્ઠુરપણે એ ઊભી રહી. આવી સ્ત્રીને મૂર્ખ બનાવી શકાય એમ નહોતું. એટલે યુવાને હસવું બાળ્યું.

ખબર આપતો હોય તેમ, હાથમાં ટોપી લઈને એ બોલ્યો.

' જુઓ બાનુ, નદી પાસે ખોવાઈ ગયેલા આપના નાના પુત્રને હું પાછો લાવ્યો છું. "

પણ સાયમને તો બાની ડોકમાં હાથ પરોવી દીધો હતો ને રડતો રડતો કહેવા લાગ્યો. ' ના બા, મેં તો નદીમાં ડૂબી જવાનો વિચાર કરેલો કારણ છોકરાઓએ મને માર્યો હા…ખૂબ માર્યો… કારણ મારે બાપુ નથી. '

યુવતીના ગાલ પર લોહી એકદમ તગી રહ્યું. જખમને રૂઝાવવા, તુરત જ એણે વહાલથી લાડીલા પુત્રને કાંખમાં લઈ હૈયા સરસો ચાંપ્યો ને એની આંખમાંથી શ્રાવણ-ભાદરવો વરસી રહ્યો. આ પરિસ્થિતિમાં માર્ગ કાઢી કેમ ચાલતી પકડવી તે નહિ જાણવાથી હૃદયમાં ખિન્ન થતો યુવાન ત્યાં જ ઊભો રહ્યો.

સાયમાન તરત એની પાસે દોડી ગયો ને પૂછ્યું.

' તમે મારા બાપુ નહિ થાઓ ? '

ભયંકર ચૂપકીદી છવાઈ રહી. શરમના કંટકે પીડાતી, મૂંગી બ્લેન્ફોર્ટી છાતીએ બંને હાથ દબાવી, દીવાલ ટેકવી ઊભી રહી. જવાબ મળતો નથી જાણી છોકરાએ ફરી ધારો પાડી કહ્યું,

' જો તમે નહિ બનો તો હું નદીએ જઈ ડુબી જઈશ. '

મશ્કરીમાં વાત ઉડાવતો હોય તેમ હસતો હસતો કારીગર બોલ્યો.

' કેમ નહિ, જરૂરથી હું બાપુ બનીશ. '

' ને તમારું નામ શું ? ' છોકરાએ પૂછ્યું, ' જ્યારે નિશાળના છોકરાઓ નામ માગે ત્યારે હું બરાબર જવાબ આપી શકું ને ? '

' ફિલીપ ' પેલાએ કહ્યું.

' વારુ ત્યારે તમે જ મારા બાપુ !.'

જમીન પર ઊંચો કરી, બાળકના બંને ગાલ એણે ચૂમીથી ભીંજવી નાખ્યા. ને મોટી ફાળે તુરત ચાલ્યો ગયો.

બીજે દિવસે જ્યારે સાયમન નિશાળે ગયો ત્યારે ગોઠિયાઓએ એની ફરીથી ઠેકડી કરવા સર્વ તિરસ્કાર સૂચક હસવા લાગ્યા. ને શાળા બંધ થાય તે પ્રથમ, છોકરાઓ વળી પાછા એને કનડવાની શરૂઆત કરે ત્યાં તો, પથ્થર નાખતો હોય તેમ જોરથી, એણે શબ્દો ઝીંક્યા.

' મારા બાપુનું નામ તો છે ફિલીપ. '

સર્વ સ્થળેથી હાસ્યછોળો ઊછળી રહી.

' ફિલીપ–હેં ફિલીપ ? કયા ફિલીપ ? ફિલીપ કેવા ? એ ફિલીપ છે કોણ ? ને એ વળી તને કયાં મળી ગયા ? '

એકેનો જવાબ સાયમને ન આપ્યો. ઊંડે ઊંડે એને તો એટલો બધો આત્મવિશ્વાસ જાગ્યો કે બાગોને નાશી જવા કરતાં શહીદ બનવાની એની પૂરી તૈયારી હતી. આંખોને ડારતો એ ઊભો ત્યાં તો શાળાના શિક્ષક એની મદદે આવ્યા ને એને ઘેરે બા પાસે પહોંચતો કરવામાં આવ્યો.

× × ×

આ વાતને ત્રણેક માસ વીતી ગયા છે. એ દરમિયાન. ઘણી વખત આંગણામાંથી પસાર થતો કારીગર ફિલીપ કોક કોકવેળા બારી પાસે સીવવા કે સાંધવા બેઠેલી બ્લેન્કોટી સાથે વાતે વળગવાની તક સાધતો. ને હસીખુશીને મશ્કરી કર્યા વિના કે ફિલીપને ઘરમાં આવવા દીધા વિના, પૂરી બહાદૂરીને મોભાથી એ પૂછવામાં આવતા સવાલોના પ્રત્યુત્તર વાળતી. ને અમુક વખત બધા જ પુરુષો શઠ બની જાય છે તેમ, જ્યારે જ્યારે એની જોડે એ વાતો કરતી ત્યારે ત્યારે, દરરોજ કરતાં એ વધુ ગુલાબી લાગતી.

સાયમન તો નવા પિતાને ઘણો ચાહતો હતો. ને આખા દિવસનું કામ પૂરું થયે ઘણુંખરું દરેક સાંજે એની સાથે એ ફરવાયે જતો. હવે એ શાળામાં નિયમિત જતો હતો. ને તેમને પાછો જવાબ આપ્યા વિના જ હિંમતથી તેમનામાં ભળતો.

કોણ જાણે કેમ પણ એક દિવસ, એના પર પહેલો ઘા કરનાર વિદ્યાર્થીએ કહ્યું

' તું જૂઠું બોલ્યો છે સાયમન. તારા બાપુનું નામ ફિલીપ નથી. '

' એમ કેમ કહે છે ? ' અતિભ્રમ થતા એણે પ્રશ્ન પૂછયો.

હાથ મસળતા એણે જવાબ વાળ્યોઃ ' કારણ જો તારે બાપુ હોય તો એ તારી બાના પતિ થાય " આ દલીલમાં રહેલા સત્યથી સાયમન ઘણો જ મૂંઝાઈ ગયો. તોય એણે જવાબ આપ્યો.

' તો પણ એ મારા બાપુ છે. '

' સંભવિત છે. ' મૂછમાં હસતા પેલાએ જણાવ્યું, ' પણ તેથી એ કંઈ તારા બાપુ થાય નહિ. ' સાયમને માથું ઢાળી દીધું. બહુ જ ઊંડા વિચારને અંતે, બુઢ્ઢા લુહાર લોઈઝની ભઠ્ઠીમાં ફિલીપ કામ કરતો હતો તે તરફ એણે ચાલવા માંડયું.

અનેક વૃક્ષ ઘટાની ભીતરમાં આ ભઠ્ઠી આવી હતી. ચોવિસે કલાક ત્યાં અંધારું રહેતું. પાંચ લુહારો એરણ પર બારેખમ હથોડાના, ઘા કરતા હતા, તેથી થતા મોટા ઝબકારા, ને વિશાળ ભઠ્ઠીમાંથી નીકળતા લાલચોળ ભડકા જ માત્ર દેખાતા હતા. રાક્ષસોની માફક ચારે બાજુની ઝાળની મધ્યમાં તેઓ ઊભા હતા. ઘા કરવાના તપેલા લાલ લોખંડ પર તેમની નીચા ચોંટેલી રહેતી. હથોડાની સાથે સાથે તેમના પડછાયા પણ ઊંચા નીચા થતા હતા.

દાખલ થયેલા સાયમન તરફ કોઈનું લક્ષ નહોતું. આરતેથી એ પહોંચ્યો ને પોતાના ' મિત્ર 'ની બાંય પકડી. ફિલીપ ફર્યો. કામકાજ તરત જ થંભી ગયું. સર્વે એના તરફ એક ધ્યાને જોઈ રહ્યા. પૂર્વે કદી નહિ પળાયું હોય એવું મૌન ચીરતા, મીઠા અવાજે ફિલીપે કહ્યું.

' બાપુ સાંભળો છો કે ? રાબર્ટ નામનો પેલો છોકરો મને કહે છે કે તમે મારા બાપુ છો જ નહિ. '

' કેમ નહિ ? ' લુહારે પૂછ્યું.

સાવ નિર્દોષતાથી બાળક બોલ્યો.

' કારણ તમે મારી બાના પતિ નથી. '

કોઈ હસ્યું નહિ. હથોડાનો હાથો પકડેલી હથેળીના બહારના ભાગ પર કપાળ ટેકવી ફિલીપ ઊભો રહ્યો. કોઈ ઊંડા વિચારમાં એ લીન હતો. ચારે દોસ્તો એની તરફ તાકી રહ્યા હતા. બીજી બાજુ નાનકડો સાયમન જવાબ માટે તળાપાપડ થતો હતો. સર્વેના અભિપ્રાયોનો સૂર કાઢતા, એક લુહારે તુરત જ કહ્યું.

' બ્લેન્કોટી આમ તો અચ્છી બાઈ છે. પ્રમાણિક છે, સરળ છે ને દુઃખી છતાં ઉદ્વેગ કરનારી

નથી. તારા જેવા સીધાસાદાની સ્ત્રી ઘણી જ ઉત્તમ પત્ની થઈ શકે. '

' બરાબર છે. બરાબર છે ' બાકીના ત્રણે એકે અવાજે કહ્યું.

પેલાએ આગળ ચલાવ્યું.

' સમજો કે એ લપસી પડી પણ એમાં એ છોકરીનો વાંક છે? લગ્નનું એને અભયવચન દેવામાં આવ્યું હતું. મને ખબર છે. સમાજમાં માન પામતી બીજી ઘણી સ્ત્રીઓ ઊંધે રસ્તે દોરવાયલી છે.

' ખરું કહ્યું ' બાકીનાઓએ ગણગણ્યું.

પેલો વળી આગળ વધ્યો.

' કોઈના સાથ વિના, આ બાળકને એકલે હાથે ઉછેરવામાં એને કેટલું દુઃખ પડયું હશે, આટલા બધા વર્ષો એણે કેમ કેમ રડીને કાઢયાં હશે! ભગવાન જાણે, દેવળમાં જવા સિવાય બાપડી કદી ય બહાર નીકળતી નથી. '

' એ પણ ખરું છે. ' બીજાઓ બોલ્યા.

અગ્નિને જીવતો રાખનારી ધમણ વિના કશાનો અવાજ સંભળાતો નહોતો.

નીચે વળી સાયમનને ફિલીપે કહ્યું.

' જા જઈને તારી બાને કહે કે આજ સાંજે એની સાથે વાત કરવા હું આવનાર છું. '

ને પછી છોકરાને ખભાથી હડસેલી એને કહાડી મૂકયો. ને એ કામે લાગી ગયો. એનો એકસર ઘા થતાં તો વળી પાછા પાંચ હથોડાઓ જુદી જુદી એરણ પર પડવા લાગ્યા. શકિતશાળી, સુખી ને સંતોષી હથોડાની માફક તેઓએ, ઉક સંધ્યા નમી ત્યાં સુધી લોખંડને ઘાટ આપ્યા કર્યો. ને બીજા બધા ઘંટનાદો કરતાં ઉત્સવને દિવસે દેવળના ઘંટારવની જેમ, બીજા બધાના કરતાં ફિલીપના હથોડાનો અવાજ મોટો હતો. બહેરા કરી મૂકે તેટલી ગર્જનાથી, દરેક પળે તે ગાજવા લાગ્યો ને ઊડતા તણખા વચ્ચે, પોતાના હથિયારનો બરોબર ઉપયોગ કરતો ફિલીપ, ઉત્સાહપૂર્વક કામ કર્યે જતો હતો.

✻

બ્લેન્કોટીનું દ્વાર ખખડયું ત્યારે આકાશમાં અગણિત તારલિયા રમવા નીકળી પડયા હતા. રવિવાર માટે જ રાખી મૂકેલા ઉપરના વસ્ત્ર સાથે, ધોળા બાસ્તા જેવા ખમીસમાં ને બરાબર કાપેલી દાઢીમાં એ આવ્યો હતો. આંગણામાં જ સાયમનની માતાએ એને સત્કાર્યો ને દુઃખી સ્વરે કહ્યું.

' મી. ફિલીપ, રાત પડી હોય ત્યારે, આવી રીતે આવવું ઘણું જ ખરાબ કહેવાય. તમે સમજુ છો. શું તમે જાણતા નથી કે આમ થવાથી મારા વિશેની ભૂલાયલી વાતો વળી પાછી ચાલુ થશે? '

' પણ તમને જ્યાં હું પત્ની તરીકે જ સ્વીકારું પછી મારે એની શી પરવા? '

કોઈનો પ્રત્યુત્તર એને ન મળ્યો પણ ઓરડીના અંધકારમાં કોઈના પડવાનો અવાજ ફિલીપે સાંભળ્યો એ હાંપ્યક થયો ને પથારીમાં પડેલા સાયમને બે અવાજ ઓળખ્યા. એક ચુંબનનો ને બીજો એની માતાના ધીમા શબ્દોનો. તરતજ એના ' મિત્રે ' એને ઉંચક્યો ને માંસલ કાંડાપર એને ઝીલી રાખી કહ્યુંઃ

' જા. તારા દોસ્તોને કહેજે કે તારા પિતાનું નામ ફિલીપ રેમી-લુહાર છે. ને કોઈ તારો વાળ પણ વાંકો કરશે તો હું એના કાન ખેંચી કઢાવીશ.'

બીજે દિવસે, પાઠની શરૂઆત થવાને થોડી ક્ષણો બાકી હતી ત્યારે ભેગા થયેલા છોકરાઓ વચ્ચે નિસ્તેજ ચહેરે નાનકડો સાયમન ઊઠયો ત્યારે એના હોઠ ધ્રુજતા હતા.

' મારા બાપુનું નામ છે ફિલીપ રેમી લુહાર ' મક્કમ સ્વરે તે બોલ્યો. ' એમણે મને વચન દીધું છે કે મને લગીરે પીડા કરનારનો એ કાન ખેંચી કાઢશે. '

આ વખતે આજે કોઈ હસ્યું નહિ કારણ ફિલીપ રેમી લુહાર અતિ જાણીતી વ્યક્તિ હતી. ને આખાયે જગતમાં કોઈપણ અભિમાન લઈ શકે એવા બાળકનો એ પિતા બન્યો હતો.

# સંધ્યાકાળ

લે. વ્લાડીસ્લાવ રેમન્ટ

સોકોલ મરણ પથારીએ પડ્યો હતો. ઘણા વખતથી તે આમ પડી રહ્યો હતો. એ માંદો પડ્યો ત્યારનો નકામી લાસ માફક એને હડસેલી દેવામાં આવ્યો હતો. જો કે હાડપાસેકોનું માનવું હતું કે એને મારી નાખવો યોગ્ય નથી. ભલેને એના દિલ પરથી સુંવાળું ચામડું ન ઊતરે એમાં શું ? હા, પણ સારા માણસો જ એને ધીમેથી એકલો ને સ્મૃતિપટ પરથી ઉતરેલાની પેઠમ મરવા દે. ને સોકોલ બહુ જ ધીમી ગતિએ મરે છે એમ દેખાડવા કોક કોક વાર આ જ ડાહ્યા મહાનુભાવોની એને લાત પડતી. ને એ સિવાય તેઓએ વધારે લક્ષ આપ્યું નહિ.

એક વખત, શિકારની પાછળ પડવામાં જેની એને પણ ઘણી વખત ઝડપથી દોડવાનો લાભ મળતો હતો તે શિકારી કુતરાઓ એની ખબર લેવા આવ્યા. પરંતુ કુતરાઓનો આત્મા વિકૃત હોય છે...( માણસોની સાથેના ગાઢ સહેવાસથી રતો ! ) એટલે માલિકના હુકમને માન આપી, સૌ સોકોલને સબડતો મૂકી ચાલ્યા ગયા.

રહ્યો માત્ર લાપા-સાઈબેરીઆનો અંધ ને ઘરડો શિકારી કૂતરો. સોકોલની હાલત પર દુઃખી થનો, ઓકાં ખોનો એ બેઠો પણ મિત્રની દયાજનક ને રડતી મોટી આંખોથી એ થથરી ઊઠ્યો.

એટલે આ વૃદ્ધ અશ્વને ને દુઃખમાં સહારો દેનાર કોઈ કરતાં કોઈ રહ્યું નહિ. એને મૈત્રી હતી માત્ર દિવસોની-સુવર્ણમય ને ખીલેલા ગુલાબ જેવા કે તબેલાને પોતાના અશ્રુથી નવડાવતા ભુખરા કાબુ ને દુઃખી દિવસોની...એની આંખમાં એમણે ડોકિયા કરી કરીને જોયું ને એની પ્રતિભાથી અંજાઈ ગયા હોય તેમ ધીમેથી એ દિવસો વિદાય લેતા...

પણ સોકોલને ત્રાસ રૂપ તો હતી રાત. જૂન મહિનાની ટૂંકી, ભય પ્રેરક શાંત ને ગુંગળાવી મારતી એ રાત્રીઓ ! ને એવી જ વખતે એને મનમાં થતું કે હું ચોક્કસ મરી જઈશ...ને એના ઉદ્વેગથી એ ખરેખરો બેબાકળો બનતો. બાંધવામાં આવેલા દોરડાને તોડી નાખવાનો એ પ્રયાસ કરતો ને ભીંત સાથે પોતાની ખરીને જોરથી અફાળતો. એને હવે નાસી છૂટવું હતું...ભાગવું હતું...દૂર દૂર દોડી જવું હતું...

એક દિવસ, સૂર્યાસ્ત સમયે, એ કૂવો ને દીવાલની તડમાંથી ચળાઈને આવતા પ્રકાશકિરણોને એણે જોયા. ને ઘણા સમય સુધી નિરાશામાં મોટેથી એ હણહણવા માંડ્યો. પણ વિદાય લેતા દિવસની ગાઢ નિરવતામાંથી કોઈએ એને પ્રત્યુત્તર વાળ્યો નહિ. બાજુમાં ચકલીઓ ઊડતી હતી. તેમના માળામાં ચીંચીં કરતી હતી. ને તેમાંની ઘણીખરી તો સૂર્યના અંતિમ કિરણોમાં ઝળકતા જીવજંતુઓના સોનેરી ટોળા પર તીરની માફક સોંસરવી પડી. દૂર દૂરના ચરામાંથી ખરેખરા કામે લાગી ગયેલા, સર સર સર ફરતા તમરાઓનો તીણો અવાજ આવતો હતો. ને અનાજના ખેતરોમાંથી તેમજ ફૂલના બગીચાઓમાંથી મધમાખીનો ગણગણાટ ને કશાકનો ખણખણાટ સંભળાતો હતો.

પરંતુ સોકોલને માટે તો નિર્મોઈ હતી આંજી નાખનારી વિષાદ ઘેરી નિરવતા. ને એટલે જ એ કંપી ઊઠતો હતો...વિષાદને ભયનો માર્યો એ ધ્રુજી ઊઠ્યો. આંડાતુર બની એ દોરડાને ખેંચવા લાગ્યો...દોરડું તૂટ્યું ને એ ભાગ્યો...બહારના ચોગાનમાં...

સૂર્યાસ્ત થયો. જગત પર અંધારાં ઊતર્યાં. અંતર્ભોમમાં એને અસહ્ય દર્દ ઉપડ્યું. માથું નીચે

ઢાળી એ સ્થિર ઊભો-જાણે ડઘાઈ ન ગયો હોય. ને તોય, ધીમે ધીમે, પાછો સ્વસ્થ થવા લાગ્યો. ખેતરો, જંગલો ને ઘાસના બાડોની ઝાંખી સ્મૃતિ એના મનમાં ક્રમવાર તરવરવા લાગી...ને દોડવાની અદમ્ય ઇચ્છા...અફાટ માર્ગને જીતવાની મહેચ્છા... ને પુનર્જીવનની તીવ્ર ઊલટો એનામાં જન્મી. ચોગાન બહાર નીકળવાના એણે ફાંફાં મારવા માંડ્યા.

ચોખંડા એ વાડાની ત્રણ બાજુએ અનેકાનેક મકાનો વડે બંધ હતી. તો ય એણે નિષ્ફળ પ્રયત્નો જારી રાખ્યા. પગ પર ભાગ્યે જ ઊભા થઈ શકાતું હતું છતાં, વીતતી પ્રત્યેક પળે અવર્ણનીય વેદના વધતી હતી તો પણ, સોળમાંથી લોહીની નીકો વહેતી હતી તથાપિ, એણે પ્રયત્નો કર્યા, ફરી ફરીને પ્રયત્નો કર્યા જ કર્યા...છેવટે લાકડાની વાડે એ અફળાયો ને માલિકને બક્ષીસમાં મળેલું મકાન જોઈ લીધું. એની સામે જ ફૂલ બીછાવેલા લીલા મેદાન ભણી જોયું. કુતરાઓ સૂતા હતા. સૂર્યના છેલ્લા પ્રકાશમાં, ઘરના એ બારીબારણાં સોનાના હોય એમ કેવાં ચળકતાં હતાં ! ને અરજ ગુજારતો હોય તેમ દયાની યાચના કરતો હણહણાટ તેણે ફરીને ચાલુ કર્યો.

પાસે આવી કોઈએ એને સહાનુભૂતિભર્યો એક શબ્દ કહ્યો હોત, વહાલથી એનો કંઠ પંપાળ્યો હોત તો જરૂર ઘણી જ ખુશીથી એ નીચે પડ્યો રહ્યો હોત, મરી પણ ગયો હોત. પરંતુ આસપાસનું વાતાવરણતો સાવ ઉજડ હતું...ઊંઘતું હતું...શાંત-ચેતનહીન હતું.

બધા જ બળથી, બહાર નીકળવાના પ્રયત્નો કરતો એ સળીઆને ને દરવાજાને આર્ત હૈયે બચકા ભરવા લાગ્યો, ધક્કો મારવા લાગ્યો. દરવાજો ખુલ્યો ને એ બહારના ઉપવનમાં આવી ઊભો. હરખે બળપૂર્વક હણહણતો એ વાડા સુધી પહોંચી ગયો. પણ સાંભળે કોણ ? પડદા નાખેલી બારી તરફ તાકી તાકીને જોતો એ ધરો સમય આમ ઊભો. ને, પમથિયા ચડવાનો ગ્રગત્ન પણ કરી જોયો. ને પછી તો આખાયે ઘરની પ્રદક્ષિણા ફરવા લાગ્યો.

ને જાણે સર્વ ભૂલતો હોય એમ એને લાગ્યું... દરિયા જેવું અફાટ, દૂર દૂર પથરાતા...ઘણે દૂર... છેક ક્ષિતિમાં પહોંચતાં ન હોય એવાં અમાપ ધાન્ય ક્ષેત્રોનું દૃશ્ય જ એની નજરમાં આવવા લાગ્યું. ને આ ચિત્તહારી કલ્પનાદૃશ્યથી પ્રેરાઈ, ક્ષિણ થતા જતા બધા જ બળથી એ આગળ ને આગળ લથડતો ને ગબડતો ચાલ્યો...

સોહોલ ફુજી ઊઠ્યો. દુઃખની વેદનાના ભારે એની આંખો પણ ઢળી પડતી હતી. એણે જોરથી શ્વાસ લેવા માંડ્યો. ગરમ થયેલા એના નસકોરાં ને ભીના ને લીલા ઘાસની હવા કેવું સાંત્વન આપી રહી હતી !...એને તરસ પણ કેવી લાગી હતી ! પણ હતાશ કરી નાખનારા દુઃખથી નાસી છૂટવાની અદમ્ય ઇચ્છાથી, તરસનીયે પરવા કર્યા વિના, એ લથડતો ગબડતો આગળ વધી રહ્યો હતો. મઉં ને અનાજના બીજ છોડવામાં પડતો આખડતો એ ચાલતો હતો એટલે પગ વધુને ભારે થઈ ગયા હતા. ખેતરના ચાસ પણ જાણે ઊંડા મોટા ખાડા જેવા લાગતા હતા ઘાસ પગને વીંટળાઈ વધતું હતું ને જમીન તરફ નીચે ખેંચતું હતું. ઝાડી એનો માર્ગ રોકતી હતી. સારીયે પૃથ્વી જાણે એને પોતા તરફ ખેંચી રહી હતી. ઘણી વખત તો છોડવા પર લટકતા ડૂંડાને લીધે ક્ષિતિજ પણ અવરોધાતી હતી

મૂગા બિચારા સોહોલનો આત્મા ભય ને ત્રાસના અંધકારમાં અંદરને અંદર ધૂસતો હતો. કશુંય સૂઝતું ન હોવાથી જાણે ધુમ્મસમાં જતો હોય તેમ આંધળિયું કરીને એ આગળને આગળ વધવા પ્રયાસ કરી રહ્યો હતો. ત્યાં તો ઓચિંતી, ઈંડા લઈ જતી સ્ત્રી લક્કડખોડ એના પગ વચ્ચે અફળાઈ. ભયથી એ ચોંક્યો ને હાલવા ચાલવાની હિંમત કર્યા સિવાય તેજ રણે થોભ્યો. ખેતરમાં નિરાંતે ઊગે જતા કાગડાઓ ધીમે ધીમે થંભ્યા ને

એને જોઈને જમરૂખના ઝાડપર બેસી અપશુકનિયાળ ' કા કા ' કરવા લાગ્યા.

જેમ તેમ કરી ઘાસવાળી જમીન તરફ એ શરીરને ઘસડી ગયો ને હવે તો સાવ નખાઈ જવાથી, જમીન પર ઢસડાઈ પડ્યો. આકાશ તરફ મીટ માંડી, જમીન પર પગ અફાળતો એ દયા-પ્રસરે હણહણ્યો. ઝાડપરથી કાગડાઓ ઊડી કૂદતા કૂદતા એની પાસે ને પાસે આવવા લાગ્યા. ધાનનો એકાદો છોડવો નીચે નમ્યો ને ઉઘડેલી આંખે એની સામે તાકી રહ્યો. ઘાસના કણ્ણ શીલકોમાં ચાંચો ઘસતા કાગડાઓ હજી પાસે આવ્યે જતા હતા. થોડા તો એની ઉપર ઉડ્યા. ખાઉધરાની માફક ' કાકા ' કરતા નીચે ને નીચે આવવા લાગ્યા. છેવટે સોકોલે તેમની મોટી ભયંકર આંખો જોઈ, તેમની અધખુલી ચાંચોના એણે દર્શન કર્યાં. પણ એ સહેજે હાલી શક્યો નહિ.

આગળના પગ એણે જમીનપર ઘાસમાં અફાળ્યા ને જાણે એ પાછો ઊઠ્યો ને ઘાસના જંગલોમાં કૂદતો ને દોડતો ચાલ્યો જતો હોય એમ એણે ધારી લીધું, જાણે શિકારની પાછળ ..એની પાછળ શિકારી કૂતરાઓના અવાજ એ આવ્યા એ આવ્યા...ને પવનની ગતિએ જાણે એ ઉપડ્યો...

સંતાપનો માર્યો એક મોટો હણહણાટ કરીને ઝડપથી એ ઊભો થઈ ગયો. આથી પેલા કાગડાઓ કાકાની ચીસો નાખતા ઊડી ગયા...પણ હવે તો એ સાવ શૂન્ય બની ગયો હતો...કશું યે સમજાતું નહોતું...કંઈ ગમ પડતી નહોતી...સર્વ કંઈ જાણે એની આસપાસ ઊડતું હતું...કંતાતું હતું... ઝોલા ખાતું-હતું...તૂટી પડતું હતું...જાણે પોતે ઊંડા કીચડમાં ખૂંપી જતો ના હોય એમ એને લાગ્યું...શરીરપરથી એક ઠંડી ધ્રુજારી પસાર થઈ ગઈ ને સોકોલ શાંત નિદ્રામાં પોઢી ગયો.

નીચે પડેલો એ પડ્યો જ રહ્યો. ભાગી-જતી સંધ્યાએ જગતને મૌનનો ઝભ્ભો ઓઢાડ્યો. દૂરદૂરથી કોઈ કૂતરાના ભસવાનો અવાજ સંભળાયો.

લાપા મિત્રની પાસે દોડી ગયો પણ સોકોલ એને ઓળખી શક્યો નહિ. વૃદ્ધ કૂતરો પુરાણા દોસ્તનું શરીર ચાટવા લાગ્યો ને જમીનપર પંજો અફાળતો, મદદ માટે બૂમો પાડતો ખેતરમાં અહીંથી તહીં દોડવા લાગ્યો. પણ મદદે કોઈ આવ્યું નહિ.

સોકોલની ખુલેલી મોટી આંખોમાં ઘાસ જોઈ રહ્યું હતું. વૃક્ષો પોતાના હાથ જેવી નાજુક ડાળીઓ લંબાવી રહ્યાં. પક્ષીઓ શાંત થઈ ગયાં. ને સોકોલની લાસને ચાંચ મારવા, એને કોતરી ખાવા, એના માંસની મીજબાની ઉડાવવા હજારો જીવો એના શરીરને વીંટળાઈ વળ્યા...કાગડાઓ ત્રાસદાયક ' કાકા ' કરી રહ્યા...

બીકથી મૂઢ લાપા રહ્યો ને દુઃખથી કલ્પાંત કરવા લાગ્યો...

---

## વ્યવહારુ માનસશાસ્ત્રી

મુલાકાત માટે આવેલા વીસ માણસો હજી સાર્જન્ટને તપાસવાના હતા. સાર્જન્ટ ધારતો હતો તેટલા બધા તેઓ શક્તિશાળી ને ચપળ ન લાગ્યા એટલે એણે માનસશાસ્ત્રનો ઉપયોગ કર્યો.

' અહીં ઊભેલામાંથી આળસુમાં આળસુ માણસ માટે મારી પાસે નોકરી છે ' એણે છાંડી, ' એ માણસ પોતાનો જમણો હાથ ઊંચો કરશે ! '

ઓગણીસ જણે હાથ ઊંચા કર્યા. વીસમાને સાર્જન્ટે પૂછ્યું, ' તમે કેમ હાથ ઊંચો ન કર્યો ? '

' એટલી બધી મહેનત કોણ લે ? ' ઉત્તર મળ્યો.

# નાચતું રીંછ

લે. એટીની બારસોની

બજારના ચોગાનમાં ડુગડુગી ઢોલ વાગી રહ્યાં હતાં. દોડતા દોડતા લોકો ત્યાં પહોંચ્યા. ગામડામાં તો અસાધારણ એવું નવું ધાંધલ પણ તરત એક મોટા હુલ્લડ જેવું સ્વરૂપ લે. આ નવા ધાંધલનું કારણ જાણવા દરેક ઈંતેજાર હોય છે. પૃથ્વીનાં ચક્રો ધરીની બહાર તો નથી નીકળી ગયાં ને ? ના ના એમ નહોતું. ગળાબુડ ધૂળમાં રગદોળાયલા મોટા બજારની બરાબર મધ્યમાં ઊગેલાં શેકરટ નામના વૃક્ષોના પીળાં, સૂકાં પાંદડાં લટકતાં હતાં. ને દૂર દૂરથી યે દેખી શકાતું હતું કે આ વૃદ્ધ વૃક્ષની નીચે, ગંદા, મોટા, સુપરાને બૂમો પાડતા રીંછ ને એક ઊંચો સૌંદર્યવાન યુવાન આલિંગન કરી નાચી રહ્યો હતો.

રીંછનો માલિક જોકો ખેલ કરી રહ્યો હતો. રણશિંગડાં માફક એનો અવાજ ગાજતો હતો. ને શોકગીતો ગાતો એ વખતો વખત અટકી જતો, રીંછને ધાબાથી આપતો ને એથી રીંછ કૂદવા માંડતું, ગુસ્સામાં ગર્જવા લાગતું. જાણે બે મદમત્ત બિરાદરો હોય તેમ, બિલકુલ અડોઅડ રહી બંને જણા પગનો તાલ આપતા હતા. પરંતુ યુવાનના હાથમાં રહેલા લાકડંડથી એમ તો વરતાઈ જ આવતું હતું કે આ મહાકાય વિકાળ રીંછ નુકસાન કરવા શક્તિમાન હતું છતાં એ કાબૂમાં રહ્યું હતું કારણ કે અનુભવથી એને બરાબર બોધપાઠ મળ્યો હતો કે હુકમની બહાર આડુંતેડું એણે લગીરે પગલું ભર્યું કે, ભમણી વેરવૃત્તિથી એના માથા પર લોહદંડ પડ્યો જ છે. આખલા જેવડું મોટું એનું માથું હતું. શરીરે બરછટ સુપરા વાળ હતા ને એથી જ બોસ્નીઆ વિભાગનું એ રહેવાસી હતું એમ જોનારની ખાતરી થઈ જતી હતી.

ઢોલના ઉત્સાહ ને આનંદથી ગામ લોકો ટોળે વળી ઊભા હતા. ને રીંછને પ્રફુલ્લિત શબ્દો— 'કૂદ ઈબ્રાહીમ કૂદ, બચ્ચા કૂદ—' થી ઉત્સાહ આપતા હતા પણ એની પાસે જવાની કોઈ હિંમત કરી શકતું નહોતું.

જોકો એમને અપરિચિત નહોતો. લાગણી થઈ ગયા પછી પોતાના રીંછ સાથે એ બાબતના પૈસાદાર ગામોમાં ઘૂમતો.

તેઓ જાણતા હતા કે સ્લોવેનીઆ સરહદના એના રહેઠાણ વિના, રીંછ વિશે આગળ લગીરે જાણવાની એમને પડી નહોતી. જે માણસ આવી રખડતી જિંદગી ગુજારતો હોય તે એકસ્થાને વધુ વખત રહેતો નથી. એને મિત્રો નથી હોતા, દુશ્મનો યે નહિ. લોકો માનતા હતા કે આ જોકોએ કદાચ શિયાળો બોસ્નીઆમાં ગાળ્યો હશે ને તે પહેલાં એણે સર્બીઆના મઠોની મુલાકાત લધી હશે. ને હમણાં આ ભર ઉનાળામાં, જ્યારે કોઈને આશા યે નહોતી ત્યારે, સર્વે એની ડુગડુગી સાંભળી રહ્યા.

દૂર દૂર સંભળાતા આ વૃદ્ધ રીંછના–ઈબ્રાહીમના અવાજે પાએક કલાકમાં તો સારા યે ગામને જગાડી દીધું. બાળકો બાથો ડુંગરાઓ ધપાઈ ગયા હતા. એમના શરીરના વાળ ઊભા થઈ ગયા હતા. છતાં તેઓ ભયથી ધ્રુજતા ગરજે જતા હતા.

કોઈ મહોલ્લા આગળ કે બજારમાં જ્યારે જોકો થંભ્યો ને ડુગડુગી વગાડવા લાગ્યો ત્યારે ઘોઘરો અવાજ કરતું રીંછ પાછલા પગ પર ઊભું થયું ને પછીથી ખરેખરો ખેલ શરૂ થયો. દૂર આનંદની શરૂઆત થઈ. ને બંનેના સાવધાની પૂર્વક ને ભયપ્રેરક અશ્લેષનો આરંભ થયો. દરેકને એમ લાગતું કે બંને છેવ પર આવી ગયા હતા. કારણ ઈબ્રાહીમને જોકો માત્ર નાચતા, કૂદતા

દેતો જ નહોતો પણ એ સીસોટી વગાડતો ને ગાતો જાતો, જંગલી રીંછની ચામડી જોરથી પકડતો ને એના પંજા આમળતો. ને એમ બંને સાથે નાચતા ગયા; એક ગર્જતો ને ઘુઘરાતો, બીજો એકધારું શોકગીત ગાતો.

વસવાટ માટે આ ગામમાં આવી થોભેલી સૈનિકોની ટુકડી; કવાયત પૂરી કરીને આવતી હતી. ને લેફ્ટેનન્ટ વીગ ને ટુકડી લઈ જવાનું કહી, કેપ્ટન વીન્ટરે, ઉત્સુકતાથી આ ટોળા તરફ પોતાનો ઘોડો ફેરવ્યો. જંગલી રીંછની ઊલટી કરાવે એવી વાસથી ડરીને, ગ્રેડીન્સ નામના એ બળવાન ઘોડાએ પણ એની પાસે જવાની છાતી ચલાવી નહિ.

છેલ્લી હરોળમાંથી પસાર થતા એક સિપાહીને એણે બોલાવ્યો ને ઘોડો હવાલે કર્યો. પછી એ પણ વધતા જતા ટોળામાં ઘૂસ્યો. ગામવાસીઓએ એને માટે એકદમ જગ્યા કરી દીધી ને થોડી ક્ષણોમાં તો એ રીંછના માલિકની પાછળ, બિલકુલ પાસે આવી તે ઊભો. પરંતુ જેવો એ ઈબ્રાહીમને જોવા જાય છે કે તરત જ એની આંખોનું લક્ષ બીજે દોરવાયું.

જોકોથી થોડે દૂર, ઝાંખા રંગનુ રીંછનું બચ્ચું રમાડતી, એક યુવાન છોકરી બેઠી હતી. તેઓ બંને એટલા બધા એકબીજાની લગોલગ હતા કે ગામ લોકોમાંથી કોઈનું ધ્યાન તેમની તરફ ગયું નહિ. ને એટલે કેપ્ટન સાહેબ ખૂબ જ સારી રીતે લોકની આંખમાં ન આવવા માટે પાછળ ને પાછળ હાતી આ સુંદરી તરફ તાકીને નજર નાખી શકતા. તે એકલકડી કાઠાની હતી. યૌવનની પૂરી વસંત ખીલી નહોતી. પણ તે ખરેખર પ્રસંશાને પાત્ર તો બનતી જ હતી.

બોરની માફક માત્ર મુખ અને આકૃતિમાં જ ચાકતા આવિર્ભાવ કરતી કોઈ ઉઘડતી પૌર્વાત્ય સુંદરી જેવી તે હતી. ને એને જોઈ આવા અકરાંતીયા કેપ્ટનના મોમાં પાણી આવ્યા વિના રહે ખરું ? અતિ સુંદર એના મોઢામાં માત્ર બે આંખોને જ ગોઠવાવાનું એ ગોગ સ્થગ હતું.

હલકા લીનનનું એણે ખમીશ પહેર્યું હતું, ચંદરવા જેવું રંગબેરંગી ફ્રોક ધારણ કર્યું હતું. ને કમરે પટો લગાવ્યો હતો. કોઈ દેવીના જેવી અશરમાળ વૃત્તિથી, માત્ર ખમીશમાં જ ઢંકાયલા એના સુરેગ સ્તનો તરી આવતા હતા. પથ્થરના મણકાની માળા એને ગળે લટકતી હતી. ને હરઘડીએ બે લાંબા લવંગિયાઓ એના ગાલને સ્પર્શ કર્યા કરતા હતા. ખુલ્લા પગ છૂપાવવાના એ પ્રયત્નો કરતી નહોતી. પરંતુ કપાળ પર આગળ ધસી આવતા કે આંખો પર આવતા, મલીન પણ કાળા સુંદર વાળ એ પાછા ગોઠવતી હતી, કારણ નહિ તો એ એટલા બધા આવી જાય કે એ જોઈ પણ ના શકે.

કન્યાને તો લાગી જ ગયું હતું કે કેપ્ટનના પ્રભાવપૂર્ણ નયનોનું તેજ નાના રીંછ માટે નહોતું, પોતાને માટે હતું. એ અસ્વસ્થ થઈ ગઈ ને તુરત એણે માથું ફેરવી લીધું. આજ વખતે ઈબ્રાહીમ સાથે જોકો પણ ફર્યો. રાવીઆના આ ઊંચા ખેડૂતે, હાથમાંથી સીસોટી પડવા દીધી ને આ જંગલી નૃત્યનો અંત આવ્યો. ઈબ્રાહીમને પણ સમજ પડી ગઈ કે હવે રમત પૂરી થઈ હતી ને એથી પોતાના આગલા પંજા જમીન પર મૂકી, વાંકો વળી, ગળામાં નાખેલી સાંકળીની કઠણ કડીઓ એણે ચાટવા માંડી.

કેપ્ટન ને જોકોએ એકમેકની સામું જોયું, જુવાનજોધ શક્તિશાળી રીંછમાલિક એકદમ મૃત્યુના જેટલો ફીકો પડી ગયો. ભયંકર આફતમાં જાણે સપડાયો હોય એમ એ કાંપવા લાગ્યો. શોધક દષ્ટિથી કેપ્ટન વીન્ટર એની સામે જોતો હતો. ને મનમાં વિચારતો હતો ' આ માણસને મેં ક્યાં...ક્યાં જોયો છે ? '

શું થઈ રહ્યું હતું તેની તો ગામવાસીઓને ક્યાંથી ખબર પડી શકે ? તેઓ તો બૂમરાણ કરવા મંડી પડયા ' ઝોકો ! હવે મેરીરકાની સાથે ખેલવાનો તારો વારો છે, ઝોકો ! ' લોકોની આ બૂમોને લીધે જોકો ભાનમાં આવ્યો. ને ખેલાડીની કોઈ અજબ અદાથી એણે નાના રીંછને પગ પર ઊભું

કર્યું. પછી એણે છોકરીને નિશાની કરી. સીસોટી વગાડવા માટે વધારે પડતો ઉશ્કેરાટ હોવાથી, સીધે સીધું એણે ગાવાનું ને ડુગડુગિયું વગાડવાનું શરુ કરી દીધું. પણ પછી તો એનો અવાજ એટલો બધો લથડતો હતો કે ધીમે ધીમે એણે ગાવાનું પણ છોડી દીધું ને ખેલ કરવા માટે એણે પોલીને એકલી જ મોકલી.

ને પછી તો કેપ્ટને એવું જોયું કે એના આનંદની પરિસીમાં રહી નહિ. કોમળ ને સુરીલા અવાજે એ બોસનીઆ દેશનું કરુણ ગીત ગાયે જતી હતી. ભારેખમ ઈબ્રાહીમ કરતાં વધુ હળકથી નાચતા આ નાના રીંછની આજુબાજુ, લલિત પગલે એ નાચતી હતી. અતિઆનંદથી મળતાને ' ફુરરે, ફુરરે ' કરી છૂટા પડતા હંગેરીવાસીઓ કરે છે તેમ, આ નાના રીંછે માથા સુધી પંજો ઊંચો કર્યો ત્યારે તો એ રીંછ અજબ ખીલી નીકળતું હતું.

પણ કેપ્ટન વીન્ટરને તો કશાની પડી નહોતી. એ તો નેત્રપાન કરતો હતો આ લલનાના સૌન્દર્યનું. લાલગુલાબી હોઠમાંથી ખીલી ઊઠતી શી એની મણીમય દંતાવલિ ! એને તો લાગ્યું કે એની કમરની આજુબાજુ રેશમી એક પટી પોતાને હાથે વીંટાળી દે તો ! ને પવનને લીધે અહીંયા તહીં ઝૂકતા બરુની લહકથી, આમતેમ જતી એની પતળી કમર ! વાહ ! અતિ સુશોભિત રંગબેરંગી પતંગિયાની માફક શી એની આ કમરનો ઉઠાવ !

શોક ને ગ્લાનિકર ગીતથી ઓકી હવે કંટાળી ગઈ. એ વધારે ઝનુનથી ને દિલથી નાચવા લાગી. કદાચ એમ પણ બન્યું હોય કે એનું નૈસર્ગિક નારી અભિમાન જાગૃત થયું હોય ને હતી તે શક્તિથી આ સુંદર સૈનિક સમક્ષ પોતાની જાતને છતી કરવા માગતી હોય ! આંખનો ઝબકાર વધ્યો ને વખતો વખત એના ગોઠા પર શરમના શેરડા પડવા માંડયા. ને મીઠા અવાજથી એણે નાના રીંછને ઉદ્બોધન કર્યું ' રૂદ મેરીશકા રૂદ ! '

પણ થોડીવારે તો આ નાના પ્રાણીને એ ભૂલી ગઈ ને જાત બનાવટનું એક અતિલલિત નૃત્ય કરવા લાગી. એ જેમ જેમ ફરતી ગઈ તેમ તેમ જાણે એના હલનચલન ને ઉત્સાહને લીધે એના શરીરના અણુએ અણુમાંથી એકેકો વીજળીક પ્રકાશ પ્રસરવા માંડયો. ને પૂરેપૂરી થાકી જઈ, પોતાના પગ આગળની ધૂળમાં એ ફસડાઈ પડી ત્યારે તો કેપ્ટન વીન્ટર બરાબર એની પાસે જ હતો. આવા ઉજ્જડ ગામડામાં એ જાણે ઉપવાસ કરતો હતો ત્યારે તો એના રસ્તામાં સ્વર્ગીય ભોજનનો આવો સ-રસ કોળિયો કદી યે સાંપડેલો નહિ.

આ ગામડામાં આનંદ ને મઝા ક્યાંથી ને કેવી રીતે લૂંટી શકાય !

× × ×

અંધારું થવા આવ્યું હતું. ગામમાં દરરોજ જમતાં હતા તે વીશીમાં વાળુ કરવા માટે, બજારની પેલી બાજુથી ઘણા અફસરો પસાર થતા હતા. રીંછના માલિકો—આ પુરુષ અને સ્ત્રી—પ્રત્યે કેપ્ટન ફર્યો ને મહેમાન તરીકે વીશીમાં જમવા જવાનો હુકમ દીધો. હુકમ એટલા માટે કે એણે એ આમંત્રણ મિત્રભાવે નહોતું આપેલું. જાણે ગુનેગારની માફક નમ્રતાથી જોકો નીચે નમ્યો ને વિષાદથી પોતાના મિત્ર-ઈબ્રાહીમને દોરી લીધો. પણ ઝાંખા રંગના રીંછ સાથે ચાલતી ઓકી વધુ આનંદિત દેખાતી હતી.

આગળ ચાલતા રીંછમાલિકને તાકીતાકીને કેપ્ટન જોવા મંડયો. ' પહેલાં મેં આને ક્યાં જોયો છે ? ' જાતને એ પ્રશ્ન પૂછતો રહ્યો. ને તરત જ એને ખ્યાલ આવ્યો. આંખો ચમકી. ' અહં... હા...હા... બરાબર યાદ આવ્યું ! ' મનમાં ને મનમાં એ બોલતો હતો. ને હવે એને ચોક્કસ લાગ્યું કે બોસનીઆનું આ રુપાળું ફૂલ-જગતમાં જોટો ન જડે એવી સુંદર આ બાળા પોતાની જ હતી.

આ વીશી પહેલાં કોઈ માણસનું ઘર હશે. તે પથ્થરની બાંધેલી હતી. પહેલો રહેનાર અનાજ ભરતો હતો તે નાના ખંડમાં બંને રીંછને રાખ-

વામાં આવ્યાં. ને બારણાની સખત લોખંડની સાથે મજબૂત રીતે સાંકળથી બાંધવામાં આવ્યાં. વીશીના માલિકે, પોતાના એક નોકરને બોલાવી, આ નાના ખંડના એક ખૂણામાં ઘાસની બરાબર પથારી કરવાનું ફરમાવ્યું. એનું ભાડું કેપ્ટન સાંખ દેશે.' એણે કહ્યું.

નાના ઓરડામાં જ્યારે બધું તૈયાર થયું ત્યારે કેપ્ટને જોકોને બોલાવ્યો ને ત્યાં લઈ ગયો. એ જાણતો હતો કે પોતે જે કંઈ કરવાનો હતો તે કૃત્ય ઔદાક્ષિણ્યવાળું નહોતું. પણ જે રમત એ રમવાનો હતો તેનાથી એ ફૂલીને સમાય નહિ એવો થઈ જતો હતો. ને આ મૂર્ખને તો પોતાની ચાલબાજીની લગીરે ગંધ આવે એમ નહોતી. બંને એકલા પડયા ત્યારે રીંછમાલિક સમક્ષ એ ટટાર ઊભો રહ્યો ને એક ધ્યાને એની આંખમાં જોવા લાગ્યો.

'તું તો જોકો હીકસ ખરું કે ?' એ બોલ્યો 'બે વર્ષ પહેલાં તું મારી ટુકડી છોડી ભાગી ગયો હતો તે જ કે ?'

પ્રચંડકાય, ઊંચો આ યુવાન કિસાન એટલો બધો ધ્રુજવા લાગ્યો કે એના બંને ઘુંટણ એક-બીજાને અથડાવા લાગ્યા પણ એક શબ્દ સરખોયે કહાડી શકયો નહિ. કેપ્ટન ફ્રીત્ઝ વીન્ટર રીટર વોન વોલીશોસેન જોકોની વધુ પાસે આવ્યો. એના કાન આમળ ગોઠું લઈ ગયો ને ઉત્સાહથી છતાં તોતડાતી જીભે એ બોલ્યો, 'તારી સાથે એક સ્ત્રી છે. એ તારી પત્ની નથી. હું એ જાણું છું. એને છૂટી કર. માગે તેટલા પૈસા આપીને હું એને ખરીદી લઈશ. તું તારી જાતે આ બંને રીંછ સાથે જતો રહે ને જ્યાંથી આવું ફૂલ મળ્યું હોય ત્યાંથી બીજું ચૂંટી લેજે.'

જાણે પથ્થર બની ગયો હોય તેમ જોકો સ્થિર ઊભો રહ્યો. હવે એ ધ્રુજતો નહોતો. સંક્રાંતિકાળ પસાર થઈ ગયો હતો. જેવો મળી આવ્યો તેવો તરત જ ફાંસીએ લટકાવી દેવામાં આવશે કે નહિ એજ વિચારે-એજ ભયથી એ બીનો હતો.

'સારાયે બોસનીઆમાં' ખેદ સાથે એ બોલ્યો, 'હતું માત્ર એક જ ફૂલ, અને તે હું ચોરી લાવ્યો છું.'

પોતાના અસલ ગુનામાં ભાગીદારી મેળવવાને તૈયાર હતી તે વ્યક્તિ સામે એણે પોતાનો ગુનો કબૂલ કર્યો. ખરેખર જોતાં તો કેપ્ટન એના કરતાં ઉતરે એમ નહોતો. એણે વધારે ઉજળા કપડાં પહેર્યાં હતાં. એટલું જ.

કેપ્ટન તો તળેઉપર થઈ ગયો. 'તું એને આપવા માગે છે કે નહિ ?' એણે પૂછ્યું. 'મારે તને રંજાડવો નથી પણ હું તને જેલમાં બેસાડી દઈશ, હાથકડી પહેરાવી દઈશ. ને પછી તારી આ પ્રિયતમાનું શું થશે ?'

જોકો સ્વાભિમાનથી બોલ્યો, 'મારે માટે તો એ રડીરડીને ઝૂરી મરશે. નહિ તો એના શ્રીમંત માબાપ મૂકીને મારી સાથે કેમ ભાગી આવત ?'

'આહ !' કેપ્ટને મનમાં વિચાર્યું. 'બસ મારે એજ જોઈએ છે. એમ થાય તો રફતે રફતે હું એને મારી કરી લઈ શકું.'

પણ પોતાના હોદ્દાને લીધે કે શહેરમાં વસતી પત્નીને લીધે, આમ ધાંધલ કરવું એને યોગ્ય લાગ્યું નહિ.

'જો જોકો કહું છું તે સાંભળ.' અચાનક શાંત બનતો કેપ્ટન બોલ્યો 'થોડો સમય હું બહાર જાઉં છું. એકાદ કલાકમાં તો હું બહારથી આવી ગયો હોઈશ. તે દરમિયાન બધા ઊંઘતા હશે. મારી જોડે વાળુ કરે છે તે અફસરો, આ વીશી-વાળો ને એના નોકરો-બધા જ ભર ઊંઘમાં હશે. વિચાર કરવા તને વખત આપું છું, પાછો આવું ત્યારે બેડીઓ નખાવા કે સોનાની થપ્પી લેવા હાથ ઊંચા કરવા પડશે. ને એ સમય માટે હું તને અહીં પૂરી જઈશ. કારણ તું કેવી રીતે ગુમ થઈ શકે છે એ હું જાણું છું.'

એ બહાર નીકળ્યો. ને તાળામાં બે વખત કૂંચી ફેરવી. જોકો એકલો પૂરાઈ રહ્યો હતો.

કલાક ગયો ને કેપ્ટન વીન્ટરે કીચૂડ કીચૂડ બોલતા બારણાં ઉઘાડયાં. વાળુ વખતે લીધેલા મસ્ત દારુથી કે ઉત્કટ ઉત્કંઠાએ ઉકળતા રક્તને લીધે એની આંખો વધારે ચમકતી હતી.

શરણાગતની માફક સહેજ સ્મિત સાથે જોકો એની સમક્ષ ઊભો રહ્યો. ' મેં વિચારી રાખ્યું છે, સાહેબ. ' એણે કહ્યું, ' નાની ગોકોને એને વિશે વાત કરીશ. '

કેપ્ટન વીન્ટર ભૂલી ગયો કે એને છોડી જનારને ને જેને પકડવાની એની ફરજ હતી તેની જોડે એ વાત કરી રહ્યો હતો.

ખુશ થઈ એણે પોતાનો હાથ બોસનીઆના કિસાન સામે ધર્યો ને પ્રોત્સાહન આપતો બોલ્યો ' જા. વાત કર. પણ જોજે ઉતાવળ કરજે. જલદી જા. '

બાંધેલા રીંછની પાસે ગોકો સૂતી હતી. બંને ધીમેથી સાં સયા. લગીરે અવાજ કર્યો સિવાય જોકોએ દ્વાર ખોલ્યું ને અંદર ઘૂસ્યો. કેપ્ટનને લાગ્યું કે બંને અંદર ગૂસપૂસ કરી રહ્યા છે. આ થોડી ક્ષણો એને અનંતકાળ જેવડી લાગી. છેવટે મદારી આવ્યો. ને કેપ્ટનને ઈશારત કરી કહ્યું. ' સાહેબ અંદર જાઓ. '

આમ તો કેપ્ટને પૂરેપૂરો દોર્યો હતો. અનાજના કોઠારમાં જતી વખતે એ લથડિયાં ખાતો હતો. એણે અંદર પગ મૂકયો તેવું જ મદારીએ બારણું બંધ કરી દીધું. ને જાણે જ લુટારુ હોય એવી વ્યક્તિ પર હોય તેવાં બાવાવિષ્કારથી એ સાંભળવા લાગ્યો. તરત જ રીંછનું ઘુરકવું સંભળાયું, મોટા વચનો આપતો હોય એમ કેપ્ટનનો અવાજ સંભળાતો હતો. ને ત્યાં તો એકદમ ધબાકો થયો. ઘુરકવાનો અવાજ વધતો ગયો, વધતો જ ગયો છેવટે તો એક ભયંકર ગર્જના સંભળાઈ.

જીવલેણ ચીસોએ રાત્રીના મૌનને ભગાડી દીધું ' મદદ ! મદદ ! '

ચોગાનમાં ને તેની આજુબાજુમાં કુતરાઓ જાગ્યા, ખોરાક રાખવાની આ ઓરડી તરફ હૃદયભેદક ઘુરકિયાં કરતાં તેઓ દોડયા. અહીં રીંછની રાની ગર્જના મોટેથી સંભળાવા લાગી. ઈબ્રાહીમના ઘુરકાટમાં બાળાની ચીસો ને સાંકળનો ખડખડાટ ભળ્યાં. આડોશીપાડોશી પણ ઊઠવા માંડયા. માનવીઓના અવાજો ને અસ્પષ્ટ પ્રશ્નો સંભળાતા હતા. વીશીવાળો ને એના નોકરો રાત્રીપોષાકમાં દોડી આવ્યા. પણ ડારનારી ગર્જનાથી પાછા આશ્રયસ્થાનમાં ભરાઈ બેઠા ' મદદ ! મદદ ! 'ની કેપ્ટનની બૂમો ધીમી ને ધીમી પડતી ગઈ. હવે જોકોએ હમેશ પાસે રહેનારો સોટ્ટો લીધો. બારણું ખોલ્યું ને એકી છલંગે જંગલીપ્રાણીની બાજુમાં ઊભો. વજ્રના જેવા અવાજે ઈબ્રાહીમ ઘુરકતો હતો પણ ફટાકદઈને સોટ્ટો એના માથા પર પડયો. ઈબ્રાહીમને લોહીની ગંધ આવી. એના પંજા નીચે જ માણસનું શરીર રગદોળાતું હતું. ઈબ્રાહીમનો શિકાર લેવો સહેલી વાત ન હોતી. નાની બારીમાંથી આવતા પ્રકાશના તેજમાં જોકોએ, થોડીવાર પહેલાં જ ઈબ્રાહીમને મુક્ત કરેલો, તે સાંકળી જોઈ ને એકદમ ઝડપથી એણે રીંછના જડબામાં મોઢીયું પહેરાવી દીધું. આંખના એક પલકારામાં આ બધું બની ગયું. આ સમય દરમિયાન, નિર્જન ચોગાનમાં ગોકો ઊંચી નીચી દોડતી હતી ને ' મદદ, મદદ 'ના બરાડા નાખતી હતી. છતાં કોઈ ચકલું યે ફરકયું નહિ.

બીજે દિવસે કેપ્ટન ફ્રીન્ઝ વીન્ટર રીટર વન વોલીશોસેન પોતાની ઠાઠડી પર સૂતો હતો ને આજુબાજુ મીણબત્તીઓ જલી રહી હતી. આ ઘોર અકસ્માત માટે કોને જવાબદાર બનાવી શકાય ? ( ! ) જ્યારે આટલો બધો ચડાવ્યો હતો ત્યારે રીંછ પાસે એ ગયો જ કેમ ?

પણ તેજ દિવસે બોસનીઆની આ રમણી બાજુના ગામમાં જ નાચી રહી હતી ને પોતાના કર્ણપ્રિય મીઠા રાગે લહેકાથી, ઝાંખા રંગવાળા નાના રીંછને કહેતી હતી ' કૂદ ! મેરીસ્કા કૂદ ! '

# જનાવર

લે. જેકોબ વૉઝરમેન

કામદાર વર્ગના એ હુલ્લડને યાદ કરતાં નાગરિકો આજે પે કમકમાં અનુભવે છે. ક્રાંતિને ચીલે ચીલે ચાલેલું એ ધીંગાણું મધ્ય જર્મનીની પહેલાંની રાજધાનીમાં ફાટી નીકળ્યું. ફેબ્રુઆરી મહિનાની ધુમ્મસઘેરી સવાર હતી. હડતાળ પાડનારા હજારો મજૂરોનાં ધાડે ધાડાં નીકળવા માંડ્યાં ને શહેરની મધ્યમાં આવેલા, વહેપારથી ધીકતા બજારો તરફ કૂચ કરી રહ્યાં. એવામાં અત્યાર સુધી નિષ્ક્રીય ને હોહાં કરતું બીજું ટોળું એમાં ભળ્યું, ને ધમકી આપનારી આ ઠઠને કાબૂમાં રાખવાનું કામ હારબંધ ઊભા રહેલા પોલિસોથી પણ બની શક્યું નહિ. દુકાનની બારી પર લોખંડી ઢાંકણો ખખડવા લાગ્યા, રેસ્ટોરાંને હોટલો જલદીથી ફટાફટ બંધ થવા લાગી. ઘરનાં બારણાં પણ ધડાધડ બંધ થઈ ગયાં. ને બૂમબરાડા નાખતા ને સીસોટી વગાડતા, આ ટોળાના જંગલી અવાજો જેમ જેમ સંભળાવવા લાગ્યા તેમ તેમ ઉત્સુક ને ભયભીત આમજનતા, બારીમાંથી ડોકિયાં કરી જોવા લાગી. પણ આથી તો નદીપૂર જેવા બેકાબુ ટોળા ને ચઢી વાગ્યું. ઘર ઘર પર પથ્થરો ફેંકાવા લાગ્યા. કેટલાયે બારીબારણાં તૂટી ગયાં. અહીં તહીં ગોળીબાર કરવામાં આવતો હતો. હવે તો આત્મસંરક્ષણ પણ નહિ કરી શકાય. એમ લાગવાથી સમસ્ત સિપાહીઓએ તલવાર ને ગદાથી પ્રતિકાર કરવાનો નિશ્ચય કર્યો. પસાર થતી પ્રત્યેક પળે ધાંધલ વધતું જતું હતું. વેરઝેર વધતું હતું. કોલાહલ ને ચીસો વધારે ને વધારે કમકમાટી ઉપજાવે જતાં હતાં. ટોળામાંના ઘણા માણસો પોતાના ઉઘાડા હાથ ને બીક બતાવતી કઠોર મુઠ્ઠીઓ દેખાડે જતા હતા. જોર જુલમથી સામાનું આંચકી લેનારા તિરસ્કારથી ને વૈરવૃત્તિથી તેમની આંખો લાલઘુમ થઈ હતી. સ્ત્રીઓ પુરુષોને કોણીયારી આગળ ધકેલતી હતી. ચીથરેહાલ કપડામાં સજ્જ થયેલ ગભરુ બાળકોની, કાનના પડદાને ચીરી નાખે એવી, ચીસો હવાને કંપાવતી હતી. જરાક ઉશ્કેરણી મળી હોત, ચીઢ ચઢે એવો લગીરે શબ્દ બોલાયો હોત, તો...તો જરૂર લૂંટફાટને ખુનરેજી ચાલુ થઈ ગઈ હોત.

એજ ક્ષણે, તોફાનીઓનો સૌથી આગળનો માણસ પહોંચ્યો હતો તે જાહેર માર્ગ આગળથી, રાચરચીલું લઈ જનારા ગાડા જેવો લાગતો એક વિશાળ સીગરામ પસાર થતો હતો. આને બંને બાજુએ આડા નહોતા પરંતુ ભુખરા રંગના ઢીલા ઉપરણા નાખવામાં આવ્યા હતા. ને આમ થવાથી છેક ગઈકાલ સુધી દેશપર રાજ્ય કરનારા શાહીકુટુંબનો પોષાક ચોખ્ખો દેખાઈ આવતો હતો. તિરસ્કારપાત્ર બનેલા આ શાહીપોષાકને જોતાં જ હુલ્લડખોરોનો ગુસ્સો હાથમાં રહ્યો નહિ, એક પળમાં તો સૌ આ સીગરામને વીંટળાઈ વળ્યા. એટલે સુધી કે માનવીના બનેલા વર્તુળમાંથી અંદર આવવાનું પોલિસ માટે પણ અસંભવિત બન્યું. હાંકનારે ઘોડા એકદમ થંભાવ્યા. ઝડપથી લગામ ખેંચાઈ હોવાને લીધે, અશ્વો પણ ગુસ્સામાં કંપતા હતા. ગાડાના પૈંડા પર પગ મૂકી ઝડપથી એક જણ સીગરામના પાછલા ભાગ પર ચઢી ગયો. ખભા પરથી બંદુક કહાડીને ઘોડો દબાવ્યો આક્રમણ કરવાનું આ સૂચન હતું.

પણ બરાબર તાકેલા કોઈકના ફટકાએ એ નીચે ગબડી પડયો. શાહી ચિહ્નોથી વિભુષિત કપડાં તરફ લોકોએ હાથ લંબાવ્યા. હાંકનારના બાબીત ને જબર હાથચાળાની કોને પડી હોય ? એણે કહેલો શબ્દો શબ્દ પણ કોલાહલમાં ડૂબી ગયો. સીગરામના ચોકઠા પરથી કપડું ઉતરડી લેવામાં આવ્યું. કપડાના ટૂકડે ટૂકડા થઈ ગયા ને

આમ થતાંની સાથે જ હડતાલીઆઓમાંના વધુમાં વધુ હિંમતવાનના પણ હાંજા ગગડી ગયા. વાતાવરણમાં હૅબક પેસી ગઈ. સીસકારીઓ, ચીસો ને બૂમબરાડા, જાણે કોઈના હુકમથી, બંધ થઈ ગયા. દૃશ્ય જોનારાઓએ બીકથી શાંતિ જાળવી; ને શું બન્યું છે તે વિષેના બિલકુલ ઝાંખા ખ્યાલવાળા, એમની પાછળ ઊભા રહેનારાઓ, આગળ ઊભેલાને ઘડીએ પલકે દહેશતથી જોવા લાગ્યા.

સીગરામમાં તો હતો રાજકુટુંબના પ્રાણી સંગ્રહસ્થાનમાંનો નુબીઆનો સિંહ. ખોરાકની મોંઘવારીથી, ને એનું ભરણપોષણ ન કરી શકવાથી ને પૂર્વજોની આવા પ્રાણીઓ સાથેની રમત પ્રત્યે નફરત હોવાથી, નવી સરકારે આ પ્રાણીને પરદેશ વેચી દેવાનું નક્કી કર્યું હતું. ને એટલે જ ફેબ્રુઆરી માસની એ સવારે નવા રહેઠાણે પહોંચતો કરવા, સીગરામદ્વારા, સિંહને રેલ્વે સ્ટેશન પર લઈ જવામાં આવતો હતો.

સીગરામના ચોકઠા પરથી કેનવાસ ખસ્યું કે તરત જ સિંહ ઊભો થયો. ને લોકોમાં અવાજ તો શું શ્વાસોચ્છ્વાસ સંભળાતો બંધ થયો ત્યાંસુધી, ધીમે ધીમે કોઈ અનેરા પ્રભાવથી ને અનેરી અદાથી એ નિહાળી રહ્યો.

જાણે કોઈ નવી જ દુનિયાનું પ્રતિબિંબ એની ચમકતી આંખોમાં પડતું હતું. પણ કેવા હતા તે દુનિયાના રંગઢંગ ? પથ્થર જેવી કઠણ ને ઠંડી એ દુનિયા, નહોતું એમાં સ્વર્ગ કે નહોતી ક્ષિતિજ! ભારોભર અવાજ ને દુર્ગંધની એ દુનિયા !

કદી યે નિરાશા કે દુઃખ નહિ અનુભવનાર આ સિંહને શું નિરાશા ને દુઃખમાંથી જન્મતી અનાડી મનોવિકારની, કે એનાથી ચઢિયાતા પ્રાણીઓ–મનુષ્યોની પ્રારંભિક ને કુદરતી લાગણીઓની ગંધ આવી હતી ? એની સામે દેખાતા સંક્ષુબ્ધ ને બેડોળ માળખાઓને શું એ માપી ગયો હતો ? કે પછી એક તરફ એનું નિરિક્ષણ હતું ? એને કાને પહોંચેલા હુલ્લડના બનાવની શું એને ઝાંખી થતી હતી ? દાંતિયા કાઢતું એનું ચારુ, વિકૃત કપાળ, બહાર ઉપસી આવેલી દાઢી, દૃષ્ટિમાં છૂપાયલો અધમતા પ્રત્યેનો પ્રકોપ, મેગીરા પ્રાણીના જેવો આત્મહિન ને હિચકારો દેખાવ, મુક્તિ પામેલના ઉદાસીનતાભર્યો તુચ્છકાર–આ પ્રાણી–આ સિંહ શેનો વિચાર કરતો હતો ?

એ ગમે તે હોય, પરંતુ સિંહને જાતે યે ખબર નહિ હોય એવા કોઈ નૈતિક દબદબાથી બહાર ઊભેલા સર્વે અંજાયા, તેઓ જ્યાં રહેતા હતા ને પડેલી આફતને નીભાવે જતા હતા, જ્યાં હંમેશના એમના માદાં સગાંસંબંધીઓની લંગારની લંગાર જમા થતી હતી તે છતાં જે સ્થાને રહી તેઓ પ્રજોત્પત્તિ કર્યે જતાં હતાં, જે સ્થળે વસી, રાક્ષસી હકુમતના વારસારૂપ અન્યાયોને પરિણામે, તેઓ સદાના ખીન્ન થઈ ગયા હતા તે અંધાર કૂપસમી ગંદી ગલીઓ ! આવામાં વસનારને–દાસોચિત કલ્પનાવિહાર કરનારા આ મજૂરોને કયાંથી ખ્યાલ આવે કે તેમની દુનિયાની બહાર–મુસાફરી કરતી વખતે ને જીવનમાં ડગલે ને પગલે મળતી સશક્ત ને મહાન એવી કોઈ કુદરતની પણ દુનિયા છે ?

તેમના ઉદ્વિગ્ન આત્માપર, સામનો ન કરી શકાય એવા ભયનું મોજું ફરી વળ્યું. સૌ કંપતા હતા. સ્નાયુઓ શિથિલ થઈ ગયા હતા. દરેકે ઊંડું નમાવી દીધું. આંખો ઢાળી દીધી. અને અતિધન એવા તેમના ચતુંલામાં પણ અહીં તહીં ખાડા પડયા. આમ થતાં જ પોલિસે ત્રાસદાયક લાગતા ઉછાંછળા આગેવાનોને ઝડપી લીધા. ને તે સમય પૂરતું તો, હુલ્લડ શમી ગયું !

---

# અરીસો

## લે. મેસીમો બોન્ટેમ્પેલી

અરીસા વિશે વાત કહેતાં પહેલાં, બીજો એક બનાવ જણાવવાનું જરૂરી છે. હું જાણું છું કે એમ કરતાં આ વિષયનું મેં વગોણું કર્યું છે એમ લાગશે. પણ બીરાદર, ખામોશ! કોઈ દ્વેષી એવું ના સમજી લે કે મારી જિંદગીનો ઘણો વખત માત્ર અરીસા સામે જ જોઈને હું વિતાવું છું. શિલદું, ગુંચવાડામાં નાખનારી આ કલાત્મક ચીજને હું એટલી બધી ઓછી વાપરું છું કે આ નાનકડી વસ્તુનો દિવસમાં હજારોવાર ઉપયોગ કરનારને પણ અસંભવિત, એવી વિચિત્ર ઇંદ્રજાળ મારે જ માટે ઊભી કરવાની એ હજી યે કૃપા કરે છે.

× × ×

લગભગ આઠેક વર્ષ પરની વાત હશે. બપોર થવા આવ્યા હતા ને મારી ઘરમાલિકણે એક તાર માટે મને ઊઠાડયો. થોડાઘણા પ્રયત્નો પછી વાંચી શકવાની લાયકાત મેં મેળવી. તાર વિયેનાથી કરવામાં આવ્યો હતો. મારા પર મોકલવામાં આવ્યો હતો, હા. મને જ ઉદ્દેશીને તાર કરવામાં આવ્યો હતો. સરનામું પણ બરાબર કરેલું હતું. એમાં આ પ્રમાણે લખેલું હતું:

' પરમ દિવસે રોમ જવા રવાના થાઓ.

મેસીમો. '

બે માસ પહેલાં, પંદર દિવસ માટે હું વિયેનામાં હતો. તે પંદર દિવસો દરમિયાન જે જે ને હું મળ્યો હતો તે બધાને યાદ કરવાનો પ્રયત્ન કરી જોયો. ટીબર નામનો મારો એક હંગરીનો વૃદ્ધ મિત્ર હતો. ને બીજા મિત્રો હતા ફ્રીન્ઝ, રીચાર્ડ ને જ્હોન. ફરીફરીને મેં વિચાર્યું. પણ મારી જાત વિના બીજો કોઈ મેસીમો વિયેનામાં હોય એમ લાગ્યું નહિ.

એક જ નિર્ણય પર આવી શકાય એમ હતું. ને એ ચોખ્ખો હતો. વિયેનામાં રહેનાર મેસીમો તરીકે હું એકલો જ હતો એટલે જે મેસીમોએ મને તાર કર્યો હતો તે હું જ હતો.

આથી ફલિત થયું કે એ તાર મેં જ કર્યો હતો.

' સમજ પડી, સમજ પડી ' હું બૂમ પાડી ઊઠયો.

પણ રે વાચક, કદાચ તને સમજ નહિ પડી હોય.

× × ×

હું સમજાવું. પણ તે પહેલાં, આ તારના વિષયમાં મારા બીજા જે અનુભવો મને થયા છે તે કહું. માનું છું કે એક જ દાખલો બસ થશે.

એક દિવસ હું મારા ખંડમાંની વસ્તુઓને ગોઠવતો હતો પણ યા નશીબ, છત્રી જ ના દેખાઈ. આજુબાજુ બધે જોઈ વળ્યો. એક વખત જાણે પુરતું ન હોય ને આવા બનાવોમાં હમેશા બને છે તેમ ફરી ફરીને જે ખૂણામાં હું હમેશા છત્રી મૂકતો હતો ત્યાં જોઈ. વળી એકવાર વધારે જોઈ. પણ અફસોસ! છેવટે એના નુકસાન પર મેં મન વાળ્યું. ગઈ તે ગઈ. છો ગઈ. ને હું કામે વળગ્યો. છત્રી કરતાં પણ મોટી વસ્તુઓ આપણે જિંદગીમાં નથી ગુમાવતા?

હું તો સાવ ભૂલી ગયો હતો ત્યાં બે દિવસ પછી મને નીચેનો તાર મળ્યો.

' આજ રાત્રે આવીશ. છત્રી. ' મેં તો એના પર લગીરે ધ્યાન આપ્યું નહિ. ને રાત્રે શાંત ચિત્તે સ્વસ્થ થઈ સૂઈ ગયો. બીજે દિવસે સવારે, પથારીમાંથી ઊઠતાં જ નજર પડી તો છત્રી મોજુદ હતી. હા. એજ ખૂણામાં. ત્યાં જ. અનેક વખત ખોળી ખોળી હું મરી ગયો એ જ ખૂણામાં એ પડેલી હતી.

જો કે તિનાને હજી આપણને બતાવ્યું નથી

છતાં, હું બરાબર જાણું છું કે પહેલાં જે જગ્યાએ અસંખ્ય વખત જોઈ વળ્યા હોઈએ ત્યાં જ ગુમાવેલી વસ્તુને પાછી જોવી એ બિલકુલ અસાધારણ બનાવ તો નથી જ. ને એ વાતનું પીષ્ટપેષણ કરવું બરાબર નથી. પણ ગૂમ થઈ ગયેલી ચીજ પોતાનું આગમન તારથી જણાવે, અલબત્ત એ બનાવ સાધારણ નથી.

વિયેનાથી મળેલો તાર વાંચતાં જ કુદરતી રીતે મને જે પ્રમાણે થયું હશે—અને એ વાત હું હમણા જ સમજાવવાનો છું—તે, વાસ્તવવાદી કે પદાર્થવાદી મારા વાચકોને પણ, ઉપરનો પ્રસંગ લક્ષમાં રાખવાથી, સાહજિક લાગવું જોઈએ.

× × ×

પણ આપણે જરા પાછળ જઈએ.

બે માસ પર વિયેનામાં એક આયના સામે મારી ટાઈ બાંધતો હું ઊભો હતો. રોમ પાછા જવાની ગાડી પકડવા માટે હું તૈયાર થતો હતો. તે સમયે સારા યે શહેરમાં વાતાવરણ ધુંધવાયલું હતું ને રાજકીય દેખાવો થયા કરતા હતા.

મેં કહ્યું તે પ્રમાણે ટાઈ બાંધતો આયના સામે હું ઊભો હતો. ઓચિંતાનો એક ભયંકર ધડાકો થયો, ઘર હાલી ઊઠયું ને મારા અરીસાના ટુકડે ટુકડા થઈ ગયા. મને તરત જ ખબર પડી ગઈ કે બોમ્બનું એ પરિણામ હતું. ને અરીસા વિના જ મેં ટાઈ બરાબર બાંધી દીધી. તૈયાર થયો એટલે મારી બેગ લીધી, સ્ટેશને પહોંચ્યો ને શહેર છોડયું. થોડા દિવસો પછી હું રોમમાં હતો. રાત ઘણી વીતી ગઈ હતી એટલે પોષાક કાઢી નાખી હું સૂવા ગયો.

બીજે દિવસે સવારે અરીસાની સામે, એક હાથમાં હજામતનું બ્રશ ને બીજામાં ટુવાલ લઈ હું ઊભો હતો ત્યાં તો એકદમ આશ્ચર્ય વચ્ચે મને જણાયું કે ત્યાં કશું જ નહોતું. ચોખ્ખે ચોખ્ખું એમ કહું કે મારા વિના ત્યાં બધી જ ચીજો હતી. માત્ર હું જ નહોતો. આમ તેમ લટકતું સાબુના ફીણમાં રગદોળેલું બ્રશ હતું ને એના જેવી જ સંક્ષુબ્ધ દશામાં ટુવાલ હતો, કેમ જાણે આ ખાલી જગ્યામાં એ ગાંડો ન થઈ ગયો હોય! પણ હું...હું...હું કશે દેખાતો નહોતો. મારું મોઢું નહોતું, મારું પ્રતિબિંબ યે ન હોતું.

શું બન્યું હતું તેનો તરત જ ખ્યાલ આવતાં હું ખડખડાટ હસી પડયો.

હું માનું છું કે આયનો વાપરનાર દરેકને—ખાસ કરીને સ્ત્રીઓને-અનુભવ હશે જ કે જે અરીસામાં મોઢું જોતાં હોઈએ તેની આગળથી જે ક્ષણે ખસી જઈએ તે પળે હૈયામાં જરા ચચરાટ લાગે છે. છૂટા પડતાં જરા આંચકો અનુભવાય છે. હા, અરીસામાં પડેલા પ્રતિબિંબને ખસેડી લેતી વખતે, આયના પાસેથી જતા રહેતાં આપણે જે હળવો ને ન દેખી શકાય એવો પ્રયત્ન કરીએ છીએ તેને લીધે જ આમ બને છે!

હવે વિયેનામાં તે દિવસે બરાબર આ પ્રમાણે જ બન્યું. મારો આયનો એટલો બધો જલદી ભાંગી ગયો, એના ચૂરેચૂરા ને ભૂક્કેભૂક્કા એટલી ઝડપથી થઈ ગયા કે નાશ થતાં પહેલાં મારા પ્રતિબિંબને હું પાછું ખેંચી ના શકયો, પ્રતિબિંબ પાછું લેવા જેટલો હું હોંશિયાર ન રહી શકયો.

× × ×

કુદરતી રીતે જ ત્યારે મારે જલદી જવું હતું એટલે તે પ્રસંગે મેં કંઈ જ ધ્યાન આપ્યું નહિ. રોમમાં કે હમણાં કહ્યું તેમ બે દિવસ પછી આયના સામે ઊભો હતો ત્યારે શું બની ગયું હતું તે મને પ્રથમ યાદ આવ્યું.

ને છેલ્લા બે મહિનાથી હું પ્રતિબિંબ વિનાનો થઈ ગયો છું. શરુઆતમાં તો આ પરિસ્થિતિ, મારી ટાઈ ને દાઢી માટે, ઉપદ્રવ રૂપ હતી. પણ ધીમે ધીમે એ વિના ચલાવતાં હું ટેવાઈ ગયો. સ્મૃતિને આધારે જ ટાઈ બાંધવાની ટેવ પડી ગઈ. દાઢી તો મેં ઝીલેટના બ્લેડ વડે, ઠેઠ કાન સુધી, સફાચટ કરી નાખી.

રાખવામાં આવતો હતો તે સ્થળેથી અરીસો મેં લીધો ને પેટીમાં મૂકી દીધો.

મહોલ્લામાં કે હોટલમાં કે બીજાને ઘેર અરીસા સામે મને ઊભેલો કોઈ ન જોઈ જાય એની મારે વધારે ત્રેવડ રાખવાની હતી. તમને ખબર તો છે જ ને કે લોકો સહેજ સહેજમાં આશ્ચર્યચકિત થઈ જાય છે. તેઓ ' શા માટે ' ને ' કેની રીતે ' વગેરે પ્રશ્નો પૂછે ને મારે એનો જવાબ આપવો પડે. તે વખતે મારે આત્મતત્ત્વવિદ્યાને એવું એવું બધું ઘણું ચર્ચવું પડે.

× × ×

આ કારણને લીધે જ મને બહુ ગંભીર એવું નુકસાન તો નહોતું થયું છતાં, આઠ દિવસ પહેલાં પેલો તાર મળતાં હું રાજી રાજી થઈ ગયો. હું એકદમ સમજી ગયો ને માનું છું કે હવે તો સાંવ અક્કલનો ' ઢ 'માં ' ઢ ' હશે એવોયે મારો વાચક સમજી શક્યો હશે કે એ તાર તો મારા પર મારા પ્રતિબિંબે જ મોકલ્યો હતો. એનું આગમન હું જાણી શકું ને એટલા માટે

આથી કુદરતી રીતે જ, અરીસામાં મારી જાત જોવા માટે મેં ઉતાવળ કરી નહિ. નારે લગીરે નહિ. મારા પ્રતિબિંબને હું એને માટે ઘણી જ દરકાર લઉં છું એવું જાણવા દેવાનો મારો ઈરાદો નહોતો. હું આતુર નયને એની રાહ જોતો હતો, કે એના વિના મારે ચાલે એમ નહોતું એમ મારે કહેવડાવવું નહોતું. વિયેનાર છોડ્યાને એને આઠ દિવસ થઈ ગયા હતા ને એમ માની લઈએ કે એ અરીસો પુરપાટ ઝડપથી દોડતી ગાડીમાં આવે તો પણ ઓછામાં ઓછા ચાર દિવસ પહેલાં તો એ આવ્યો જ હોવો જોઈએ. પણ ગઈ કાલ સુધી મેં દરકાર લીધી નહિ. માત્ર ગઈ કાલે જ, મોજમાં ગીત લલકારતાં લલકારતાં પટારામાં પડેલા આયનાને લીધો. એની સામે જોયા વિના જ મેં સ્નાનગૃહમાં એની અસલ જગ્યાએ લટકાવી દીધો. પછી સંપૂર્ણ શાંતિથી ને સ્થિતપ્રજ્ઞની અદાથી, મારા કોલર ને ટાઈ ઠીક કર્યાં ને મેં મારી તરફ જોયું. હું ત્યાં હતો. ને હતું ત્યાં મારું પ્રતિબિંબ, સહેજે ફેરફાર વિનાનું. મને તો ઊંડે ઊંડે ભય હતો કે પ્રતિબિંબ ચેંકાઈ ગયેલું હશે, મેં બતાવેલી બેદરકારીનો સામનો કરતું આવશે, ને કદાચ લાંબી લાંબી મુસાફરીને જાતજાતના અનુભવે થાકી ગયું હશે. પણ એના બદલામાં તો આબાદ સ્થિતિમાં એ મળી આવ્યું; પ્રતિબિંબ–એના માલિકના જેટલું જ બેદરકાર ને શાંત પ્રતિબિંબ !

---

## ટુચકાના મર્મ

—રમુજી ટુચકો અંગ્રેજને કહેવામાં આવે તો ત્રણ વખત હસેઃ સમજી ગયો છે દેખાડવા બધાની સાથે પહેલી વખત, સમજાવવામાં આવે ત્યારે બીજી વખત, ને ટુચકાનો મર્મ ગ્રહણ કરે ત્યારે ત્રીજી વખત.

—કોઈ જર્મનને કહેવામાં આવે તો તે બે વખત હસે છે: બધાની સાથે પોતે પણ સમજી ગયો છે દેખાડવા પહેલી વખત; સમજાવવામાં આવે ત્યારે બીજી વખત.

ટુચકાનો મર્મ ગ્રહણ કરવાની એની શક્તિ હોતી નથી.

—કોઈ ફ્રેંચને કહેવામાં આવે તો એક જ વખતઃ ટુચકાનો મર્મ એ તુરત જ ગ્રહણ કરી લે છે.

—કોઈ અમેરિકનને કહો તો લગીરે હસશે નહિઃ ટુચકો એણે પહેલા સાંભળ્યો હોય છે.

# રેલ્વે ફાટક

લે. સીલ્વીઆ ટાઉન્સેન્ડ વોર્નર

વેસંગરીથી કિન્ગસફિલ્ડ જતો રસ્તો રેલ્વે માર્ગને મળે છે તે સ્થળ પર આવેલા ફાટકની દેખરેખ રાખવાનું કામ ઠેઠ ૧૯૨૭ થી આલફ્રેડ થોર્નને આપવામાં આવ્યું હતું. તે પહેલાં એણે પેડિંગ્ટનના ગુડસયાર્ડમાં નોકરી કરેલી પરંતુ રેલ્વે લાઈનમાં ભંગાણ પડવાથી ત્યાંની નોકરી ગઈ અને થોર્નને કોઈ પીણાનું વ્યસન ન હોવાથી અને તે મક્કમ વિચારનો હોવાથી, કંપનીએ એની બદલી કિંગ્સફિલ્ડના રેલ્વે ફાટક પર કરી.

ચાલીશ કરતાં યે વધારે વરસો સુધી એણે લંડનની હવા ખાધી હતી અને સાંકડા, ધમાલિયા પણ સાધારણ સુખી એવા ઉત્તર પેડિંગ્ટનના લત્તામાં એ રહ્યો હતો. આથી આ ઉજ્જડ અને શાંત વિભાગમાં કામ કરવું ને રહેવું એને અકારું લાગતું હતું. અને ૧૨–૪૧ ની અપ ગુડસટ્રેનને જવા માટે રાત્રે જ્યારે જ્યારે એને દરવાજો બંધ કરવા જવું પડતું ત્યારે ત્યારે ભેજવાળી જગ્યામાં રહેતી મરઘીઓના જેવા ખૂલ્લા નીચેના વૃક્ષોના ઝીણાં ઝીણાંમાં થતા ખડખડાટથી એને એક પ્રકારની બીક લાગતી. અને પોતાના વતનના ભારે આકર્ષણને પરિણામે એને કંઈ કંઈ યાદ આવતું– ગુડસયાર્ડમાં ગાળેલી અસંખ્ય રાતો, ફાનસના ઝાંખા પ્રકાશમાં એને બોલાવતા મિત્રો, પથ્થરો પરથી પસાર થતા ધીમા મધુરા પવનના અવાજો! ને તે દિવસે, તારપત્રી પર હજીયે બાઝી રહેતા શ્વેત પોપડા હોને જ્યારે ગાડી આવી ત્યારે, આખાયે ગામમાં જરૂર બરફ વરસ્યો હશે એમ એણે કેવું અનુમાન કરેલું ! આ બધું એને યાદ આવતું. આજે પણ એ ચિત્ર એની આંખ સામે રમતું. નાતાલના પવિત્ર દિવસોમાં અન્યોન્યને ત્યાં મોકલાતા કાર્ડ પરેનું જાણે ચિત્ર ! બિલકુલ શ્વેત એ કુદરતી દૃશ્ય, ઘાસની પાંદડીઓમાં છૂપાયલું દેવળ અને કોલસાની જાળીમાં તપેલા અંગારા જેવો વાદળના સળિયામાં પ્રકાશતો સૂર્યાસ્ત !

આ સ્થળે એ આવ્યો ને પહેલે જ શિયાળે બરફ વરસ્યો. કેવું ભારે ને કેટલું ઝડપી હતું એ ઝાપટું ! હજી તો રસ્તો બંધ કરવા જેવો એ દરવાજો ઊઘાડતો હતો કે તરત જ બધો બરફ રસ્તાની એક બાજુ એને કરી નાખવો પડેલો. ને ઉનાળા કરતાં શિયાળા બહુ બદલાતા રહેતા. પણ ધીમે ધીમે વરસો સરતાં ગયાં. એક જાતનો એને આનંદ લાગવા માંડ્યો કારણ એણે બાગ બનાવવાનું શરૂ કરેલું ને આલફ્રેડ થોર્ને અમુક આકારમાં કાપેલી લીલોતરી કે પાનખરમાં ઊગતાં ગુલદાઉદી નામના ઘેરા રંગનાં છોડવાઓ પ્રત્યે, ૧૧–૫ ની ગાડીનો એંજિન હાંકનારો હરહમેશ, કેબીનની બહાર ડોકાવી, પોતાનો સંતોષ વ્યક્ત કરતો હતો.

આમ તો એ અપરિણીત હતો. પરંતુ સંજોગવશાત કંઈ થાય, પોતે પોતાની ફરજ ન બજાવી શકે તેવી વખતે, રેલ્વે ફાટક સાચવવા બીજું કોઈ રાખવું જોઈએ એ હિસાબે, એલિસ હોકિન્સ નામની પોતાની જ ભત્રિજીને એ લાવ્યો હતો. આમ તો એ નાની હતી છતાં સુંદર હતી. અને જ્યારે રાંધનારી તરીકે એ પહેલ વહેલી નોકરીએ ગઈ ત્યારે તો એમ જ લાગતું કે હવે એક બે વર્ષમાં એ પરણી જશે ને પોતાના ઘરની તપેલીઓ ઉતારતી થઈ જશે. પરંતુ એક સવારે રસોડામાં ગ્યાસતેલથી અગ્નિ પેટાવતાં એ દાઝી ગઈ. સર્વેને લાગ્યું કે પીડાની મારી એ મરી જશે. પણ એ તો જીવતી રહી ને એના મોઢા પર એવા ચાંદા પડી ગયા કે એલિસને પરણવા કોઈ જ તૈયાર નહિ થાય એમ લાગ્યું. સખત આઘાત અને ભયને લીધે,

વક્ર થઈ ગયેલા એના મોઢામાંથી, ત્યાર પછી એકે શબ્દ નીકળી શકયો નહિ કારણ બીચારીએ બોલવાની શક્તિ સદાને માટે ગુમાવી દીધી હતી.

અગ્નિઝાળે એનાં યૌવન, જાતિ ને વ્યક્તિત્વનો નાશ કરી યંત્રના કોઈ પુતળા જેવી ઉદાસ માત્ર એને બનાવી દીધી. આવા દયાજનક પ્રાણી નજીક રહેવામાં આલફ્રેડનું જીગર કપાઈ જતું. જો કે એલિસની શ્રવણશક્તિમાં થોડો ફેરફાર કરી શકાયો પરંતુ વાચા તો એણે હમેશ માટે ગુમાવી. આવિષ્કારની વૃત્તિ જવલ્લે જ જાગતી ને ત્યારે એ કાગળના ટુકડા પર ઉતાવળથી જેમ તેમ લખી નાખતી. જો કે ઘણું ખરું તો માટીના ચુલા માટે નવી ઈંટ કે ઘસવાનું બ્રશ કે એવું જ કંઈ મંગાવવાનું રહેતું. દિવસો જતાં ધીમે ધીમે બંને વચ્ચે એક રાગ જામતો ગયો. એની સેવાવૃત્તિમાં ઉત્તમ રાંધણકલા ને ચોખ્ખાઈ ભળવાથી, થોર્નને હવે એનામાં વધુ રસ પડતો ગયો. ને બીજે પક્ષે થોર્નની અપરિણીત દશાની જૂની ટેવો, કાટખૂણા તરફ ખેંચાતી આરામ ખુરસી, અમુક જ સમયે ચેતતી ચુંગી, એક જ ખીંટી પર ભેરવાતો કોટ ને એક જ ખીલા પર ટીંગાવાતું ફાનસ એલિસને માથે ભવિષ્યમાં કોઈ નવી મહાન આફત નહિ આવી પડે, એની ખાતરી આપતું.

ને કાકાની માફક એ પણ ગાડીને ટકોરે જીવન જીવતી. બહાર ખરીદીએ કે દેવળમાં એ જતી નહિ પરંતુ ગાડીને વાવટો ધરવા ને દરવાજો બંધ કરવા એ ખુશીથી જતી.

બંનેના જીવનમાં એક પ્રકારે વનવાસીના સંસાર ત્યાગની વિરક્તિ હતી. જેમ કોઈ સાધુ દિવસમાં કરવાની ઈશ્વરસ્તુતિ, પ્રભાતિયાં, સંધ્યાકાળને સુતીવેળાની પ્રાર્થનાનો કાર્યક્રમ ઘડે છે તેમ ચાર એકસપ્રેસ, દસલોકલ, ને ૭ ગુડસ ટ્રેન પ્રમાણે આલફ્રેડ જીવતો. દેવળનો ઘંટારવ જેવી રીતે સાધુને સારીયે ખ્રિસ્તિ સંસ્થા જોડે સાંધે છે તેવી જ રીતે ગ્રેટ વેસ્ટર્ન રેલ્વેની સંસ્થા સાથે જોડનારા સિગ્નલ પ્રત્યે થોર્ન સદાયે જાગૃત રહેતો.

૧૯૩૯ માં જાહેર થયેલા યુદ્ધને પરિણામે રેલ્વેમાં ઘણા ફેરફારો થઈ ગયા. અમુક ગાડીનો સમય આ પ્રમાણે બદલાયો હતો, અમુક સદંતર બંધ થઈ હતી વગેરે વધારાની નોટીસો પર નોટીસો થોર્ન પર આવવા લાગી.

આલફ્રેડનું જીવન તો સાવ જુદું પડી ગયું હતું. ગઈ લડાઈમાં પણ એની જિંદગી અસ્તવ્યસ્ત થઈ ગઈ હતી. સૈનિકોને લીધે અહીંથી તહીં બધે ભાગવું પડતું હતું. ને બોમ્બ પડવાના ભયસૂચક સાયરનો જ એની ઘડિયાળ બની ગઈ હતી. ટૂંકા રાડાંવાળા ઉજ્જડ ખેતરો જેવાં કે બિલકુલ ઓછા ઉગેલા વૃક્ષો પરથી વધારેમાં વધારે પાંદડા પાડનારી પાનખરના જેવાં, નવા આવનારા દિવસો ખાલી, સાવ ખાલી જતા હતા. ને એ સિગ્નલના અવાજ વચ્ચેના લાંબા ગાળામાં આવતો નદીનો ઘુઘવાટ, પહેલ વહેલો એ આવ્યો હતો તેટલો જ મોટો ને ભયપ્રેરક હતો.

ગાડીની અવરજવર ઓછી થઈ ગઈ હતી. પરંતુ પથ્થરિયા રસ્તાનો વ્યવહાર ઘણો વધી ગયો. લશ્કરી લોરી ને મોટરો, ટેન્કો ને મોટર સાઈકલ પર પસાર થતી ટુકડીઓ રેલ્વે ફાટકના દરવાજાની બન્ને બાજુએથી પસાર થતી હતી.

ગામનો ટપાલી કહેતો હતો કે લશ્કરમાં લડવા જતાં પહેલાં તાલીમ લેવા સૈનિકો પર સૈનિકો આ જિલ્લામાં આવનાર હતા. ઑકટોબરની એક સવારે, કેટલા સૈનિકો આ જગ્યામાં રહી શકે તે નક્કી કરવા, હાથમાં સોટી હલાવતો એક અમલદાર આવી પહોંચ્યો.

'ભોંય તળિયે કોર્ગ પર હું સૂઉં તો એ મારી સૂવાની ઓરડી બની શકે. ઓરડી આમ તો ઠીક છે પણ મારી જોડે માત્ર એક જ પથારી છે.'

'કંઈ નહિ, ખુશીથી પાંચ તો માઈ શકશે' અફસર બોલ્યો, 'પથારીની દરકાર નહિ. બધા જમીન પર સૂશે.'

ને રવિવારે સાંજે માણસો આવ્યા. મૂળમાં તો વરસાદ હતો, તોફાન હતું ને આ બધા આવ્યા

એટલે ઘરમાં અંધારું અંધારું થઈ ગયું. આગંતુકોના પોશાક પરથી જલબિંદુ ટપકતાં હતાં. પરોણાના જોડા જમીન પર ઘસડાતા હતા. ઓરડીના દરેકે દરેક ખૂણામાં તેમણે સામાન લાદી દીધો. ટ્રેનમુસાફરીની અડચણ ને અનિયમિતતાની હસતાં હસતાં એમણે વાતો કરી. છેલ્લા અગિયાર કલાકથી તેઓ મુસાફરીમાં હતા, ને તેમાં પૂરા પાંચ કલાક તો પ્લેટફોર્મ પર ને 'સાઈડિંગ'માં ગુમાવ્યા હતા.

'આ દરમિયાન આપણે કૂચ કરી ખુશીથી પહોંચી ગયા હોત... '

'ને હૂફ પણ મેળવી હોત.'

'ઠીક. ગમે તેમ પણ એણે તો કૂચ કરી જ હોત. કલાકના વીશ માઈલ તો એને મન નજીવી રમત છે. એના પગના પંજા તો જો...'

'નહિ. કલાકના વીશ માઈલ જ ન હોત. વીશ ને અગિયારે ગુણીએ તો કેટલા ? દં...

બસોને ઉપર થોડા. હું કે'તો'તો ને ત્યાંથી અહીં બસો માઈલ નહિ ?'

'ઠીક, કેટલું દૂર છે વારું, બોલ ?'

થાકને લીધે હવે તો તેઓ વાદવિવાદને હોંસાતોંસીએ ચઢી ગયા. આલફ્રેડ ને એલિસે એમને બટાકા ને કાંદા ઉપરાંત ઘણી ઘણી કેરો આપી. પોતાની ટૂકડીમાં સીદ નામે ઓળખાતો એક સૈનિક બોલ્યો.

"આમ ના વર્તો. ગજવાં ખાલી થઈ જશે. સમજ્યા. અમારી મહેમાનગીરી માટે તેઓ તમને વધારાનું કંઈ નહિ આપે ?'

'રે પણ અહીં માણસ જ કોને બારણે આવે છે ?' આલફ્રેડે કહ્યું.

આ બધા જ નવલોહિયા જુવાનિયા વચ્ચે એને જરા અતડું લાગ્યું. છેલ્લા વર્ષોની એની જિંદગી એટલી બધી શાંત ને નિયમિત ગઈ હતી કે પોતે વૃદ્ધ થતો જાય એની કલ્પના સરખી યે નહિ આવેલી. આજે પોતાના વાર્ધક્યનું એને ઓચિંતું ભાન થયું.

વાળુ પત્યું એટલે તેઓ વિનયપૂર્વક આમતેમ ફર્યા ને સીગરેટ ચેતાવી ચિત્રવિચિત્ર કેલેંડરો, આલફ્રેડના માતાપિતાની મોટી કરાવેલી છબી, એના મિત્રોએ આપેલા ફ્રેમમાં મઢેલા પ્રમાણપત્રો, અને શાળામાં હતી ત્યારે એલિસે દોરેલી ગુલાબ ને કૂતરાની ચિત્રકલાઓ–તેઓ બધું જ જોઈ વળ્યા, હવે એલિસ ઊઠી. ૯–૩૭ ની ગાડી માટે ફાટક બંધ કરવાનો સમય થઈ ગયો હતો. વરસાદનો વિચાર આવતાં આલફ્રેડે કહ્યું.

'હું જ જાઉં છું.'

પણ મુખમાંથી આ શબ્દો બહાર પડ્યા ન પડ્યા ને કાકાને બન્નિછની શરમાળવૃત્તિ ને ઊણપ યાદ આવ્યાં. હવે તો સૌની સાથે એ એકલી પડી જશે.

ગાડી મોડી હતી.

આવી'તી તેવી ગાડી ગઈ ને એણે ફરીથી ફાટક ખોલ્યો એટલામાં તો લગભગ પા કલાક થઈ ગયો.

જ્યારે એ ઘર તરફ પાછો ફર્યો ત્યારે ઈંકી નામનો વાંકડિયા જુલ્ફાવાળો એક સિપાહી, સીદના ઘુંટણ પર માથું રાખી, જમીન પર લાંબી તાણી ઘસઘસાટ ઊંઘી ગયો હતો. બાકીના બીજા રસોડાની પાછલી બાજુએ એલિસને વાસણ માંજવામાં મદદ કરવા ગયા હતા.

બધા ઉપર ગયા ત્યારે ૯–૩૭ ની ગાડીની રાહ જોતી વખતે પોતાને કેવા વિચિત્ર વિચારો આવી ગયા તેનું આલફ્રેડને સ્મરણ થયું. જાણે પરોણાગતમાં ખામી આવી હોય એવી એક જાતની શરમ લાગી હતી. બધાને પડેલી મુસાફરીની તકલીફ, ઘડીએ ઘડીએ તેમને જોવી પડેલી રાહ ને ઠંડીના વિચારે બધું પ્રત્યક્ષ થયું. મનોમન એ મોટેથી બોલ્યો.

'નકામું બધું હવે.'

એલિસે ઊંચે જોયું. સંમતિસૂચક એણે જોરથી માથું હલાવ્યું. એ ઢબમાં કકંશતા હતી નિરાશા હતી. બન્નેને વિરોધી વિચારો આવતા હતા છતાં

આલફ્રેડે મગનું નામ મરી ના પાડયું. નવ્વાણું ટકા આજની સ્ત્રીઓ માને છે તેમ લડાઈ પણ એક ખરાબ 'ચીજ' હતી.

પેલા સનજા થયેલ અમલદારની 'હા'માં 'હા' મેળવતાં એણે ક્ષણને માટે જ 'હા' કહી દીધી હતી. પરંતુ પાછળથી એના હૈયામાં ચચણાટ ફૂણી રહ્યો. અત્યાર સુધીના આટલા બધા લાંબા ગાળા સુધી જે ચહેરા ને જે વ્યક્તિ બિલકુલ ખાનગી રહ્યાં હતાં. તેને આજે અપરિચિત એવા પાંચ ઈસમો સામે ઊઘાડી પાડી ! અને આ બેચેનીને લીધે એલિસને, આમ કર તેમ કર કહી કામે લગાડી દીધી જેથી કરી એ તેઓના સંસર્ગમાં ન આવી શકે. તેમના આગમનના સમાચારના પ્રત્યાઘાત રૂપે એલિસે કશું જ કહ્યું નહોતું. એ તો માત્ર થોડું ઘણું જે ગાંધીઆનું લાવવાનું હતું હતું તે જ લખતી. અને તેમના આવ્યા પછી રાંધવું પડે માટે એ રાંધતી.

રિવાજ પ્રમાણે હરઘડી આભાર માનમાં કંઈ ઊંધુ ન વેતરાઈ જાય એટલે આલ્ફ્રેડે ચોખવટ કરવા કહ્યું, ' મારી ભત્રિજી મૂગી છે. '

બીજી સવારે એલિસે લખ્યું, ' એમને કપડાં ધોવા માટે કહો. ' અને તે જ બપોરે એ પુરી માટે આટો, ભરવાનું જીન, મોસંબી, સીગરેટ ને સફરજનનું શરબત બનાવવા સાત શેર ખાંડ મંગાવવા માટે લખ્યું.

*આલફ્રેડ દુકાને ગયો ને એને કહેવામાં આવ્યું* કે પુરી માટેનો આટો નથી, અને સાતને બદલે માત્ર એક શેર જ ખાંડ મળી શકશે. આ સાંભળ્યું ત્યારે કંઈ વિચારતી એલિસ પાંચેક મિનિટ થોભીને બાર વર્ષ પર લંડનમાં લીધેલી હેટ પહેરીને બહાર નીકળી.

દુકાન પર શું થયું તેની તો થોર્નને ખબર પડી નહિ પરંતુ પોતાને જોઈતી બધી જ વસ્તુઓ એલિસ લઈ આવી હતી.

આ લોકો તરફ એલિસમાં માતૃભાવ જાગતો હતો એમ થોર્નને લાગ્યું.

અઠવાડિયાં પછી એ વિચારતો હતો ' એ આનંદિત રહે છે. '

પણ એ એને કેવી રીતે ખબર પડી. બહારનો કોઈ પ્રકારનો આનંદ એ બતાવતી નહોતી ઉદાસ ને એકલી એ ચૂલાથી ટેબલ તરફ જતી, ખાલી થયેલી થાળીઓ ફરીથી ભરવા માટે ઊઠાવતી ને શાકભાજીમાં કંઈ પડયું હોય તો તે કાઢી નાખતી. પેલા સહુ એનાં વખાણ કરતા હતા. એને શાબાશી આપતા હતા. ને ભેટમાં આપવાની કેવી કેવી ચીજો લઈ આવ્યા હતા ! ચોકલેટના ખોખાં, હાથ મોજાં; ઠેઠ ગામમાંથી ભૈયાને માથે ઊંચકી આણેલા જુદી જુદી શાકભાજીનું વાસણ ! આ બધી ભેટસોગાત એલિસે એટલી બેદરકારીથી, એટલા અવિવેકથી લીધી કે આલફ્રેડને તો એમજ લાગ્યું કે આવી રીતે ભેટ લેવામાં એ ભારોભાર તિરસ્કાર બતાવતી. ને તો ય એ સારી રીતે જાણતો હતો કે આ સૈનિકો પોતાની સાથે વાત કરતા હતા, મશ્કરી કરતા હતા, રમતો ખેલતા હતા, તંબાકુ પીતા હતા છતાં પોતાની જોડે નહોતી એવી એક પ્રકારની 'મૈત્રી' એલિસને આ સૈનિકો વચ્ચે હતી.

' પણ એ તો દરેક કુટુંબમાં એમ જ હોય ' એ મનોમન બબડયો, ' છોકરાંઓને બીજા બધા કરતાં મા જ 'સર્વસ્વ' હોય છે. '

*આમ તો મોટામાં મોટો સીદ ને નાનામાં* નાનો આઈકી, રુબેન ને બેન્જામીન બધા જ છોકરાઓ હતા. સર્વેની વયમાં વરસ કરતાં યે ઓછા સમયનો તફાવત હતો. સીદ કયારનો યે લાઈન પર આવી ગયો હતો, ધાર્યું કહેનાર હતો. ને ' હા હા હા ' કરી મોટેથી હસતા આઈકીની ગોળ ગોળ ફરતી આંખો, ને લાંબાવાળની મરતી એને બાળકની કોટીમાં મૂકી દેતાં. ને બેની વચમાં હતા ઈશ્વરને વ્હાલી. એવા ગુલાબી કે વાત જ ના પૂછો. થોર્નના દિવસો છોકરાઓ હતા તેનાં કરતાં વધારે વિનયી ને સરકારી. ખાખી દરવેશ વિના

આ લોકોને ન જોઈ શકાય એ એમની મોટામાં મોટી દયાપાત્ર વસ્તુ હતી.

× × ×

રાતનું વાળુ પતી ગયું હતું. બધું સાફસૂફ થઈ ગયું હતું છોકરાઓ રસોડાની પાછળની ચોકડી ધોવામાં મદદે લાગી ગયા હતા. ૯-૩૭ ની ગાડી માટે થોર્ન ગયો હતો. આજે તો ગાડી વેળાસર જ હતી. ગાડીની આટલી અનિયમિતતા એને બેચેન કરી મૂકતી. એંજિનની ધુમ્મસ વરાળના વાદળાં આકાશમાં અદૃશ્ય થતાં જોઈને એને આજે ઘણો જ આનંદ થયો. એને વિચાર આવ્યો. 'હં...આપે હવે ક્યાંથી મજાક કરી શકવાના હતા ? ઈંગ્લેંડ હું તેમને ચીડવીશ કારણ છેલ્લી ટ્રેન માટે, ફાટકના દરવાજાના ખીલા પર હાથ રાખી, રાહ જોતો દરરોજ ઊભો રહેતો હતો તે સૈનિકોનો હંમેશનો બની ગયો હતો.

કાળીપેટી જેવા એના ઘરમાંથી, કોટડીનો ખાળ ધોવામાં ને કાદવ કાઢવામાં મદદ કરતા સૈનિકોની કિકિયારીઓ સંભળાતી હતી; દુઃખ ને ભયની બનાવટી ચીસો ને મોટા રાગડા તાણતા આઈરીનું પેલું ગીત !

એટલે કોઈનું યે ધ્યાન ખેંચાયું નહિ. આલ્ફ્રેડ ઓરડીની પરસાળમાં દાખલ થયો.

ઈવર આરામખુરશીમાં બેઠો હતો. એની પાસે, હાથમાં ટેબલક્લોથ લઈને એલિસ ઊભી હતી. એણે એલિસને ઘુંટણ તરફ નીચે ખેંચી-ધીમા સ્વપ્નાનો જાણે કોઈ બનાવ ના હોય !

એલિસની કેડમાં એક હાથ નાખી, એણે ઊભી રાખી હતી ને બીજી બાજુ જોઈને એનું મોઢું ને બેહાલ થયેલા એના ગાલ પંપાળતા હતા મુઠી વાળી પકડેલા ટેબલ ક્લોથવાળા માંસલ હાથને જોતી એ બિલકુલ સ્થિર ને અડગ બેઠી હતી. અને આંખમાંથી પડતાં એના આંસુ, વહાલ કરતા પેલાના આંગળાને ભીંજવી ટપકી રહ્યા હતાં છતાં પોતાના હાથ એણે ખસેડ્યા નહિ.

આલ્ફ્રેડને પરેશો જ વિચાર આવીને અટકી ગયો, 'મારે માટે કેવું અધમ ને ભયંકર ! આંધળિયું કરી જતા રહેવાનો એણે વિચાર કર્યો. પણ એની ફરજ શી હતી ? આવી વાતને આગળ વધતી કોઈપણ ભોગે અટકાવવી જોઈએ. વાત કેમ છેડવી એનો તો પ્રશ્ન જ નહોતોઃ પોતાના કરતાં પૂરા દશ વરસે મોટી, ને મેળામાં મળતા રમકડા જેવી બિહામણી એક છોકરીને આ જુવાન પોતાના ઘુંટણ તરફ ખેંચી રહ્યો હતો–આતિથ્યનો દુરુપયોગ કરનાર ચોર, નરાધમ !

બુટનો અવાજ કરતો એ આગળ વધ્યો. હજીયે ઈવરે એલિસને પકડી રાખી હતી, હજીયે તેના મુખ પર એ હાથ ફેરવી રહ્યો હતો.

'મારે એની જોડે લગ્ન કરવાં છે.'

ગુનો કરી પકડાતાં, 'હું પાછું આપવાનો ઈરાદો રાખું છું, હું સુધારવા માગું છું' વગેરે બોલતા કોઈ છોકરાના એ શબ્દો હતા પણ અવાજનો રણકો જુદું જ કંઈ બતાવતો હતો. એ લહેકાથી શબ્દો ઔપચારિક અને પ્રતિજ્ઞા લેતા કે કોર્ટમાં બોલાતા.

'શું બકે છે તેનું તને ભાન નથી. કોઈપણ સમયે હવે તું ફ્રાન્સ જતો રહેશે–ને છોકરી તો તારા કરતાં દશ વરસે મોટી છે !'

નિરાશા વ્યક્ત કરતા વાક્યમાં, બોલતી વખતે એક જાતનો શબ્દ પ્રત્યેનો તિરસ્કાર વરતાઈ આવતો હતો. ન કરે નારાયણ ને એકાદ માસમાં આ યુવાન મરી જાય, ને એલિસ ? બાલિકાવસ્થામાં જ શું એ મૃત્યુ તરફ નકોતી હડસેલાતી જતી ? પોતે પણ હવે તો વૃદ્ધ થયો હતો. મૃત્યુના સકંજામાં ક્યારે ઝડપાઈ જવાય તે નક્કી નહોતું. એટલે જ બંનેના ક્ષણિક સુખ પ્રત્યે એને તિરસ્કાર વ્યક્ત કરવાનો હતો. બાજુની ઓરડીમાંથી વળી પાછી દારુની છોળો ! સહન નહિ થાય હવે. હુંકારા કરતો એ નીચે બેસી પડ્યો ને બંને હાથમાં માથું છૂપાવી દીધું

એણે ઊંચું જોયું ત્યારે તેઓ પહેલાની પેઠમ જ બેઠા હતાં. એલિસે રુદન બંધ કર્યું હતું. ધ્યાનમાં

સદાને માટે કોઈ યુવાનના ઘુંટણ પાસેથી એ ઊઠી જતી હોય તેમ ધીમેથી, વિનયથી ઊભી થઈ ને આલ્ફ્રેડની પાસે આવી. ને મૂગી એલિસે હોઠ હલાવ્યા. 'માફ કરો' બોલવા માટે એના હોઠે વળાંક લીધો ને જીભને વાચા આપવા, ઝીણી સીસકારી સાથે એ પ્રયત્ન કરી રહી.

'છોકરા, બેમાંથી એક ચીજ કરવાની રહે છે. ચાલ્યો જા. અગર છોકરીને અનુકૂલ થઈ પરણ !'

'મારે એની સાથે જ લગ્ન કરવાં છે.'

'તો તો ખુલ્લી રીતે એ પ્રમાણે વરત ને બીજાને વાકેફ કર.'

શબ્દો એની જીભના હતા, એના નહિ, કારણ તે જ સમયે બીજા સર્વે આવી ચઢ્યા. 'રમી' રમવાનું જેઓએ કહ્યું ને બીજી કોઈ સાંજની માફક આ સાંજ પણ પસાર થઈ ગઈ.

એલિસ ને આલ્ફ્રેડ એકલા પડ્યાં એટલે, ઓરડી સાફ કરી, ખાટલા પર પથારી કરી, કાકાને ચૂમી હમેશની માફક એ સુવા જતી રહી.

વિચાર કરતો ગયો તેમ તેમ આલ્ફ્રેડનું મગજ બહેર મારી ગયું. પતિપત્ની તરીકે રહેવાનું પસંદ કરવામાં આવે તો બંનેના વિનાશ વિના બીજું કંઈ સંભવીત નહોતું. ને પસંદ ન કરે તો ?

૧૨-૧૧ ની ગાડી માટે બહાર જતાં, એકાંત ને ચંદ્રતેજે સૌભાગ્યવતી બનેલ રાત્રીની શાંતિએ એના ગુચવાડામાં તિરસ્કારનો ફણગો મૂક્યો હોય એમ લાગ્યું.

આવી હતી તેવી જ ગુડસ ટ્રેન ચાલી ગઈ ને બધી શક્તિ એકઠી કરી, ગાડીની એકાદ બોગીમા બેસી જવાની ઉત્કટ ઊર્મિ થઈ આવી. પેડિંગ્ટન પાછા જવાય, પાછા એજ ગુડસયાર્ડમાં રહેવાય, છીછરી ખડકીમાં આવેલી સુંવાળી કોટડીમાં જમાય, ગયેલાં યૌવન, ચેતન ને શક્તિ પાછાં મળે ! પણ વૃદ્ધ, અશક્ત સારાસારનો વિચાર વિનાનો, કોઈના કશા યે ખપ વિનાનો એ તો ત્યાં જ ઊભો રહ્યો !

આખી રાત ચિંતામાં જાગતો પડી રહ્યો. એલિસનું દુઃખ એને ભારે હતું. જો એ પરણે અને એને છોડી જાય તો એલિસની જગ્યા કોણ સંભાળે એ પ્રશ્ન એને કોરી રહ્યો. પણ એમ ન બને, એ પરણે છતાં પાસે રહે ને સંતાનને જન્મ આપે તો એવા બાળક માટે રેલ્વેનું ફાટક શું સારી જગ્યા હતી ? સમજો કે લડાઈ લંબાય, યુદ્ધમાં એલિસનો પતિ હણાય, ને પગથી પર કે રેલ્વે માર્ગે એ ભાગી જાય ને ગાડીનો ભોગ બને ! યુદ્ધ કેટલું ચાલશે ? હવાઈ હૂમલાઓ ક્યારે શરુ થશે ? ઉપરને માળિયે કશી હીલચાલ થઈ રહી હતી. તરત જ ગુસ્સાથી ધ્રુજતો ભારે પગે એ ખડો થઈ ગયો. ના. ના. એના પોતાના ઘરમાં તો આવું નહિ જ બની શકે. બીજી જ મિનિટે બારણા બંધ થવાનો અવાજ આવ્યો. આમ તેમ જવાના પગલાં ફરીથી સંભળાયાં. ને નિશ્વાસ. ને દરરોજ જેની પાસે સૂતા એને ઊંઘ આવતી તે બારીના પૂઠા ફાટવાનો અવાજ. શરમ ને દુઃખનો માર્યો આલ્ફ્રેડ નીચે સૂતો. હવે બીજા વિચાર શું કરવાનો હતો ? એવું તે શું થયું હતું કે આવી આશંકા ને ઈર્ષ્યા ને તે હૈયામાં સ્થાન આપે ?–ને એલિસને માટે શું કરવાનું હતું–કરવા જેવું હતું ?

બીજી સવારે ઊઠતાં જ સંકુચિત બને ને ઉત્સુક થઈ એણે એલિસ તરફ જોયું. વિરૂપ બનેલા એના ચહેરામાં ભાવનો કોઈ જ ફરક પડ્યો નહોતો. એના પગલાં પડવાથી કોઈ જાતનો પ્રકાશ પડતો નહોતો પ્રણય કે પ્રણયનું આશ્ચર્ય બતાવનારૂં કોઈ ચિહ્ન માલમ પડતું નહોતું. ને છતાંયે એના નિરસ ને પરિવર્તન ન પામેલા ચહેરા પરથી કે યાંત્રિક સૌમ્ય પરથી બીજાથી ચઢવાના ને એમાં વિજય મેળવવાના સૂચનો તો મળી જ આવતા હતા. ને ઈતર ? બીજા કરતાં એનામાં કંઈ ઉણપ નહોતી, કંઈ વધારે નહોતું–શાળામાં ગોતા પડતાં, શિક્ષા થશે એ ભયે બેહદ ઉતાવળો જાણે કોઈ વિદ્યાર્થી !

આનંદના જેટલું દુઃખ આત્મા પૂરતું જ રહેતું નથી. છતાં એ દુઃખમાં કોઈને યે ભાગીદાર બનાવ્યા વિના, આલ્ફ્રેડ મૌને એને મનમાં જ સમાવવાનું નક્કી કર્યું હતું.

છેવટે, દિવાસાંજે જ્યારે સેનિકો ઘર પાછા ફર્યા ત્યારે, સીદને પટાવીને એ બાગમાં લઈ ગયો ત્યારે સંધ્યાના પડછાયા ઊતરી ચૂક્યા હતા.

' ન બનવા જેવી એક વાત બની ગઈ છે. ઈવર એલિસને પરણવા માગે છે. '

' ખરેખર ? '

આ શબ્દોમાં એટલું બધું ઓછું આશ્ચર્ય વ્યક્ત થતું હતું કે આલ્ફ્રેડ થોર્ને તુરત જ ક્રોધથી વહેમ રજૂ કર્યો.

' અહં...ત્યારે તો તું એ જાણતો હતો એમ જ કહેને. આ વાત બધે કરતો ફરે છે કે ? '

' નહિ રે, એકે શબ્દ નહિ. પણ મને બહુ આશ્ચર્ય થતું નથી. એલિસ સામે એ ઘણી વખત તાકીને જોયા કરતો હતો. '

' એની સામે ? કેવી દૃષ્ટિથી જોતો હતો ? '

' જો...મને એ પસંદ નથી. એના જેવી છોકરી પાછળ પડવાનું એને શું કારણ છે વારુ ? '

' છોકરી ગુલાબી છે. દયાળુ યે ઘણી. '

' પણ એ તો મૂગી છે. ને એનું મોં ? મોં ખબર છે ને કેવું છે તે ? પેલા ચકામા...'

' એ ચકામા જ કદાચ એને ઘણા ગમે છે. '

' ગમે છે ? ચકામા–ચાંદા ગમે છે ? '

ક્રોધથી હાંપતા એણે યુવાનના મુખમાં જોયું. પણ સીદે ન તિરસ્કાર બતાવ્યો, કે ન બતાવી અસભ્યતા. હા. ગુસ્સો થયેલા આ વૃદ્ધ પ્રતિ આટલી શાંતિથી કોઈ યુવાન જુએ તેને અસભ્યતા કહેવી હોય તો કહી શકાય.

' લોકોને ઘણી વખત એવું ગમે છે, સમજ્યા. બધાને નહિ, થોડાને. પણ જે તો મનનું કારણ છે ને. એને માટે જ કદાચ એ આકર્ષાયો હોય. '

' તું એને કેવું નામ આપે છે તે હું જાણતો નથી. હું તો એને પૂરેપૂરું સુગાળ કહું, રોગિષ્ટ મનોવૃત્તિ કહું. '

' આ રસ્તો જો લીધો હોય તો તમે એને રોગિષ્ટ મનોવૃત્તિવાળો ના કહી શકો. '

' હેં ? કેમ નહિ ? એને ખબર પાડું છું કે નહિ તે થોડા વખતમાં જોજે. '

' ઠીક મિ. થોર્ન તમે મોટા પણ હો. તમે જૂના વિચારના લાગો છો. આજે, હમણાં...તો...' પણ વાક્ય પૂરું સાંભળતા પહેલા આલ્ફ્રેડે પૂંઠ ફેરવી દીધી હતી. ભારે પગલે એ ચાલ્યો જતો હતો. ઉપવનના દ્વાર આગળ આવી એ અટક્યો ને મોટેથી બૂમ પાડી.

' કહી દેજે એલિસને કે ૯–૩૭ની ગાડી પહેલાં હું ઘેર નહિ આવું '

એક પછી એક સુતારાઓ સાથે અફડાતો એ રેલ્વેની પગથી, ડાઉનવાળા પાટા તરફ ચાલ્યો.

' છાંટો પાણી પડે તો બુઢ્ઢાને સાંત્વન મળે' સીદે વિચાર્યું. આ વૃદ્ધ એને ખરેખરો મૂર્ખ લાગ્યો, સોએ સો ટકા ખોટો પણ લાગ્યો. ને પોતાનો જવાબદારીભર્યો સ્વભાવ હતો. સેનિકોને સહજ વૃત્તિએ એને ઘેરી લીધો હતો. અત્યાર સુધી તો ઘરનું વાતાવરણ ઘણું જ સરસ હતું.

પણ એના માનવા પ્રમાણે થોર્ન કંઈ કલાલની દુકાને જતો નહોતો. એકાદ માઈલ દૂર આવેલા રેલ્વે લાઈનનાં ડાઉનવાળા પાટા આગળથી પસાર થતી પગથી આગળ વેલબરીની લાઈન આવી. અહીં એક સિગ્નલ પેટી ઊભી કરવામાં આવી હતી. સામાન્ય જનતાની દુગ્ધાથી અલિપ્ત-ઊંચે ઊભતાં, શિયાળામાં હૂંફ, ઉનાળે ઠંડક ને બારીની બેઠક પર ચાનો કપ ટેકવી ઊભો રહે ત્યારે સિગ્નલ પેટી કોઈ અજબ આશ્વાસન આપનારી નીવડે ખરી. આ સિગ્નલ પેટી તરફ એ સાંત્વન મેળવવા જતો હતો. પોતાના ધંધામાં આશ્વાસન મેળવવા એ જતો હતો. વાતાવરણ એણે માન્યું હતું એટલું જ આશાજનક હતું. એના મિત્રે હાક આ બનાવી હતી. તેઓ રેલ્વે કંપની વિશે જ વાતો કરતા હતા. ને વિન્સેન્ટ જોન્સ ' એંજિન કેવું મજાનું ' એ ગીત ગાતો હતો. ને હસતો હતો ને કહેતો હતો કે લડાઈને લીધે વેલ્સ બદલાઈ જવાનું નથી, ને કદાચ ઇંગ્લંડમાં પણ કંઈ ઝાઝો ફરક નહિ પડી

જાય. પણ એવામાં તો ભીંત પર લટકતા ઘડિયાળમાં ટકોરા થયા ને વાર્તાલાપમાં ભંગાણ પડયું. ૯-૩૭ ની ગાડી જવાનો વખત થઈ ગયો હતો.

વાદળાંથી છપાયેલી રાત હતી. નવેંબર માસનો પવન બેસુમાર ફૂંકાઈ રહ્યો હતો. આકાશમાં ચંદ્રોદયને હજી વાર હતી. તારના દોરડાં સાથે વાયુ ગોષ્ટિ કરી રહ્યો હતો, જો કે નીચી સુડીએ એ રસ્તો માપી રહ્યો હતો છતાં તારની ધ્રુજારીના હવામાં પ્રસરતા મોજાંને લીધે બીજા તારના થાંભલે કયારે પહોંચતો તેની એને ખબર પડી જતી. એ હતાશ બન્યો હતો, મનઃક્લેશ એને-સંતાપી રહ્યો હતો. એની જ ઉંમરના ને સમાન ધંધાદારી વિન્સેન્ટ જોન્સ જેવાને છોડી, ટ્રેનની અનિયમિતતા પોતાની મશ્કરી કરતા, મૂછમાં ને મૂછમાં હસતા તેમ જ પોતાના જેવા ઘરડા માણસ સામે એક વખતે હોડ બકતા પેલા પાંચે જુવાન સૈનિકોની વચમાં જવું એને ઘણું જ દુઃખદાયક થઈ પડયું.

એટલે જ તો ૯-૩૭ ની ગાડી પૂરેપૂરી પસાર થઈ ગઈ હતી ત્યાં સુધી એ ઘરની બહાર જ થોભ્યો. આમ તેમ ફરતાં એને ભ્રમ લાગ્યો કે કોઈ એની પાસે હતું. રસ્તાપર કોઈના પગલાં નહોતાં. કોઈનો અવાજ સંભળાતો નહોતો ને તારના દોરડા તેમ જ પથ્થરોની પર થઈ પવન હાંફતો દોડ્યો જતો હતો. વૃક્ષો તાલબદ્ધ ગીતો ગાતાં હતાં, ઓરડીની પડાળીયે તાનમાં હતી.

' છે કે કોઈ ? '

જવાબ ન મળ્યો. એને લાગ્યું કે ટ્રેન મોડી થવાથી એને ચીડવવા માટે બધામાંનો એક છોકરો. હા. ખરેખર મોડું થયું હતું. પોણાદશ થયા છતાં હજી સિગ્નલ અપાયો નહોતો. ઝગમગતા તારા જેવી બત્તી સાથે એક સાયકલવાળો આવ્યો ને ઉતર્યો.

' વાંધો નહિ, પેલી બાજુ જવું હોય તો જાઓ. ગાડીને સિગ્નલ અપાયો નથી હજી. '

નાના દરવાજામાંથી સાયકલ ઊંચકી લઈ પગથીપરથી દોરીને તે લઈ ગયો. જનાર હેરી ફેલો હતો. સાયકલ મારી મૂકતાં એણે મોટેથી કહ્યું.

' નમસ્તે મી. થોર્ન. આશા રાખું છું કે હવે તમારે વધુ થોભવું નહિ પડે. થંડી ન લાગે તે જોજો. પેલો દેવતા પડી રહ્યો છે તેનો ઉપયોગ કરજો. '

આલફ્રેડે વિચાર્યું કે બધા જુવાનો આમ જ વિચારતા હોય છે. જેમાં તેમાં આશા રાખવાનું તેમને સહેલું થઈ પડે છે. પણ જેમ જેમ ક્ષણો વીતતી ગઈ તેમ તેમ, ટ્રેન મોડી પડવાની ચિંતાએ તેના મનનું દુઃખ વિસારે પડયું. દશના ટકોરા પડી ગયા. ટ્રેનને નક્કી કંઈ થયું હશે. અકસ્માત ? હવાઈ હૂમલો ?

ઠંડીને ચિંતાને ભારે એ અપલાઈન તરફ જવા માંડયો. ગ્રેટ વેસ્ટર્ન રેલ્વેની સંસ્થાના એક મહત્વના વિભાગ તરીકેના પોતાના જ ધંધામાં ખૂંપી રહેનાર થોર્ને અપલાઈન તરફ પગલાં ભર્યાં ને વળાંક લઈ બીજી લાઈન પર આવ્યો. એવામાં રસ્તો રોકી પડેલી કોઈ વસ્તુ એને પગે અફળાઈ. અને એ તો હતો મોટો ભારેખમ આદમી. શબ હતું ? ના. જીવતો છે ! કારણ એણે. ઊઠીને દોડવાનો પ્રયત્ન કરવા માંડયો. અંધારામાં થોર્ને એને પકડયો ને એને ખાતરી થઈ કે પોતે કોઈ માણસને પકડી ઊભો હતો, ખરબચડા ઊનના ચૂસ્ત કપડાંમાં સજ્જ કોઈ માણસ.

' અરે આ છે શું ? કોણ છે તું ? '

' હું...હું ઊંઘી ગયો હતો. '

' ઈશ્વર ! '

' હા, હું જ મી. થોર્ન. '

ઠંડીને લીધે ઈશ્વર ધ્રુજતો હતો. એના દાંત કચકચતા હતા.

' શો વિચાર છે ? શું કરતો'તો અહીં ? '

' ઊંઘી ગયો હઈશ...હું રાહ જોતો હતો...'

અર્થહીન એનો અવાજ હતો-હજીય જાણે સ્વપ્ન જો તો ન બોલતો હોય.

' રાહ જોતો હતો ? કોની ? '

'૯-૨૭ ની ગાડીની. ક્યાં છે એ ?' તુરત જ મેંટેથી બોલ્યો, 'શુ. તમારી ગાડીઓ પર. દરરોજ મોડી !'

'આ બધું ધાંધલ છે શું તે તો જણાવ' આલફ્રેડે કહ્યું.

'એને વિશે વાત ન કરો.' છોકરો રોદણાં રડતો હતો, 'નકામું છે સાર. મારાથી હવે સહન થતું નથી.'

'કામને લીધે જ તું ઘણો થાકયો લાગે છે.' વૃદ્ધે જણાવ્યું, 'ને એટલે જ આમ વર્તે છે. છે તો જુવાન ને તારાથી આ મોટો બોજો ન સહેવાય એ સાચું. પણ છોકરા, તારે આવી મૂર્ખામી ન કરવી જોઈએ. બીજી બધી ચીજોની માફક યુદ્ધથી પણ ટેવાઈ જવું રહ્યું. ગાડીદ્વારા જ હજારો માણસો આવજા કરે છે, એ છેક કાઢી નાખવા જેવી વાત નથી. હું પણ એક વખત યુદ્ધમાં હતો એટલે શેને વિશે વાત કરું છું એનું મને બરાબર ભાન છે !'

'રે ! પણ આ બધું યુદ્ધને લીધે નથી.'

'યુદ્ધને લીધે નહિ ? ત્યારે છે શું ?'

'એલિસ સાથેના લગ્ન બાબત. એ મારાથી હવે સહન થઈ શકતું નથી.

સિગ્નલની ઘંટડી વાગી. છોકરાનું કાંડું પકડીને આલફ્રેડે પગથી પર ચાલવા માંડ્યું.

'એની મુખાકૃતિ ! મને લાગ્યું કે એ મને મદદ કરશે. પણ કંઈ નહિ...જ્યારથી મેં એના પર આંખ માંડી છે...'

ધ્રુજતો ધ્રુજતો એ અટકી પડ્યો.

'બરાબર છે.' આલફ્રેડે કહ્યું 'શરુઆતથી કહે તો કંઈ સમજાય.'

'હું આવું છું તે ફેમ્બર વેલમાં શાંતિ ચાહક લોકોએ કે એવા બીજા કોઈએ એક પ્રદર્શન ગોઠવ્યું હતું. હું એ જોવા ગયો. તે પહેલાં યુદ્ધની ભયંકરતાનો મને વિચાર નહિ આવેલો. કેટલી બધી તસ્વીરો હતી !—એવા યુદ્ધમાં જખ્મી થયેલા ને આજ સુધી જીવતા રહેવા પામેલા માનવીઓની છબીઓ. !

શરુઆતમાં એની વાચાનો પ્રવાહ સતત ઘોષ જેવો ચાલ્યો આવતો હતો. હવે બદલાયો.

'એમાં સૌથી બૂરી દશા તો ગોઢાનો અડધો ભાગ લડાઈમાં ગુમાવેલા માણસની હતી. ત્યારથી એની છબી ભૂલવાનો હું પ્રયત્ન કરી રહ્યો છું; પણ હજી સુધી ભૂલાયું નહોતું. ને પછી તો યુદ્ધને માટે અમને બોલાવવામાં આવ્યા.'

'એ તો મેં કહ્યું જ ને કે યુદ્ધની પૂરી જવાબદારી સમજવામાં તું ઘણો પાછળ છે.' આલફ્રેડ બોલ્યો.

'સાંભળો તો ખરા. જો કે એલિસ કંઈ એટલી બધી જોવી ખરાબ લાગે એમ નથી છતાં, મેં જ્યારે એને પહેલી વખત દીઠી ત્યારે કોણ જાણે કેમ પણ હું એને ના જોઈ શકયો. પછી મેં વિચાર્યું. ધારો કે એની સામે જોવાનું હું જારી રાખું તો ? એમ બને કે હું એ વાતથી ટેવાઈ જાઉં. એટલે પછી તો હું એને જોયા જ કરતો. મારામાં એણે અજબ આકર્ષણ જમાવ્યું. એટલે મને વિચાર આવ્યો. જો એના મુખનો સ્પર્શ કરું ને એને પંપાળું તો જ હું એક કે બીજી રીતે એમ કરવા ટેવાઈ જાઉં ને બધું ભૂલી જઈ શકું કારણ એક દિવસ મારી પણ આ જ દશા થશે ને ! મને ખબર છે એ, કયારનીયે મને ખબર છે.'

હવે તો તેઓ રેલ્વે ફાટક પર પહોંચી ગયા હતા. દરવાજા આગળ બંને ઊભા રહ્યા. ફાટકનાં ઠંડા ને લીસા પાટિયાંને અડકતાં આલફ્રેડને લાગ્યું કે હવે બંને એક મોટા ભયમાંથી સહીસલામત પસાર થઈ ગયા હતા. ને હવે ચિંતા કરવાનું કારણ નહોતું.

'તે મુખ પંપાળવા દેતી એ તો. એમ ને એમ બેસી જ રહી હું કાબૂ રાખી શકયો નહિ મને તો લાગ્યું કે સદાકાળ સુધી આમને આમ જ ચાલ્યા કરશે પણ એવામાં તમે આવ્યા. ને મને વિચાર

આવ્યો; બરાબર છે વાત આ પ્રમાણે જ બનવી જોઈએ.

દૂરદૂરથી, હવાનો પડદો ચીરી, કાનની જવનિકાને અવાજ ને બદલે ભણકારા જેવું લાગે એવું એંજિનનું ' છૂક છૂક ' સંભળાવા લાગ્યું.

' પણ હવે એ નકામું છે. હું સહન કરી શકતો નથી. વિચારું છું ત્યારે મને લાગે છે કે મારાથી હવે સહન થતું નથી. '

અંધારપટમાં કિરણનું કમળ ખીલતું દેખાયું. હવે તો ટ્રેનનો અવાજ સ્પષ્ટ સંભળાતો હતો.

' એટલે જ બધી વાતનો અંત લાવવા હું અહીં આવ્યો હતો. પણ ગાડી ના આવી. પાટા પર હું સૂતો. ઊંઘી ગયો હોઈશ. સારાયે દિવસ દરમિયાન હું થાકી ગયેલો...'

ગર્જના કરતી ટ્રેન આવી. એની વરાળના ગુંચળા વળતા હતા ને ભક્ ભક્ અવાજ નીકળતો હતો. બોલીને સામે સાંભળી શકવાનું અસંભવિત હતું. છેવટે આલફ્રેડે કહ્યું:

' ઠીક. સોએ સો ટકા તું એને ન પરણી શકે એ ચોક્કસ. '

આમ બોલતાં એણે કળ દબાવી ને દરવાજો ફટ દઈને ખૂલી ગયો. હવે રસ્તો ભયમુક્ત હતો. વચમાંથી એ મોટરો પસાર થઈ ગઈ.

' પણ આ વાત એને કહેવા કોણ જશે ? '

' આ ક્ષણે હું નહિ કહી શકું. મી. થૉર્ન. '

' હું પણ નથી ધારતો કે હું કહી શકીશ. '

ને ત્યાર પછીના પથરાયલા મૌનમાં બંનેને ખબર પડી કે તેઓ એક બીજા સાથે સંકળાઈ ગયા હતા, પહેલી વાર એક જ ઊર્મિના સહભાગી બન્યા હતાં. અને એ ઊર્મિ હતી સંવેદનાની. ઈવિરે સીગરેટનું પાકીટ કઢાડ્યું.

' કદાચ સીદ કરી શકે. બીજાને સમજાવવામાં એ એક્કો છે. '

પણ એલિસને એ સિદ તરફથી સાંભળવા ન મળ્યું. બીજે જ દિવસે સમાચાર આવ્યા કે મદીનગનની તાલીમ માટે તેમને ઉપડી જવાનું છે. જતી વખતે ઘણી જ, ઉતાવળ કરવી પડી ને બીજા દિવસની સવારે તો તેઓ ગયા જ.

' હું વિગતે પત્ર લખીશ. ' ઈવિર કહેતો ગયો હતો.

બે દિવસ પછી પત્ર આવ્યો. પત્ર વાચનની લગીરે ટેવ નહિ પડેલી એવી એલિસને, થૉર્ને ધીમેથી કાગળ વાંચતા જોઈ. ઘડી વાળી, પત્ર પરબીડિયામાં મૂકી, એણે ચાના ડબ્બાની નીચે એ છૂપાવી દીધો. દયા ને આશ્ચર્યની લાગણી અનુભવતો આલફ્રેડ આ સર્વ જોઈ રહ્યો હતો. બોલવાની તેની હિંમત ચાલી નહિ. ન તો એલિસ બોલી શકી. એના ગાલ પર શરમના વધુ શેરડા પડ્યા ને એમ થવાથી એની કદ્રુપતામાં ગજબનો વધારો થઈ ગયો.

થૉર્નનું સ્વાભિમાન, થોડીવારે, પીગળ્યું ને એકલો પડવાથી ચાના ડબ્બાની નીચે એણે જોયું—! પત્ર નહોતો !

ડિસેંબરની શરુઆતમાં નવા સૈનિકો આવ્યા. ને પોલિસના માણસે આવી આ સૌને રહેવાની ગોઠવણ કરવાની એક નોટીસ બજાવી.

કરુણાને પરિણામે કંઈ વિચિત્ર લાગણી અનુભવતા આલફ્રેડે કાણુ શબ્દોમાં ચોખ્ખે ચોખ્ખું પૂછી લીધું.

' જો એલિસ, તારો ના વિચાર હોય તો એમને આવવાની ના કહીએ. ' પેન્સીલ શોધીને એણે લખ્યું.

' ભલે આવે ! '

એલિસને શું એમ આશા હતી કે સૈનિકોની આ નવી ટુકડી એનો બીજો વધારે દયાળું ચાહક લાવશે—અને આમ કોઈ બીજો નવો જ રસિક કિસ્સો ઊભો કરશે ? હા કહીને શું એને એમ પુરવાર કરવું હતું કે ઈવિરનો ઘા માત્ર ઉપર ઉપરનો જ હતો ને એની રુઝ આવે એમ હતી ? કંઈ જ કહી શકાય એમ નહોતું.

સૈનિકો તરફ હતી એવી જ દરકારથી, એવા જ પ્રભાવથી એણે આ સર્વેની પરોણાગત કરી.

બધાની વચ્ચે એ મક્કમ ચાલે ફરતી હતી. બહારથી અતિ સંતુષ્ટ લાગતી હતી.

આલફ્રેડે વિચાર્યું, ' મારી જોડે એકલી રહે તેને બદલે બધેને એ બધા સાથે ફરતી. '

પોતાની કરુણ કથનીનું સૈનિકોને ભાન ન થાય એમ એ વર્તતી હતી. ને નાતાલ આવતાં તો એણે બધી તૈયારીઓ કરવા માંડી-નાતાલ માટે સારું સારું ખાવાનું બનાવી ને સુકવણી કરી રંગીન કાગળના હારો વેચાતા લીધા ને એમનાથી છત તેમ જ ભીંત સજાવી. આજુબાજુના ગામમાંથી જીપ્સીકન્યાઓ લાવતી તે વસ્તુઓ પણ એ ખરીદતી. સૈનિકોમાંના એકે એક ગુમ્મર આણ્યું. પૂરા સત્કારથી એણે એ વધાવી લીધું ને ઓરડીના મધ્ય ભાગમાં લટકાવ્યું.

બહાર સુકાતા કપડાં લેવા કાજે એ નમતા બપોરે બાગમાં ગઈ. પોતાની જાતને જોતી એ ઘડીભર થંભી. જાણે જેલની કોટડીમાંથી બહાર નીકળી નાઠી હોય તેમ એના વલણમાં એક જાતનો છુટકારાનો દમ હતો, અચિંતી આવેલી હિંમત હતી. કદાચ વાળની લટ રમાડનાર ને ફીક ઉરાડતા પવને તેને આજે આ બક્ષિસ આપી હશે. ત્યાંથી ઘરમાં આવી હાથમાં પેન્સીલ લઈ, કાગળની ચગરખી પર એણે કંઈ લખ્યું ને એ ચગરખી આલફ્રેડને આપી.

એણે માત્ર એક જ શબ્દ લખ્યો હતો 'બરફ.'

પળવાર માટે તો થેર્નને લાગ્યું કે નાતાલની ભેટ તરીકે બજારમાંથી ખરીદી લાવવા માટે કંઈ લખ્યું હશે.

' આ બરફ શું, એલિસ ? '

બારીમાંથી ઠંડા આકાશ તરફ વેરાન દશ્યપ્રતિ, એણે સૂચક દૃષ્ટિ નાખી. ને નિર્ણયાત્મક રીતે ડોકું ધુણાવ્યું.

ને થોડા દિવસો પછી બરફ વરસ્યો. સારોયે રેલ્વે વ્યવહાર ખોરંભાઈ ગયો. ત્યારે અભૂતપૂર્વ વિજય પ્રાપ્તિની અદાથી એ આજુબાજુના વિસ્તારમાં ફરવા લાગી ને પોતે કરેલી આગાહી સાચી પડવાને પરિણામે જાણે બંને જણ વધુ નજીક આવ્યા હોય ને પાછા અસલ સ્થિતિમાં મૂકાઈ ગયા હોય તેમ, એલિસ વધુ મમતાથી આલફ્રેડની સેવાચાકરી કરવા લાગી.

## બગીચાનું માપ

' જો સુરેશ, મારે આ કુટેવ ભૂલવી છે. જ્યારે જ્યારે હું ગપ્પા મારતો હોઉં એમ લાગે ત્યારે તારે મને જરૂરથી રોકવો. ' અશ્વિને પોતાના ખાસ મિત્રને ચેતવણી રૂપે કહી રાખ્યું.

પંદરેક દિવસ પછી હોસ્ટેલમાં બધા ટાઢા પહોરે બેઠા હતા. વાતમાં ને વાતમાં અશ્વિને કહ્યું,

' શી વાત કરું યાર, મારા દાદાના દાદા તો મોટા જાગીરદાર હતા. એમના બંગલાના ચોગાનમાં એક મોટો બગીચો હતો. એક માઈલ લાંબો ( અશ્વિન ગપ્પું મારે છે એમ લાગવાથી સુરેશે એને પગ માર્યો, તરત જ સભાન અશ્વિન બોલ્યો ) ને એક ફૂટ પહોળો ! '

* * *

## મૌલિક વાર્તા

ચોપડી નહિ લાવવા બદલ કાન્તિને શિક્ષકે પૂરા પચાસ શબ્દોમાં એક મૌલિક નિબંધ કે મૌલિક વાર્તા લખવાનું ફરમાવ્યું. દશ વર્ષના છોકરા માટે કેવું ભારે કાર્ય ! પણ તરત જ એણે વાર્તા શરૂ કરી:

' નવીન ને માલતિ બે ભાઈ બેન, બંને એક દિવસ મેળો જોવા ગયાં. અચિંતી માલતિ ખોવાઈ ગઈ એટલે નવીને બૂમો પાડવા માંડી ' માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ, માલતિ. '

પાંચ જ મિનિટમાં શિક્ષકને આ મૌલિક લખાણ બતાવવામાં આવ્યું.

કાન્તિને ચાલાકી માટે શાબાશી આપવામાં આવી.

# એક વખતની મારી દીકરી !

લે. નીન યુઆન યાઓ

યું ફિંગપર આમ તો ઘણુંયે હવાઈ હુમલાઓ થયા હતા. એવા એકાદ નવા આક્રમણ પછી તાજેતરના બનેલા મકાનોના ખંડિયેરોની હાર વચ્ચે કોઈ ઘૂમતી વ્યક્તિએ મારું ધ્યાન ખેંચ્યું. એ બાળક હોય એમ લાગ્યું. કેટલી નાજુક, ને કેવી ગંદી ને આસપાસના ખંડિયેરોમાં એ કેવી અજબ રીતે બંધ બેસતી હતી ? મેં એની સામે જોયું. ને તે જ વખતે એ મારા પ્રતિ જોઈ રહી. દૃષ્ટોદૃષ્ટ મળી. ગભરાટ ને ભયની લાગણી એની નજરમાં સ્પષ્ટ તરી આવતી હતી. શું બની ગયું છે તે નહિ સમજી શકનાર ભયભીત પ્રાણીના જેવી તેની દશા હતી. દિવસ આથમવાની તૈયારીમાં હતો. ને સમી સાંજના સમયે પવનની ઠંડી ઝાપટો આવતી હતી અવશેષોના ઢગલા પર મેં ડગ માંડયા. આશ્ચર્ય ને બીકની મારી તે મને જોઈ રહી. હાથ ઝાલી મેં એને દોરી ને એણે મારી પાછળ પાછળ આવવા માંડયું. ને આ રીતે મેં દીકરી મેળવી.

એના હાથ ઠંડાગાર થઈ ગયા હતા. પગ ઘવાયા હતા. એના શરીર પર હતી તે વસ્તુને ભાગ્યે જ કપડાં કહી શકાય. ને મારી પાછળ એ જેમ જેમ આવે જતી હતી તેમ હું વિચાર શૂન્ય બન્યે જતી હતી. કોઈ યોજના તો ન કરી શકી પરંતુ વિના હકની ચીજને લઈ ઉપાડી જનારના જેવી હું ભીયભીત હતી. સારું હતું કે અંધારું થઈ હતું ને કોઈને શંકા આવી નહિ.

છુટકારાના મોટા દમ સાથે મેં દ્વાર બંધ કર્યાં ને અમે ઘરમાં આવ્યાં. ત્રાસેલા નયનોથી હજી એ મને જોઈ રહી હતી. મારા ખંડના બારણા આગળ તે ખેંચાઈ. ચટાઈ પર એ જોવા લાગી. મેં એને અંદર આવવા કહ્યું. પણ એણે તો વારાફરતી મારા તરફ ને સાદડી તરફ જોયા કર્યું. મેં એનો એક પગ ચટાઈ પર મૂકયો ને ચુસ્ત દોરડા પર ચાલતી સરકસની છોકરી માફક એ આસ્તે આસ્તે આગળ વધવા લાગી. જીવનમાં એણે કદીય ચટાઈ શું ચીજ છે તે જાણેલું નહિ, પછી એના પર ચાલવાની આશા તે કયાંથી રાખી હોય ?

સૌ પ્રથમ મેં એને નવડાવી ને ત્રણ ત્રણ જાતના પાણી વડે મેં એને ચોળી મસળીને ચોખ્ખી બનાવી. તે પછી મારા જૂના બ્લાઉઝમાંથી એક આપ્યું. બે ગરમ સ્વેટર પણ પહેરાવ્યાં. એને આવી રહે એવા નાના જોડા તો મારી પાસે કયાંથી હોય એટલે મેં એને મારા સપાટ આપ્યા. બોખ ને વિચિત્ર લાગતા એ મોટા કપડાંઓમાં એને જોવામાં ખરો નિર્દોષ આનંદ અનુભવાતો હતો. તોયે સ્નાન પછી એનું શરીર મહેક મહેક થતું હતું. તાપણી સાગે એક ખુરશી પર મેં એને બેસાડી. પણ જાણે ગણતરીમાં ન આવી શકે એટલી એ નાની લાગતી હતી.

મેં એને ઊનો ભાત ને ડુક્કરના માસમાં રાંધેલું થોડું શાક આપ્યું. પહેલાં તો કોળિયા મોંમાં મૂકતી વખતે, મારા સામુ અર્થસૂચક દૃષ્ટિ નાખી, ખંચાતી ખંચાતી એ ખાતી હતી. એનામાં વિશ્વાસ પેદા કરતી હું હસ્યા જ કરતી હતી એટલે પછી તો એણે મારા સામું જોવાનું મૂકી દીધું ને માત્ર ખાવામાં જ તલ્લીન થઈ ગઈ. જ્યારે એણે મારી સામે જોયું ત્યારે એની આંખનો ભય જતો રહ્યો હતો ને એને બદલે એ પણ હસતી હતી ને ત્યારે એના ડાબા ગાલમાં નાનોશો ખાડો પડતો હતો.

મારી એ ' નિર્દોષ 'માં મેં ખ્રિસ્તી ધર્મના સંસ્કાર પાડયા. કારણ કે જો કે એ હતી તો માત્ર ૭ જ વર્ષની પરંતુ એના વરસના પ્રમાણમાંયે એ

ઘણી નાની દેખાતી હતી. તે એની ટેવો નવા જન્મેલા સંતાનની પેઠમ બિલકુલ બીન કેળવાયેલી અણઘડ હતી. દાખલા તરીકે આપણે ચીપીઆ તરીકે વાપરીએ છીએ તે હાથીદાંતની સળીઓના ઉપયોગ વિશે એને ખરેખરી શંકા હતી. હું જ્યારે ન જોતી હોઉં ત્યારે આ સળીઓને બદલે એ રાંધતી વખતે પોતાની આંગળીઓનો ઉપયોગ કરતી. એ ઉપરાંત વળી શા માટે દરેક દરેકના બીછાનામાં સૂવું જોઈએ એની ખબર નહોતી. ઘણી વખત તો એ જ્યારે ઘણી થાકી જતી ત્યારે સઘડી આગળ ટુંટિયું વળીને કે પછી ઘરના ખૂણામાં નાના પ્રાણીની માફક જમીન પર ઊંઘી જતી. છતાં ય નિર્દોષ ને હતી બહાર તગી આવતા યૌવનની ખારી સમી, ચારુતમ, કાળી ભમ્મર બે આંખો. ને જ્યારે એ હસતી ત્યારે ડાબા ગાલનું પેલું ખંજન. મારી પુત્રીને હું ઘણી ચહાતી હતી.

એકરાત્રે હું બહાર મેળાવડામાં ગઈ હતી. ઘણી મોડી ઘેર આવી. દાદરના પગથિયાને તળિયે ગુંચળું વળીને નિર્દોષ સૂતી હતી. મારા પગલાં સાંભળતાં જ તે જાગીને મારી તરફ દોડી. એના પાતળા હાથ મારા ગળે વીંટાળ્યા ને મારા ખભા ઉપર એનું માથું ઢાળી દીધું. હું એને ઉપર લઈ ગઈ ને મારા બીછાનાની બાજુમાં એના ખાટલા પર એને સુવાડી. ત્યારે જ મને ખબર પડી કે મારી.પુત્રી એની બાને પણ ચહાતી હતી.

ખરું પૂછો તો નિર્દોષ મૂર્ખ નહોતી. હવે રહેતી હતી તે નવા વાતાવરણને તે બિલકુલ અનુકૂળ થઈ ગઈ. ટેલીફોનથી તે આરસના બનાવેલા ઈશુ સુધી ઘરની દરેક ચીજમાં એ રસ લેવા લાગી. જ્યારે જ્યારે હું ફોન કરતી ત્યારે એ ધ્યાનથી મને જોયા કરતી. એક દિવસ તો હું મારી ઓફિસમાં હતી ત્યારે 'કેમ બા શું કરો છો ?' કહેતો નિર્દોષનો મેં અવાજ સાંભળ્યો ત્યારે મને લગીરે આશ્ચર્ય થયું નહિ. અભિમનથી મારી છાતી ગજગજ ફૂલી ગઈ ને એટલે જ મારી સહકારીને મેં એને વિશે વાત કરી. ને પછીથી તો જ્યારે જ્યારે ઓફિસમાં મળતા ત્યારે તેમાંના ઘણા ખરા મારી આ પુત્રીની ખબર પૂછતા. અત્યાર સુધી ને ભવિષ્યમાં પણ નિર્દોષ મારી જ રહેશે એની મને ખાતરી થઈ ચૂકી હતી...

એક દિવસ ઓફિસથી ઘેર આવતાં મેં જોયું તો નિર્દોષ નહોતી. પોલિસ સંસ્થાના વડાએ એક ચિઠ્ઠી મૂકી હતી. તેમાં જણાવ્યું હતું કે નિર્દોષને એની અસલ માતાને પાછી સોંપવામાં આવી હતી. હવાઈ હૂમલો થઈ ગયા પછીના રાહત કાર્યમાં મદદ કરવા માટે પોલિસે મારો આભાર માન્યો હતો. સમાચાર સાંભળતાં જ હું તો ડઘાઈ ગઈ કારણ મેં તો માન્યું હતું કે નિર્દોષ ને મારો સંબંધ સનાતન રહેનાર હતો. એની શાળાવિષયક કેળવણીની પણ મેં યોજના ઘડી રાખી હતી. અરે, હવાઈ આક્રમણનો ફરીથી ભોગ ના બને એટલા માટે પરાની એકાદ શાળામાં મેં અરજી પણ કરી દીધી હતી.

નિર્દોષને જોવાની ઇચ્છા હું દબાવી શકી નહિ એટલે બીજે દિવસે એના ઘર તરફ જવાનો વિચાર કરી, જ્યાં આગળ મને એ મળી ગઈ હતી તે સ્થળે હું ગઈ. ફરીથી તાડછાના છાપરાંવાળી કોટડીઓ ઊભી કરી દેવામાં આવી હતી. એકાદ માસ પહેલાં વર્તી ગયેલા હાહાકારથી જાણે સર્વ સાવ અજાણ હોય તેમ, શહેરના ગરીબમાં ગરીબ લત્તામાં વળી પાછું ચેતન આવ્યું હતું. નિર્દોષનું ઘર શોધતાં મને તકલીફ તો પડી. સામાને સવાલ પૂછતાં હું ગભરાતી હતી. અંતે ગંદામાં ગંદા ને સાવ અંધારા છાપરા આગળ એક બાઈને મેં કપડાં ધોતી જોઈ. એણે જ્યારે મારી સામું જોયું ત્યારે નિર્દોષની બે આંખોની સમાનતા દેખાઈ આવી. આશ્ચર્ય અને ભય કરતાં નિરાશાનો સંદેશો મને એ દૃષ્ટિમાં જ મળી ગયો. હું થંભી ને એને વાત કરી. મેં એને જણાવ્યું કે એક મહિના સુધી એની દીકરીને સહારો આપનાર બાઈ હું જ હતી. અચકાતી અચકાતી તે બાઈ અસ્પષ્ટ એવું કંઈ બોલી. એની છોકરી ક્યાં હતી એમ પૂછવામાં

હજી બહાર નીકળી શકતી નહોતી. મીને સાથે બીજા બધા ગપ્પા હાંકતાં, હસતાં, એની જોડે રમતાં યે ખરાં, પરંતુ હું તો શાંત રહેતો, બહારથી ગમગીન રહેતો. એને માટે મને ઊંડી ને સાચી લાગણી હતી. પણ મારા વર્તાવથી કોઈને હું મૂર્ખશિરોમણિ જ લાગું. રાત્રે જ્યારે જ્યારે હું સૂવા જતો ત્યારે ત્યારે એને માટે હું હમેશ પ્રાર્થના કરતો ને સવારના પહોરમાં હું એની પાસે એવી એવી માગણી કરતો કે એ મને હસી કહાડતી ને ઘણી વખત તો ખેતરોમાં બીજા કામદારોની વચમાં પણ મારી મશ્કરી ઉડાવતી. છતાં ય એના તરફનો મારો સ્નેહ એટલી બધી વિચિત્ર કક્ષાએ પહોંચી ગયો કે બીજા બધા જુવાનો એની સાથે વાત કરે કે એનું ધ્યાન ખેંચે તો મારાથી એ ખમાતું નહિ. હા, મારે કબૂલ કરવું જોઈએ કે મારા કરતાં એમની રીતભાત સારી હતી, તેઓ સારી રીતે બોલી ચાલી શકતા, પણ ચોક્કસ કહું છું મીને માટેની મારા જેટલી લાગણી તેમને નહિ જ હોય.'

એક દિવસ હું એક પાદરી પાસે ગયો. બીજા બધા કરતાં એ જુદી રીતનો હશે, કારણ ભગવાન બુદ્ધદેવનો ઉપદેશ ભૂલી જઈને એણે તો મને પ્રણય કલામાં સૂચનાઓ આપવા માંડી.

' પ્રેમને ' એણે શરુઆત કરી, ' તમારા હૈયામાં સંઘરી ન રાખવો જોઈએ. એ કંઈ સ્વપ્નામાં જ રાચ્યા રહેવાની વસ્તુ નથી. તારે જો જાહોજલાલી ભોગવવી હોય તો, પ્રેમનો ઉદ્ભવ થયા પછી કંઈ ચોક્કસ પગલાં માંડવા જોઈએ. મીનેને વાત કર. તારા પ્રતિસ્પર્ધીઓથી આગળ વધવાનો મોકો શોધતો રહે. '

ને ખરેખર એ તક પણ મળી ચૂકી. મીનેની વસ્તુ શી છે તે મને જણાવો. હું બહુ સારી ધારણાઓ બાંધી શકતી નથી. તો આપના હૈયામાં ઊંડે ઊંડે છૂપાયલી ચીજનો તાગ ક્યાંથી જ કાઢી શકું ? ' ને એ હસી.

મેં કહ્યું, ' મીને તારા ગીતે તો સૂતેલા મારા હૃદયના કંઈ તારો ઝણઝણાવી મૂક્યા છે. કોઈ નવી ચીજ ત્યાં પેદા થઈ હોય એમ લાગે છે. ખીલેલી કોઈ કળી જાણે પુષ્પનું નવું સ્વરૂપ ધારણ કરે છે. જાણે કોઈ તને-હા માત્ર તને જ—પોકારી રહ્યું છે, રાત દિવસ તારી જ માળા જપી રહ્યું છે.'

' એવું હોય તો હું નહિ ગાઉં બસ. એટલે તમને જે પીડા થાય છે તે આપો આપ બંધ થઈ જશે. સાંભળી લો: હું તમને ચહાતી નથી. કદી ચહાઈ પણ ના શકું. તમે તો ઘણા અભિમાની છો, ઘણા એકાંતપ્રિય છો. મહેરબાની કરી હવે પછી મારી આગળ એવી • વાત કહાડશો નહિ. એવું બોલશો ના, નહિ તો તમારા પિતાના ચોખાના ખેતરોમાં કામ કરવા આવવાનું હું બંધ કરી દઈશ. હું તો ચાહું છું...તોમાને જુઓ તો ખરા એના વાળ પર પડતા સૂર્યના કિરણો કેવાં ખીલી ઊઠે છે ! ઓહ ! એ ખરેખર સુંદર ને ભવ્ય લાગે છે ! ને તમે-ઓ મીયાહાના, તમે જરાયે સુંદર નથી. તેજહિન ઠંડી આંખોવાળાને કદી મોં સરખુંયે નહિ મલકાવનાર સાથે હું નહિ પરણું—મને એ નથી ગમતું. '

' તોમાની વળેલી આકૃતિ પ્રતિ મેં દૃષ્ટિ નાખી. તરત જ એ ઊભો થયો ને મીનેના હાસ્યનો પડઘો પાડવા લાગ્યો. ' ધારો કે તોમા મરી ગયો. ' મેં કહ્યું ' તો શું કરીશ ? '

' મીનેમાં રહેલું ' બાળક ' અદ્રશ્ય થઈ ગયું.

'એના શબ્દોએ મને કારી ઘા કર્યો. શબ્દો અન્યાયી હતા મારી તો લગીરે એવી મુરાદ નહોતી. મારે સામનો કરવો જોઈતો હતો. મારે જાણવું જોઈતું હતું કે સ્ત્રીઓ ઘણી વખત ગુસ્સાને લીધે પણ પુરુષને ચાહે છે. ખરેખરા શબ્દો કહી એને ખખડાવી કાઢવાને બદલે હું તો કામ કરવા મંડી પડયો ને કદી કદી મારાથી ઊંચે જોવાઈ જતું ત્યારે ત્યારે તોળાને મીનેને સાથે ઊભેલાં જોતો. તોળાના મોઢા ઉપર તો ગુસ્સાનો પાર નહોતો.

એકાએક થોડા દિવસ પછી અમારા ગામમાં એક ભયંકર આગ ફાટી નીકળી. રાતનો પાછલો પહોર હશે. આંખોને આંજી નાખનો પ્રકાશ, ને રડતા, દોડતા, કકલતા ને દયાજનક ઓસો નાખતા બાળકો ને સ્ત્રીઓના પોકારોથી હું સફાળો જાગી ઊઠયો.

હું ઊઠયો ને ઘરની બહાર નીકળી પડયો. મીનેની સલામતીનો સવાલ મને મૂંઝવી રહ્યો હતો. હું એના ઘર પાસે પહોંચ્યો ને જોયું તો હજાર જીભવાળા અગ્નિએ એને પણ ભરખી લીધું હતું. અરે બગીચાના દરવાજામાં આવેલા પાઈનવૃક્ષોને પણ આગે છોડયાં નહોતાં મેં એ પણ જોયું કે એક બાજુ આગ જ્યારે લાકડાના સરસામાનને સ્વાહા કરી રહી હતી, હવામાં તણખાના વાદળાં રચાઈ રહ્યાં હતાં ત્યારે હાસ્યમાં મશગૂલ ને મશ્કરીએ ચડેલો તોળા એના મિત્રો જોડે પીધેલી હાલતમાં નાચી રહ્યો હતો.

મીનેના ખંડમાં હું ધૂસ્યો. ઉપરથી એના પગની ધૂંટી પર એક મોટું લાકડું પડયું હતું. નાસી છૂટવા એ મરણિયો પ્રયાસ કરી રહી હતી. પણ એના પગના ચૂરેચૂરા થઈ ગયા હતા, દુઃખને લીધે એના મોઢાપર પરસેવો બાઝી ગયો હતો. હું નીચે વળ્યો. ભારેખમ લાકડાને મેં બાજુ પર હડસેલી દીધું. ને પછી મેં હાથ લંબાવ્યા. એણે ડોકું ધુણાવ્યું. એના ગાલ પરથી આંસુની નદીઓ વહી રહી.'

'તોળા ક્યાં છે?' એણે પૂછયું, 'એ કેમ ન આવ્યો?'

'મીને' મેં કહ્યું 'હું માનું છું કે તોળા માંદો હશે. કદાચ એની વૃદ્ધ માતાને મદદ કરી રહ્યો હશે. આવી શકે એવી સ્થિતિમાં એ હોત તો જરૂર આવ્યો હોત.

'વળી પાછા મેં હાથ લંબાવ્યા. પ્રતિકાર કરવા જેટલી યે શક્તિ હવે તો તેનામાં રહી નહોતી, ને બીજી જ પળે એને મેં ઊંચકી લીધી.'

'ધસમસ ધસતી જ્વાળાઓથી મીનેનું મોઢું બચાવતો, પડનો આખડતો, હું બહાર નીકળવાના પ્રયાસો કરવા લાગ્યો. ધૂમાડો ને ગરમી ગજબનાં હતાં. બબ્બે વખત મને લાગ્યું કે અતિ પ્રિય એ નાજુકડા ભાર સાથે હું ગબડી પડીશ. તે રાત્રે હું મહોલ્લામાં કેવી રીતે પહોંચી શક્યો તે માત્ર મારો ભગવાન જ જાણે છે. ને જેવો હું બહાર નીકળ્યો કે તરત જ કડડભૂસ કરીને મીનેનું મકાન જમીન પર ફસડાઈ પડયું.'

'બહારની ઠંડી હવાએ મને સાંત્વન આપ્યું ખરું. હાથમાંની મીનેનો સ્પર્શ મને ઘણો પ્યારો લાગ્યો. ભડભડ બળતા એ મકાનોની હારમાં પણ કોઈ ઉદાત્ત વિજયનું મારામાં અભિમાન જાગૃત થયું. પરંતુ મેં જ્યારે લોકોને આપસ આપસમાં દુઃખની વાતો કરતાં સાંભળ્યા, મરેલા બાળક પાછળ કલ્પાંત કરતી માતાને મેં જ્યારે સાંભળી ત્યારે થયું કે આગે ગજબનો કેર વર્તાવી દીધો હતો–તે રાત્રે પવન સાથે એને ગાઢ મૈત્રી સાધી હતી.

'ને એટલામાં તો તોળાને મેં મારી તરફ વળતો જોયો.'

'કોણ?' એણે બૂમ પાડી.

'મને જતો રહેવા દે' મેં કહ્યું. 'જોતો નથી એક દુઃખી દર્દી બાઈને હું સલામત સ્થાને પહોંચાડું છું તે?'

'મીને ઝબકી ઊઠી.'

'તોળા' ધીમે સ્વરે તે બોલી. 'વહાલા તું કેમ મારી મદદે ન આવ્યો?'

આંખ ખોલી એણે તેની સામું જોયું. ચૂરેચૂરા થયેલી ધુંટીના દર્દની મારી એ હીબકતી નહોતી–

છતાં ડૂસકે ડૂસકાં ભરી એ રડી ઊઠી ત્યારે મારી બાથમાં પણ એ ધ્રુજી રહી.

'ચાલ ' તોબા બોલ્યો, ' ઘર બળી ગયું એટલે રડે છે ? એમાં શું ? એ પડુ પડુ તો ક્યારનું થઈ રહ્યું હતું. અરે એમાં હું પણ બળી મર્યો હોત તો ઠીક થાત. મીયેદાના સાંભળ, તારી સાથેનો હિસાબ આગળ વળી કોઈ વાર હું ચૂકવી લઈશ. જી. '

આટલું બોલી તોબાએ તો એની પીધેલી હાલતમાં જ એક ગાયન લલકાર્યું ને લથડતા પગે ચાલતો થયો.

' મીને ને હું મારે ઘેર લઈ ગયો. એની ઘુંટી પર પાટો લગાવ્યો. ને તાવ નહિ આવવાની દવા આપી. બહુ જ જુદા લાગતા એવા કોઈ વિચિત્ર ભાવથી એ મારા પર તકેદારી રાખતી રહી. હું તો એની જોડે વાત સરખીયે કરતો નહિ. મીને માટે આવી નાની નાની ચાકરી કરવામાં મને કેવો મધુરો આનંદ આવતો હતો ? કોક વખત ધીકતા એના કપાળને ઠંડું પાડવા કે હોઠની તૃષા છીપાવવા હું પાણી પાતો, તો કોક વેળા વળી ગરમ ને સ્થિર એવા એના હાથમાં રાખી મૂકવા માટે હું ફૂલો લઈ આવતો.

' મીયાહાના,' છેવટ તે બોલી, ' તોબાને માટે તમે ઢાંકપીછોડો કેમ કર્યો ? શા માટે તમે સાચી વાત મારાથી છુપાવી ? '

' *કારણ તું એને ચાહે છે તે હું જાણતો હતો.* ખરેખરી જરૂરની વખતે જ્યારે આપણું સ્વજન મદદે નથી આવતું ત્યારે એના જેટલું ભયંકર બીજું કોઈ દુઃખ હોતું નથી. તોબા પ્રત્યે ક્રૂર ના થતો. એણે તો પીધેલો હતો. દારૂ જોઈ એ મન પરનો કાબૂ ગુમાવી બેસે છે. નહિ તો એ આવ્યો હોત ને મદદની જેમ વર્ત્યો હોત. જો તેં વળી પાછો પાટો ખસેડી કહાડયો. હાં એમ જ એવી રીતે જ રહેવા દે. ઊંધી જવાનો પ્રયત્ન કર. સવારે તો ઘણી સારી થઈ જશે.'

' આ પીડાને લીધે નથી ઊંઘી શકાતું ' દુઃખથી *રીબાતી એ બોલી.*

' શું કામ ચિંતા કરે છે ? વળી પાછો તારો પગ તો હતો એવો થઈ જશે. '

' મને એ પીડાનો વિચાર નથી આવતો, મોયાહાના મને તો થાય છે કે લાકડાનું એ મોટું બારવટીયું પગ પર પડવાને બદલે મારા હૈયા પર પડયું હોત—હું મરી ગઈ હોત તો સારું થાત. એ ના આવ્યો ત્યારે તો એમ જ લાગે ને ? મને હતું કે તોબા મને ચહાતો હશે. ના મેં જોયું. એ બાયલો છે. જ્યારે ચઢતી હોય ત્યારે જ બાયલાઓ પ્રેમ બતાવે છે. નસીબ વાંકું હોય, ઘર બળી જાય, જ્યારે ભયમાં મૂકાયા હોઈએ ત્યારે એ બાયલાઓ પ્રેમને વીસરી જાય છે. '

' નસીબનું કરવું ને તોબો તે જ વખતે હાજર થયો. અદબવાળીને એ ઊભો હતો.

' ચાલ આવી જા ' એ બોલ્યો. ' આજ તારી જોડે છેવટનો હિસાબ ચૂકવવા હું આવ્યો છું. '

આ શબ્દો બોલ્યો ત્યારે એના સુંદર મુખ ઉપર હાસ્ય મરકી રહ્યું હતું.

' તને ખબર પડી જશે કે મીને તો મારી જ છે. કેમ આમ થાકેલો લાગે છે, મીયાહાના ? દોસ્ત, આજ રાત તો તારે બહારના બાગમાં ગાઢ નિદ્રામાં સૂવાનું થશે. આજુબાજુ ફૂલની બીછાત ને ઉપરથી આવતી ચાંદનીમાં આવું તારું મોઢું પણ ઝબકી ઊઠશે, તને વિનતી કરું છું કે ' *સનાતન વસંતના પ્રદેશ ' તરફ લઈ જતા એ રસ્તા તરફ* ચાલવા માંડ, ત્યાં નથી ડાંગરના ખેતરો, નથી મીનેઓ, ભૂખ ઊભરાય તો જઠરાગ્નિ કે નથી ત્યાં બીજાના પ્રણયપર તરાપ મારવાની. '

તોબાના શબ્દો મને ભારેખમ લાગ્યા. થોડીવાર તો સમજી ના શકયો કે એ સ્વપ્નું હતું કે નક્કર સત્ય હતું. મીને ના મોઢા પર થતો તાત્કાલિક ફેરફાર હું માપી ગયો.

' તોબા ' તે મૃદુસ્વરે બોલી, ' આવ મારી પાસે આવ. તારા હાથ મારી કેડે વીંટાળી દે. મારી જોડે પ્યાર કર, આવ. '

' તોબા એ પ્રમાણે વર્ત્યો. એ જ જૂના

સ્મિતથી એનું વદન હસી રહ્યું, તોબાએ થોડા ઘણા કુમળા શબ્દોનો ઉપયોગ કર્યો. એને વાત કરતો સાંભળતાં તો મારું કાળજું ફફડી રહ્યું. પણ પછી રંગ બદલાયો. વાતચીત મોઢેથી થવા લાગી.

' તારે મીયાહાનાને મારી નાખવો છે નહિ ? ' નમ્રતાથી એ બોલી. એ જ–એ જ મીયાહાનાએ મારી જિંદગી બચાવી એને મારી નાખવો છે તારે ? હા હા હું જાણું છું તારે એને મારી નાખવો જ છે. પણ આજે તો તારા કરતાં એની જિંદગી મને વધારે કીમતી લાગે છે. એ નહિ પણ ' સનાતન વસંતના પ્રદેશ 'માં તો તારે જવું પડશે. આગથી બીનારા વાહરે મારા બાહોશ છીગર-મારા જીવન સંગાથી, વાહ ! કાંચીડો રંગ બદલે છે તેમ તારો પ્રેમ બદલાય છે. શું–શું મારી જિંદગી એટલી બધી નકામી હતી કે તું આવ્યો નહિ, મને બચાવી નહિ ? આસપાસ બધું રુક્ષ હોય ત્યારે સપાટી ઉપર ભમ્યા કરવા માટે પ્રણુય નથી. દુ:ખમાં એ આશરો આપે છે, મદદનો હાથ લંબાવે છે. ડાંગરના ખેતરમાં પ્રેમ કરવો કેટલો સહેલો હતો ? એના કરતાં વધુ ગહન, વધુ વિચારશીલ ને મને ઝેબ આપે એવા પ્રણુયને હું ઝંખતી હતી.

એક સેંકડમાં તો મીનેના જમણા હાથમાં ચપ્પુ ચળકી રહ્યો ને બીજીજ ક્ષણે એ તોબાની પાંસળીઓની આરપાર નીકળી ગયો. હુમલો ધ્યેય-લક્ષી ને ત્વરિત હતો. અગ્નિઝાળની જિહ્વા માફક એણે નિશાન પાડ્યું. બેચાર સેંકડ સુધી તોબા-આજીતજી તરફડ્યો ને પછી સાદડી ઉપર પછડાયો–એના રામ રમી ગયા હતા

થોડીવાર સુધી અમારામાંથી કોઈપણ બોલ્યું નહિ. એ બધાનો અર્થ હું સમજી ગયો હતો. સ્ત્રીના પ્રણુયથી નહિ સહેવાયલા ઘાનું વેરમાં રૂપાંતર થયું હતું એ હું સારી પેઠે જાણતો હતો.

' મીયાહાના ' મીને બોલી. ' તમે મારી જિંદગી બચાવી હતી આજે મેં તમારી બચાવી છે. મારા આ કાર્યનો બદલો તો મને મળનાર છે જ પરંતુ હું જાઉં તે પહેલાં એક વાતની હું ચોખવટ કરી લેવા માગું છું. મારે માટે તમારો કેટલો બધો પ્રેમ છે તે મેં જાણ્યું–બહુ મોડું જાણ્યું. પણ એ વાતથી તમે વાકેફ થાઓ એટલું હું ઇચ્છું છું. ઓહ ! મીયાહાના, મારા પ્રિય, વ–હા–લા ! '

' એ ક્રૂર ન્યાય મેળવવામાં કોઈ બાધ આવ્યો નહિ. મેં એને વારંવાર કહ્યું, ' મીને, તોબા ને તેં કંઈ જાણીબુઝીને માર્યો નથી, તારા મગજ પર ચડી ગયેલી ગરમીના જોશને લીધે આમ બની ગયું ! ' પણ બધું નિષ્ફળ હતું.

મીનેએ ન્યાય મેળવ્યો. ને ચેતનહિન થતાં જ એની લાસ જમીનપર ઢળી પડી. અનંત નિદ્રામાં પોઢી ગયેલી મારી મીને કેવી સુંદર લાગતી હતી !

મીનેને પ્રથમ મળ્યો ત્યારે હતો તેટલો જ ગાઢ સ્નેહ આજે યે આ હૈયામાં સંઘરી રહ્યો છું. ને હવે તો આ શરીરને ચારેકોરથી કરચલીઓ પડી ગઈ છે. મારી પાસે છે એક માનિતો દેડકો. કારણ મીનેને દેડકા ઘણા જ પ્રિય હતા ને દૂર દૂર આવેલા પેલા ડાંગરના ખેતરોમાં એમના તરફ એ ઊંડો સદ્‌ભાવ રાખતી હતી.

---

## વ્યવહારુ દૃષ્ટિ

જાણીતા લેખક જી. કે. ચેસ્ટરટન તેમજ બીજા સાહિત્યકારોને પૂછવામાં આવ્યું, ' અણુજાણુ કોઈ ટાપુ પર એકલવાયા છોડી દેવામાં આવ્યા હો તો કયું પુસ્તક પસંદ કરો ? '

' એમાં શું ? શેકસ્પીયરનો નાટ્ય સંગ્રહ ! ' ઉત્સાહમાં એક, અચકાયા વિના જણાવ્યું.

' હું તો ભાઈ, બાઈબલ પસંદ કરું ? ' બીજાએ જણાવ્યું.

' ને તમે ? ' ચેસ્ટરટનને પૂછવામાં આવ્યું.

' હું ? હું તો પસંદગી આપું ' ઝટ ચેસ્ટરટને જવાબ વાળ્યો, ' થોમસને સફેલા ' વહાણ બાંધવાના વ્યવહારુ સોમિયો ' ને. '

## પ્રથમ દૃષ્ટિપાત

મુંબઈ વિશ્વવિદ્યાલયે ગુજરાતીભાષા અને સાહિત્યને પોતાની ઉચ્ચ પદવીઓ માટે અભ્યાસ વિષય લેખે સ્વીકાર્યો અને ન. ભો. દિ (મુંબાઇ) નથી કે. હ. ધ્રુને (અમદાવાદ) ગુજરાતી વ્યાસપીઠો (Chairs) સોંપાઈ, ને પછી દશબાર વર્ષે વિવેચનના સાહિત્ય અને વાઙ્મયમાં એક ઉપર એક સારા પ્રકાશનો થવા લાગ્યાં અને આપણાં આબ્દિક પ્રકાશનોના નદમાં આ ઝરણે રેડાતું પાણી વધતું ગયું છે; વિવેચકોની દૃષ્ટિ વધારે ઊંડી ઊંચી વિશાળ તટસ્થ તુલનાત્મક અને શાસ્ત્રીય પણ બનતી જાય છે આપણા સાહિત્યની આ શાખામાં છેલ્લું પ્રકાશન-વિલેપાર્લે સાહિત્ય સભા રજત મહોત્સવ સ્મારક ગ્રંથ લેખે હમણાં જ બહાર પડેલ "સાહિત્ય પરામર્શ" (ભારતી સાહિત્યસંઘ રૂા. ૩-૮-૦) સામાન્ય સાહિત્ય શોખીનો ઉપરાંત અભ્યાસીઓને પણ આકર્ષે એવા એમાં સંગ્રહાયલ સોળમાંથી કેટલાક વિષયોને લઇને, ખાસ સ્વાગતાર્હ બને છે.

ન લખાયો હોત તોપણ ખાસ ખોટ ના જાત એવા વિષયો બહુ ઓછા છે. આ શુભ પરિણામ નિમંત્રણ મોકલેલાં તેની પસંદગીને આભારી હો, નિમંત્રિતમાંથી વિષય મોકલનારામાં સારા વિવેચકોનું પ્રમાણ અસાધારણ મોટું નીવડવાનો અકસ્માત બની ગયો હો, પરિણામ આ સંગ્રહને આપણા વિવેચન ગ્રંથોની પ્રથમ હારમાં સ્થાન મળી જાય એવું આવ્યું છે અને પ્રજાબંધુ પ્રેસે ઝીણાં પાયકા બીબાં વાપરી આશરે ૨૦૦ પાનામાં ઘણું સમાવ્યું છે, એટલે આ રેશનિંગ અને કંટ્રોલ અને ફુગાવાના સમયમાં ચોપડીની કિંમત પણ વધારે પડતી ગણવી પડે એવી મોટી નથી.

વિષયોને ચોપડીમાં જે અનુક્રમે મુકયા છે તેને વળગવાને બદલે કનિષ્ઠથી માંડીને ઉત્તમ તરફ એટલે ચડતે પગથિયે લઈશું.

(૧) શ્રી વિજયરાય વૈદ્ય પોતે સ્વીકારે છે કે આ લખવા તો માંડું છું અને મેં પોતે વિવેચનના દરિયે ઝંપલાવ્યું તે તારીખની ૨૫ મી સાલગરેહ પણ આ વર્ષે છે, તથાપિ અને લંબાણ ન કરવાને નિર્ધાર છે તો પણ "સુજ્ઞવાચકોથી વંચાવાને છેક ગેરલાયક નીવડે નહીં એવા હેતુથી રજતપર્વોની અધિષ્ઠાત્રી દેવી (જો કોઇ હોય તો તે) ની પ્રાર્થના સહ" આદર કરું છું (પૃ. ૮૩) ભલે, ભાઇ, ભલેઃ પ્રાર્થના કલિયુગની કામધેનુ છે!

(૨) શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી, વિ. પા. સા. સ પ્રમુખ, "અધ્યાત્મવિદ્યાના ઇતિહાસનું એક પૃષ્ઠ" લખે છે તેમાં મુંબાઈમાં વેદાંતના વ્યાખ્યાતા લેખે ગયે ઝમાને સારી કીર્તિ અને ધન રળેલા જયકૃષ્ણ પ્રશ્નોરા, ભાવનગર દિવાન ગગા ઓઝા, અને જૂનાગઢ દિવાન ગોકળજી ઝાલા ત્રણેના વેદાંત ગુરુ, અસાધારણ સિદ્ધિઓવાળા યોગી રામબાવા વિશે ફરી વાંચવા મળે છે, એ આ નિબંધનો ઉજળો તંતુ છે, પણ લેખકશ્રીએ ગગા ઓઝા અને ગોકળજી વિશે તેમના આશ્રિતો અને પ્રશંસકો જે ગુણગાન કરી ગયા છે, તેને સોયે સો ટકા સાચાં માની લીધાં છે; "ગુરુઓમાં છિદ્ર હશે કે કેમ એ શંકા સરખી પાતકી" એવા આપણા પરંપરાબોધિત "ધર્મ"ને એઓ વળગી રહ્યા છે. ભૂતકાળના ઇતિહાસને તપાસતાં શાસ્ત્રીય સંશોધનના સારા નમૂના રજૂ કરવાને શક્તિમાન થયેલ આ પીઢ લેખક આપણા દાદાઓના સમય વિશે પોતાના શાસ્ત્ર સત્યસંશોધક નેત્રને આમ આ નિબંધમાં મીંચેલું જ રાખે છે એ હકીકત સામાન્ય વાચકોના ધ્યાન પર લાવવાની જરૂર લાગે છે ઇતિહાસ ક્ષેત્રમાં શ્રી દુર્ગાશંકરની પ્રતિષ્ઠા એવી છે કે સામાન્ય વાચક એમના આ લખાણ ઉપરથી ગગા ઓઝા ગોકળજી ઝાલા વગેરેને તેમના પ્રશંસકોએ જેવા નિરૂપ્યા છે, તેવાજ તેઓ ખરેખર હતા એમ માની ન લે, માટે આટલી ચેતવણીથી જ સંતોષ માની આગળ ચાલિયે

(૩) શ્રી મંજુલાલ મજમુદાર "સંશોધન સાહિત્ય એ મોટું નામ રાખીને આપણને આપે છે તે માત્ર એ વિષય ખેડનારા અને એમના પ્રકાશનોની બિબ્લિઓગ્રાફી જેવી યાદી. આમાં સંગ્રહેલી તમામ વિગત કોઈ પણ એક જિજ્ઞાસુની જાણમાં ના હોય, એટલી જ એ યાદીની ઉપયોગિતા જણાય છે. વિદ્વાન લેખક ટકે શેર ભાજી ટકે શેર ખાજા તોળે છે. દલપતરામ અને નર્મદાશંકરથી માંડીને દા. નસરવાનજી રૂથી, દા. સાંકળિયા, શ્રી હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, શ્રી. ગોકુલદાસ રાયચુરા. શ્રી. અમૃત વસંત પંડયા, શ્રી. સારાભાઈ નવાબ, જેવાને પણ ભૂલ્યા નથીઃ આમાં દા. ભગવાનલાલ ઇંદ્રજી જેવાનું નામ સ્મરણ હોય જ. માત્ર નામ સ્મરણ છે એ ખુંચ્યા વગર કેમ રહે વારુ ? કાર્યકરો અને પુસ્તકોનો ઢગ ઠાલવ્યો છે તેમાં બીજી પણ કોઈ જાતની તારતમ્ય દષ્ટિનો અભાવ જ પ્રવર્તે છે પરંતુ આ નામાવલિ સામાન્ય વાચક વગર કંટાળે વાંચી શકે ખરો. એટલી આ લખાણની ગુણવત્તા નોંધ પાત્ર છે.

સીડીનાં વચલાં પગથિયાં કુદી જઈશું. કેટલાક ઉત્તમ નિબંધો વિશે મિતાક્ષર માહિતી જેવી નોંધમાં ચર્ચાના એક બે બિંદુ પણ છાંટીશું. સમજાતી વાચક યાદ રાખે કે આ માત્ર પ્રથમ દષ્ટિપાત. ઊડતી નજર, અને તેને ઉચિત આછી કાચી ટૂંકી નોંધ છે. વિશાળ ખાવાના ચગળથી આરામ ખુરશીએ કે માંદગીને બીછાને પડયા પડયા પાના ફેરવતાં જે જડી આવે તે તત્કાળ જણાવી દેવાનો જ ઇરાદો છે. આવા વ્યાપાર દરમિયાન ઉંડાઈ ઉંચાઈઓ પણ દેખાઈ જાય અને કંઈક નોંધાય, પરંતુ તેમનું માપ કઢાડવાનો તેમના પરસ્પર સંવાદ વિસંવાદ તપાસવાનો તેમનાં પરિણામ શોધવા વિચારવાનો વ્યાપાર આ પ્રથમ દષ્ટિપાતે હોય જ નહિ.

(૪) શ્રી રમણલાલ યાજ્ઞિકનો "નાટ્યકલા, એક અર્વાચીન દષ્ટિ" એ નિબંધ જોતાં આનંદ થાય છે, કંઈક અચંબો પણ, કેમકે એ કલમનું બીજું એક આવું સંક્ષિપ્ત મુદ્દાસર અને સમગ્ર ગ્રાહી લખાણ જોવામાં આવેલું સાંભરતું જ નથી. ક્યાંક ક્યાંક શબ્દ કે શબ્દ ગુચ્છ નબળો પડી ગયેલા લાગે છે. દાખલા તરીકે યાજ્ઞિક લખે છે "વિવિધ કલાઓનું નવનીત" (પૃ. ૧૦૯) ત્યાં એમનું વક્તવ્ય છે વિવિધ કલાઓનું સમુચિત સંમેલન. એઓ લખે છે "આર્થિક સફળતાની ચાવી કંઠે ધારણ" કરવાનું, ત્યાં એમનું વક્તવ્ય છે નહિ રળવાની ચાવી જનોઈએ બાંધવાનું કે ઓટીએ ખોસવાનું (પૃ. ૧૧૦). દુષ્યંત શકુન્તલાને ટાંકતાં લખે છે કે "પ્રેમીઓના હૃદયનો રતિભાવ ધીરે ધીરે સ્થિર થાય છે" (પૃ. ૧૧૧), જ્યારે શાકુંતલ નાટક વિષયે પ્રથમ દષ્ટિપાતે જ જણાઈ રહેતી મુખ્ય વિલક્ષણતા આ છે, કે એ તો છે તારામૈત્રક પ્રેમ, દષ્ટાદષ્ટ મળતાં જ ઉદ્ભવતું અજેય અન્યોન્યાકર્ષણ. પરંતુ આ છે માત્ર સપાટી ઉપરના પરપોટા રૂપ દોષ. નાટ્ય વસ્તુ, નાટ્ય પાત્રાલેખન, નાટ્યમાં રસ જમાવટ અને રસપ્રવાહ અને રસ-મિશ્રણ, નાટ્ય પ્રયોજક સૂત્રધારનાં કર્તવ્ય, નાટ્યની સુરુચિયુક્ત સજાવટ માટે સમજાતી ધનિક શેઠ કે શેઠચમૂ (લિમિટેડ કુંપની)ની તૈયારી, વગેરે કશું શ્રી યાજ્ઞિકની નજર બહાર નથી; નાટકની ફતેહમાં દરેકનો ફાળો તેઓ આવશ્યક ગણે છે. બધું હોય પણ મેળમાં ના હોય, એક પ્રધાન અંગીના બીજા તમામ સાહિત્ય સાધન સામગ્રી અંગ જ હોય, તો પણ નાટક સફળ ના થાય એ શ્રી યાજ્ઞિક બરાબર સમજે છે. અને મ્હને તો આ નિબંધનો સૌથી કીમતી ભાગ એમની ચેતવણી લાગે છે કે ચલચિત્રના મોહમાં નાટકને જેમ બને તેમ એ કલાની નજીક આણવા મથવામાં તો મૂર્ખતા જ છે. ચલચિત્રમાં વસ્તુ પ્રવાહ વધારે ઝડપી વેગે વહે જ; ચલચિત્રને પ્રકાશ છાયારંગ છબી આદિ આધુનિક સામગ્રી અત્યંત આકર્ષક બનાવી શકે છે. તેવું આકર્ષક નાટક બની જ ના શકે; ન નાટક પાછળ ચલચિત્ર જેટલો ખર્ચો ઉપાડવાનો હોય, ન પૂરેપૂરાં ફતેહમંદ નાટકથી સારા ચલચિત્રના જેટલો નફો મેળવવાની આશા સેવી હોય. બંને કલા એક બીજાથી ભિન્નાતિભિન્ન છે જો કે પ્રથમ દર્શને દેખાય છે બહેનો જેવી. આ બે કલાઓ વચ્ચેનો સંબંધ બે સ્નેહી બેનો કરતાં એક પતિનાં બે હરીફ દારાઓ જેવો વધારે છે !

(૫, ૬) શ્રી વિશ્વનાથ ભટ્ટનો "કવિતાની અંતિમ કસોટી" અને શ્રી ડોલરરાય માંકડનો "કાવ્ય સ્વરૂપ" સાથે લઇ લેવા ઠીક પડે એમ છે. બંને લેખક પોતપોતાના વિષયના સ્વામી છે અને લેખક તરીકે સિદ્ધહસ્ત છે. એમણે પોતપોતાના વિષય માટે ભિન્ન ભિન્ન પદ્ધતિ સ્વીકારી છે. અને એ દરેક પદ્ધતિમાં અમુક દોષ અનિવાર્ય છે, તે આ દરેક નિબંધને વળગ્યા છે. શ્રી વિશ્વનાથ અવતરણોને ડગલે ડગલે પ્રગતિ કરે છે; અવતરણોને એક બીજા સાથે સાંકળતા આગળ વધે છે અને નિશાન સર કરે છે. આને લીધે એ નિબંધમાં અવતરણો ઘણાં થઇ ગયાં છે. એમની જગાએ હું હોત તો શ્રી આનંદશંકરનાં, શ્રી લેંડોરનાં અને બીજાં એક બે અવતરણો છોડી જ દેત. અને એ પ્રમાણે જે જગા વધત તેમાં મારી કલમને જ અજમાવત પરિણામ (માનું છું કે આવી અવતરણ માલારૂપે) આ નિબંધ છે તે કરતાં વધારે સાધ્ય અને અસરકારક બનત. શ્રી ડોલરરાય પ્રમાણભૂત સંસ્કૃત વાક્યો ટાંકે છે, તેનો શબ્દશઃ તરજુમો આપે છે અને પછી આપણે એ સિદ્ધાંત કેવી રીતે સમજવો તે વિશદ કરતાં ય ચોકકસઇ જળવાય માટે સંસ્કૃત પરિભાષાને વળગી રહે છે. આથી કરીને આ બંને નિબંધો સામાન્ય સાહિત્યભોગી વાચક માટેના નહીં ને અભ્યાસી માટેના બન્યા છે. બે ત્રણ વાર ફરી ફરીને વાચનાર અભ્યાસીને જ આખો સંદર્ભ સુવ્યવસ્થિત રીતે પ્રતીતિજનક થાય એવા એ નિબંધો છે. અભ્યાસીને તો એ નિબંધોને બેચાર કરતાં વધારે વાર વાંચવા મન થાય એવા એ નિબંધો લખાયા છે. પૂરતા અધિકારવાળા વિદ્યાર્થીઓના વર્ગ શીખવવાને ટેવાયલા પ્રોફેસરોનાં વિવેચક લખાણ આવાં બને એમાં કશી નવાઇ નથી.

(૭) શ્રી જ્યોતીન્દ્ર દવેનો "હાસ્યરસ વિકાસ" સુકાળને બહુ સરસને રમુજી લાગે એવું વાંચન રજુ કરે છે. પણ એટલો કીમતી નથી. વિષયની સમગ્ર માંડણીમાં એક જ ઉણપ રહી જાય છે, પણ તે મોટી છે. હાસ્યરસના એક મોટા અને વિશિષ્ટ કિસ્સાને શ્રી જ્યોતીન્દ્ર સ્પર્શતા જ નથી. હું આપણા પારસી બંધુઓના હાસ્યવાઙ્મય સાહિત્ય નાટકાદિ વિશે કહું છું. શ્રી જ્યોતિન્દ્રે જ એક જુદો નિબંધ લખીને એ કિસ્સાને ન્યાય આપવો એવી માગણી કરું છું. વળી આ નિબંધમાં નવલરામથી લગભગ ગઇકાલ લગીના ગુજરાતી હિંદુ (અને એકાદ મુસ્લીમ) હસાવનારાઓને એમણે નોંધવા ઉપરાંત કંઇક કંઇક ચર્ચ્યા છે તે એમના ઈષત્સ્પર્શથી કોઈ વાચકને સંતોષ વળે એમ નથી. વિસ્તારથી અને ઊંડા ઉતરીને એ દરેકના ગુણદોષવાળું તારતમ્ય તથા તેમની અન્યોન્ય સરખામણી પણ સાહિત્યશોખી પ્રજાને મનોરંજકની સાથે બોધક થઇ પડે એમાં શક નથી; અને એ કાર્ય માટે પણ પ્રજાની પસંદગી શ્રી જ્યોતિન્દ્ર ઉપર જ ઉતરે એમ માનું છું. આપણાં દુર્ભાગ્ય છે કે નાજુક દેહલતા ઉપર નોકરી અંગે એમણે કરવાં જ જોઇએ એવા કામકાજનો "લાદો" ખૂબ મોટો રહે છે.

(૮) "આ તો ફક્ત એક દૃષ્ટિપાત છે" એમ સમાપ્તિ કરતા શ્રી મેઘાણી એમના 'લોકસાહિત્ય' નામે નિબંધમાં દેવાયત, રૈદાસ, કવિ સાલ વ્યાજ ખાઉ, મોરાર, લાખા, વગેરેનાં ભજનોની છાબ ઠાલવે છે, એ સુકુમાર કુસુમોની ખુશબૂ ઉરાડે છે. સાથે સાથે એ લોકસાહિત્યમાં જે જે વસ છે તેના અગિયાર વર્ગ ગણાવે છે, અને આ માત્ર નકલિયા કે તરજુમિયા ઘડતર નથી. સંતોના જાત અનુભવનો સ્વયંભૂ વિસ્તાર છે, એમ ખાતરીપૂર્વક જણાવી તેને પ્રશંસે છે. આપણા સાચી પર્યેષક દૃષ્ટિવાળા પ્રો. રાનાડેનો અભિપ્રાય ટાંકે છે કે હિંદમાં ભજનિકો અને સાધુસંતોને મુખે સ્થળે સ્થળે અને બોલીએ બોલીમાં સંભળાતો કબીરાદિનો રહસ્યવાદ માત્ર ઉપનિષદનું 'અધ્યાત્મ' નથી ઉપનિષદનું અધ્યાત્મ માત્ર બુદ્ધિનિચોડ હતું, મગજનું મંથન હતું, ત્યારે આ અર્વાચીન ભાષાઓના વાઙ્મયના મૂળોમાંથી આવિર્ભાવ પામતો હિંદના મધ્યકાળનો રહસ્યવાદ પાપાનુભવ અને દુઃખદર્દનાં તપોમય સહનમાંથી આપોઆપ પ્રકટેલ ભક્તિરસાયનવાળો રહસ્યવાદ છે. નિબંધમાં સાંકળેલી આ વસ્તુ તેને ઉચ્ચ સ્થાન અપાવવાને પૂરતી છે જોકે એ પ્રશસ્તિને કેટલે અંશે સ્વીકારી કેટલી

નાસાપ્રીત ગણવી, તે તો જેવું જેનું મત. વળી શ્રી મેઘાણીની ચીસ બરાડા પાડતી અને શોરબકોરના ગોકીરા કરતી લખાવટ શિષ્ટ સુરુચિવાળા વાચકને કંઈક પ્રતિકૂળ બનાવી દે એવી અહીં પણ નથી એમ નથી, એટલું પણ ઉમેરવું પ્રાપ્ત થાય છે.

બધા જ નિબંધો વિશે કંઈને કંઈ લખવાનો આશય જ નહીં. અને આ સંગ્રહને આપણા વધતા જતા વિવેચના સાહિત્યમાં મોખરે સ્થાન અપાવવાને આટલું પણ પૂરતું છે, એટલે અહીં જ અટકી જઈશું. —બ. ક. ઠાકોર.

*

**વૈશંપાયનની વાણી** : ખંડ બીજોઃ (લેખકઃ કરસનદાસ માણેકઃ પ્રકાશકઃ શરદ પ્રકાશન મંદિરઃ પૃષ્ઠ: ૧૪૪: કિં. રૂ. ૨–૮–૦ )

કરસનદાસ માણેક કવિ છે, નિબંધકાર છે, નવલિકાકાર છે. એમણે બાળનાટકોના અનુવાદ કર્યા છે અને હવે પછી પ્રસિદ્ધ થનાર એમની કૃતિઓના નામ વાંચ્યાંથી આપણને જાણવાનું મળે છે કે અલ્પ સમયમાં એઓ નવલકથાકાર, જાસુસીકથાકાર અને સાહિત્યના પચ્ચીસ જ્યોતિર્ધરોનાં રેખાચિત્રકાર પણ થનાર છે. કરવા ધારે તો, વધુ કે ઓછી સફળતાથી આવું આવું ઘણા સાહિત્યકાર કરી શકે–કરવા પ્રયત્ન તો જરૂર કરી શકે પણ કરસન માણેકની વિશિષ્ટ શક્તિઓની ખૂબી એ છે કે આ બધાંમાં એમની, નૈસર્ગિક મૌલિકતાને લઈને એઓ નોખા તરી આવે છે. એમનું ' મહોબતને માંડવે ' એક અનોખા પ્રકારનું પ્રેમકાવ્ય છે. 'માલિની'ની નવલિકાઓ આપણા નવલિકા સાહિત્યમાં જુદી જ પડે છે. સાહિત્યના જ્યોતિર્ધરોનાં રેખાચિત્રો કટાક્ષયુક્ત છતાં અતિ અલ્પ વિસ્તારમાં નાયક વિશે ઘણું સત્ય કથન કરી જાય છે. અને આ ' વૈશંપાયનની વાણી ' દ્વારા કરસન માણેક આપણા સાહિત્યમાં એક વણખેડાયેલ ક્ષેત્રને સર કરે છે. અને આ બધાં કાર્યો લેખક કેવળ લાપરવાહીથી કરતો જણાય છે એજ એની પ્રબળ શક્તિઓનો આપણને ખ્યાલ આપે છે.

આ પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલ રચનાઓ વિશે લેખક પોતે જ કહે છે કે ' જેને હું શુદ્ધ કાવ્ય ગણું છું, તે પ્રકારની આ રચનાઓ નથી. આ તો છે પદ્યબદ્ધ કટાક્ષયુક્ત પત્રકારત્વ ' અને છતાં આ પદ્યબદ્ધ કટાક્ષ-રચનાઓ પત્રકારત્વથી કાંઈક વિશેષ છે. અને આપણા સાહિત્યમાં અને પત્રકારત્વમાં કટાક્ષના ક્ષેત્રમાં યથાભરી સામગ્રી નિઃશંક આપી જાય છે. ૧૪૪ પાનામાં ૪૪ રચનાઓ છે. લગભગ બધી આરામખુરશી પે બેઠાં બેઠાં વાંચવી, ગૂંજવી અને આપણો કંઠ બેસૂરો હોય તો બરાડવી ગમે તેવી છે.

રચનાઓના ઢાળ જાણીતાં પરભાતીઆં, ભજનો, પ્રચલિત ગીતો અને ગાયનો ઉપરથી રચવામાં આવ્યા છે એટલે સમાજના દરેકે દરેક થરને એમાં આનંદ આવે છે. ' ગરૂડે ચડી આવજો ગિરધારી ', ' હઠ છોડ સખી ચલ સંગ મેરે ', ' મા, પાવા તે ગઢથી ઊતર્યા ', ' ચલ ચલ રે નવજવાન ', ' શિવાજીનું હાલરડું ', ' રાધાકૃષ્ણ વિના બીજું બોલ માં ' વગેરે ઢાળ ઉપરથી વાચકને આ કથનમાં રહેલ સત્યની પ્રતીતિ થશે

કટાક્ષ ચિત્રો, કટાક્ષ કાવ્યો વગેરેની સાહિત્યમાં ભલે ખાસ જરૂર નહિ હોય પણ આપણા–દરેક પ્રજાના-જીવનમાં જરૂર રહેવાની જ. પ્રજા પરતંત્ર હોય કે સ્વતંત્ર પણ રાજકીય, સામાજિક, રમતગમત સંબંધી, માનવીઓની નાની નાની ક્ષતિઓ સંબંધી ચર્ચામાં આ બે પ્રકાર અતિ મહત્વનો ભાગ ભજવે છે. ઇંગ્લંડમાં લૉર્ડ સૅલ્ઝબરીના પ્રધાનપદથી માંડી બાલ્ડર વગેરેના પ્રધાનમંડળ સામે પરિકથાઓ વગેરેમાંથી સામગ્રી લઈને કટાક્ષચિત્રો ચીતરનાર એફ. કેરૂથર્સ ગુલ્ડનાં, દરરોજ નિયમિત, વેસ્ટ મિન્સ્ટર ગેઝેટમાં પ્રસિદ્ધ થતાં ચિત્રોએ એટલી અસર કરેલી કે એ પ્રધાનમંડળ પરાજય પામતાં એને સ્થાને આવેલ લિબરલ પ્રધાનમંડળે ગુલ્ડને નાઈટહુડ બક્ષેલું ! મહાસભાવાદીઓ ઈલ્કાબોની વિરૂદ્ધ છે એટલે કટાક્ષચિત્રો આલેખનાર શંકરને અને કટાક્ષકાવ્યો રચનાર કરસન માણેકને નાઈટહુડની આશા રાખવી તો અસ્થાને છે; પણ એમની સેવા એથી ઓછી તો ન જ અંકાવી જોઈએ.

એક સૂચના : આમાંના કાવ્યોને મથાળે દરેક કાવ્ય જે પ્રસંગને લઈને રચવામાં આવ્યું હોય તે પ્રસંગ ટુંકાણમાં આપવો જોઈએ જેથી એ પ્રસંગોથી અજાણ રહેલ કે એ પ્રસંગોને ભૂલી ગયેલ વાચકો પણ આવી કૃતિઓનો રસાસ્વાદ માણી શકે.

આવા ખંડો નિયમિત પ્રસિદ્ધ થતા રહે તો આવી કટાક્ષ-રચનાઓ દ્વારા આપણા રાજકીય પ્રસ્થાનનો અમુક દૃષ્ટિએથી જોવાતો ઈતિહાસ પણ જળવાઈ રહે. ધનસુખલાલ મહેતા



સૌંદર્ય પામતા પહેલા
સૌંદર્ય બનવું પડે !

આધુનીક

અને

અર્વાચીન

ભરતકામથી ભરપુર બનારસી
તથા જરીજ્યોરજેટની

# સાડીઓ

ખરીદવા પધારો

ભરતકામના લેટેસ્ટ નમુનાઓ જોવા
એકવાર અમારા શો રૂમની મુલાકાત લો.

## બોમ્બે ટૉકીઝ (સ્ટુડિઓઝ)

તથા

બીજા જાણીતા સ્ટુડિઓઝમાં તમામ
પોશાકો અમે પૂરા પાડીએ છીએ.

## મુસા શરીફ સન્સ

[illegible]

ટેલીફોન નંબર
૨૦૫૩૨

E P S 23

## જરૂરી વિગત

* આ માસિકમાં કલા, જીવન, સાહિત્યને સંસ્કારને અનુલક્ષીને લેખો આવે છે. એમાં આવતા લેખો રોચક ને જીવનનાં ઉપયોગી તત્ત્વોથી રચેલા હોય છે.

* માસિકનું વાર્ષિક લવાજમ રૂા. પાંચ છે. વર્ષમાં ત્રણથી ચાર ખાસ અંકો વિશેષ સામગ્રી સાથે આપવામાં આવશે. સામાન્ય અંકની છૂટક નકલની કિંમત આઠ આના અને ખાસ અંકની એક રૂપિયો રહેશે.

* માસિકમાં પ્રગટ થયેલ લેખોના બદલામાં લેખકને પૃષ્ટદીઠ એક રૂપિયો પુરસ્કાર આપવામાં આવશે પરંતુ કોઈ પણ લેખ કે કાવ્ય માટે ત્રણ રૂપિયાથી ઓછું અપાશે નહિ. છપાયેલા લેખની છૂટી ત્રણ પ્રતો, માસિકનો અંક તથા પુરસ્કારની રકમ, અંક પ્રગટ થતાં જ લેખકને મોકલવામાં આવશે.

* દરેક મહિનાની પહેલી તારીખે માસિક પ્રગટ થશે.

* પ્રગટ તારીખ પછી એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે ટપાલખાતામાં તપાસ કરવી ને ત્યાર બાદ જ અમને જણાવવું.

* સંપાદનને લગતો પત્રવ્યવહાર તંત્રી, પ્રતિમા ૧૩૮ મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈના સરનામે કરવો. ફોન નં. ૨૨૦૫૭

* સરનામું બરોબર નોંધી લેશો, ને પત્રવ્યવહાર કરતી વખતે રેપર ઉપર આવતો તમારો ગ્રાહક નંબર અવશ્ય જણાવશો.

જીવન સાહિત્ય મંદિર,
૪૦૪, કાલબાદેવી રોડ, મુંબઇ ૨

# પ્રતિમા

વર્ષ ત્રીજું  ફેબ્રુઆરી '૪૬  અંક ૨ જો

— અનુક્રમ —



કલા, જીવન, સાહિત્ય ને સંસ્કારનું માસિક

વર્ષ ત્રીજું ફેબ્રુઆરી '૪૬ અંક બીજો

## ન્હાનાલાલને

પીયૂષોને વર્ષતા ચંદ્રરાજ !
ચાલ્યા પૃથ્વી આભરે છોડી આજ ?
ને રેં સાથે જ્યોતિષાં જ્યોતિ એવું
તેજે આજે નિત્યનું આથમી ગ્યું.

કાવ્યામૃતો રેલી રેલી અભંગ
મ્હોરાવી જે ગુર્જરી – કુંજ કુંજ;
મ્હેં કે કેવી આજ એ ભવ્ય રમ્ય ?
એવું જીવ્યું તો સ્વયં ધન્ય ધન્ય.

કિંતુ અમારે,
શક્તિઓને પૂજીને ધન્ય થાવું,
કે વા જોઇ જોઇને ઝંખી રહેવું,
સંભારી સંભારીને ઝૂરી રહેવું,
મ્હાયું ખોયું તેહને મૂક સ્હેવું.

ને શું ભવ્ય જીવનસ્રોત આજે
વેણુ માંહીં કાલની લીન થાશે ?
ના, ના, માનવ્યે ફુટે જ્યાં ફુવાર,
હોયે એવી જીંદગીની ન હાર.

કાળના કંઠમાં તેં તો, અમૂલી મોતીમાળ શી
અરપી જીંદગી આજે, મૃતથી અમૃતે વસી.

—ઉપેન્દ્ર પંડ્યા

## સુભાષચન્દ્ર બોઝને

•

:: અનુષ્ટુપ ::

•

જુવાની ફૂટતી'તી ત્યાં વાડી સંસારની તજી
જુવાની પૂર્ણ ખીલી ત્યાં વિશ્વની વાટિકા તજી
ભાવના – કર્મની મ્હેરી પાદુકાઓ તપોમથી
તમે ચાલ્યા અનંતે ને અમારી આંખડી ભીની.

ગમી ના હૂંફ લક્ષ્મીની ચહી ના નિવૃત્તિ તમે
માણી ના છાંયડી પૂરી સગાંસ્નેહીતણી તમે
તમે તો જિન્દગી આખી અસિની ધાર પે રમી
મુક્તિનો મંત્ર પોકારી ફકીરી – જખ્મથી મઢી.

અન્યાયી બંધનો સામે મર્યા યુદ્ધે સદા તમે
દંશીલા જુલ્મની સામે હસીને ઝૂઝિયા તમે
ભલે ને પંથ હો જૂદો દૃષ્ટિની ભિન્નતા નથી
તમારી શુદ્ધ ને ઉગ્ર સાધના છે ચિરંજીવી.

મુક્તિના વીર જોદ્ધા હે, મૂર્તિ તારુણ્યની અયિ !
અમારી પ્રેરણાગાથા તમારી જિન્દગી મહીં.

—હસિત બુચ

## કૂંચીનો સંચો અણુકણ્યો

:: ભજન ::

[ બોલો સન્તો રામને – ઢાળ ]

ગૂઢ – નિગૂઢ ગઢ ગોઠવી
 એની કળમાં ખોલ્યા કેરા ભેદ
 કૂંચીનો સંચો અણુકણ્યો.

રાતનો પંથ થયો આકળો.
 થયો છે સૂરનો પટારો બંધ;
ઝીણી લોચનતારા – કૂંચીએ
 આપે ઊઘડ્યો અંધારો વસમંઠ;
 કૂંચીનો સંચો અણુકણ્યો

ઘાયલને ઘટ ઘા પડે,
 ઘાયલ ઘા વેઠી થયો રણુબંક;
કફને મલીદો મરદાઈનો
 પામી રાખ્યો ઘાનો તાતો રંગ
 કૂંચીનો સંચો અણુકણ્યો.

નભનું થાનેલું ત્રિકાળનું
 એની ધારા આવે અણુભંગ
સતિયા અમરત અહોરાત રે
 વિશ્વ ધવડાવી વાળે ખંગ;
 કૂંચીનો સંચો અણુકણ્યો.

તરત એકાકી પ્રેમરામનું
 એમાં રાગ – વિરાગના ખંડ
જાગ્રત – ને જાણું ના દૂર છે
 પોતે કૂંચી ને કળ પંડેપંડ
 કૂંચીનો સંચો અણુકણ્યો.

—સુધાંશુ

## વાલમાની શોધમાં

નીસરી હું વાલમાની શોધમાં
 'લિ સાજની !
નીસરી હું વાલમાની શોધમાં–

ધરતી ને આભલાને ઓળે
 'લિ સાજની !
ઢૂંઢતી હું ચાલી અનંતમાં; ની૦

ચંદાની પાંપણ – હીંડોળે
 'લિ સાજની !
કે રજનીના ઘેરા વંટોળમાં; ની૦

હૈયાનાં આસનો સૂનાં
 'લિ સાજની !
નયનોનાં આંસુડાં ઉનાં; ની૦

હૈયું આપી જો એ થાપે
 'લિ સાજની !
આળોટે આપી આ ગોદમાં; ની૦

સોણલે આવી રંગતાળી
 'લિ સાજની !
આપી ગયો ચિત્તચોર ક્યાં – ની૦

ઓરી ઓરી હું જાતી
 'લિ સાજની !
ચીર ત્યાં ભરાયું જગવેલમાં; ની૦

—સ્વયંભૂ જાની

## તને મરણ શું કહું ?

દીઠાં ન દિનરાત, એકલ અઠંગ બેસી રહી
રચ્યા, હ્યમડિયા, અનેક જીવહેણ જુદાં કર્યાં,
તથાપિ ઘડી બે ઘડી વિસરી સૌ, રહ્યા સાથમાં
મને ન ઉર ડંખ એ, દુઃખદ કિંતુ છેલ્લી પળે
થયો નવ મિલાપ, ને સફર આદરી આખરી
ગયો – અનુગતું ન મોત, વદ મૃત્યુ શેં શાંત તું ?

અરે મરણ આવ, એ જીવનકાળસંગાથી સેં
લીધાં જનક, માત, ભાઇ ભગિની અને પ્રેયસી
તથાપિ થડકાર તેં અનુભવ્યો ? ન મેં'યે કહિ !
હવે સુહૃદના જતાં મરણ શું કહું ? ના જડી
ભલા અવર ભોમ, ભોગ તુજને બીજો ના જડ્યો ?
તનેય ખપ શું પડ્યો ? ગરીબનો વિસામો નડ્યો ?

– છતાં વિષમ ઘાવ વજ્ર સમ મહેં હૈયે ઝીલી
અપૂર્ણ મુજ સાધના કરીશ પૂર્ણ તેની લવે !

—પ્રશાંત

# કવિવર ન્હાનાલાલ

પ્રો. બળવંતરાય ક. ઠાકોર

[ મુંબઈના લેખકમિલન, કમલમંડળ, પારસી લેખકમંડળ, ગઝલમંડળ, પ્રગતિશીલ લેખક મંડળ, પ્રવૃત્તિ સંઘ પાર્લા સાહિત્યસભા, વગેરેએ મળીને બ્લેવેટસ્કી લૉજ (ફ્રેંચ પૂલ, ચોપાટી )માં પ્રજાનો કવિવરના અવસાન નિમિત્તે શોક પ્રદર્શિત કરવા એક જાહેરસભા બોલાવેલી અને તેમાં સુરત કૉલેજના પ્રોફેસર વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી પ્રમુખ થશે એમ જાહેર કરેલું, પરંતુ અચાનક માંદગીને લઇને શ્રી વિષ્ણુપ્રસાદ આવી નહીં શકયા એટલે ઉપલાં મંડળોએ સભામાં હાજરી આપવા આવેલ પ્રો. ઠાકોરને દબાણ કર્યું તથા એમણે પ્રમુખ સ્થાન સ્વીકારી લઈ સભામાં છેક છેલ્લે શોક ઠરાવ મુકતાં જે ભાષણ કરેલું તે તેમણે લખી આપ્યું છે તે અહીં આપીએ છીએ. તંત્રી પ્રતિમા ]

બ્હેનો અને ભાઇઓ,

આપણી સ્મૃતિઓનો આદેશ છે કે કન્યાને અમુક ઉંમર થઈ જાય તે પ્હેલાં તેને માબાપ નહીં તો જે કોઇ વડીલ હયાત હોય તેણે પરણાવી દેવી જ જોઈએ. બીજો કોઈ ન મળે તો પણ કન્યા કાળ જવા ન દેતાં તેને રસ્તે જતા વિદ્યાર્થીને પરણાવી દેવી. સભાઓ ભરાય તેમાં પ્રમુખની ખુરશીએ કોઈ ને કોઈ અવશ્ય જોઈએ. પ્રથમથી નક્કી કરેલા પ્રમુખશ્રી આવી ન શકયા હોય તો સભામાં હાજર હોય તેમાંથી કોઈ ને કોઈની વરણી કરવી જોઈએ. આ પ્રમાણે આજે મ્હને આ સ્થાન મળેલું છે અને કવિવરના અવસાન માટે જાહેરશોક આખી પ્રજાવતી જાહેર રીતે દર્શાવવામાં સામેલ રહેવાનો મ્હને આ લ્હાવો સાંપડયો છે. બાકી ખરી રીતે તો કવિ જેવાના અવસાન નિમિત્તે સભામાં હું પ્રમુખ એ તો નેત્રાંથી પાણી મોજે ચડે એવી વાત છે. કવિ મ્હારાથી આશરે સાત આઠ વર્ષ ન્હાના, મ્હારા અવસાન માટેની સભામાં એ પ્રમુખ હોય તે કુદરતી, આ તો અજુગતી બલ્કે વિપરીત પ્રકારની ફરજ મ્હારે અદા કરવાની આવે છે. હોય કેટલાક વર્ષથી હું સ્નેહીસંબંધીઓને કહેતો આવ્યો છું કે યમરાજાના ચોપડા લખનારો ચિત્રગુપ્ત જરા અફીણી જેવો લાગે છે. અફીણની કે એવી કોઈ લ્હેરમાં એને ઝોકું આવ્યું અને એણે ચોપડામાંથી મ્હારું પાનિયું ખેરવી નાખ્યું જણાય છે, તે એને પાછું જડી આવે ત્યાં લગી મ્હારે તો આ ટાંટિયા ઘસ્યા કરવાની સઝા વેઠવી પડે છે.

હશે, લાંબા કાળના પરિચયથી યોગ્યતા આવતી હોય તો કવિ અને મ્હારો પરિચય ઈ. ૧૮૯૯ માં હું ડેકન કૉલેજમાં કામ ચલાઉ પ્રોફેસર હતો અને ન્હાનાલાલ બી. એ. ના અભ્યાસ માટે ત્યાં આવ્યા ત્યારથી શરુ થયો ગણાય; એટલે આજકાલ કરતાં ૪૬–૪૭ વર્ષ જેટલો લાંબો ગણાય. વળી આમાંથી દશ વર્ષ તો અમે બે એક જ સંસ્થામાં સાથે. ઈ. ૧૯૦૪ થી રાજકોટની રાજકુમાર કૉલેજમાં હું સેકન્ડ આસિસ્ટંટ અને કવિ ત્રીજા; પછી પહેલા આસિસ્ટંટ નિવૃત્ત થતાં હું પ્હેલો આસિસ્ટંટ અને એ બીજા; પ્રિન્સિપાલ વાઈસપ્રિન્સિપાલ બંને ઈંગ્રેજ તેમાંથી એક ફર્લો પર જતાં હું વાઈસ પ્રિન્સિપાલ (કામચલાઉ) અને કવિ પ્હેલા આસિસ્ટંટ, આ પ્રમાણે નોકરીમાં અમારો ગાઢ સહકાર લગભગ દશ વર્ષ ચાલેલો કહિયે પણ અમે પાસે પાસે. રાજકુમાર કૉલેજ એક પબ્લિક સ્કૂલ એટલે તેમાં દરેક આસિસ્ટંટને લગભગ સવારે પોણા દશથી રાતે દશ સુધી હાજરી આપવી પડે. સ્કૂલ ચાલે તે સિવાયના કલાકો માટે પણ વારા બાંધેલા. મ્હારો વારો મ્હારાથી ન જળવાય એમ હોય ત્યારે હું કવિને જણાવું અને એ જાળવે, એમને એવી મુશ્કેલી હોય ત્યારે બદલીમાં હું જાઉં, એ પ્રમાણે તો અમારો ફરજિયાત સહકાર. અને આગળના એકથી વધારે વક્તા ઈશારો કરી ગયા છે તેમ કવિશ્રીનો મિજાજ તેજ. એ કોપે ત્યારે કોઈના નહીં ! તો અમારા બેનું આવું સહિયારું કેમ નભ્યું હશે ? હું બેધડક કહીશ, એનો જસ મ્હને ઘટે છે.

હું કવિની પ્રકૃતિ જાણું. મૌનં સર્વાર્થસાધનમ્ એ સારો નિયમ મે કડક રીતે પાળ્યો અને આ દશ વર્ષનો સહકાર અમે પાર ઉતરી શકયા. કામ સાથે જ કામ. તેમાં પણ ત્રણ શબ્દે નભે તો ચોથો હું બોલતો જ નહીં. બીજા કોઈ પણ બે માણસ ભાગ્યે જડશે જે આટલા લાંબા સહકાર અને આવી નિકટની નોકરી દરમિયાન એકબીજા સાથે અમારા જેટલું ઓછું બોલ્યા હોય !

કવિશ્રીની ઉગ્રતાના એક બે દાખલા આગલા વક્તાઓએ આપ્યા છે. મોડું થયું છે મ્હારે લાંબું ભાષણ નથી કરવું તથાપિ એક દાખલો ઉમેરૂં. થોડા વર્ષ ઉપર હું યુનિવર્સિટીને કામે કરાંચી ગયો હતો. તે પ્હેલાં જ ત્યાં કવિ ન્હાનાલાલ આવી ગયેલા, એટલે હું કહું છું તે હકીકત બનેલી ને પછી તુર્ત સાંભળેલી, જે માણસો એના સાક્ષી તેમણે જ કહેલી અને સાચી છે. એમનો ઉતારો એક મોટા શેઠ સાહેબને બંગલે હતો. શેઠ ઘરડા અને એઓ પણ સુતા તો તે જ બંગલે. પણ ઘરડાં માણસ રાતમાં એકવાર બેવાર જાગી જ જાય. મધરાતે શેઠ સાહેબ જાગ્યા અને તેમને કાને ગાંધીજીને મોટે મોટે અવાજે ગાળો દેવાતી સંભળાઈ. અવાજ એમના અતિથિનો. શેઠ સાહેબે તુર્ત પોતાના ભૈયાને બોલાવી હુકમ કર્યો: મ્હારે આ અપવિત્ર વાણી નથી સાંભળવી. એ ભાઈને અત્યારે જ દૂર આપણે ફલાણે મકાન લઈ જા અને ત્યાં જ રહે; જો એમને માઠું ન લાગે એમના આતિથ્યમાં કશી ઊણપ ન રહે એમ બધો બંદોબસ્ત કર. પણ તાબડતોબ એ વિદાય થશે પછી મ્હને ઊંઘ આવશે જો. કવિશ્રી વિશે આથી વધારે ઉગ્ર દાખલા પણ આપી શકું, પરંતુ આ એક જ બસ.

દલપતરામ જેવા સૌમ્ય માણસના પુત્રમાં આવી ઉગ્રતા કયાંથી ! શ્રીમાળી બ્રાહ્મણોની નાતમાં થોડા ઉગ્ર, અત્યંત ઉગ્ર દુર્વાસા જેવા માણસ દર દાયકે પાકે છે. આપણો ધર્મ અને સંસ્કૃતિ અને ફિલસૂફી આવાં લક્ષણનો ટોપલો પૂર્વજન્મ સંસ્કારને માથે અથવા તો અમારાં કર્માનાં ફલ લેખે તેનાં દોષ કર્મને માથે ઢાલવે છે. પાશ્ચાત્ય ફિલસૂફી અને વિજ્ઞાન આવાં લક્ષણ અપલક્ષણને વારસે મળેલાં—ઓઘે ઉતરેલાં ગણે છે. દલપતરામ અત્યંત સૌમ્ય. પણ એમના પિતા ડાહ્યા અત્યંત ઉગ્ર. એ સામવેદ પારંગત વૈદિયા ઉદર નિર્વાહ માટે તો એક ગામઠી શાળા ચલાવતા અને પૈસે ટકે એમની હાલત સારી પેઠે તંગ હતી. એમની ઉગ્રતાનો મોટામાં મોટો દાખલો આ કે સાઠ વરસની ઉંમર એમની નેમ સેવતાં પત્નીની થઈ ગયેલ પછી એક સાંઝે એઓ ઘેર આવ્યા ત્યાં બ્રાહ્મણી બીચારીના મુખમાંથી એવું કંઈ વેણ નીકળ્યું, જેથી ડાહ્યા મહેતાજીને ઝાંઝ ચડી. એવી તો ચડી કે તે તુર્ત ઘરમાંથી બહાર નીકળી ગયા અને ગયા તે ગયા જ ! પાછા આવ્યા જ નહીં. એમણે પછી શું કર્યું, કયાં રહ્યા, કેમ રહ્યા, સંન્યાસી થઈ ગયા કે બીજી શાળા સ્થાપી, દેહ કેમ પડયો, કયાં પડયો, કયારે, કોઈને કશી જ ભાળ મળી નહીં. ચિત્રગુપ્તે મ્હારૂં પાનિયું ખોઈ નાખ્યું લાગે છે એમ હું ઉપર કહી ગયો. મહેતાજી ડાહ્યાભાઈના પાનિયાં વિશે એટલું જ કહી શકાય કે અરીણી ચિત્રગુપ્તે એને ઝોકા ખાતાં કયારે ફાડી નાખેલું તેની એને પોતાને પણ ગમ પડી નહીં.

આજ સભા શરૂ થતાં મ્હારો એવો વિચાર હતો કે મ્હારે વક્તાઓને એક સૂચના કરવી. એમણે પોતાના ભાષણોમાં ન્હાનાલાલની કવિતા, એમનાં નાટકો અને બીજાં લખાણો વિશે જ બોલવું: ન્હાનાલાલ જાતે કેવા હતા વગેરે અંગત કશું જ ના બોલવું. પરંતુ ન્હાનાલાલ એક વ્યક્તિ હતા; સાચા નર હતા. એમનું કવિત્વ એમના વ્યવહાર જીવનમાં કે જીવનવ્યવહારમાં પણ પેસી ગયું છે. ન્હાનાલાલ લેખક અને ન્હાનાલાલ માણસ એક બીજાથી અલગ રાખી જ ન શકાય એવાં સેળભેળ અને ઓતપ્રોત છે.

ગુજરાતે એમની ઘટતી કદર નથી કરી, કે એમને ન્યાય આપ્યો નથી, વગેરે, ઇશારા આમલાં ભાષણોમાં આજે એકથી વધારે વાર થયા છે. અને એક વધુ આના ખુલાસા માટે પોતાને 'એસે

છે તેવાં કારણોની મીમાંસામાં પણ કંઈ ઉતર્યો. આ વિશે મ્હને બે વાત ટુંકામાં કહેવા ઇચ્છા થાય છે, એક ન્હાનાલાલની મર્યાદા જણાવે છે એમ મ્હને લાગે છે, બીજી એમની નહીં ને આપણી ગુજરાતી પ્રજાની મર્યાદા જણાવે છે એમ ધારું છું, જો કે આ બંને મ્હારા માનવામાં મ્હારી ભૂલ પણ થતી હોય એમ આપ સૌને પ્રથમથી ચેતવું છું.

ભણકાર (ઈ. ૧૯૪૨)માં એક કડી મેં કણિકાગુચ્છમાં છાપી છે. (પૃ. ૬૨૬):—

અકાળે ખ્યાત થાતા ને ખોતા અકાળ ખ્યાતને,
એ બેયથી વિચારો જી કેટલી હાણ ખ્યાતને.

શ્રી ન્હાનાલાલ ખ્યાત થઈ ગયા બહુ વ્હેલા, વળી એ ખ્યાતિ એમની હરાઈ પણ અકાળે, તો આમ બનતાં એ નાયકને પોતાને કેટલો લાભ, કેટલી હાનિ એવા બનાવથી સાહિત્યને કેટલો લાભ કેટલી હાનિ, ઉપરાંત દેશ આખાને ય કેટલો લાભ કેટલી હાનિ–એવો સવાલ આ કડી પૂછે છે. આજે અહીં જાહેરમાં વિના સંકોચે જણાવીશ કે એ કડી લખાયલી શ્રી ન્હાનાલાલના વિચિત્ર દાખલા વિશે મનન કરતાં: હું તો ચોક્કસ માનું છું કે શ્રી ન્હાનાલાલને ખ્યાતિ મળતાં પાંચ વરસ દશ વરસ વાર લાગી હોત તો એ અને એમનાં લખાણ બંને વધારે ગંભીર અને ઊંડાં બનત, એમની શક્તિઓ–જેની હસ્તી વિશે બે મત છે જ નહીં, તે–પોતાનો આવિર્ભાવ વધારે પરિપક્વ રૂપે કરી શકત.

એમની ખ્યાતિને અકાળે ગ્રહણ લાગ્યું તેમાં હું આપણી પ્રજાની મર્યાદાનો દાખલો જોઉં છું. માણસ સાચો હોય, નિખાલસ હોય, મરદ હોય તે જો પોતાના દૃઢ અભિપ્રાય તેજ ઉચ્ચારે ને ? મનમાં એક અને સભ્યતાની ખાતર કે લોકમતને અનુકૂલ રહેવા કે ગમે તે કારણે, માણસ બોલે બીજું જ, એક મોં કુદરતે આપ્યું છે, તેમાં એક ઉપરાંત બીજી જીભ માણસ ચોંટાડે, તે શું જગતને ઇચ્છવાયોગ્ય લાગે છે ? ન્હાનાલાલ અને ગાંધીજી વિશે સાથે વિચાર કરતાં કવિના લાભની આ હકીકત હરહંમેશ સ્મરણીય છે કે આપણી ભાષામાં આપણી કવિતામાં ગાંધીજીની પ્રથમપ્હેલી પ્રશસ્તિ બુલંદ સ્વરે લલકારનાર બીજો કોઈ નહીં, ન્હાનાલાલ દલપતરામ કવિ છે. પૂજ્ય ગાંધીજી પચાશના થયા ત્યારે આજથી સત્તાવીશ વર્ષ ઉપર.

પચાશ પચાશ દીવા પ્રકટાવો ની એ પ્રશસ્તિ ગાનાર બીજો કોઈ નહીં ને આપણે આજ જેની પાછળ આ સભા ભરી છે, તે ન્હાનાલાલ હતો. અને રાજકારણ તો ફરતાફરતી છાંયડીનું મતભેદોનું અને ભલભલાને પોતાની જૂની ભૂલ જાતે કબૂલવા સુધારવાની પાળી આવવાનું માનીતું ચોગાન છે, એ કેમ ભૂલી જવાય ? કાળક્રમે બનાવો બનતા ગયા ભાવિ હતું તે વર્તમાનમાં અને પછી ભૂતમાં પલટાતું ગયું તેમ તેમ કવિના વિચાર સ્વતંત્રપણે બંધાતા વિચાર બદલાયા, ફરી ગયા. સુધારા અને ધર્મની બાબતમાં નર્મદ પર એ વીતક વીત્યું હતું તેનો સાક્ષી ઈતિહાસ છે. અને નર્મદ પણ સાચો માણસ, નિખાલસ વ્યક્તિ, વીર પુરુષ. એણે પોતાનો વિચારપલટો છૂપાવ્યો નહીં. ન્હાનાલાલે પણ છૂપાવ્યો નહીં. ગાવાના બીજો બચાવ કોઈ કરે નહીં, હું તો કદાપિ ન કરૂં. પરંતુ સ્વતંત્રપણે અને પોતાની પૂરેપૂરી શક્તિઓ પૂરેપૂરી વાપરીને માણસ આગલા અભિપ્રાય ત્યજે જુદા અભિપ્રાય ઉલટા જ મત ધરાવતો થાય, તો–પ્રજા શું તેને ફરમાવી શકે ખરી કે તેને મૌન પાળવું ? સ્મૃતિઓ અને શ્રીમદ ભગવદ્‌ગીતા એમ ફરમાવે છે–**सत्यं प्रियहितं च यत्** તેજ બોલવું: **न ब्रूयात्सत्यमप्रियम्ः यद्यपि शुद्धं लोकविरुद्धं नाकरणीयं नाचरणीयं.** બુદ્ધનો બોધ આથી તદ્દન જુદો છે. બુદ્ધ સાફ સાફ કહી ગયો છે સામાન્ય અને પામરજનો માટે નિત્યનૈમિત્તિક વ્યવહારમાં ભલે વિનય વિવેક શિષ્ટાચાર આદિ વડે માણસ પોતાનાં મોં શીવેલાં રાખે; પરંતુ જે આચાર્ય, જે ગુરુ, જે લોકનાયક, જે કવિ, જે સ્વતંત્ર વિચારક, જેને પોતાના પૌરુષનો ટેક, પોતાના સિદ્ધાંતને દૃઢપણે વળગવાની અને સહેવાં પડે તે પરિણામને સામે

મોંએ બેઠી લેવાની નીડરતા,–તે પણ જો એમ મહલાંતહલાં કરતાં થઈ જાય, તો તો આખો સમાજ જાય ખાડે ! ન્હાનાલાલ એક વ્યક્તિ હતો. ન્હાનાલાલ મર્દ થઈ ગયો ! જે સમાજમાં જે પ્રજામાં એ નીડર અને સાચી તાણે તરનાર પૌરુષ માટે–તેના અભિપ્રાય ગમે તેટલા ભિન્ન તથાપિ–માન નથી, તે સમાજ, તે પ્રજા મહાન તો નથી જ નથી. અને માનની વાત તો દૂર દૂર રહી આપણી પ્રજા તો મતાંતરસહિષ્ણુતાના ( ટોલરેશન )માં ય કેટલી મોળી છે, તે ન્હાનાલાલનો દાખલો દેખાડે છે એમ મ્હને તો લાગે છે. પરંતુ, બેશક, મ્હારી ભૂલ પણ થતી હોય. આ સૂક્ષ્મ પણ મોટી બાબતનો સૌએ પોતપોતાની મેળે સ્વતંત્ર વિચાર કરી લેશો. અને આપણે સૌ આશા રાખીશું કે ગુજરાતનો અને આખા હિંદનો રાજકારણ ક્ષેત્રે સ્વતંત્ર જવાબદાર જીવનનો પરિચય અને ઈતિહાસ લંબાશે, તેમ તેમ ગુજરાતી પ્રજા અને હિંદી પ્રજા પણ મતાંતર માટે સહિષ્ણુતા અને વિચારસ્વાતંત્ર્ય માટે આદરભાવમાં કેળવાતાં જશે. આ અસહિષ્ણુતા આ દંડૂકિયા ગાડરિયો પ્રવાહ જ પ્રવર્તાવવાની વલણ છેક બિનકેળવાયેલી છે એને વધારે કડક વિશેષણ પણ ઉચિત, ઉગ્ર માણસ હોય તે એને ભાંડે પણ, પરંતુ એમ કરવાની કશી જરૂર નથી.

ન્હાનાલાલ જે કંઈ હતો તેમાં મુખ્યત્વે કવિ હતો એણે જે કંઈ લખાણો આપણા સાહિત્ય વાઙ્મયમાં ઉમેર્યાં છે, તેમાં મુખ્ય એની કવિતા છે. તો એ વિશે બોલવાની આવે પ્રસંગે તો ખાસ ફરજ પ્રાપ્ત થાય છે. એની કવિતામાં પરંપરા તત્ત્વ કેટલું જળવાયું છે, નવું તત્ત્વ, વિદેશી તત્ત્વ, સર્જક તત્ત્વ, ભંડાર તત્ત્વ, કેટકેટલું, એવું એવું પૃથક્કરણ તો હજી હજી અશક્ય. એવી તલસ્પર્શી વિવેચના માટે તો દાયકા બે દાયકા કે વધારે સમય જવા દેવો જોઈએ; પરંતુ એની કવિતાઓમાં ઉત્તમ કઈ, ક્યાં ક્યાં, કયા કયા ગ્રંથોમાં વગેરેનો પ્રશ્નને એના અધિકારી અભ્યાસીઓ આજે પણ કહી શકે. મ્હને લાગે છે કે કવિની ઉત્તમોત્તમ કવિતા એની ચિત્રદર્શનો નામે બે ન્હાની ચોપડીઓમાં છે. એમને જે કૃતિઓને પોતે નાટકોનું નામ આપ્યું છે તેમાંનાં પણ કોઈ કોઈ ગીત અત્યંત ઉમદા છે. સાથે ઉમેરી શકે કવિની મોટી ઊડીને આંખે વળગતી મર્યાદાઓ મ્હને બે જણાય છે. એક તો શ્રી અતિ શૈથિલ્ય અને વાક્છટામાં તણાઈ જતા, વારંવાર એમના લખાણોના શબ્દ અર્થાનુસારી હોવાને બદલે, એમના લખાણોનો અર્થ શબ્દાનુસારી બની જતો તે. અને બીજી મર્યાદા આ, કે કવિ-શું પોતાની કે શું બીજાની કૃતિ વિવેચકની દૃષ્ટિએ તટસ્થ અને શાસ્ત્રીય નેત્રે જોવાની શક્તિ ધરાવતો જ ન્હોતો.

બ્હેનો અને ભાઈઓ; ઘરડાનો વાચાળ, બોલવા બેસે એટલે એકમાંથી બીજું, બીજામાંથી ત્રીજું એને તો સાંભરતું આવે, અને એમ ક્યાં ક્યારે અટકવું તે પણ એને તો ના સૂઝે. આનો મ્હારા અંગત અનુભવનો એક દાખલો યાદ આવે છે. રાજકોટમાં ઇ. ૧૯૧૪ પ્હેલાં અમે એક સભા બોલાવેલી તેમાં પ્રમુખ માટે અમે વયોવૃદ્ધ કુંવરજી કેયાજીને પસંદ કર્યા. કુંવરજી તે અહીંના જડજ શ્રી હોરમઝદયાર જેઓ સુભાગ્યે હજી હયાત છે, અને એમના ન્હાનાભાઇ મ્હારા અર્થશાસ્ત્રી લેખે વીશ વર્ષ મિત્ર સર જહાંગીર કેયાજી, જેઓ જરા વ્હેલા સિધાવી ગયા છે. તેમના પિતાશ્રી. એ કુંવરજી પ્રમુખ લેખે સભાનો આરંભ કરતાં જ બોલવા ઊઠ્યા. એમની જબાન મીઠી એમને કહેવાનું અનુભવપ્રચુર. સૌને રસ પડ્યો. પા કલાક થયો, અર્ધો થયો આખો થયો, બે કલાક થયા એમના બોલવાનો અંત આવ્યો જ નહીં ! એ દિવસનું ભાષણ, એ સભા જેમને સાંભળવા ન્હોતરેલી તે વક્તા બંને રહ્યા ઠેકાણે. પ્રમુખનું પ્રવેશક ભાષણ પૂરું થતાં પ્હેલાં જ એક જણે ઊઠીને મમરો મૂક્યો સાહેબ બહુ જ મોડું થયું છે આજે તો અહીં જ સભા મુલતવી રાખિયે તો ! સૂચના સૌને પસંદ પડી અમે વિખરાઈ ગયાં, ફરીથી એ વિષય અને એ વક્તા અને એ પ્રમુખની ત્રિપુટી ભેગાં થયાં જ નહીં ?

હું ય ઘરડો; તે સમયે કુંવરજી હતા તેથી વધારે. પણ મ્હારે આવો દાખલો નથી બેસાડવો એટલે અહીં જ અટકીશ અને આ જે સંસ્થાઓએ ભેગી મળીને આજનો સમારંભ યોજ્યો છે તેમના તરફથી ઘડવામાં આવેલો આ ઠરાવ આપણી આગળ વાંચવામાં આવે છે.

તે આપ સૌએ ઊભા થઈ શાંત રહીને વિષય અને પ્રસંગને છાજતાં ગૌરવથી અપનાવી લેવાનો છે

શ્રી. 'સોપાન' એ ઠરાવ વાંચે અને આપ સૌ તેને અપનાવો એટલે આ સભા બરખાસ્ત.

# પ્રેમ વિના

લે. 'સોપાન'

'પ્રેમ વિના લગ્ન કરવા કરતાં આપઘાત કરીને મરી જવું સારું.'

તે દિવસે સુચિતાએ એના ભાઈ પાસે આ શબ્દો ખુમારીપૂર્વક ઉચ્ચાર્યા હતા. સુચિતાનો ભાઈ કૃપાલ એનાથી બે જ વર્ષ મોટો હતો અને સુચિતા એમ માનતી હતી કે એના ભાઈના કરતાં પોતે વધુ બુદ્ધિશાળી અને વધુ તેજસ્વી હતી. માતાપિતાની માન્યતા પણ કંઈક એવા જ પ્રકારની હતી. કૃપાલ બુદ્ધિશાળી કે તેજસ્વી હોય કે ન હોય, પણ જેને 'સમજ' કહેવામાં આવે છે તેની તો એનામાં જરી યે ઉણપ નહોતી. બેનના ખુમારીભર્યાં વચન સાંભળીને એણે ધીમેથી કહ્યું હતું:

'જો તિરસ્કાર કે અણગમો ન થતો હોય અને બીજી બધી રીતે સુબન્ધુમાં યોગ્યતા હોય તો આપોઆપ પ્રેમ પ્રગટી આવશે, સહવાસ અને નિકટતામાંથી એક અથવા બીજા પ્રકારની લાગણી જન્મે જ છે.'

બેને જવાબ આપ્યો હતો: 'એવો પ્રયોગ મારે કરવો નથી. જેને જોતાં જ હૈયાંમાં આકર્ષણ જન્મશે અને એ આકર્ષણ મહિનાઓ સુધી ટકી રહેશે તેની સાથે જ હું લગ્ન કરીશ.'

ભાઈએ પછી વિશેષ આગ્રહ કર્યો નહોતો અને માતાપિતાએ પણ એ વિષે મૌન ધારણ કરી લીધું હતું. એ સૌને સુચિતાની શક્તિ વિષે એટલો વિશ્વાસ હતો કે એમની મુદ્દલ સહાય લીધા વિના આ દુનિયાની કપરી સફર એ એકલી જ ખેડી શકે.

કૃપાલે જે સલાહ બેનને આપી હતી તે એણે પોતાના જીવનમાં બીજે જ વર્ષે ઉતારી હતી. માતાપિતા તરફથી એક કન્યાનું સૂચન આવ્યું ત્યારે તેણે પરિચય સાધવાની ઇચ્છા બતાવી હતી. થોડા પરિચયથી એના મનને સંતોષ થયો અને એણે જીવનભરનો સંબંધ જોડવાની માતાપિતા પાસે સંમતિ ઉચ્ચારી દીધી, બેનને આ વાત રૂચિ નહોતી અને છેલ્લે દિવસે એણે કૃપાલને પૂછ્યું પણ હતું: 'જીવનમાં કોઈ દિવસ ખૂટે નહિ એટલા પ્રમાણમાં તું એના પ્રત્યે પ્રેમ અનુભવે છે ? કૃપાલે ત્યારે જવાબ આપ્યો હતો કે 'એવી રીતે વિચાર કરવાની મને ટેવ જ નથી. મને કન્યા સારી લાગી, એને હું સારો લાગ્યો. અમારી વચ્ચે સુમેળ રહેશે એવી ખાતરી થઈ એટલે મેં સંમતિ આપી. સુચિતાએ આ ચર્ચાને લંબાવવાનો પ્રયાસ કર્યો હતો, પરંતુ કૃપાલે એ વાતને આગળ વધવા દીધી નહોતી.

એક વર્ષ બીજું પસાર થયું અને સુચિતા એમ. એ. થઈ ગઈ ત્યારે એને સહેજ મૂંઝવણ થઈ કે 'હવે કરવું શું ?' પરંતુ એ મૂંઝવણનો ઉકેલ એણે 'એલ. એલ. બી' કરવાના નિશ્ચય સાથે શોધી કાઢ્યો. આવતા બે વર્ષનો કાર્યક્રમ નક્કી થઈ જતાં મૂંઝવણ દૂર થઈ ગઈ અને એનું જીવન પૂર્વવત્ ચાલવા લાગ્યું.

સુચિતાના જીવનમાં આજ સુધી ગંભીર કહી શકાય એવો કશો પલટો આવ્યો નહોતો. નાનપણથી જ માતાપિતાની એ લાડકી પુત્રી હતી, એના બુદ્ધિવિકાસમાં માતાપિતાની લાગણી અને એમણે કરી આપેલી સગવડોનું મહત્ત્વનું સ્થાન હતું. મેટ્રીક પસાર કરીને એ કૉલેજમાં પ્રવેશી ત્યારે એની વય તો માત્ર સોળ વર્ષની હતી, પરંતુ એની બુદ્ધિનો વિકાસ એ કરતાં ઘણો વધારે હતો. નાનપણથી વાચનનો ગજબ શોખ હતો. ગંભીર પ્રકારનાં પુસ્તકો પણ એ વાંચતી, પરંતુ વિશેષ વલણ વાર્તા, નવલકથા, નાટકો ને કાવ્યો તરફ હતું. ચલચિત્રો અને મુંબઈમાં લગભગ દર અઠવાડીએ થતા નૃત્યનાટકો ને એવાં રંજન કાર્યક્રમો તરફ એને વિશેષ પક્ષપાત હતો. ફીલ્મી દુનિયાના પાત્રો તરફ એ દિવસોમાં એને ભારે આકર્ષણ હતું. મિત્રોની વચ્ચે એ બોલતી પણ ખરી કે 'હું ફીલ્મક્ષેત્રમાં

જોડાવાની છું. ' પરંતુ એ ઇચ્છાએ ઊંડા મૂળ તો નહોતા જ નાખ્યા. રાસ, ગરબા, નૃત્ય, નાટક, સંગીત, એવાં કાર્યક્રમોમાં એ જાતે ભાગ લેતી અને જોનારાઓનો એવો અભિપ્રાય હતો કે લલિત કલાઓ પ્રત્યેનું એનું વલણ સાવ કુદરતી છે.

કૉલેજમાં પ્રવેશ કર્યો ત્યાં સુધી લગ્ન વિષે એણે ખાસ વિચારો કર્યા નહોતા, છતાં એમ કહેતી ખરી કે ' હું કુમારિકા જ રહેવાની છું, પુરુષોની ગુલામી મને પસંદ નથી. ' પરંતુ કૉલેજમાં ગયા પછી એવા શબ્દો ઉચ્ચારવાનું બંધ થઈ ગયું હતું. અનેક પ્રવૃત્તિઓ અને અભ્યાસને કારણે જુવાનોના સંસર્ગમાં એ આવવા લાગી હતી અને આસપાસની દુનિયામાં પ્રેમ, મૈત્રી, લગ્નના દશ્યો એની આંખ સામે ભજવાતાં અને એવી વાતો કાન સાથે પણ અથડાતી.

વર્તમાન સમાજ અને તેની રૂઢિઓ પ્રત્યે એને ભારે નફરત હતી. પોતે ખાસ અનુભવ લીધો નહોતો તેમ ઊંડું અવલોકન પણ કર્યું નહોતું, પરંતુ વાર્તા, વાચન ને આછા અવલોકનથી એની એવી માન્યતા બંધાઈ ગઈ હતી કે આ દુનિયા સડી ગઈ છે. ત્યાં જે લોકો જીવે છે તે પ્રાણ વિનાનાં ખોખાં છે. ત્યાં જે ઘર છે તે ઘરમાં કલેશ સિવાય બીજું કંઈ નથી. લગ્નો પ્રેમ વિનાના હોય છે અને તેનું સુખ સ્ત્રી દાસી અને ગુલામ બને તો જ મળી શકે છે. જૂની માન્યતામાં, પરણનાર યુવક-યુવતિનો મુદ્દલ વિચાર કરવામાં આવતો નથી. માબાપના લ્હાવા લાવારસ બનીને જુવાનોની જિંદગી ભસ્મીભૂત કરે છે.

આ માન્યતાના સમર્થનમાં અનેક સાચા કિસ્સાઓ એ સાંભળતી, જોતી અને વર્તમાન-પત્રોનાં પાનાં ઉપર વાંચતી. કેટલાક કટાક્ષ-નાટકોમાં એવાં દશ્યો ભજવાતાં અને રૂઢિની સામે જ્યારે કોઈ યુવક-મંડળની જેહાદ જાગતી ત્યારે એ બધું વિશેષ ભયંકર લાગતું.

આવા વાતાવરણ વચ્ચે પ્રેરણા ઝીલતાં એણે નક્કી કર્યું હતું કે સમાજની આ રૂઢિઓને તાબે હું કદી થઈશ નહિ. મારી ઇચ્છા વિના લગ્ન કરીશ નહિ અને એક પણ જૂના રિવાજને માન્ય રાખીશ નહિ. આ માન્યતામાં ધીમે ધીમે પ્રેમનું તત્ત્વ ઉમેરાયું હતું. આરંભમાં એ પ્રેમ માત્ર કલ્પના જેવો હતો, એમાં એ તન્મય બની જતી હતી. પ્રેમીઓની કથા ને પ્રેમીઓના વિરહકાવ્યો એને હલાવી મૂકતાં. જગત-સાહિત્યની મહાન કૃતિઓ તરફનું એનું આકર્ષણ એ કારણે જ વધતું હતું. એ પોતે મનોરમ નવલકથાનું પાત્ર બની જતી અને એવા વિરહમાં ડૂબી જતી.

એ દિવસો પણ પસાર થઈ ગયા. રૂપ, બુદ્ધિ, ખુમારી ને ધનવાન માતાપિતા એને પ્રાપ્ત થયાં હતાં એટલે એની આસપાસ યુવકોના વર્તુલો રચાતાં. વિશેષમાં એ નવા વિચારની હતી, ઉત્સવોમાં સક્રિય ભાગ લેતી અને સમાજનિંદાથી મુદ્દલ ડરતી નહિ એટલે એની મૈત્રી આડે કશો અંતરાય નહોતો. આ મૈત્રીનાં પ્રતાપે એ કલ્પનાના આકાશમાંથી ધીમે ધીમે ધરતી ઉપર આવતી જતી હતી પરંતુ એના પગ હજી જમીનને સ્પર્શ્યા નહોતાં. કોઈની મૈત્રીની અને તે પછી પ્રગટેલી ઈર્ષાની વાતો એ સાંભળતી ત્યારે જરા વિચારમાં પણ પડી જતી. કોઈવાર એક યુવક અને એક યુવતીને એ પરમ મિત્રો તરીકે ઓળખતી અને એમનાં લગ્ન થશે જ એવી વાત સાંભળતી છતાં એ બંને જુદા જુદા સ્થળે ચાલ્યા જતા ત્યારે વિચારોમાં ગૂંચ પણ પ્રગટતી, પરંતુ જ્યારે કોઈ કન્યા કે કુમારને એના માતાપિતાએ એની અનિચ્છા છતાં દબાણ લાવીને અમુક જગ્યાએ પરણાવ્યો એમ એ જાણતી ત્યારે તો એ સળગી જ જતી. એવી રીતે પરણી જનારાઓ માટે એ દયા અને તિરસ્કારની મિશ્રિત લાગણી એ અનુભવતી.

એની આસપાસ જે મિત્રમંડળ રચાતું હતું તેમાં ધીમે ધીમે ફેરફાર થયા જ કરતા. કોઈ નવા આવતા, કોઈ ચાલ્યા જતા, કોઈ વિરોધી પણ બની બેસતા, પરંતુ એમના કોઈ તરફ એને કદી આકર્ષણ થયું નહોતું. બી. એ. ના છેલ્લા વર્ષમાં

આવી ત્યારે લગ્નનો સવાલ એ વિચારતી થઈ ગઈ હતી, પરંતુ ' થઈ રહેશે ' એમ ગણીને વધુ મંથનમાં ઉતરતી નહિ. માતાપિતા તરફથી સીધી કે આડકતરી રીતે ચર્ચા થતી ત્યારે ' હું મારી મેળે શોધી લઈશ. ' એવું વાક્ય પણ ઉચ્ચારી નાખતી. મિત્રો સાથેની વાતોમાં એનો એ મત વધુ સ્પષ્ટ રીતે વ્યક્ત થતો. એ કહેતી: ' લગ્ન પછીના પ્રેમનું મને મુદ્દલ આકર્ષણ નથી. મારી માન્યતા પ્રમાણે એ પ્રેમ જ ન કહેવાય. લગ્ન તો પ્રેમમાંથી પરિણમવાં જોઈએ.'' કોઈ આ શબ્દોને મજાકમાં ઉડાવતું તો પણ એ ગભરાતી નહિ.

એક દિવસ કોઈ સ્ત્રી મિત્રે એને પૂછ્યું: ' પ્રેમ માટે પ્રયત્ન કરવાની જરૂર ખરી કે નહિ?' તે દિવસે એ ખડખડાટ હસી પડી. ખૂબ હસી લીધા પછી એણે કહ્યું: ' પ્રયત્ન કરવો પડે તેને પ્રેમ કહી શકાય ? '

આ ચર્ચાને બીજે જ દિવસે એના માતા-પિતાએ એની સામે એક સૂચના મૂકી હતી અને એણે વાત ઉડાવી નાખી. છતાં એ વિષે માતા-પિતાએ આગ્રહ કર્યો હતો. છેવટે એને સમજાવવાનું બીડું કૃપાલે ઝીલ્યું હતું, પરંતુ તેમાં એને સફળતા મળી નહોતી. કૃપાલની વાત ઉપર એણે કાન જ નહોતા માંડ્યા. કૃપાલ પરણી ગયો તેની એને અસર ન થઈ અને પોતે એમ. એ. કરીને એલએલ. બી. નું શરૂ કર્યું ત્યારે પણ આ સવાલે તેને મૂંઝવણ ઊભી ન કરી.

પરંતુ એક દિવસ અચાનક એ મૂંઝાઈ ગઈ. એની સાથે અભ્યાસ કરતા, ગાંધી નામથી ઓળખાતા એક વિદ્યાર્થીએ ખાસ વાત કરવા માટે એની પાસે સમય માગ્યો અને એ બંને એકલાં મળ્યાં ત્યારે પેલાએ કશા યે થડકાર વિના એને કહ્યું: ' હું તને ચાહું છું અને ઇચ્છું છું કે આપણા બંનેનાં જલદી લગ્ન થાય. ' સુચિતા પહેલી જ વાર ગભરાઈ ઊઠી.

સુચિતા આ વિદ્યાર્થીને સારી રીતે ઓળખતી હતી. એમની વચ્ચે મૈત્રીનો સંબંધ તો નહોતો પરંતુ તેના તરફ સૌની પેઠે સુચિતાને પણ આદર હતો. વર્ગનો એ સૌથી બુદ્ધિશાળી યુવક ગણાતો હતો. એની તંદુરસ્તી કે સૌંદર્ય વિષે કંઈ વાંધો કાઢી શકાય એમ નહોતું. એ આનંદી હતો પરંતુ ઠઠ્ઠામજાકની એને ટેવ નહોતી. એણે જે શબ્દો કહ્યા હતા તે ગંભીરતાથી જ કહેલા એમ સુચિતા પણ સમજી હતી.

સુચિતા તરત જવાબ ન આપી શકી એટલે ગાંધીએ એ જ સ્વસ્થતા સાથે વાતને આગળ વધારી: ' તમને મારી માગણીથી આશ્ચર્ય થયું હશે, પરંતુ હું એમ માનું છું કે યુવકોએ પોતાના પ્રશ્નો જાતે ઉકેલવા હોય તો આ સિવાય બીજો માર્ગ નથી. મૈત્રીની વાતમાં મને દંભ લાગે છે અને પ્રેમ...' એ જરા અટક્યો એટલે સુચિતાએ જિજ્ઞાસાથી ઊંચું જોયું. ગાંધીને એ જ જોઈતું હોય એવી પ્રસન્નતા એના મુખ ઉપર છવાઈ ગઈ. એણે વાક્ય પૂરું કર્યું. ' પ્રેમ તો પરિચયથી થાય જ. '

સુચિતાની રેખાઓ તરત જ બદલાઈ ગઈ. ગાંધીએ જોયું તો સુચિતાના મુખ ઉપર રોષ હતો, પરંતુ એણે સહેજ પણ ગભરાયા વિના કહ્યું: ' એક પક્ષે પ્રેમ હોય તો બીજા પક્ષે એ...'

' મને મુદ્દલ પ્રેમ નથી. ' સુચિતા રોષથી બોલી ઊઠી.

' શા ઉપરથી તમે કહો છો ? ' ગાંધીએ તરત પ્રશ્ન કર્યો. સુચિતા એવા પ્રશ્નમાં મુર્ખાઈ જોતી હોય એમ કંઈ બોલ્યા વિના તાકી રહી, પરંતુ ગાંધીને કશી ગભરામણ થઈ નહિ, એ બોલ્યો:

' આ પ્રશ્નથી તમને આશ્ચર્ય થાય છે ? '

' હું વાત કરવા નથી ઇચ્છતી. ' સુચિતા એકદમ ઊભી થઈને ચાલવા લાગી. ગાંધી પાછળ ઊભો ઊભો બોલ્યો: ' તમે કશું વિચારવા નથી માગતાં એટલે કે બુદ્ધિનું દેવાળુ કાઢો છો. '

સુચિતાએ આ સાંભળ્યું પણ એ ઊભી ન રહી અને ચાલી ગઈ.

તે દિવસથી સુચિતાના મનમાં અશાંતિએ પ્રવેશ કર્યો. પહેલો પ્રત્યાઘાત તો અપમાનનો હતો.

આજ સુધીમાં કોઈ દિવસ આવો ઘા એણે સહન કર્યો નહોતો. ઘા કરનારને બેવકૂફ માનીને સંતોષ પામી શકાય એમ હતું નહિ, ઘેર આવી ચા પીધી, સાંજના છાપાં વાચ્યા, ફરવા ગઈ, પરંતુ અશાંતિ દૂર થઈ નહિ, રાત્રે મોડે સુધી તરફડીઆં મારવા પડયાં.

સવારમાં વહેલી જાગી ગઈ. પથારીમાં પડી પડી એ પ્રસંગ સંભારવા લાગી. ગાંધીનો દોષ નહોતો એવું લાગ્યું. મારા જેવી કન્યા પાસે એ સ્પષ્ટ ચર્ચાની અપેક્ષા રાખે એમાં ખોટું શું ? મારે એની સામે દલીલ કરવી જોઈતી હતી. એને દસાવવું જોઈતું હતું કે એ બુદ્ધિ વિનાની વાત કરી રહ્યો છે. સુચિતાના કાનમાં ભણકારા વાગ્યા...' એટલે કે બુદ્ધિનું દેવાળું ' શરમથી મન ઘેરાઈ ગયું. એણે એકદમ ઊભા થઈને બત્તી કરી, પળવાર ટેબલ પાસે ઊભી રહી. પછી ખાનામાંથી પેન અને પેડ લીધાં, ચિઠ્ઠી લખવા માંડી,

ગાંધી,

ગઇ સાંજના બનાવ માટે દિલગીર છું. જે પ્રશ્ન તમે ઉઠાવ્યો છે તેની ચર્ચા કરવા હું તૈયાર છું. સમય આપજો.

સુચિતા.

મનને થોડી શાંતિ થઈ, પરંતુ શાંતિ તો બીજે દિવસે ગાંધીને એ ચિઠ્ઠી એણે પહોંચાડી ત્યારે જ થઈ.

પણ આ શાંતિનું આયુષ્ય બે કલાક કરતાં વધુ નહોતું. બે કલાકે વર્ગ પૂરો થયો ત્યારે ગાંધીએ એની પાસે આવીને હસતાં હસતાં એ ચિઠ્ઠીનો જવાબ આપ્યો, એમાં લખ્યું હતું:

' દિલગીરી માટે આભાર, હવે ચર્ચા કે મળવાનો કશો અર્થ નથી. પ્રેમ વિના લગ્ન ન કરવાનો તો મારો પણ નિશ્ચય છે અને જે પ્રેમ મારે જોઈએ છે તે તમારામાં નથી એટલી ખાતરી ગઈ કાલે મને થઈ ગઈ છે. પરિણીત જીવન સુખી કરવા માટે જે સામાન્ય અક્કલની જરૂર છે તેની પણ તમારામાં ખામી લાગે છે માટે માફ કરજો. પ્રેમ આકાશમાંથી નથી પડતો એટલું સમજશો તો સુખી થશો. '

સુચિતા જાણે પર્વતના શીખર ઉપરથી નીચે પછડાઈ ગઈ ! કાલનું અપમાન આની પાસે કશી વિશાતમાં નહોતું, ગઈ કાલે એણે ઈન્કાર કર્યો હતો, આજે એ ઈન્કારનો ભોગ એ પોતે જ બની ગઈ ! અશાંતિને કોઈ સીમા ન રહી.

સુચિતા ઘેર ગઈ ત્યારે કૃપાલને સુમિત્રા ચા પીવાનો આગ્રહ કરી રહી હતી. કૃપાલ ના પાડતો હતો. સુમિત્રા સ્નેહભરપુર સ્વરે સ્મિત વેરતી વેરતી બોલતી હતી: ' અધી કપ...બહુ મઝા આવશે... ઠંડી ઊડી જશે. ' કૃપાલની આંખો હસી રહી હતી.

સુચિતાથી આ દૃશ્ય ન જોવાયું. એ પોતાના ઓરડામાં ચાલી ગઈ, જઈને બગડી: ' કોઈ મને સમજતું જ નથી. '

ત્રણેક મહિના પછી ગાંધી એક ગર્વિષ્ઠ ગણાતી મધુકાન્તા સાથે પરણી ગયો ત્યારે સુચિતાએ નવો આઘાત અનુભવ્યો. એ મધુકાન્તાએ જ એક દિવસ સવાલ ઉઠાવ્યો હતો કે ' પ્રેમ માટે પ્રયત્ન કરવાની જરૂર ખરી કે નહિ ? ' ત્યારે એ ખડખડાટ હસી પડી હતી. આજે એણે જોયું તો ગાંધી સાથેનો પેલો પ્રસંગ બીત્યા પછી આઠેક દિવસે મધુ અને ગાંધી સાથે ફરવા નીકળ્યાં હતાં, બેક વાર સિનેમામાં દેખાયાં હતાં. ધીમે ધીમે એમનું સાથે રહેવાનું સ્વાભાવિક બની ગયું હતું. બંને વચ્ચે ' કંઈક ' છે એવી વાતો પણ વર્ગમાં સંભળાતી હતી અને જે દિવસે બધાંને લગ્નનું આમંત્રણ મળ્યું અને પોતે રહી ગઈ હતી ત્યારે સુચિતાના કાને એવા શબ્દો પણ અથડાયા હતા કે ' મધુ ફાવી ગઈ. ગાંધી ઉપર તો ઘણાંની નજર હતી. '

સુચિતાને આ આઘાત વસમો લાગ્યો પરંતુ તેની માન્યતાનો કિલ્લો તૂટયો તો નહિ જ. માતાપિતા તરફથી એક નવી સૂચના એ દિવસોમાં જ આવેલી તેનો એ જ ખુમારીથી એણે ઈન્કાર કરેલો. કૃપાલ આ વખતે સહેજ ગુસ્સે થઈને બોલી

ગયો હતો કે ' આમ જ કરશે તો છેવટ રખડી પડશે ' પણ એની કશી અસર સુચિતાએ અનુભવી નહોતી.

પરંતુ એક દિવસ, 'ઓછું' ભણેલી સુમિત્રાએ એને ભારે મૂંઝવણમાં નાખી દીધી. સુમિત્રા પોતાના સ્વભાવ મુજબ આજે સુચિતાને ચા પીવાનો આગ્રહ કરી રહી હતી અને તેની સાથોસાથ પોતે કંઈ જાણતી નથી, સમજતી નથી એવી નમ્રતા બતાવી રહી હતી. સુચિતાને આ સારું લાગતું હતું અને તેના મોં ઉપર મોટપ અને પ્રેમની રેખાઓ ઉપસી આવતી હતી. ચાનું આમંત્રણ સ્વીકારતાં એ બોલી ગઈઃ

' ભાભી, તમારા આગ્રહને કોઈ પાછો ઠેલી શકે નહિ એટલાં તમે મીઠાં છો હોં ! '

' એમ ? ' બોલતી સુમિત્રા હસીને ચાલી ગઈ ત્યારે સુચિતા એની પાછળ જોઈ રહી. જાગૃતિ ગુમાવી બેઠી હોય એમ એક વિચાર એના મનમાં પ્રવેશી ગયોઃ ' કેટલા આનંદમાં છે ? કેટલી સુખી છે ? દિવસ અને રાત આવી જ પ્રસન્નતા... ભાભી ભાગ્યશાળી છે. '

અને એ જ વખતે કૃપાલે ઘરમાં પ્રવેશ કર્યો. સુચિતા અકારણ ચમકી ગઈ. કૃપાલના હાથમાં શાનુંક બંડલ હતું. નજીક આવ્યો ત્યારે ખબર પડી કે અંદર નવી જાતની સાડી વીંટાળેલી છે. સુચિતાએ ગભરામણ ઢાંકવા માટે ફીકકું હસીને પૂછ્યુંઃ ' ભાભી માટે ? '

' બીજા કોના માટે ? ' બોલતો કૃપાલ રસોડા તરફ ગયો. સુમિત્રા હાથમાં ચાનો કપ લઈ સામે આવતી હતી.

' શા...બાશ. ' બોલતાં કૃપાલે એ કપ લઈ લીધો. અને સુમિત્રા કંઈ બોલવા જાય ત્યાં તો હોઠે પણ માંડી દીધો.

સુચિતા દૂરથી જોઈ રહી !

સુમિત્રા તરત જ પાછી વળી અને બીજો કપ તૈયાર કરી આવી. એના મોં ઉપર જરા શરમ હતી તે સુચિતાએ જોઈ. સુચિતા વિચારમાં ડૂબેલી હતી એટલે સુમિત્રાએ હસીને કહ્યુંઃ ' તમારા ભાઈને કશાનું ભાન જ નથી હોં. '

સુચિતા હસી શકી નહિ. કૃપાલે આ સાંભળ્યું અને જોયું એટલે બોલી ઊઠયોઃ

' પ્રેમ વિનાના લગ્નમાં આવું જ હોય. '

---

પજવી નાખતી પોતાની પુત્રીનું ધ્યાન બીજી તરફ દોરવા—ને કદાચ એનાં ભૌગોલિક જ્ઞાનનો ક્યાસ કાઢવા પણ—એક પિતાએ અખબારમાં આવેલા દુનિયાના નકશાને ફાડી લઈ, એના વિચિત્ર કટકા કરી નાખ્યા. ને પુત્રીને બોલાવી એણે કહ્યુંઃ

' લે આ દુનિયાને બરાબર ગોઠવી લાવ. '

એણે માન્યું કે કલાક અડધી તો એને રાહત મળશે જ. પરંતુ પાંચ જ મિનિટમાં પાછી ફરી છોકરીએ જણાવ્યું કે દુનિયાનો નકશો એણે જમીનપર બરાબર ગોઠવી દીધો છે.

' દુનિયાને આટલી જલદીથી કેમ કરી ગોઠવી શકી ? ' પિતાએ પૂછ્યું.

' એ તો ઘણું સહેલું હતું બાપુજી ! ' છોકરી બોલી, ' હું કાગળના ટૂકડા આમ તેમ ફેરવતી હતી ને જોયું તો દુનિયાના નકશાની પાછળ માણસનું ચિત્ર હતું. તરત જ મેં માણસને બરાબર ગોઠવી દીધો, ને દુનિયા પણ યોગ્ય રીતે ગોઠવાઈ ગઈ.

# ફાતમાબૂની મૂંઝવણ

શ્રી. ઇન્દ્ર વસાવડા

## દશ્ય પહેલું

[ પ્લેટફોર્મ ઉપર ગડબડ. એક જાડી બાઈ ઘાઘરો અવાજ અને બીજી યુવતીનો કુલી સાથે પ્રવેશ ]

**ફાતમાબૂ :** કુલી, એય કુલી...અરે અરે પણ ક્યાં લઈ જાય છે સામાન.

**કુલી :** ( જલદી ચાલતા પગનો અવાજ ) હેંડયા આવો. એય હેંડયા આવો.

**ફાતમા :** અરે ! પણ આમ દોડતો ક્યાં જાય છે...હબીબ ! ઓ હબીબ...ક્યાં ગયો તે પણ ?

**ચાંદ બૂ :** પણ તે તો દેખાતા જ નથી સાસુજી.

**ફાતમા :** ( રડવા જેવી થઈ ) અરે ખુદા ! આ કુલીઓથી પણ તોબા. ક્યાં ગયો એય...

**કુલી :** આ અભણ બૈરાંઓથી પણ તોબા બાપ... એય હેંડયા આવો.

**ફાતમા :** પણ અમારે તો રતનપુર જવાનું...કઈ ગાડીમાં.

**કુલી :** અરે માડી...આજ ગાડી આ...હેંડયા આવોના તમતમારે સાનામાનાં.

**ફાતમા :** પણ. પણ...અમારે જનાના ડબ્બામાં.

**કુલી :** અરે હા...કેડી આવની બૂમ બરાડા કરતી . કેટલી ગીરદી...

( પાનવાળાનો પ્રવેશ )

**પાનવાળો :** પાન બીડી બાકસ...પાન બીડી બાકસ...પાન બીડી બાકસ...

.( ગાય છે )

મેરે પાન મઝેદાર,
બાબુ, મેરે પાન મઝેદાર.
ઈસકો ખાતે સબ સરદાર,
બાબુ, મેરે પાન મઝેદાર.

બાબુ ખાતે બાનુ ખાતી,
મેરે પાન ખુશબોદાર.
જો ન ખાવે પાન મસાલેદાર,
વો હે પૂરે ગંવાર.... બાબુ....

હમ ભી ખાતે, તુમ ભી ખાતે,
હિન્દુ મુસ્લીમ, સબ જમાતેં.
જો ખાતે પાન મસાલેદાર,
બન જાતે પુલિસ જમાદાર.... બાબુ....

**ફાતમા :** એય પાનવાળા ભાઈ ! જનાનો ડબ્બો ક્યાં આવ્યો...

**પાનવાળો :** પાન ખાના હૈ માજી? ભોત અચ્છા હૈ અમ્મા !

**ફાતમા :** માજી તારી માં...મારા હાળા બધા એવાજ મુચ્ચા.

**પાનવાળો :** એય ! મુંહ સંભાલકે...

**ફાતમા :** ઠીક બાપા ઠીક...

**કુલી :** લ્યો મૂકયો સામાન...રૂપિયા લાવો પાંચ.

**ફાતમા :** પાંચ રૂપિયા ! અલ્યા માણસ છે કે ઢોર...શરમા...

**કુલી :** એય માજી ! બોલી કરીને પછી...

**ફાતમા :** કોણે કરી હતી બોલી ?

**કુલી :** જલદી લાવો જલદી...મારે બીજુ કામ છે...

**ફાતમા :** લે તે ! સામાન કોણ મૂકશે ગાડીમાં...માગેછ રૂપીયા પાંચ...એય મા...હબીબ ઓ હબીબ ( રડવા જેવી થાય છે )

( હબીબનો પ્રવેશ-પગનો અવાજ થવો )

**હબીબ :** શું બરાડા પાડો છો અમ્મા તમે પણ ? આ ઘર છે કે સ્ટેશન ? અને તમને નોતું કહ્યું કે મુસાફરખાનામેજ રેંજાને તમે શા માટે અહિં આવ્યાં ?

**ફાતમા :** આ તમારો હરામખોર કુલી કે...

**કુલી :** એય માજી! હરામખોર બરામખોર કેશો નહીં...હા...તમેજ તો બોચલાં કે હેડ સામાન લઈ.

**ફાતમા :** ( ક્રોધમાં ) ખોટું બોલે છે. તુંજ તો અમને લઈ આવ્યો ને પાછો ખોટું બોલે છે–તે ઉપરથી પાંચ રૂપિયા માગે છે ?

હબીબ : કયોં એ બદમાશ ! બદમાશી કરતા હે આભી પુલિસ કે હવાલે કરદુંગા સાલે કો... કયા સમઝતા હૈ અપને મનમેં–એં ? કયોં ચે આયા યહાં...એં ?

ફુલી : બાપા પણ...સરકાર પણ...માંસાબ ઓયમાં...કે...કેંડ...

ફાતમા : જુવું બોલે છે–મારા પીટયા.

ફુલી : ઠીક બાપા, તમે હાચા ને અમે જુઠા– પછી કંઈ ?

હબીબ : તોબા ! ખુદા તોબા ! તમ બૈરાંઓથી પણ તોબા...ધમકાવવેનો હો તેને...ના પાડીતી છતાં અહીં આવી લાગ્યો...લે અમ્મા ! રસુલભાઈ ત્યાં ઊભા છે તે મળી આવું...ગાડીને હજી વાર છે... ( પ્રસ્થાન )

ફુલી : ( બબડે છે ) કુલિસ કે હવાલે કરદુંગા– મારો બેટો ! કુલિસકો હવાલે કરદુંગા...હેં... મોટો આવ્યો કુલિસવાળો.

( પ્લેટફાર્મ ઉપર અવાજ–ચાય ગરમ... ચાય ગરમ...નાગપુરી સંતરાં...નાગપુરી સંતરાં...કબાબ રોટી કબાબ રોટી . ઈસ્લામી ચાય ગરંમ...ગરંમ...વિગેરે...ટિકિટ ચેકરનો પ્રવેશ )

ટિકિટ ચેકર : પ્લીઝ...

ફાતમા : એં ?

ટિકિટ ચે. : પ્લીઝ...

ફાતમા : મરીઝ ?...બાણુજી ! મરીઝ કોઈ ન મળે...જોતો નથી કું તો આ જાડી પાડા જેવી...

ટિ. ચે. : ( ક્રોધમાં ) ટિકિટ પ્લીઝ.

ફાતમા : ટકસ ! ઓય માડી ! ટકસ ગાગે છે ! વઉ...ટકસ હબીબ આપી...

ચાંદબૂ : ના અમ્મા.

ફાતમા : ઓય માડી ! હવે શું થશે ? ટકસ તો નથી બાણુજી...

ટિ. ચે. : તો તુમ ઈધર આયા જ કેસે ! ટિકટ વગેર તુમ કો આને દીયા જ કેસે ! oh ! Thise bloody travellers ! Disgusting, Disgusting.

ફાતમા : ઓય ! ગોટપીટ ગોટપીટ કરીને ગાળો દેછ ! બૈરા માણ્યાં એટલે અમને દબાવે છ... અમે ભીખારાં હશું કેમ ? ટકસ વગર આયા હશું કેમ ? અમારા દીકરા છેને ઉનકે પાસ છે અમારા ટકસ. હોતે સે વળી...તુમ કયા સમજતા હું આપણે મનમેં...હેં.

ટિ. ચે. : કિધર મર ગયા.

ફાતમા : મરી જાય તુ. ને તેરો બાપ ! મારા હબીબને મર ગયા કેસ !

ટિ. ચે. : ( ક્રોધમાં ) તો કયોં બતાતા નહીં ટિકિટ ?

ફાતમા : તે ટકસ ગજવાંમાં રાખીને ફર્યા કરું તારા માટે સે...આવ્યો છે તે મોટો...

ટિ. ચે. : તોબા ! તોબા ! ટિકટ વગેરે કૌન ટ્રાવલીંગ કર સકતા તુમ. લાવો પચ્ચીસ રૂપયે...

ફાતમા : ઓય માડી ! પચ્ચીસ રુપિયા...માળા બેટા જે આવે તે રૂપીઆ જ માગતા આવે... સે...હબીબ ઓય હબીબ...

[ રડતો અવાજ ]

ટિ. ચે. : હમ–સ્ટેશન માસ્ટર કો બુલાતા હે–દેતા હૈ કે નહીં.

[ ગુલબદનનો પ્રવેશ ]

ફાતમા : ઓય બેન ! ઓય બેન !

ગુલબદન : શું છે ? શું છે ?

ફાતમા : જોને આ મારો રોયો...ગોટપીટ ગોટપીટ કરી ગિન્નેકો ડરાવેતા હૈ–ગાળું દેતા હૈ.

ગુલ : What's the matter ?

ટિ. ચે. : oh...oh ! good evening sir; Good mornig...mum ! oh ! I see...or...you see...I mean that ...this plump of flesh–I mean–this Jentle lady refuses to show her tickets...ટિકટ નહીં બતાતા હૈ...જી.

ગુલ : ટિકિટ-બતાવોની માં...

ફાતમા : ઓ માડી ! ટકસ હોય તો બતાડુંની. કહ્યું કે હબીબ પાસે છે તો માગે છ પચ્ચીસે રૂપીયા...

ગુલ : What's this ?

ટિ. ચે. : No, no muon...હમ ટિકટ માંગતા...હમ-હમ you see...પૈસા...હું નથી માગતો...ટિક...Alright. bye-bye ...જે જે...ચીમેરા...I'll take your leave.

ગુલ : જુઓ ! મી. હબીબ પાસે ટિકિટ છે. સમજ્યા...

ટિ. ચે. : oh ! I see...કંઇ નહીં-નહીં... Thank you sir. thank you sir. [ જાય છે ]

ફાતમા : હાય મેરે અલ્લા ! બોત જીવજો તમ મારાં બેન ! તમે આવ્યાં તુ બચી...હું તો ..

ગુલ : ડરી ગયાં નહીં ! અર...ર.

ફાતમા : અમે રહ્યાં ગામડાંના ગમાર માણાં તે સઉ છેતરી જાય.

ગુલ : તેથી જ તો કહું છું કે થોડું ઘણું ભણ્યા હોઇએ તો સારું ને.

ફાતમા : હોવે ! એમાં ખોટું શું ? ભણ્યાં હોઇએ તો હારૂં જ ને ? પણ અમે ગમાર માણાં- કાળો અક્ષર ભેંસ બરાબર...આ હબીબ પણ જુઓને...કયારનો ગયો છે-દેખાતો જ નથી. ગાડી આવી લાગશેને...

ગુલબદન : ગાડી લેટ છે અમ્મા !

ફાતમા : લેટ છે ! લેટી છે ? એટલે ? લાંબી ગઈ છે ?

ગુલ : લેટ એટલે મોડી...

ફાતમા : ઓય માં ! લેટ એટલે લેટી ગઈ હમજી હું તો !

ગુલ : હબીબ તમારો દીકરો કે ?

ફાતમા : હોવે મારો દીકરોસ્તો.

ગુલ : અને આ તમારાં વહુ ?

ફાતમા : હોવે ! મારાં વઉ ! મારા દીકરાની વઉ ! હમણાં જ તો પરણાવીને લઇ આવું છું.

ગુલ : કયાનાં ?

ફાતમા : નગરજીલ્લાનાં ! હો ! મારા દીકરાને તો ઠેકઠેકાણેથી માંગા આવે ! મેં કું હું કરીશ તો નગરજીલ્લાની જ છોકરી લાવીશ. કેવી છે ? ગમે છે કે ? હેં ..હેં...હેં... નગર- જીલ્લાની છોકરીઉં બહુ જ સુંદર !

ગુલ : વાહ ! કેમ ન ગમે ? ગમે જ ને ? અને તમારાં વહુ એટલે વધારે ભણેલાં છો કે ?

ચાંદ બુ : ( શરમાતી ) ના......ગામડામાં શું ભણવાનું હોય ?

ગુલ : નિશાળ નથી ત્યાં ?

ચાંદ : હોય તો યે કોણ ભણવા જવા દે બેન !

ગુલ : કેમ બેન ?

ચાંદ : અમે બુરખાનશીન બૈરાં ! કોણ જવા દે અમને ભણવા ? અને ભણીને ય શું કામ ?

ગુલ : થોડું ઘણું જાણતાં હોઇએ તો કોઇ ડરાવી ન જાય ને !

ચાંદ : હા ! આ વાત તો ખરી. થોડું ઘણું તો જાણવું જ જોઈએ.

ફાતમા : હોવે, હોવે ! આ ઘલડે ઘડપણે મને ય હવે તો ભણવાનું મન થાય સ ની-પણ હેં બેન ! તમે જાઓ છો કયાં ? અમારી સાથે આવશો ? ને' બેન ! મારી બેટી ગાડી આવશે કયારે ? કંટાળી ગઈ કું તો !

ગુલ : અમારે રતનપુર જવાનું !

ફાતમા : રતનપુર ! ખેડા જિલ્લામાં ?

ગુલ : હા.

ફાતમા : ઓય મા ! એ તો અમારું જ ગામડું ! તો તો અમારી સાથે જ આવવાનાં. કયમ જાઓ છ ?

ગુલ : ત્યાં જઈ બેનોની મીટીંગ ભરવાની-ને તેમને સમજાવવાનું કે હવે આગળ વધવામાં માલ છે...આમ કયાં સુધી કાંપતા રહેવાનું.

ત્યાં અમે બેનોના શિક્ષણ માટે વ્યવસ્થા કરવાનાં છીએ.

**ફાતમા :** એં ? શું બોલ્યાં ? ધર્તીંગ ધર્તીંગ શું કહ્યું ?

**ગુલ :** ધર્તીંગ નહીં–મીટીંગ–સભા બેન.

**ફાતમા :** સભા બેન ને બોલાવવા જાઓ છો ? ઓય માંડી–હું તો જાણે શું નું શું સમજી ગઈ.

**ગુલ :** સભા બેન નહીં...ત્યાં બેનોની સભા ભરવાની છે...ને–ને તમારે અમને મદદ કરવાની–શું સમજ્યાં ?

**ફાતમા :** મદદ...કેવી મદદ ?

**ગુલ :** મદદ–એટલે...ત્યાં નિશાળ છે કે નહીં ?

**ફાતમા :** હોવે, હોવે–નિશાળ છે ની.

**ગુલ :** બસ તો ત્યાં તમારે રતનપુરનાં બધાં બોલાવવાનાં અને પછી તમારે સભાના પ્રમુખ થવાનું...હું કહું તેમ કરવાનું...

[ ટનન ટન–ન–ટન–ન...ઘંટ વાગે છે. 'ગાડી આતા હૈ, ગાડી આતા હૈ' ની બૂમ સંભળાય છે. છુક–છુક–છુક...કરતી ગાડી આવવાનો, ગાડીના પાવાનો...તેને ગાડી થોભાવવાનો અવા જ...કે પ્લેટ ફોમ ઉપર 'પાન બીડી બાકસ' 'પાન બીડી બાકસ', ચાય ગરમ...ચાય ગરમ...કબાબ રોટી–કબાબ રોટી–મુસલમાની ચાય ગરમ...ના અવાજો થાય છે ]

**ફાતમા :** ઓ હબીબ...ઓ હબીબ...ક્યાં ગયો મારો દીકરો...ઓય મા. એય–એમ ધક્કા મુકકી કેમ કરે છ...અરે અરે...

[ ગાડી જાતા હૈ...ગાડી જાતા હૈ... સીટી–ગાડી જાય છે. ]

●

## દૃશ્ય-બીજું

[ રતનપુરની શાળાનો હોલ. ખુરશીઓ ગોઠવવાની ધમાલ. કપડાથી ઝાટકવાનો અવાજ વિ. ]

**લૈપો :** જલદી જલદી, ક્યા દેર લગાટ તી હૈ. અભી સબ લોગ આજાયગે છ બજને આયે. યાદ નહીં મીટીંગ હોને વાલી હૈ.

**નોકર :** હા બાપા ! એને આ ગોઠવ્યુંને. હું વાર લાગવાની સે.

[ ગુલબહેન અને ફાતમા બૂ તથા ચાંદ-બૂનો પ્રવેશ. ]

**ગુલ :** વાહ ? હોલ તો સરસ છે ને.

**ફાતમા :** હોવે ! સરસ હોયજનીં. લેતે રતનપુરનો હોલ જેવો તેવો હોય કે.

**ચાંદ :** પણ હજી કોઈ કેમ આવ્યું નથી ?

**ગુલ :** છ થવા આવ્યા હવે લોકો આવતા જોઈએ લ્યો ! બુરખા વગર તમે મઝાનાં લાગો છો ને ફાતમા બેન !

**ફાતમા :** હ...હ...હ...એમ શું બોલો છો ? લે માડી મને તો લાજ આવે છે.

**ગુલ :** લે ! એમાં વળી લાજ શી ? ભગવાને બુરખા સાથે થોડા જ આપણને પેદા કર્યાં છે જે.

**ફાતમા :** હ...હ...ખરી વાત. સાચી વાત.

**ગુલ :** અને તમારાં વહુ તો જુઓ ? કેવાં સુંદર લાગે છે ? જેવું નામ તેવું જ રૂપ. આકાશમાં જાણે ચન્દ્ર ઉગ્યો !

**ચાંદ :** શરમાવો માં મને.

**ગુલ :** શરમાવતી નથી બેન ! સાચું કહું છું. તમારા જેવી બેનો ભણી ગણીને દેશની સેવા કરવા માં સાથ દે તો દેશની કેટલી ઉન્નતિ થાય ? બધીય બેનો તમારું અનુકરણ કરે.

**ચાંદ :** જાઓ નહીં બોલું તમારી સાથે...

**ગુલ :** ઠીક લ્યો ! પણ હજી સુધી કોઈ કેમ નથી આવ્યું.

**ફાતમા :** આ તું રીયું નવું ગામડું. છનો ટેમ આપીએ ત્યારે સાતે લોકો આવે.

**ગુલ :** વાંધો નહીં, આવશે તો ખરાંને.

**ફાતમા :** હોવે.

**ગુલ :** લ્યો હવે તમને સમજાવી દઉં તમારે શું શું કરવાનું છે તે.

ફાતમા : સે મારે વળી શું કરવાનું હોય ?

ગુલ : સે ભૂલી ગયાં ? તમારે પ્રેસિડંટ થવાનું.

ફાતમા : પરસીડંડ વળી કંઈ નવી બલા બેન ! એવું એવું આપણને નો આવડે.

ગુલ : એમાં કરવાનું કંઈ નહીં જુઓ આ ટેબલ પાસેની વચલી ખુરશી છે ને તેના ઉપર તમારે બેસવાનું બસ. અને હું જેમ કહું તેમ કરવાનું.

ફાતમા : મને નો આવડે એવું બધું ભાઈ.

[ પગના અવાજ સાથે, વાતો કરતાં, હસતાં બૈરાઓના સભા હોલમાં પ્રવેશ .. ખુરશી ઉપર બેસવાને અવાજ. ]

ગુલ : ( મંદસ્વરે ) લ્યો આવી ગયાં બધાં. હોલ ભરાઈ ગયો.

ફાતમા : હોવે, હોવે ! અમારૂં રતનપુર કંઈ જેવુ તેવું...

ગુલ : ચાલો...

ફાતમા : સે ! કયાં ચાલવાંનુ હવે ?

ગુલ : હવે...કામ શરૂ કરીએ ?

ફાતમા : કામ ? શું કામ કરવાનું છે ? કામ તો દેખાતું નથી.

ગુલ : તમે...જરા ઊભાં રહો જરા.

ફાતમા : જરા ઊભી રહું ? લ્યો આ ઊભી.

ગુલ : એમ નહીં !

ફાતમા : તો કેમ ઊભી થઉં ?

ગુલ : અરે ! તમે જરા શાંત થાઓ.

ફાતમા : હોવે હોવે ! શાંત થવાનું તો બહુ ગમે. લ્યો...

ગુલ : બેનો ! રતનપુરની બેનો ! આજની સભાનું સંચાલન ફાતમા બેન કરે તેવી દરખાસ્ત હું રજૂ કરું છું !

ફાતમા : હેં ? શું રજૂ કરે છે બાઈ ?

ચાંદ : હું તે દરખાસ્તને ટેકો આપું છું.

ફાતમા : મને ટેકાની કંઈ જરૂરત નથી હા સે વળીતે. કંઈ મારી કમર ભાંગી ગઈ છે તે ? સે વળી

ગુલ : ( ધીમેથી ) હવે તમે ઊભાં થઈને આ વચલી ખુરશી ઉપર ગોઠવાઈ જાઓ.

ફાતમા : ( ધીમેથી ) પણ શું ગોઠવું એ તો કહો બેન ! બાઈ ! આતો ભારે ગૂંચવણ.

ગુલ : ( ધીમેથી ) આ ખુરશી ઉપર છાનાંમાનાં બેસી જાઓની.

ફાતમા : ( જોરથી ) હોવે. હોવે ! જરૂર બેસી જાઉં. એમાં મોટી વાત શી ?

[ બૂમો છે-ધમ્મ અવાજ કરતાં ]

ગુલ : ( મંદસ્વરે ) એમ કહો કે ભારતમાતાનું ગાયન ગાઓ.

ફાતમા : ( જોરથી ) હવે...હવે...કહો કે...શું કહું ?

ગુલ : ભારતમાતાનું

ફાતમા : હોવે, હોવે, યાદ રીયું'ની. હવે...કહો કે...ભારતમાતાનું ગાયન ગાઓ.

[ બે ત્રણ બહેનો, વાદ્ય સાથે ગાય છે. ]

જય જય ભારતદેશ હમારા,
પ્યારા ભારતદેશ હમારા—
ઉત્તરમેં હૈ તુંગ હિમાલય,
દક્ષિણમેં સેતબંધુ દેવાલય,
ગંગા જમના કી વહતી ધારા,
હૈ સબ દેશોં મેં ન્યારા—જય જય.

ભારત કે નરનારી આઓ,
બચ્ચે આઓ, બૂઢે આઓ;
દેશ કાજ પર બલિ બલિજાઓ,
ઉચ્ચ જય ધ્વજ ફરકાવો—જય જય.

[ તાળીગો ગડગડાટ. ]

ગુલ : હવે ઊભાં થઈ મને બોલવાનું કહો.

ફાતમા : હોવે...હોવે...હવે ઊભા થઈ...મને...બોલવવું...

ગુલ : ગુલવદનને...

ફાતમા : હોવે...હોવે હવે ઊભાં થઈ ગુલબદન બેનને બોલવાનું.

ગુલ : બસ, બસ.

ફાતમા : બસ બસ.

**ગુલ.** : પ્રિય બેનો ? આજે તમે ફાતમાબેનના નિમંત્રણને માન આપી.

**ફાતમા** : હોવે માન આપીને જ તો.

**ગુલ** : માન આપીને અહીં એકત્રિત થયાં છે તેથી તમને સૌને માન ઘટે છે.

**ફાતમા** : જરૂર જરૂર ઘટે છે સ્તો.

**ગુલ** : બેનો ! સદીઓથી આપણે કચડાયેલાં રહ્યાં છીએ. હવે આપણે સ્વતંત્ર થવાનું છે. આજની પરિસ્થિતિમાં અભણ રહેવાથી અને અજ્ઞાન રહેવાથી આપણી કેવી કફોડી પરિસ્થિતિ થાય છે તે તમને ફાતમાબેન કહેશે.

**ફાતમા** : ફાતમાબેન કહેશે-કહેશે.

**ગુલ** : હવે તમે બોલો.

**ફાતમા** : હવે તમે...

**ગુલ** : તમે એટલે ફાતમા બેન.

**ફાતમા** : હોવે હોવે હવે ફાતમાબેન-હું.

**ગુલ** : હાં. તમે.

**ફાતમા** : હવે હું બોલું ?

**ગુલ** : હા તમે.

**ફાતમા** : ઓય માડી ! મને તો બોલતાં નીં આવડે...નથી મારે બેસવું ખુરશી ઉપર. હું તો નીચે જ સારી.

[ ખુરશી ઉપરથી ઊઠવાનો અવાજ ]

**ગુલ** : હાં. હાં શરમાઓ માં. સ્ટેશન ઉપર તમારા ઉપર જે વીત્યું તે કહો.

**ફાતમા** : ઓય માડી...ઠીક લે તે...હું ડરું એવી નથી હો કે ! બોલીશ. કેમ નહીં બોલું...લે વળી તે.

**ગુલ** : હિમ્મતથી બોલો.

**ફાતમા** : હિમ્મતથી બોલું ?

**ગુલ** : હા.

**ફાતમા** : રસૂલની દાદી. જમના કાકી, અનવરબૂ અને અને...બધાનાં નામનાં ની આવડે-જે બૈરાં આવ્યાં છે તે બધાં......

એમ કે જાણે કે...એમ કે જાણે કે...

**ગુલ** : બોલો બોલો...સ્ટેશન ઉપરની.

**ફાતમા** : હોવે હોવે યાદ આવ્યું નીં...તમે શીખવી મૂકેલું તે ભૂલી ગઈ...ગજબની ભૂલકણી બાઈ...હોવે એમ કે જાણે કે હબીબની વહુ-આ મારી ચાંદબૂ-હા-જમણી ખુરશી-અરે ડાબી ખુરશી ઉપર બેસી છે તે...હોવે તેને પરણીને લાવી તે ટેહણ ઉપર શું કેવાય તે કકસ...વાળો.

**ગુલ** : ટિકિટ ચેકર.

**ફાતમા** : હોવે ટકસ ચેકર-પેલો રોયો ટકસ ચેકર આવીને મને મરીઝ-મરીઝ-કહેવા લાગ્યો. હાતે મેં કહ્યું એય-અમે કંઈ મરીઝ-હેતાં માંદા નથી-કોઈ માંદુ નથી. જો તો નથી તું-તો કહે ' ટકસ લાવો ' તે મેં કીધું લે તે ટકસ લઈ ને અમે ફરતાં કહ્યું અમારા દીકરા કી પાસે છે તો કહે કિધર મર ગયા-મે કહ્યું-ફાટયામોંનો મરે તું ને તારો બાપ-મારા દીકરાને મરવાનું કે છ, તો માળો મને ડરાવીને પચ્ચીસ રૂપિયા પડાવવા લાગ્યા-કેમ ખરું નીં ગુલબદન બેન.

**ગુલ** : ખરું.

**ફાતમા** : હું તો રડવા જેવી થઈ ગઈ ને ' હબીબ-ઓ હબીબ ' કહી બૂમ પાડવા લાગી, ત્યાં તો મારાં ગુલબદનબેન આવી લાગ્યાં તે ગોટપીટ ગોટપીટ કરીને પેલા રોયાને કાઢયો, નહીં તો રૂપિયા પચ્ચીસ પડાવી લેત.

**ગુલ** : શાબાશ. શાબાશ-હવે બેસી જાઓ...

**ફાતમા** : બેસી જાઉં ? શા માટે બેસી જાઉં ? હું કંઈ કોઈનાથી ડરું છું જે બેસી જાઉં-હું તો બોલીશ...હું તો બોલીશ...હા...મારો પીટયો પેલો મજૂર. કેમ ચાંદ બૂ...

**ચાંદ** : બરોબર બરોબર.

**ફાતમા** : બરોબર શું ? એ તો પીટયો છેતરીને અમને ફ્લાટ ફારમ ઉપર લઈ આવ્યો ને સામાન મૂકીને કે-લાવ રૂપિયા પાંચ-મેં કું લે આવ્યો છે લેવા રૂપિયા પાંચ ? શેના રૂપીયા પાંચ માગે છે...લે વળી તે, તે કે તમારો

સામાન લઈ આવ્યો ને તમે નક્કી કરેલું તે–મેં કું–લે લે ડાયો થામાં હવે–રૂપિયા પાંચ માગે છે. એતો ત્યાંતો...મારો દીકરો આવી લાગ્યો નીતો ધુત્તારો રૂપિયા પાંચ લઈ જાત. હા... પણ હું કંઈ એવી કાચી પોચી બાઈ નથી જે...ઓય માડી વાત આવતાં ય રડવું આવે છે.

ગુલ : શાબાશ, શાબાશ...હવે બેસી જાઓ.

ફાતમા : બેસી જાઉં ? લે વળી શેની બેસી જાઉં ? હું કોઈના બાપથી ડરતી નથી. હા... હોવે...તે મેં કોઈની ચોરી...

ગુલ : અર...ર... આ બાફે છે...

ફાતમા : લે તે મેં કંઈ ચોરી કરી છે જે ડરી જાઉં. પોલીસથી ય ડરતી નથી–પણ હોવે યાદ આવ્યું હવે વાત તો ગુલબદન બેનને ય ખબર નથીને...હા. મુસાફર ખાનાની વાત, કેમ ચાંદ સુ.

ચાંદ : બરોબર સાસુજી.

ફાતમા : હોવે–તે મુસાફર ખાનામાં હતાં ત્યાં આવ્યો પોલીસ દાદો ! ડંડીકો હાથમાં લઈને બેટો આવ્યો. ને કે–ઘસ ટિરંકમાં ક્યાં હૈ ? તાણે કીધું ' લે ! તારે શી પંચાત ' તો કહે ' એ ડોશી ' તો મેં કીધું ' ડોશી તારી માં–રોયા મને ડોશી કે છ ! જોનો નથી જુવાન જોધ છું. તેં બીજા પોલીસને બોલાવી મારી ટરંકને હાથ લગાડવા લાગ્યો ને કે ' ખોલો ઈસે ' મેં કીધું ' શા માટે ખોલું ? કંઈ તારા બાપની–' તે કહે ' એ મોઢા સંભાલ કે બાત કર. ' મેં કીધું મોઢું તું જ સંભાળને–લે વળી તે...આવ્યો છ. ' ત્યાં તો મારી ટરંકને લઈ જાવા લાગ્યો મારો પીટયો.

[ પોલીસનો પગના અવાજ સાથે પ્રવેશ ]

**પોલીસ** : યહ કયા ધાંધલ મચા રખી છે. કયું બુલાઈ યે મીટીંગ, કિસકે પરવાને સે...

ફાતમા : ઓય...ઓય માડી...આતો...ઓતા... પોલીસ દાદો અહીં પણ આવી લાગ્યો...હવે શું કરું...ગુલબ...દ...ન...બેન...ના બાપા... પોલિસ દાદા તો હારા...હો બે'ન...

**પોલીસ** : બંધ કરો મીટીંગ

ફાતમા : બંધ કરો. બંધ કરો...આ મીટીંગ બંધ કરો. કયું બુલાઈ. ઓય મા...ચક્કર આવે છે, ઓય વોય.

[ ધમ્મ કરતી ખુરશી ઉપર પડે છે. ]

[ મીટીંગમાં હસાહસ અને તાળીના અવાજો ]

ગુલ : પાણી લાવો, પાણી લાવો...

ફાતમા : ઓય માં ! ગયો પોલીસ...ઓય.

[ પાછી ખુરશીમાં પડે છે. ]

---

પાનખરની એક મીઠી સાંજે તારા ને ગ્રહોના રહસ્ય વિશે બે વૃદ્ધ ડંગેરીનારીઓ ચર્ચા કરતા હતાં.

' મને તો સૂર્ય જ ધણો ગમે છે ! '

' પણ મને નહિ. ' બીજો બોલ્યો, ' હું તો ચંદ્રને જ પસંદ કરું છું. '

' એમ કેમ ? ' આતુરતાથી પહેલાએ પૂછ્યું.

' કારણ કે. ' બીજાએ ચુંગીના પાંચ સાત દમ મારીને જવાબ આપ્યો, ' કારણ કે જગતની બીજી સર્વ ચીજો જ્યારે પ્રકાશમાન ને આનંદી હોય છે ત્યારે સૂર્ય દેખાય છે. પણ દુનિયામાં અંધારું પથરાયું હોય છે ત્યારે ચંદ્ર દેખા દે છે ! '

# અનુભવની આંખે

શ્રી. પ્રશાંત

'હે ઊસકા બી ભલા, ન દે ઊસકા બી ભલા... શેઠ, ચાર દીનો ભૂખ્યો છું, માબાપ. બે પૈસા આલો બાપજી ભિખારી નથી, વખાનો માર્યો ભીખ માગું છું, બાઈશાબ. ખાનદાન કટંબનો મણીશ છું. ભગવાન તમારું ભલું કરે...બાઈ-એ શેઠ...'

બસના સ્ટેન્ડ પાસે ઊભો રહી ઓફિસથી સાંજે ઘર જવા સુરેશ બસની રાહ જોતો હતો ત્યાં કોઈક ભિખારીએ કાલાવાલા કરતો હાથ લંબાવ્યો.

સ્વભાવથી જ સુરેશ અમીરી હતો. ભિખારીઓ અને તેમની સંસ્થા પ્રત્યે પહેલેથી જ એને એક જાતની નફરત હતી. એવી પ્રકૃતિનો માણસ આવે પ્રસંગે જે ઢબે ને જે રીતનો ઉત્તર વાળે તેવો ઉત્તર સુરેશે આપ્યો.

તે છતાં લળતો લળતો પેલો ભિખારી 'હે ઊસકા બી ભલા ન દે ઊસકા બી ભલા' કહેતો આગળ વધ્યો.

બસ આવી. ધક્કા મુક્કીમાં યે સુરેશે જગ્યા મેળવી.

ઘરના ઊંબરામાં પગ મૂકતાં જ તેની પત્ની વિમળે કહ્યું.

'કપડાં પછી ઉતારજો. કાકા બપોરના ઘર આવ્યા નથી.'

'હેં ? કયાં ગયા છે ?'

'કોણ જાણે. બપોરે દહીં મંગાવ્યું તે લાવ્યા પછી મને કહે હું જરા બહાર જઈ આવું. ને ગયા તે ગયા જ !'

'આવડા મોટા મુંબઈમાં તપાસ કયાં કરવી હવે ?'

'ચોપાટીનો રસ્તો તો એમણે જોયલો છે. સિનેમામાંથી તે દિવસે છૂટા પડી ગયેલા તે એમની મેતે ઘેર આવેલા...આ વખતે કોણ જાણે કયાં...?'

'પણ આપણા ઘરનામાની ચિઠ્ઠી તો એમને આપેલી હતી.'

'અરે બાપ, એ તો ગજવામાં જ છેસ્તો. એનો ઉપયોગ કરવા જેટલી યે અક્કલ ચલાવે તો જોયે જ શું ? તમે બધે જઈ આવો. સગાંવહાલાંને હું શો જવાબ દઈશ ? દરરોજ ઘરમાં ગાય જેવા બેસી રહેતા ને આજ કોણ જાણે એમને આ શું સૂઝયું ..'

'ફિકર ના કર. કયાં જવાના છે. હમણાં જ જાઉં છું. બધે ઢૂંઢી વળીશ. લાવ જરા ચા આપી દેને એટલે હું આ ચાલ્યો...'

'એમની ચિંતામાં મને તો કશીયે સૂઝ ના પડી. હોટલમાં પી લેજો.'

'વારુ' કહી સુરેશ ઝડપથી દાદર ઊતર્યો.

પણ તુરતજ ગલીને નાકે આવી થંભ્યો. ત્યાંથી બે રસ્તા શરુ થતા હતા. કયે રસ્તે જવું ? કયાં જવું ?

લોકોની દૃષ્ટિએ ભલે એ ગાંડા રહ્યા પણ ઘરનું તો બધું જ કામ કરતા હતા. પોતાને ગામ હતા તેના કરતાં હવે જરા જરા બુદ્ધિ પણ વધારે ખીલવા આવી હતી. વાળ ઓળવાની ઢબમાં ફેર પડયો હતો. હમણાં હમણાં વળી પાસે તપખીરની ડબ્બી રાખતા ને આગંતુકનું એનાથી સ્વાગત કરતાં. ને આસપાસના માણસોની સુઘડતા જોઈ સહુથી પહેલી વખત હજામત કરતાં કરતાં ધીમે રહી એમણે મૂછ પણ કાઢી નાખી ત્યારે એમનો ચહેરો કેવો બદલાઈ ગયો હતો ? કોઈ કહી ના શકે કે આનો માણસ ખરેખર ગાંડો હશે. ને પછી તો દર ત્રીજે દિવસે જાતે હજામત કરે, ઘરનાંની પથારી કરે. નાવા જાય ત્યાં સાબુ પણ લઈ જાય, ચોળી મસળીને શરીર સાફ કરે, રેશનનું અનાજ લાવે, દૂધ આણે, બેસીને રાખે...વિમળને એમણે કેટકેટલી રાહત આપી હતી ? ને હવે...?

હરિલાલ કાકાને પહેલાં પાંચ સાત જગ્યાએ લઈ ગયો હતો ત્યાં જ જવું ઠીક પડશે ધારી સુરેશે તે દિશામાં વધવા માંડ્યું.

એક પછી એક એમ બધાના પગથિયાં એ ચડ્યો ને ઊતર્યો. ઓળખીતાઓએ મોટું આશ્ચર્ય બતાવ્યું. આવી સ્થિતિમાં હરિલાલને બહાર જવા જ કેમ દીધા, ને આવી રીતે મોકલવા માટે પતિ-પત્ની બંનેને એમણે ઠપકો આપ્યો.

સુરેશ ધીમે મોઢે પાછો ફર્યો.

એકલે હાથે મુંબઈના રસ્તા માપવા નાનીસૂની વાત તો નહોતી જ. છતાં ચોપાટી, મલબારહીલ, મરીન ડ્રાઈવ ને ફોર્ટનો વિભાગ એ શોધી વળ્યો. પણ કાકા ક્યાંય દેખાયા નહિ. એને એમ હતું કે ઘર જાણે ને પાસે સરનામું હતું એટલે કાકા જાતે જ ઘર આવી ગયા હોય તો કેવું !

પણ એમ કોઈની આશા ફળી છે ખરી ?

લોથપોથ થઈ એ ઘર આવ્યો ત્યારે રાતના અગિયાર વાગી ગયા હતા. વિમળ તો ચાતકની માફક રાહ જોતી બેઠી હતી. ઘરમાં આવતાં જ એણે પહેલો પ્રશ્ન પૂછ્યોઃ

' જડ્યા ? '

' ના '

દિગ્મૂઢ શા આ ઉત્તરે વિમળાને બેચેન બનાવી મૂકી. શું થશે ? ઘરથી જમ્યા વિના ગયા છે. રાત ક્યાં કાઢશે ? એમને ખાવાનું કોણ આપશે ? એ સૂશે ક્યાં ? ને સૌથી વધુ તો હરિલાલ બહુ જ ઓછું બોલતા અને તેયે અસ્પષ્ટ. પાસે એક પૈસો નહોતો. કોની પાસે જઈને કાકા હાથ ધરશે ? ને એટલી યે હિંમત કરશે ખરા ? મેં વળી ક્યાં એમને અહીં બોલાવ્યા ? કોઈ તો ના જ કહેતાં હતાં કે મુંબઈમાં એમનું કામ નહિ ને મને ય નહિ ફાવે તો ય કાકાની દવા કરવાને નિમિત્તે અહીં લાવવાનું મને ક્યાં સૂઝ્યું ?

વિમળે અનેક ઘણો કલ્પાંત કર્યો.

ગુસ્સામાં ને ગુસ્સામાં બેઝી પર હાથ ઊગામી દેવાયો, કાચની બરણી ફૂટી ગઈ, દૂધ ઢળ્યું... આજ ઘરા શું જોયું હતું...અપશુકન તો નહોતા ?

જેમ તેમ કરી રાત તો કાઢી પણ સવારના ચાર વાગ્યાથી જ એણે સુરેશને જગાડવા માંડ્યો.

' ગમે ત્યાંથી પણ કાકાને શોધી લાવો. '

એમને માટે કરેલી રાતની પથારી ખાલી પડી હતી. આવશે તો સાવ ભૂખ્યા હશે એમ માની ખાવાનું ઢાંકી મૂક્યું હતું તેયે બિલાડી બગાડી ગઈ હતી.

છેવટ પોણા પાંચે સુરેશ આ હઠને વશ થયો. ઊઠવાની હામ રહી નહોતી છતાં પથારીમાંથી બેઠો થયો અને નિત્યકર્મથી પરવારી લગભગ સાડા પાંચે એ બહાર નીકળ્યો ત્યારે દૂધવાળાઓ વિના બીજા કોઈની અવરજવર નહોતી.

ઓફિસે જવાનું માંડીવાળી આખો દિવસ એ મુંબઈની ગલીએ ગલીએ ભટક્યો. સાંજ પડી. ને કદાચ અકસ્માત તો ન થયો હોય વિચારી, સુરેશે ઈસ્પિતાલમાં તપાસ કરવા તે તરફ રવાના થયો.

લાંબુ પાટલૂન અને ખમીસની બાંય વાળેલી હોવાથી જ્યારે એ પૂછપરછ વિભાગ પર પહોંચ્યો કે ઈસ્પિતાલના ડાક્ટરે તુરત પ્રશ્ન કર્યો.

' ડાક્ટર છો પોતે ? '

' જી. ના. '

' ત્યારે કોનું કામ છે ? '

' તપાસ માટે આવ્યો છું. ઘરથી મારા કાકા જતા રહ્યા છે, અકસ્માત થયો હોય ને કદાચ અહીં લાવવામાં આવ્યા હોય ધારીને આવ્યો છું. '

' ના. અહીં તો કોઈ આવ્યું નથી. ' કહી ડાક્ટરે સીગરેટ ચેતાવી ને બેદરકારીથી બીજી દિશામાં જોતા હવામાં ધુમાડાના વાદળ રચવામાં મશગૂલ બન્યા.

' આજ દાખલ થયેલા દર્દીઓનું લીસ્ટ બતાવશો ડૉક્ટર સાહેબ ? '

' પેલું પડ્યું. પ્યુન ને કહો, બતાવશે ' કેટલી લાપરવાહી !

પણ સુરેશને તો પથ્થર નીચેનો હાથ કળથી કાઢવો હતો.

' પ્યુન્યુ. '

આભાર માની એ લીસ્ટ જોવા લાગ્યો.

'આજની નામાવલિ જોઈ, ગઈ કાલની પણ જોઈ, પણ હરિલાલ' નામનો કોઈ જખમી દાખલ કરવામાં આવ્યો નહોતો.

'ડૉક્ટર સાહેબ, આમાં નામ લખાવ્યા વિના તો કોઈને દાખલ ન કરાય ને ?'

'ના, ભાઈ ના. કહ્યું તો ખરું. કેટલી વખત પૂછશો ? ઈસ્પિતાલના ડૉક્ટરો તમારા કંઈ નોકરો નથી તે આમ કર્યા કરે. દરરોજના અમારા હાથ નીચેથી કેટલા યે પસાર થતા હશે. દરેકની આમ ચાવાચીવી સાંભળીએ તો પત્તો કેમ લાગે ?'

'પણ, સાહેબ મુશ્કેલીમાં આવી પડ્યો છું. રસ્તો દેખાડો."

'તમે જીવ ના ખાઓ. ખાસ એવું કોઈ આવ્યું તો નથી છતાં એ લક્ષ્મણ...ઉપર જા, ને નવા દાખલ થયેલા દર્દીઓ બતાવ.' ઓર્ડર આપીને ડૉક્ટર એમના કામમાં પરોવાયા. સુરેશના આભારનો સ્વીકાર કરવાની પણ એમને ફુરસદ નહોતી. એટલે આંખ વડે એમના હજારો ઉપકાર માનતો સુરેશ નોકર સાથે ઉપર ગયો ને એણે જોયું......

પચીશેક ઘાયલ થયેલા દર્દીઓ અસ્તવ્યસ્ત સૂતા હતા. કોઈના ઘા તાજા જ હતા. તો કોઈનું લોહી બંધ પડયું હતું. કોઈને માથે તો કોકને છાતીએ ને કોઈને પેટે તો વળી કેટલાકને પગ પર જખમો થયેલાં હતાં. જેવો એ પસાર થવા ગયો કે પાસે રહેલા દરેકને એમ લાગ્યું કે એ પોતાનો માણસ હશે ને એટલે કોઇ રસ્તામાં સૂતા હતા તેમણે બેઠા થઈ, ઉત્સુક નયને જોવા માંડયું. પાછળનો કોઈ તો સ્વજન આવ્યું હશે માની એકદમ ઊભો થઈ ગયો. વાંકાવળીને સર્વે એને જોવા લાગ્યા.

*કરુણાની એક હિલ્લોળ એના શરીરમાંથી પસાર થઈ ગઈ.*

પરમેશ્વરની ઉત્તમોત્તમ કૃતિ–મનુષ્ય–ની આવી વિપરિત દશા એણે પહેલાં કદીએ દીઠેલી નહિ. પોતાના બાળબચ્ચાને જ સર્વ સુખનું કેંદ્ર ગણનાર, ઘરથી ઑફિસ ને ઑફિસથી ઘર ને વળી વખત મળે ફરવા નીકળનાર સુરેશને લાગ્યું કે એ જીવતો હતો તેના કરતાં બીજી જાતની દુનિયા પણ આ પૃથ્વી પર છે ખરી.

આટઆટલા વીસ પચીસ માળખામાંથી કોઈની પાસે સગુંવહાલું હતું નહિ ને કેવી દયાર્દ્ર મુખાકૃતિઓ ! કેવી ચીથરેહાલ દશા ! રોગ ને ભૂખને મરણના મુખમાં પહોંચી જવાની કેટલીક ઉત્કટ તૈયારી ! જીવતાં છતાં એ મરેલા જેવા આ માનવીઓની કેવી લાચારી !

જીવનમાં પહેલી જ વખત એને કરુણા ઉપજી. કાકાને જો અકસ્માત થયો હોય ને એ આવી જ બીજી કોઈ ઈસ્પિતાલમાં હોય તો સગાંસંબંધીના સાથ વિના એકાકી કાકા આમ જ સૂતા હશે ને? રસ્તા પર, ખૂણે ખાંચરે, કોકને ઓટલે કે ગલીમાં સૂતેલા કાકાની શું આવી જ દશા હશે ?...

બહુ ધ્યાનપૂર્વક જોયું પણ કાકા કયાં ય દેખાયા નહિ. ને આમ ને આમ બીજો દિવસ પણ પૂરો થયો. હવે તો એણે નજીકની પોલિસ ચોકીમાં પણ ખબર આપી દીધી હતી, પેપરમાં જાહેરખબર પણ છપાવી હતી.

હિંદુ મુસ્લિમ હુલ્લડ આમ તો બંધ હતું. પરંતુ છૂટા છવાયા હુમલાઓ થયા કરતા હતા ને એટલે જ હરેક સેકંડે એની ચિંતા વધતી જતી હતી. કાકાને કંઈ નવાજૂની થઈ હોય તો ? શહેરના ગમે તે વિભાગમાં અકસ્માત થયે, એમને ત્યાંની નજીકની ઈસ્પિતાલમાં ખસેડવામાં આવ્યા હોય માનીને એકપછી એક બધી ઈસ્પિતાલો જોઈ વળ્યો. ઑફિસે જીવ ચોંટતો નહોતો. દરરોજ સાંજે પોલિસ થાણે જઈ ખબર કાઢી આવે. પણ જડયા હોય તો સમાચાર મળે ને ?

ત્રીજો દિવસ પસાર થયો.

પોતાને ગામ પણ એણે ખબર મોકલાવી દીધા હતા.

ને કોઈપણ જાતના બનાવ વિના ચોથો દિવસ પણ પસાર થઈ ગયો.

આજે પાંચ દિવસ થયા હતા.

"જે જે હૉસ્પિટાલમાં નવ માણસોની લાશ પડી રહી છે પણ ઓળખાતી નથી. તું ખબર તો કઢાડી આવ.' રાત્રે આઠ વાગે સુરેશના એક મિત્રે એને સમાચાર આપ્યા. ઘર આવી પત્નીને વાત કરી ત્યાં તો વિમળે રડારોળ શરૂ કરી દીધી. ચોકકસ ભાળ કાઢવા એણે સુરેશને રાતો રાત જે. જે. માં મોકલ્યો.

અમાવસ્યા હતી. સાથિયામાં પાડેલી ભાત જેવા વીજળીના દીવાઓ અંધકાર સામે ટકકર લઈ રહ્યા હતા.

જે. જે. ની આસપાસના વિસ્તારમાં યમરાજે પોતાના દૂતોને ખેલવા મોકલી દીધા હતા રસ્તો સાવ નિર્જન હતો ને તમરાઓ પણ પોતાના અસ્તિત્વનું ભાન કરાવી રહ્યા.

આ શંકા ને ભયની મિશ્રિત લાગણી સાથે સુરેશે ઈસ્પિતાલમાં પગ મૂકયો.

પૂછપરછ કરતાં, જ્યુરીની કોર્ટ પાસે જ, સામેથી મડદા રાખવાની ઓરડી-'મોરચરી'- એણે જોઈ.

એ ત્યાં ગયો.

બહાર ત્રિપાઈ પર એક નોકર બેઠો હતો. એને ત્યાં આવેલો જોઈ પેલાએ પૂછયું.

'હિંદુ છે?'

'હા.'

'રંગે કેવા?'

'ઘઉં વર્ણો.'

'ને ઊંચાઈ?'

'આસરે સાડા પાંચ.'

'ને શરીરે એકલડી કાંઠાના ખરું?'

'હેં...હા...હેં...'

'તમે અંદર ચાલો બતાવું.'

'મારે અંદર નથી આવવું. તમે જ જઈને જોઈ આવો ને કે મેં કહેલા હેણાનનું કોઈ છે?'

'અરે પણ છે ત્યારે તો તમને આ વિગતો કહી. આવો ખાતરી કરીએ. ગભરાઓ નહિ. હું છું ને. ધીરજ રાખો. આ...વો' કહી દરવાને સુરેશનો હાથ ઝાલ્યો.

'નહિ. નહિ તમે જ જોઈ આવો. નાક જરા લાંબું છે ને કપાળ પર વાગેલાની નિશાની છે. હું નહિ આવી શકું. મારાથી નહિ જોવાય. ના...ના' ગળગળો થઈ સુરેશ બોલતો હતો ત્યાં જ બેસી પડયો.

'અરે પણ હું છું ને આ...વો રે ગોવિંદ, રાજારામ, જરા આવો તો...'

ને ત્રણ જણની મદદથી સુરેશે ચાલવા માંડયું.

ચાલી જેવો મોટો રસ્તો હતો. ત્યાં જ ઢંઢેરિયો ઓરડો હતો. ગુફાના હોય એવા એને લોખંડના ભયાનક બારણાં હતાં.

લગાવેલાં તાળાં ખોલવામાં આવ્યાં. ને ઘણા વખત સુધી અકળાઈ રહેલી અંદરની દુર્ગંધનું મોજું એકદમ બહાર ધસી આવ્યું. ઓરડામાં ગંભીર નિરવતા પ્રસરી રહી.

એ વિશાળ ખંડના ટાઢા વિસ્તારમાં તરતની જ આવેલી, બાવીશેક વર્ષની કોક ભરયૌવના અનંત નિદ્રામાં પોઢેલી હતી. એના પેટપર નાનકડું એક વસ્ત્ર માત્ર નાખવામાં આવ્યું હતું. તે સિવાયના સર્વ અંગોપાંગો લસલસી રહ્યાં હતાં.

ધીમે રહી બધા ત્યાં ગયા. બાજુમાં ખાનાવાળું લોખંડનું એક જંગી કબાટ હતું.

હળવે હાથે દરવાને પહેલું ખાનું ખોલ્યું. સાવ નગ્નાવસ્થામાં સદાને માટે કોઈ જુવાન સૂતો હતો. સુરેશ ઊભો હતો તે બાજુ માથું ને સામી તરફ કબાટની અંદરના ભાગમાં-એના પગ હતા. દરવાને કહ્યું.

'જુઓ: આ લાશ ત્રણ દિવસની છે.'

'ના. એ નહિ' કહી સુરેશે ડોકું ધુણાવ્યું. વળી બે ચાર ખાના જવા દઈ પેલો બોલ્યો.

'તમે વર્ણવો છો એવા બાકીના બે જણ છે. આ રહ્યો એમાંનો એક' કહી એણે જરા આગેનું ખાનું ઊઘાડયું.

સુરેશે જોયું.

એજ રંગ, આકાર ને મોઢાનો સફો પણ એજ. પણ નાક જરા નાનું હતું. એ નજીક ગયો પણ ઊભા રહેતાં એને કમકમાં આવ્યાં. પાછી ખાતરી થઈ કે કબાટમાં પૂરાઈ રહેલ આ વ્યક્તિના જમણા હાથની છ આંગળીઓ હતી એટલે એ કાકા તો નહોતા જ. રુંધાતા અવાજે એ બોલ્યો.

' ના. આ નહિ. '

કાકાના ચહેરાને મળતી હવે છેલ્લી લાશ જોવાની હતી.

આ ઠંડાગાર ખંડમાં પણ સુરેશ પરસેવે રેબઝેબ થઈ ગયો.

ને પેલાએ યંત્રવત ત્રીજું ખાનું ખોલ્યું.

પહેલી નજર એણે મોંઢા તરફ કરી. છાતી જોઈ. પગ તરફ જોયું–હરિલાલ કાકા કરતાં શરીર રહેજ જ જાડું હતું. વધારે સમય આવા બંધીઆરમાં રાખવામાં આવેથી તો આમ નહિ થયું હોય ?

સુરેશ કશું ય નક્કી ન કરી શકયો. ઝડપથી એણે કહ્યું:

' બહાર ચાલો. '.

ને સર્વે ઓરડાના જંગી બારણા પાસે આવ્યા, ત્યારે તે બોલ્યો.

' રાત હોવાથી ચોક્કસ કહી શકતો નથી. કાલે આવીશ. '

ખુલ્લી હવામાં બહાર આવ્યો ત્યારે એનો શ્વાસ હેઠે બેઠો. સાક્ષાત નર્કમાંથી આવતો હોય–કોઈ ખરાબ સ્વપ્નામાંથી જાગતો હોય તેમ એણે ઊંડો નિશ્વાસ નાખ્યો.

ધીમે પગલે એણે ઘર ભણી ચાલવા માંડયું. પહેલાં તો એ કયાં ચાલતો હતો તેની એને ખબર રહી નહિ. પગ જાણે હવામાં પડતા હતા, પવનને જોરે જાણે એ ઘર તરફ ઘસડાતો જતો હતો.

જો કાકા જ હોય તો શું કરવું ? ઘર જઈ વિમળને કેવી રીતે વાત કરવી ? મૂળથી જ વિમળ નિર્બળ મનની હતી ત્યાં આ આઘાત–આ ફલંક ફૂલ જેવું એનું હૈયું કેમ સહન કરી શકશે ? સગા-વહાલાંને પત્ર લખતાં હાથ કેમ ઉપડશે ?

અનેક જાતની માનસિક ગડમથલ અનુભવતો એ છેવટે ઘેર પહોંચ્યો ને જોયું તો બારણામાં હરિલાલ કાકા જ ઊભેલા !

' કાકા ! '

દીઠેલી છેલ્લી લાશ તો ચાલીને ઘેર નહોતી આવી ? પાંચ મિનિટ સુધી સુરેશ બોલી શકયો નહિ. આ સ્વપ્નું તો નહોતું ?

ના. ના. એ કાકા જ હતા. પાંચ પાંચ દિવસની રખડપટ્ટી ને ઊજાગરામાં એ કેવા સૂકાઈ ગયા હતા ! આંખોમાં તે જ નહોતું. ઊભા રહેતા હરિલાલના યે પગ ધ્રુજતા હતા.

પૂરો ભાનમાં આવતાં જ એ કાકાને બાઝી પડયો. એને એક મોટું ફ્રુસકું આવી ગયું. વિમળ ઘરમાં નહોતી. ઘઉંનો લોટ થઈ રહ્યો હતો તે કાકાને કાજે શીરો બનાવવા બાજૂમાં એ લોટ લેવા ગઈ હતી. એ આવીને જોયું તો સુરેશ રડતો હતો.

સુરેશને પીવાનું પાણી આપી વિમળ બોલી:

' હમણાં દશેક મિનિટ પર જ એ આવ્યા. હું તો બારણાં બંધ કરી ઘરમાં બેસી રહી હતી. બારણે ટકોરા પડયા. મારા મનને તમે હશો ને જોયું તો કાકા ! '

' પણ એ આવ્યા કયાંથી ? '

' તે તો કોણ જાણે. બરાબર બોલતાયે નથી. ધીરે રહી પૂછો. પાધરો જવાબ આપે તો. આપે કદાચ. '

' કાકા ! '

કોઈ ઉત્તર નહોતો.

' કાકા '

' એ...'

' પેલા સરનામાની ચિઠ્ઠી હતી કે નહિ ? કયાં છે ? '

' હેં ચિઠ્ઠી ? ચિઠ્ઠી...સરનામાની ચિઠ્ઠી તો...'

કહી એમણે ગજવાં ફંફેળવા માંડયાં ને બોલી ઊઠયા: ' ચિઠ્ઠી આ રહી ! '

' ઉપયોગ ના કર્યો ? '

' ના. ના હવે એમાં એનો ઉપયોગ શો કરવો તો ? ' અસ્પષ્ટ વેણમાં એમણે જવાબ વાળ્યો.

' કયાં ગયા'તા તમે ? '

' હું ? હું તો સ્ટેશને ગયો તો ને આવતાં... આવતાં રસ્તો ભૂલ્યો.

' પછી ? '

' પછી ? પછી શું ? હેં ? પછી કંઈ નહિ ? "

સુરેશને લાગ્યું કે કાકા સીધો જવાબ આપતા નહોતા. થોડી વારે એણે ઓચિંતુ પૂછ્યું:

' કાકા, ગળામાં તુલસીની આ કંઠી કયાંથી ? તમે તો પહેરી નોતી ? '

' કોકે આપી ને મેં પે'રી લીધી એમાં શું ? '

' ને કાકા આટલા બધા દિવસ સૂતા'તા કયાં ? '

' સુવાનું ? ના ના સૂતું છે જ કોણ ? હા...હા...પહેલી રાતે એક જણના ઓટલા પર બેસી રહ્યો. આંખ મીંચાઈ ગઈ ને પોલિસે હા...હા...એ પોલિસ જ હતો...આવી ઊઠાડયો એટલે બાજુમાં નાની ખડકીમાં ગયો...'

' પણ પછી કાલે કયાં સૂતા'તા, કાલે ? '

' ના...ના...કંઈ નહિ હું સૂતો જ નથી ! '

' હાય ! બાપ રે ! પાંચ દિવસ સુધી સૂતા નથી. તમે એમને પછીથી પૂછજો. પહેલાં એમને સૂઈ જવા દો. સૂઈ જાઓ કાકા. શારા થશે એટલે ઊઠાડીશ. લો આ પાથરી આપું " કહી વિમળ ગોદડું લેવા ઊઠવા માંડયું એટલે સુરેશ બોલ્યો.

' બસ હવે એક જ વાત. ભલે પછી એ ગમે તે કરે. હેરાન નહિ કરું. હેં કાકા તમે ખાધું શું ? પાસે પૈસા તો હતા નહિ ?

' પૈસા ? હા...પૈસા તો નહોતા પણ... પ...ણ...એક ચણાવાળાને કહ્યું ને એણે બે પૈસાના ચણા ઉધાર આપ્યા તે ચાલ્યું...'

' આટલા બધા દિવસ ? '

' ના, ના, પછી તો જતા આવતા જોડે હાથ ધરતો...પણ કોઈ...આ જતા આવતા ધનવાનોમાંથી કોઈએ તમને–ભૂખ્યાને–ના આપ્યું હેં કાકા ? " વિમળ બોલી.

' કોણ આપે ? તમે જ મને કંઈ આપેલું નહિ તે...'

અને વાત ત્યાંથી પડતી મૂકાઈ.

તે રાત્રે કાકા તો ઘસઘસાટ ઊંઘ્યા જ.

થાકેલી વિમળ પણ આજે ગાઢ નિદ્રા લઈ રહી હતી.

પણ કોણ જાણે કેમ સુરેશની રાત વેરણ થઈ હતી.

એની આંખ સામે એક પછી એક ચિત્રો તરવા લાગ્યાં...બસ પાસે મળેલો ચાર દિવસ પહેલાંનો પેલો ગૃહસ્થ માગણ ! ને રસ્તા પર રાતે પડી રહેલા, બેડોળ અંગવાળા, ઘરબાર વગરનાં ભિખારીઓની વણઝાર, આહનો પોકાર કરતા પેલા નોધારા, ગરીબ, નાવારસ, દુઃખમાં તરફડતા દર્દીઓ, ભયંકર ને ન ઓળખાય એવી પેલી લાશો !...સુરેશનું મન વ્યગ્ર થઈ ગયું...ઘરમાંથી ચાર દિવસ કાકા ગૂમ થયા ને એટલામાં સુરેશને, આખી જિંદગીભર કદાચ ન થાત એવો જાત અનુભવ થઈ ગયો ! જગત આખું આવું દુઃખી હશે ! તો પછી આ રીતે જીવવાનો મને શો અધિકાર છે ?...પણ એ વિચારમાળા સળંગ ન ટકી શકી.

ગુંચવણનો માર્યો એ ઊઠયો. બારી પાસે આવ્યો...સિગરેટ ચેતાવી ને ઊભો રહ્યો...કયાં સુધી ઊભો તેનું એને ભાન નહોતું...તટસ્થ યોગી જેવા તારાઓ જ આકાશમાં ઝબકયા કરતા હતા ને ચારેપાસ પૃથ્વીપર શું બને છે તેની કશીયે ચિંતા ન કરતી એવી નિઃશબ્દતા છવાઈ ગઈ હતી.

એ પછી જ્યારે જ્યારે કોઈ ભિખારી હાથ લાંબો કરે ત્યારે ત્યારે સુરેશને કાકાનું સ્મરણ થઈ આવે.

---

# દીવા નીચે અંધારૂં

લેખક : ' શ્રી રામ શર્મા '
પ્રયોજક : મૃત્યુંજય

આ કથા એક એવા દૈનિકપત્રના કાર્યાલયની છે, જે દેશસેવા, આદર્શો અને દરિદ્ર-નારાયણની સેવાનું હિમાયતી છે. કાર્યાલયમાં બસોથી ઓછી વ્યક્તિઓનો સ્ટાફ નથી. પત્ર દેશની ચતુર્દિશ પ્રગતિનું પુષ્ટપોષક છે. રાજનૈતિક, સામાજીક અને ધાર્મિક રીવાજોમાં ધરમૂળથી પરિવર્તન કરવાની સાથે એ દેશની આર્થિક અવસ્થા પ્રત્યે પણ જાગ્રત છે. કાર્યાલયમાં બાર વરસથી માંડીને પચાસ અને સાઠ વર્ષ સુધીની વ્યક્તિઓ કામ કરે છે, એમનામાંનો એક જગુ નામનો ચપરાશી છે, એ હજી મુશ્કેલીથી બાર-તેર વર્ષનો થયો છે. કાર્યાલયમાં એ ચપરાશીનું કામ કરે છે. બાર રૂપિયા એને પ્રત્યેક મહિને પગારના રૂપમાં મળે છે.

અહીં કામ કરતાં એને એક વર્ષ થવા આવ્યું છે. દિવસ આખો નીચેથી ઉપર અને ઉપરથી નીચે કાર્યાલયની ત્રણ મજલાની ઈમારતમાં દોડધામ કરવી એજ જાણે એનો જન્મસિદ્ધ અધિકાર તથા એક માત્ર કાર્ય બની ગયું છે. કોઈ પણ ક્લાર્ક, મેનેજર અથવા સમ્પાદકનો અવાજ સાંભળતાં જ, એની સામે, તીર જેવી ઝડપથી દોડીને હાજર થવું એજ જાણે એનું કાર્ય બની રહ્યું છે ' અરે, જગ્ગુ ! અહીં આવ તો-એક ગ્લાસ પાણી તો પા-આ ફાઈલ ઉપાડી જા-અરે જલદી ! અને જો જગ્ગુ આ ચિઠ્ઠી મેનેજર સાહેબને...જા જલદી ! આ પ્રમાણે જગ્ગુ ચારે તરફ નાચતો ફરે છે. અને દિવસમાં કેટલીએ વાર ઘડીઆળ તરફ જોઈને ' ડયુટી 'ના આઠ દશ કલાક પૂરા કરવાની ચેષ્ટા કરે છે. અહીંથી તહીં અને તહીંથી પણે દોડતા રહેવાની સાથે, ' જી સાહેબ, ' એવો એક માત્ર શબ્દ એના મોંઢામાંથી નીકળ્યા કરે છે, અને પગની ગતિ અવિરત ચાલુ રહે છે. ક્યારેક શ્વાસ ભરાઈ અને થાકીને એ બેસે કે તરતજ એના ભાગ્યના બળે અથવા કાર્યાલયની પરમ્પરાથી તરતજ કહેવામાં આવતું-" અરે, બેસી ગયો, જગ્ગુ ! પાન લાવ... સીગરેટ, વચમાં ક્યાંઈ બેસી ન જતો...હાં જલદી ! "

જગુ આવી દોડધામ તથા નોકરીની ચિંતાથી જ કદાચ પહેલાં કરતાં અર્ધો રહ્યો છે. કાર્યાલયમાં જ્યારે આવ્યો હતો ત્યારે બાલસુલભ કોમળતા, અને ખીલતા કમળસરખી એના મોં ઉપર આભા હતી. પણ હવે એનું ગોરું ગોરું મુખ કાળું પડતું જાય છે. પહેલવહેલા એના પિતા જ્યારે એને કાર્યાલયમાં નોકરીએ રખાવવા લઈ આવ્યા ત્યારે પોતાની વિવશતા દાબીને પણ કોણ જાણે કેટલા ભરોસાથી, એ પોતાના એક માત્ર પુત્રને મેનેજરને હવાલે સોંપ્યો હતો એ વખતે સહજ જ એના મોંમાંથી નીકળ્યું હતું કે-' સાહેબ, જગુ મારો એકનો એક પુત્ર છે, એ પોતાની આંધળી માની લાકડી અને બુઢ્ઢા બાપનો એક માત્ર સહારો છે. હવે એ આપની દયા ઉપર છે...'

સાંભળીને મેનેજરે પોતાની લાક્ષણિક વાણીમાં કહ્યું'તું કે ' હા, જગુ સરખી રીતે કામ કરશે, તો એનો પગાર વધારી આપવામાં આવશે. '

જગુ કામે ચઢી ગયો. પહેલાં જ્યાં, કાર્યાલયમાં આ કામ માટે બે માણસોની જગ્યા ખાલી હતી અને પહેલાં રખાયેલા બે ચપરાશીઓને પચીસ, પચીસ રૂ. પગાર મળતો હતો, ત્યાં એમની જગ્યાએ હવે જગુ એકલો બાર રૂ. પગારથી કામ કરવા રાખવામાં આવ્યો જગુ જ્યાં સુધી આવ્યો નહોતો. પત્રમાં ચપરાશીઓની જગા પુરવાને માટે રોજ જાહેરાત થતી હતી, પણ ચતુર મેનેજરે, જ્યારે જગુથી જ કામ ચાલતું જોઈ લીધું કે પેલી જાહેરાત બંધ કરી દીધી.

જગુએ ભલે એક જવાબદારીનું કામ પોતા ઉપર લીધું હતું પણ એવો બાળ-સ્વભાવ જ્યારે ત્યારે એને પોતાની યાદ દેવરાવતું. એ વખતે એ

નોકરી અને કામને ભૂલી જતો, તથા કલાકોથી પોતાની જાત બચાવીને, મેનેજર તથા શેઠના છોકરાઓ સાથે રમવા લાગતો. જગુ ભલે એમનો નોકર હતો પણ હજી પેલા બાળકોમાં નાના–મોટાનો ભેદભાવ આવ્યો ન હોવાથી, એમને જગુ પ્રત્યે હેત તથા મમતા હતી. પોતા પ્રત્યે જગુ એ બાળકો તરફથી જેટલું મમત્વ મેળવતો એટલો જ એમના પ્રત્યે પ્રેમ રાખતો, અને એટલે જ રજાના દિવસે પણ એ કાર્યાલયના દરવાજે આવી બેસતો. રાજેન્દ્ર, રવિકાન્ત, તથા વિજયમાંથી કોઈ બહાર આવે ને પોતે એમની જોડે રમે એવું એ ઇચ્છતો પણ એવું ક્યારેક જ બનતું. પછી મોડે સુધી કોઈ દેખાય નહીં એટલે એ ચાલ્યો જતો. શેઠ અથવા શેઠાણીની સામે થઈને એ એમની પાસે જવાનું સાહસ કરી ન શકતો. અને કોઈ અગમ્ય પ્રેરણાથી, એમના બંગલામાં જવાને, પોતાની અનધિકાર ચેષ્ટા સમજતો. એક દિવસ શેઠાણીએ, એને બાળકો સાથે રમતો જોઈને, દબડાવીને તથા કાન પકડીને ક્યારે પણ એમ ન કરવાની પ્રતિજ્ઞા લેવરાવી હતી. જગુ હજી એ ભૂલ્યો નહોતો, પરંતુ કોઈ અગમ્ય ભાવનાથી પરાસ્ત થઈને હજી પણ એમની જોડે એ રમી લેતો.

એક દિવસ મેનેજરના ઓરડામાંથી એના નામની બૂમ પડી રહી હતી પણ રમવામાં એટલો ગૂંથાઈ ગયો હતો કે પોતાની જાતનું પણ ભાન ભૂલી ગયો હતો. પાછળથી જ્યારે થોડી વાર બાદ એ મેનેજર પાસે ગયો ત્યારે એને જોઈને જ મેનેજરે કહી દીધું કે–' અરે જગુ, ક્યાં મરી ગયો હતો તું ? તું જો કામ કરવા ન માગતો હોય તો જઈને તારો હિસાબ લઈ લે આમ ચાલશે નહિ.'

સાંભળીને જગુ તદ્દન દીન બની ગયો. એના નાના અને ભોળા મોં ઉપર વેદનાનો ભાવ છવાઈ ગયો અને લગભગ રડતા અવાજે બોલ્યો કે ' સાહેબ...હવે પછી કોઈ દિ નહિ..."

" નહિ, નહિ, તારે કામ કરવું નથી...તારે રમવું છે, જા, રજા ! તને રજા છે. કામથી જીવ ચોરે છે અને ઉપરથી પગાર વધારવાની વાત કરે છે. પાજી ક્યાંનો ! '

વ્યાકુળ થઈને જગુ બોલી ઊઠ્યો–' હવે કોઈ દિવસ રમીશ નહિ, સાહેબ ! ' અને સાહેબના પગ તરફ ઝૂકી ગયો.

આખરે બાબુજી દયાળુ તથા બાળ બચ્ચાવાલા હતા, જગુની રોતી સુરત તથા આર્તસ્વરથી પીગળી ગયા, અને એને અપરાધની ક્ષમા આપી.

એ તો કેમ કહી શકાય કે પોતાની સંપૂર્ણ સ્થિતિથી એ જ્ઞાત હતો, પણ એટલું એ અવશ્ય જાણતો હતો કે પોતે જે પૈસા દર મહિને કાર્યાલયમાંથી પગાર રૂપે મેળવે છે એ ઉપર એની પોતાની જાત તથા પોતાના મા તથા બાપનું પોષણ થાય છે. એટલે જો આ જ નોકરી છૂટી જાત તો પોતે, તથા પોતાના મા, બાપની શી દશા થાત એ વિચારીને માથેથી પગ સુધી કંપી ઊઠ્યો. અને એને જે માનસિક વેદના થઈ એના પરિણામ રૂપ એની આંખો ભરાઈ આવી.

થોડી વાર પછી જ્યારે એ નીચે ગયો ત્યારે શેઠ તથા મેનેજરના રમતા છોકરાઓએ–' અરે એ જગ્ગુ, આવ ને, આવ રમીએ '–કહીને બોલાવ્યો.

ત્રાંસી આંખે એમના તરફ જોઈને એણે પોતાનું મોં ફેરવી લીધું, પોતાની આંખો લૂંછી. અને પોતે કેટલો દીન તથા તુચ્છ છે આ બાળકોની બરોબરીમાં એ વિચારતો ચાલ્યો.

બાળકોએ પાછી બૂમ મારીને એને પૂછ્યું,– ' કેમ રે જગ્ગુ, આવતો કેમ નથી, બોલતો કેમ નથી જગ્ગુ....કેમ...શું થયું ? '

બીજી બાજુ નજર રાખીને જગુએ ' હું રમીશ નહિ...મેનેજર સાહેબ નારાજ થાય છે. હું હવે તમારી સાથે રમીશ નહિ...' કહીને દાદર ચઢવો શરૂ કરી દીધો.

આ સાંભળીને જે વિજયે એને બોલાવ્યો હતો,

એણે પછી આગળ કંઈ કહ્યું નહિ અને એ વખતે ઓફિસના ઓરડાની ઓથમાં ઊભો જગુ વિચારી રહ્યો કે–' ઠીક તો છે, મારે એમની જોડે રમવું ન જોઈએ, એઓ તો શેઠના દીકરા છે. હું કામ કરીશ તો જ કંઈક કમાઈશ, નહિ તો ખાઈશ શું ? '

આ પ્રકારે એ દિવસ જગુનો, મોટી નિરાશા તથા ઉદાસિનતામાં વીત્યો. રાત્રે ઘેર જઈને એ કપાએલ ધડની જેમ ખાટલા ઉપર પડી ગયો, સાચે જ પડયો નથી પણ કોઈએ ધક્કો મારીને પાડી નાખ્યો હોય ! અને એટલે જ એ વેદનાથી ભર્યો હતો.

એને ઘરમાં આવતો દેખી માએ કહ્યું;–' અરે જગુ, આવ્યો બેટા. '

' હા, મા. ' ક્ષીણ સ્વરમાં જગુએ જવાબ આપ્યો.

મા, આંધળી હોવાથી દેખી ન શકી કે જગુ પોતાનો અવાજ સાંભળીને રોઈ પડયો હતો. જ્યારે એ પોતાના રોવાના આવેગને રોકી ન શકયો, અને જોરથી રોવા લાગ્યો ત્યારે એ સાંભળીને એની આંધળી મા એની પાસે આવીને કહેવા લાગી– ' જગુ બેટા, શું થયું ? '

જગુ બોલ્યો નહિ, રોતો રહ્યો. માએ એના મોં ઉપર હાથ ફેરવતાં જ ચમકીને કહ્યું–' અરે બેટા, જગુ ! તને બહુ તાવ ભરાયો છે. '

જગુ મોંમાંથી માત્ર ' હં ' બોલ્યો અને રોવાનું ચાલુ રહ્યું. જ્યારે માએ છાનો રાખવાની કોશીશ કરતાં પૂછ્યું-' જગુ બેટા થોડું જમી લઈશ ? એનો કાંઈ પણ જવાબ જગુએ આપ્યો નહીં, એટલે એ પણ રોઈ પડી.

શાન્ત થઈને જગુ પથારીમાં પડયો, પણ રાત આખી બેચેની અને બડબડાટ ચાલુ રહ્યો. તાવના પુરા ઘેનમાં રાત કંઈક સુતા, કંઈક સ્વપ્નમાં પસાર થઈ ગઈ.

' સવારે જ્યારે એ પાછો કામ પર જવા તૈયાર થયો. એના બાપુએ કહ્યું—' અરે આજ ન જા કામ ઉપર, જગુ ! સુઈ જા બેટા, તબિયત તો સારી નથી, ' ત્યારે અનન્ત વેદનાભર્યા થડકતા સ્વરે એણે જવાબ દીધો—' નહિ જાઉં તો નોકરી ઉપરથી કમી કરી દેવામાં આવશે. પછી આપણે ખાશું શું ? '

' પણ તને તો તાવ ઘણો છે જગુ, થોડા દિવસની રજા લઈ લે. ' પિતાજીનું બોલવું ચુપચાપ સાંભળી લઈને જગુ કાંઈ બોલ્યા સિવાય ઓફિસ તરફ ચાલતો થયો.

જતાં જતાં રસ્તામાં પોતાની જાતને જ સંભળાવતો બબડતો જતો હતો કે—' કેવી વાત છે ? બે માણસનું કામ મારી એકલાની પાસેથી લેવામાં આવે છે અને પગાર વધારવાનું કહું છું, ત્યારે કહેવામાં આવે છે કે તું તો રમતો રમ્યા કરે છે. તું કામ બરાબર કરતો નથી. આ તો બહાના છે. નહિ તો હું કામ નથી કરતો તો કોણ આવીને કામ કરી જાય છે ? દિવસ આખો દોડી દોડીને પગનું કચુંબર તો થઈ જાય છે...' આવા વિચારોમાં જીવ બાળતો એ ઓફિસે પહોંચ્યો. શરીરમાં તાવ હજી ભર્યો હતો. રાતના કાંઈ ખાધું નથી. એને લીધે શરીરમાં નબળાઈનો અનુભવ થયા કરતો હતો. પહોંચતા બરોબર જ શેઠનો હુકમ મળ્યો—' જગુ પેલા ઓરડામાંથી પલંગ બહાર કાઢી લાવ. '

' જી સાહેબ ! ' પોતાનો રોજનો હુકમપાલનનો બોલ કાઢી એ પલંગ કાઢવા લાગ્યો. એને ખબર નહોતી કે એની પાછળ જ એના પિતા એને રજા મેળવી અપાવવા આવી પહોંચ્યા હતા. ઓરડામાંથી પલંગ કાઢવા માટે પૂરો પ્રયત્ન કરી રહ્યો હતો ત્યારે એના પિતા શેઠની સામે આવી ઊભા હતા અને ગળગળા સાદે શેઠને કહી રહ્યા હતા કે–' અન્નદાતા, આજ જગુને બહુ ભારે તાવ આવ્યો છે, મહેરબાની કરીને એને છુટી આપો ! '

સાંભળતાં જ શેઠે અસહિષ્ણુ થઈને કહ્યું—'તાવ આવ્યો છે તો આવ્યો જ શું કરવા? આજ એને તાવ આવ્યો છે, કાલ પેટમાં દુઃખે છે, એવા બહાનાં બતાવવા હતાં તો છોકરાને કામ કરવા મોકલવો નહોતો. સમજ્યા?'

આવા બોલ કાને પડતાં જગ્ગુનો બાપ એકાએક તો કંઇ બોલી જ ન શક્યો જાણે અવાક થઇ ગયો! પોતાની તથા જગ્ગુની આ પરાધિનતાનું ચિત્ર એની આંખોની સામે આવી ગયું હતું. જોઈને એ સાચે જ તરફડી ઊઠ્યો. એ જ વખતે એણે જગુની ચીસ સાંભળી. એ ચોંકી ઊઠ્યો.

વાત એમ હતી, કે જગુ જે પલંગ ઉપાડી રહ્યો હતો એ એટલો ભારે હતો કે પુરા પ્રયત્ન પછી પણ એ એને ઉપાડી નહોતો શકતો. એ એજ ખેંચતાણમાં લાગ્યો હતો ત્યાં શેઠાણી આવી પહોંચ્યાં. આવીને જગુને જોતાં જ બોલ્યાં—' અરે, હજી સુધી પલંગ ઉપાડી નથી ગયો? જલદી ઉપાડ!

જગ્ગુએ ડરતા ડરતા તથા કંપતા કંપતા કહ્યું કે—' સાજી, પલંગ બહુ ભારે છે, મારાથી ઉપડતો નથી.'

આ સાંભળીને, એના મોં ઉપર એક તમાચો મારીને માજી બરાડી ઊઠ્યાં—' સુવ્વર...હરામનો પગાર ખાય છે? જરા પલંગ ઉપાડવા કહ્યું કે કહી દે છે કે આ તો ભારે છે! ઉપડતો નથી! આવા આવા બહાના બનાવતા ક્યાંથી શિખ્યો છે? ચાલ, ઉપાડ.'

મોંઢા ઉપર તમાચો પડતાં જ, જગ્ગુનું માથું જાણે ચક્કર ફરવા લાગ્યું, અને લમળામ અચેત થઈ ગયો. ઊભા કરેલા પલંગનો સહારો લઇને નીચે પડતો એ બચ્યો. પાછો પલંગ ઉપાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આ વખતે પોતાની પીઠ ઉપર ઉપાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. મહેનતથી પોતાની પીઠ ઉપર ઉપાડી. એ બે-ચાર પગલાં ચાલ્યો કે એની આંખ સામે અંધારાં નાચવા લાગ્યાં. માથું ફરવા લાગ્યું અને પોતાની જાત સંભાળવાનો પ્રયત્ન કરે તે પહેલાં તો ધડામ કરતો ભોંય પર પડ્યો અને પલંગ એની ઉપર પડ્યો. એ વખતે જે ચીસ નીકળી અને સાથે જ આર્તસ્વરમાં પોતાની માને યાદ કરી એ અવાજ બીજા ઓરડામાં એના પિતાના કાનમાં એક વાર ગૂંજી ગયો. એ અહિં દોડી આવ્યો. પલંગ ઉપાડીને જોયું તો જગુના મોંમાંથી લોહી નીકળી રહ્યું હતું અને એ બેશુદ્ધ પડ્યો હતો. પોતાની કાંધ ઉપર એણે જગુને ઉપાડ્યો અને છાતીએ ચોંટાડીને ઘર તરફ ચાલી નીકળ્યો, એ હજી શેઠનો ઓરડો પાર કરી રહ્યો નહોતો, ત્યાં જ શેઠાણીએ પોતાનું મોં મચકોડીને શેઠ તરફ જોઈને કહ્યું—' ઓહો! કેટલો નરાતર ઢોંગથી ભર્યો છે આ નાનો સરખો છોકરો જુઓતો!'

જગુના બાપે આ સાંભળ્યું. મોંઢું જરા ફેરવી, વેદનાભર્યા સ્વરથી એ બોલ્યો—' રાત આખી તાવમાં તડપતો પડયો'તો, તેમાં પાછો આટલો ભારે પલંગ...આ જગ્ગુ...આપ પણ બાળબચ્ચાવાળા છો બાબુજી!'

શેઠને જરા ક્ષોભ થયો પણ તરત જ કડક સ્વરમાં કહી દીધું—' ઠીક, ઠીક હવે ઝાઝું ભાષણ નહિ જોઈએ. લઈ જા તારા લાડીલા જગ્ગુને. હવે એને અહીં ક્યારે ય મોકલતો નહિ. જા...'

સામો જવાબ દેવાની ઇચ્છા છતાં કાંઈ બોલ્યા સિવાય જગુના પિતા ચાલ્યા ગયા.

પણ જ્યારે બીજે દિવસે એ ગભરાતા ગભરાતા મેનેજર પાસે આવી કહેવા લાગ્યા—' જગુના મોંમાંથી લોહી નીકળવું હજી બંધ થયું નથી, સાહેબ દવા લાવવી છે માટે એના જે પૈસા બાકી હોય એ આપો. આપની મહેરબાની થશે—' અને ખરેખર પોતાનું રોણું દબાવી એ દીનમૂર્તિ સમા ઊભા રહ્યા.

' મને શેઠનો હુકમ છે કે જગ્ગુ કામ ન કરવા માટે બેસી ગયો છે, એ માટે કાર્યાલયના નિયમાનુસાર એના જેટલા દિવસના પૈસા છે, એમાંથી દંડની રકમ કાપીને પૈસા આપવાં. અમારે ત્યાં જે

કોઈ અગાઉથી નોટીસ આપ્યા સિવાય કામ મૂકી દે છે એવું નામ કમી કરતી વખતે પંદર દિવસનો પગાર કાપી લેવામાં આવે છે. જગુ માટે પણ એમ જ કરવામાં આવશે!' મેનેજરે જવાબ દીધો, અને ઉમેર્યું કે એનો તેર દિવસનો પગાર જમે છે. પણ હું એને જવા દઉં છું. હવે તમે જઈ શકો છો. બોલવું પૂરું કરીને પોતાની નજર પાસે પડેલ ફાઈલમાં પરોવી દીધી.

ફૂટેલાં કરમનો માર્યો બાપ ઘરે પાછો ફર્યો.

એ વૃદ્ધે જીવનમાં પાછી એક વાર ફરીથી આ વાત અનુભવી કે એની નિર્ધનતા, અપંગતા અને વિવશતાનું મૂલ્ય દુનિયાના કોઈ માણસની દૃષ્ટિમાં કાણી કોડીનું પણ નથી પોતે માણસ છે, બાપ છે, અને એનો એક માત્ર જગુ બિમાર છે, પરંતુ કોઈ એની વેદના સમજે ત્યારે ને? જ્યારે એ પોતાના જગુની મહેનતના પૈસા પણ મેળવી નથી શકતો, ત્યારે બીજેથી શું વિશ્વાસ કરી શકે?

ઘેર જઈને જોયું કે જગુના ખાટલામાં પાસે એની આંધળી મા બેઠી બેઠી રડી રહી છે સંભવ છે કે એક બે મિનિટ પૂર્વે જ લોહીની ઊલટી કરી છે એને લીધે જ આ અચેતન આવ્યું હોય. પાસે જઈને વૃદ્ધે ગળગળા અવાજે એને બોલાવ્યો—'જગુ...બેટા!'

જગુએ આંખો ખોલી. એટલે બાપે કહ્યું—'એમણે પૈસા ન આપ્યા બેટા! કહે છે કે જગુ નોટીસ આપ્યા વગર ઘેર બેસી ગયો એટલે અમે પંદર દિવસનો પગાર કાપી લીધો છે. પિશાચ કયાંના!'

ધીરેથી હતાશ સ્વરથી જગુ બોલ્યો—'ત્યારે તમે હવે શું ખાશો બાપુ?'

સવાલ સાંભળીને માએ વ્યાકુળતાથી કહ્યું—'અમને અમારી ભૂખ તરસની નથી બેટા તારી ફિકર છે, ઝટ સારો થઈ જા મારા લાલ!'

ચૂપચાપ સાંભળીને પોતાની આંખ મીંચી જગુ પડયો રહ્યો, કશું બોલ્યો નહિ, એને પાછી હેડકી આવી. અને સાથે જ એક કોગળો લોહી. પલંગની પટ્ટી એની છાતી ઉપર લાગી ગઈ હતી જેથી પાંસળીના કોઈ સ્નાયુને ઈજા પહોંચી હોય એમ લાગ્યું હતું. આ વખતે કોણ જાણે કયા યુગની એકત્ર થયેલી વ્યથા, ઘૃણા અને વિવશતા પ્રત્યે એક 'હુક' છાતીની નીચે-નીચે જ વીજળીની જેમ ઊતરી ગઈ અને એનાં ચમક તથા જલનથી એનો આત્મા એક વાર તરફડી ઊઠયો. આ 'હુક'થી એક લોહીની ગાંઠ મોં વાટે બહાર નીકળી. એવું લાગતું હતું કે જાણે પોતાના જીવની સામે એ લડી રહ્યો છે. જીવ આંખમાંથી નીકળવા માંગે છે અને એ એને મહેનતથી પકડવાની ચેષ્ટા કરી રહ્યો છે.

આ વખતે વૃદ્ધે એને બોલાવ્યો—'બેટા'—જગુ બોલી ન શકયો, એનું મોં એક બાજુ ઝૂકી ગયું, આ જોઈને વૃદ્ધે એક વાર ચીસ જેવા અવાજે કહ્યું—'જગુ બેટા?' પણ જગુ બોલ્યો નહિ. એનો બોલ કયાંય બીજે ચાલ્યો ગયો હતો. અહીં માત્ર જગુનું શરીર જ હતું.

× × ×

સાંભળ્યું છે કે પેલા પત્ર-કાર્યાલયે આદર્શ અને દરિદ્રનારાયણની સેવાનું વ્રત લઈને પોતાના વ્યવસાયથી આ વર્ષે વધુ મેળવ્યું છે અને લગભગ વીસ હજાર રૂપિયા સરકારી કોષમાં ઈન્કમટેક્ષના રૂપમાં ભર્યા છે. ચતુર મેનેજરે કાર્યાલયનું ખર્ચ ઘટાડવામાં અધિક પરિશ્રમ કર્યો અને કૌશલ્ય દેખાડયું હતું. એટલા માટે માલીકે કદરદાનીમાં ખુશ થઈને એમનો પગાર દોઢો કરી દીધો છે!

# ઢોલા-મારૂના દૂહા

શ્રી. રમણિક કિશનલાલ મહેતા

[ ઢોલા એની વ્યુત્પત્તિ સંસ્કૃતના દુર્લભ શબ્દમાંથી થયેલી કહેવાય જે ( દુલ્લંભ, દુલ્લભ, દુલ્લહ, હુલ્લહ, ઢોલ્લહ, ઢોલ્લ, ઢોલ્લા ). અપભ્રંશ કવિતામાં એ શબ્દ નાયકના અર્થમાં વપરાતો હતો. હેમચંદ્રના પ્રાકૃત-વ્યાકરણના અપભ્રંશ ભાગમાં એ શબ્દ ત્રણ વાર આવ્યો છે અને ત્રણે વાર નાયકના અર્થમાં પ્રાકૃત પિંગળ સૂત્રમાં પણ એક સ્થળે એ શબ્દ આવ્યો છે અને ટીકાકારોએ ત્યાં એનો અર્થ ઢોલ કર્યો છે પણ વીર, નાયક, નેતા એવા અર્થ પણ કરી શકાય છે.

રાજસ્થાની ભાષામાં આ શબ્દ બહુ પ્રચલિત છે. રાજસ્થાની ગ્રામકવિતા અને ગીતોમાં એનો બહુ જ પ્રયોગ થયો છે. એનો અર્થ નાયક, પતિ અથવા વીર થાય છે અને તે બહુધા સંબોધનમાં વપરાય છે. સંપાદકની માન્યતા મુજબ ઢોલા શબ્દ કોઈ વ્યક્તિના નામે પ્રસિદ્ધ થયો છે. કોઇ પ્રસિદ્ધ લોકપ્રિય વ્યક્તિનું નામ ઢોલા (દુર્લભરાજ) રહ્યું હશે. અને પાછળથી એનું નામ નાયકના અર્થમાં પ્રચલિત થયું હશે. રાધા અને કૃષ્ણ વાસ્તવિક વ્યક્તિ હતાં પણ અત્યારે તેઓ સમસ્ત કવિતાનાં નાયક નાયિકા બની ગયાં છે. આ ઢોલા યા દુર્લભરાજ કોણ હતો એ નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી. પરંતુ અનુમાન પ્રમાણે આ ઢોલો આ ઢોલામારૂના દૂહા કાવ્યનો નાયક હતો. આ ઢોલો એક ઐતિહાસિક વ્યક્તિ છે. તે જયપુરના રાજવંશનો પૂર્વપુરૂષ હતો. જયપુરનો કછવાહા રાજવંશ પહેલાં નરવરમાં રાજ્ય કરતો હતો. આ નરવરને નળ નામના રાજાએ વસાવ્યું હતું અને એ નળનો પુત્ર ઢોલો હતો. ઢોલાની બે ત્રણ પેઢીઓ પછી કછવાહા રાજપૂતાનામાં ચાલ્યા ગયા અને ત્યાં રાજ્ય કરવા લાગ્યા. ઈતિહાસ પ્રમાણે ઢોલાનો સમય સંવત્ ૧૦૦૦ ની આસપાસનો આવે છે. નૈણસીએ પોતાની ખ્યાતમાં લખ્યું છે કે આ ઢોલાને બે સ્ત્રીઓ હતી જેમાં એક મારવાડની અને બીજી માળવાની. રાજસ્થાનના પ્રસિદ્ધ ઐતિહાસિક મુન્શી દેવીપ્રસાદજી લખે છે કે કછવાહોની લાંબી વંશાવળીમાં લખ્યું છે કે નળ નરવરનો રાજા હતો અને તેની રાણી દમયંતી હતી. ઢોલો તેમનો પુત્ર હતો જે બહુ જ બળવાન અને સ્ત્રીઓનો રસિયો હતો. તે મારૂણી નામની એક સ્ત્રીને બહુ જ ચાહતો હતો. ઢોલા અને મારવણીના લગ્ન તથા પ્રેમની કથા રાજસ્થાનમાં બહુ પ્રચાર પામી છે અને ઢોલા-મારૂનાં નામ ઘેરે ઘેર જાણીતાં થઈ ગયાં. ક્રમશઃ તેમણે એટલી બધી લોકપ્રિયતા પ્રાપ્ત કરી લીધી કે તેઓનાં નામ અત્યારે નાયક નાયિકાના સાધારણ અર્થમાં વપરાય છે.

મારૂ એનો અર્થ મરૂની એવો થાય છે. અહીં આ શબ્દ સ્ત્રીલિંગ છે. એ શબ્દના અનેક રૂપાંતર મળે છે. દાખલા તરિકે મારૂ, મારૂવી, મારવી, મારૂવણી, મારવણી, મારવણ, મરવણ. રાજસ્થાનમાં રાણીનું નામ પ્રાયઃ દેશના નામ પરથી પાડવામાં આવે છે. જેમકે મીરાંને માટે મેડતણી રાણી. (મેડતાવાળી રાણી.) એવી રીતે ઢોલાની આ રાણીનું નામ મારવણી પ્રસિદ્ધ થયું. એની બીજી રાણી માળવાની હતી અને તે માળવણી (માળવાની) નામથી પ્રસિદ્ધ હતી. કોઈ કોઈ વાર કન્યાનું નામ પણ પોતાના દેશના નામ પરથી પાડવામાં આવે છે. સંભવિત છે કે, ઢોલાની સ્ત્રી મારવણીનું આ નામ એના પિતૃગૃહનું પાડેલું હોય.

ઢોલાની માફક મારૂ અથવા તો મારવણ શબ્દ પણ રાજસ્થાનમાં બહુ જ પ્રચલિત છે. ગીત વગેરેમાં એનો બહુ પ્રયોગ મળી આવે છે. વર્તમાન કાળમાં નાયિકાના અર્થમાં મારૂ શબ્દ નથી વપરાતો, મારવણ અથવા મરવણ વપરાય છે. મારૂનો પ્રયોગ અત્યારે પુલ્લિંગમાં, નાયકના અર્થમાં થાય છે.

મારૂ આ કાવ્યની નાયિકા છે. તે પૂગળના પરમાર રાજા પિંગળની કન્યા હતી. સંભવિત છે કે કથા અત્યંત પ્રસિદ્ધ થયા બાદ વ્યક્તિવાચક મારૂ યા મારવણી શબ્દ જાતિવાચક બની ગયો હોય અને નાયિકાના અર્થમાં વપરાવા માંડયો હોય ]

## કથાનો આરંભ

પૂગળી પિંગળ રાઉ,
નળ રાજા નરવરે નયરે;
અદિઠા દુદિઠા યે,
સગાઈ દઈયે સંજોગે. ૧

પૂગલ નગરમાં પિંગલ અને નરવર નગરમાં નલ રાજા રાજ્ય કરતા હતા. જો કે તેઓએ પરસ્પર જોયા નહતા, છતાંયે દૈવયોગે એમનો સંબંધ બંધાયો.

પૂગળ દેસ દુકાળ થિયું,
કિણહીં કાળ વિસેસિ;
પિંગળ ઊચાળઉ કિયઉ,
નળ નરવરચઈ દેસિ. ૨

પૂગલ દેશમાં કોઈ સમયે દુકાળ પડયો. એટલા માટે રાજા પિંગળે નરવરના રાજા નળના દેશમાં પ્રયાણ કર્યું.

નળ રાજા આદર દિયઉ,
જઉ રાજવિયાં જોગ;
દેસ વાસ સવિ રાવળા,
આઇ ઘોડા અઈ લોગ. ૩

રાજા નળે એનો રાજાને યોગ્ય સત્કાર કર્યો, અને એને દેશમાં નિવાસને માટે મહેલ ઘોડા અને નોકર-ચાકર સર્વ કાંઈ આપ્યું.

### ઢોલા-મારૂનું લગ્ન

નરવર નળરાજા-તણઉ,
ઢોલઉ કુંવર અનૂપ;
રાંણિ રાઉ પિંગળ-તણી,
રીઝી દેખે રૂપ. ૪

નરવરના રાજા નળને ઢોલા નામક અનુપમ કુમાર હતો. રાજા પિંગળની રાણી એનું રૂપ જોઈને રીઝી ગઈ.

પિંગળ-પુત્રી પદમિણી,
મારવણી તિણિ નાંમ;
જોડી જોઈ વિચારિયઉ,
ધન્ન વિધાતા-કાંમ. ૫

પિંગળને એક પદ્મિની સમાન પુત્રી હતી. એનું નામ મારવણી હતું. એની અને ઢોલાની અનુરૂપ જોડી જોઈને રાણીએ વિધાતાની આ રચનાને ધન્ય છે.

સારીખી જોડી જુડી,
આ નારી અઉ નાહ;
રાંણી રાજાસૂં કહઈ,
કીજઈ અઉ વીવાંહ. ૬

રાણી રાજાને કહે છે-આ જોડી અનુરૂપ બની છે-આ વધૂ અને એ વર. એમનું લગ્ન કરો.

રાજા રાંણીનૂં કહઈ,
વાત વિચારઉ જોઈ;
આજ વિખઈ દ્યાં દીકરી,
હાંસઉ હસિસી લોઈ. ૭

ઉત્તરમાં રાજા રાણીને કહે છે-સંભાળપૂર્વક વાત વિચારી જો. આજે વિપત્તિના વખતમાં જો દીકરીને આપીશું તો લોકો હાંસી કરશે-હસશે.

અંબ તજઈ નહિ કોઇલાં,
સરવર સાલૂરાહ;
રાજ હિવઈ મા પાંતરઉ,
આ ધણ દ્યઉ અવરાંહ. ૮

રાણી કહે છે-કોયલો આમ્રવૃક્ષને ત્યજતી નથી અને દેડકાં સરોવરનો ત્યાગ નથી કરતાં. હે રાજન્, હવે ગાંડપણ ન કરો, આ કન્યા બીજાને આપો.

જ્યૂં થે જાણઉ ત્યૂં કરઉ,
રાજા આઇસિ દીધ;
રાંણી રાજાનૂં કહઈ,
ઓ મ્હૈં નાતરઉ કીધ. ૯

રાજાએ આજ્ઞા આપી કે ત્હને યોગ્ય લાગે તેમ કર. રાણી રાજાને કહે છે કે મ્હેં આ સંબંધ બાંધ્યો છે.

ઢોલઉ મારૂ પરણિયા,
વરદળ હુવઉ ઉછાહ;
આ પૂગળચી પદમિણી,
અઉ નરવરચઉ નાહ. ૧૦

ઢોલા અને મારવું લગ્ન થયું. લગ્નોત્સવ ધામધૂમથી અને ઉત્સાહપૂર્વક થયો ( અથવા બે શ્રેષ્ઠ કુલ વચ્ચે સંબંધ બંધાયો )-આ પૂગલની પદ્મિની છે તો તે નરવરનો અધિપતિ.

પિંગળ પૂગળ આવિયઉ,
દેસે થયઉ સુગાળ;
તેણિ ન રાખી સાસરઈ,
અજે સ મારૂ બાળ. ૧૧

રાજા પિંગળ પોતાના દેશ પૂગલમાં પાછો ફર્યો. દેશમાં સુકાળ થયો. હજુ સુધી મારવણી બાલિકા જ છે એમ માનીને એને સાસરે ન રાખી.

**મારૂનું સ્વપ્નમાં પતિદર્શન અને વિરહાકુલતા**

જિમ જિમ મન અમલે કિઆઈ,
તાર ચઢંતી જાઈ;
તિમ તિમ મારવણી-તણુઈ,
તન તરણાપઉ થાઈ. ૧૨

જેમ જેમ મન અધિકાર જમાવતું ઊંચે ચઢતું જાય છે તેમ તેમ મારવણીના તનમાં યૌવન યૌવન પ્રકટ થતું જાય છે.

હંસ ચલણુ, કદળીહ જંઘ,
કટિ કેહર જિમ ખીણુ;
મુખ સિસહર, ખંજર નયણુ,
કુચ શ્રીફળ, કંઠ વીણુ. ૧૩

મારવણીની ચાલ હંસના જેવી, જંઘાઓ કદલીસ્તંભ સરિખડી, કટિ સિંહના જેવી ક્ષીણ, મુખ ચન્દ્રસમાન, નયન ખંજન જેવાં. કુચ શ્રીફળ સમાં અને કંઠ વીણા સમાન મનોહર બની ગયાં.

ઇસિઈ આરખઈ માંરુવી,
સૂતી સેજ વિછાઈ;
સાલ્હકુંવર સુપનઇં મિલ્યઉ,
જાગિ નિસાસઉ ખાઈ. ૧૪

આવી યૌવનાગમની અવસ્થામાં મારવણી સેજ બિછાવીને સૂતી હતી. સ્વપ્નમાં સાલ્હકુમાર (ઢોલો) મળ્યો અને તે જાગીને પ્રિયવિયોગના કારણે નિઃશ્વાસ ભરવા લાગી.

ઊલંબે સિર હથ્થડા,
ચાહંદી રસ-લુદ્ધ;
વિરહ-મહાઘણ ઊમટયઉ,
થાહ નિહાળઈ મુદ્ધ. ૧૫

શિરને હથેલીમાં રાખી, પ્રેમરસમાં નિમગ્ન થયેલી મુગ્ધા મારવણી, જે વિરહરૂપી પ્રલયકાલીન મેઘ ઘેરાઈ આવ્યો છે, એનો અન્ત શોધે છે.

ઉક્કંબી સિર હથ્થડા,
ચાહંતી રસ-લુદ્ધ;
ઊંચી ચઢી ચાતૃંગિ,
જિઉં માગિ નિહાળઈ મુદ્ધ. ૧૬

શિરને હાથ પર ટેકવી પ્રેમમાં લુબ્ધ બનેલી મુગ્ધા મારવણી ચિંતન કરતી ઊંચે ચઢીને ચાતકીની માફક માર્ગ નિહાળે છે.

થાહ નિહાલઈ, દિન ગિણઈ,
મારુ આસા લુદ્ધ;
પરદેસે ઘાંઘલ ઘણા,
વિખઉ ન જાણઈ મુદ્ધ. ૧૭

પ્રિયમિલનની આશાથી લુબ્ધ મારવણી વિરહનો અન્ત શોધે છે અને દિવસો ગણે છે. પરદેશમાં બખેડા બહુ થાય છે પણ આ મુગ્ધા વિદેશયાત્રાના કષ્ટને નથી જાણતી. [ ચાલુ ]

# વિસ્મૃતિ-તેનાં કારણો

શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર

'અરે ! મારી સ્મરણશક્તિ કેવી મંદ છે ! સાહેબ, મને કંઈ, કશું યે યાદ રહેતું નથી ! હું ભાષણનો શબ્દે શબ્દ બરાબર સ્પષ્ટતાથી સમજતો લાગું છું, પણ હૉલમાંથી બહાર નીકળતાં વેંતજ હું બધું તદ્દન ભૂલી જાઉં છું. મારી સ્મરણશક્તિમાં એક પણ શબ્દ રહેતો નથી. મારી યાદશક્તિ સુધારવા, સાહેબ, મને મદદ કરો.'

'વિસ્મૃતિ' વિષે વર્ગમાં મેં ભાષણ આપ્યા પછી એક વિદ્યાર્થી ઉપરની ફરિયાદ કરતો મારી પાસે આવ્યો. મેં તે ઉશ્કેરાયેલ વિદ્યાર્થીને બેસાડયો અને તેને સંતોષ થાય ત્યાં સુધી વાત કરવા દીધી અને ત્યાર પછી તેની યાદશક્તિની ખામીઓની ચર્ચા કર્યા વિના મેં તેના શોખ સંબંધી તથા જે વસ્તુઓમાં તેને રસ હોય તે સંબંધી વાતચિત શરૂ કરી. તેના ચહેરા પર લાલાશ આવી, તેની આંખમાં તેજ દેખાયું અને તેના અવાજમાં પ્રસન્નતા દેખાઈ. તેણે મને જણાવ્યું કે 'હું ચેસ સારી રીતે રમી જાણું છું, બ્રિજનો તો મને ઘણો શોખ છે, અને ડ્રાફ્ટમાં તો મને કોઈ આંટી દે તેમ નથી. હું અખાડાબાજ છું અને દરેક રમતમાં કુશળ છું. ખાસ કરીને મને ક્રિકેટનો ખૂબ શોખ છે.

ઘણી ખરી રમતોના પ્રાંતિક રેકર્ડ, અખિલ હિંદ રેકર્ડ તથા જગતના રેકર્ડ, વર્ષો સુધીના મને યાદ છે અને કેટલાયે ક્રિકેટ રમનારાઓના બેટીંગ તથા બોલીંગના તારીખવાર ચોક્કસ આંકડાઓ હું આપી શકું છું.' મેં તેને વાત કરવા દીધો અને પછી ધીમે રહીને બતાવ્યું કે 'તમારી સ્મરણશક્તિ મંદ નથી, પણ વધારે પડતી હકીકતથી ભરપુર છે. જો તેમ ન હોય તો રમતગમતના બનાવો, તારીખો તથા આંકડા આટલી ચોક્કસાઈથી તમને કેમ યાદ રહી શકે ? વળી ચેસ તથા 'ઑક્શન બ્રિજ' રમવાની તમારી શક્તિ વિષે તમારો શું જવાબ છે ? આ રમતો રમવામાં સરસ યાદશક્તિની જરુર નથી પડતી ? મારે ભાઈશ્રી, તમારી યાદશક્તિ સંપૂર્ણપણે તંદુરસ્ત તથા કાર્યસાધક છે, ફક્ત આ એક વિશિષ્ટ દિશામાં તે કામ આપતી નથી. ભાષણ સંબંધમાં તે તમને દગો દે છે. આપણે પ્રયત્ન કરીને તેનું કારણ શોધી કાઢીએ.'

વિદ્યાર્થી સત્વર મારું દષ્ટિબિંદુ સમજી ગયો અને વિસ્મૃતિ વિષેનાં કારણો શોધવામાં મને મદદગાર થઈ પડયો. તેણે જણાવ્યું કે 'મારા મા બાપની ઇચ્છા એવી હતી કે મારે વિજ્ઞાનની ડીગ્રી લેવી, જ્યારે મારું કુદરતી વલણ રમતગમતના ક્ષેત્ર તરફ હતું. મારી જ્ઞાતિમાં યુનિવર્સિટી ડીગ્રીવાળા મૂરતિયાને કન્યાપક્ષ તરફથી મોટી રકમ આપવામાં આવે છે, અને મારા પિતાની ઇચ્છા લગ્નના બજારમાં મારી કીંમત વધારવાની હતી.' વિદ્યાર્થીને આ પ્રથા પ્રત્યે તથા યુનિવર્સિટીના તેના અભ્યાસમાં જે હેતુથી માતાપિતા આર્થિક મદદ કરતાં હતાં તે પ્રત્યે તિરસ્કાર હતો. વિદ્યાર્થીના મન પર મુકાયેલ ધોંસરી પ્રત્યે તેનું અજ્ઞાત મન વિરોધ ઉઠાવતું હતું અને તે વિરોધે વર્ગના ભાષણની વિસ્મૃતિમાં અસરકારકરીતે પોતાનું પ્રદર્શન કર્યું. તે હેતુસરની વિસ્મૃતિ હતી.

વિસ્મૃતિનું બીજું નામ શૂન્ય મનસ્કતા છે, અને તે મહત્તાની નિશાની મણાય છે.

સર આઈઝેક ન્યૂટનની શૂન્ય મનસ્કતાનો દાખલો જગમશહૂર છે. એક દિવસ સવારે નાસ્તાના સમયે તેના નોકરને કોઈ અગત્યના કામસર બહાર જવાની જરુર પડી. નોકરે શેઠને બે તાજાં ઇંડાં બાળીને તેને ગરમ પાણીમાં બરાબર બે મિનિટ રાખીને પછી બહાર કાઢી લેવાનું કહ્યું. નોકરે વિનતિ કરીને કહ્યું 'શેઠ સાહેબ ઘડિયાળમાં જોઇને બરાબર બે મિનિટ ઉકાળજો.' સર આઈઝેકે કહ્યું 'બહુ સારું' અને નોકરને ચાલ્યા જવાની નિશાની કરી.

એક કલાક પછી નોકર પાછો ફર્યો ત્યારે તેણે

આશ્ચર્ય વચ્ચે જોયું કે મહાન વૈજ્ઞાનિક હાથમાં ઈંડું રાખી તે ઘડિયાળને સ્ટવમાં ઉકળતી જોઈ રહ્યો હતો.

ગૃહિણી દિવસમાં વીસ વખત કૂંચીનો ઝુડો આડો અવળો મૂકી દે છે અને તેને શોધવા માટે આકાશપાતાળ એક કરે. તેને સોના ચાંદીના ભાવ, જુદી જુદી જાતની સાડીઓની કિંમત તથા રેશમી કપડાંની કીંમત યાદ કરે છે પરંતુ કુંચી કયાં મૂકી દીધી તે યાદ આવતું નથી. આનું શું કારણ ? તેના મનની અંદર ચાલતી ગુપ્ત ક્રિયા ખરેખર અદ્દભુત હોય છે. આ સ્ત્રી ઘરના વ્યવહારથી કંટાળી ગઈ હોય છે. કદાચ તેને નબળાઈ જણાતી હોય અથવા તો તેની માનસિક સ્થિતિ બગડતી જતી હોય. ગમે તેમ પણ તેને નોકરો પર દેખરેખ રાખવાની કડાકૂટ, છોકરાઓ સાચવવાની માથાકુટ તથા ઘર ખર્ચનાં બન્ને પાસાં સરખા કરવાની મહેનતમાંથી મુક્ત થવાનું તેને ગમશે. જો તે ડાહી હોય તો આ બધી જોખમદારી મોટી પુત્રવધૂ ઉપર નાખી દેશે પરંતુ તે અદેખી હોય છે અને યુવાન સ્ત્રી-તે પુત્રવધૂ હોય ત્યારે તો ખાસ સત્તામાં આવે તે તેનાથી સાંખી શકાતું નથી. એટલે તે સત્તાને વળગી રહે છે પણ તેના અજ્ઞાન મનમાં છુપી ક્રિયા ચાલી રહી હોય છે.

કૂંચીનો ઝુડો જોખમદારીનું પ્રતીક છે તેમાં તીજોરીની; સ્ટોરરૂમની, રસોડાની તથા બીજી એવી ચાવીઓ હોય છે અને દરેક ચાવી અમુક પ્રકારની જોખમદારી દર્શાવે મનમાંથી ચાવીના ઝૂમખાને કાઢી નાખીને અજ્ઞાન મન, ઘરના અસહ્ય બોજામાંથી આરામનું સૂચન કરી રહ્યું હોય છે. જો ઘરમાં પુત્રવધૂ ન હોય તો ઘરના ધણીએ-પછીથી તે પતિ, પિતા કે ભાઈ હોય-આગળ પડીને બધી વ્યવસ્થા હાથમાં લેવી જોઈએ નહિતર મૂર્ખ સ્ત્રી ઘરની આર્થિક સ્થિતિને પાયમાલ કરી નાખશે. કેમકે આ જાતની વિસ્મૃતિથી ચોક્કસ દુભાયેલ મન જણાઈ આવે છે. જો ઘરની બીજી સ્ત્રી સામે આ ગુસ્સો ન દર્શાવવામાં આવે તો પછી કુટુંબના બીજા સામે તે દર્શાવાય છે.

ફ્રૂડ એક કન્યાનો દાખલો આપે છે. તે પોતાના પતિનું નામ જ ભૂલી ગઈ હતી ! આ વિસ્મૃતિ ખરેખર અદ્દભુત છે ! ત્રણ મહિનામાં તો તેણે પોતાના પતિથી છુટા છેડા લીધા અને આ વિસ્મૃતિ, આવતી આફતની આગાહી રૂપ હતી ! નવ પરીણિત પતિ પ્રત્યેનો તેનો ગુપ્ત તિરસ્કાર તેના નામના વિસ્મરણમાં પરિણમ્યો હતો.

દક્ષિણહિંદના એક પ્રખ્યાત વકીલને પોતાના પૌત્ર પૌત્રીઓનાં નામ યાદ રહેતાં નહોતાં ! જ્યારે દાદાને મળવું હોય ત્યારે દર વખતે દાદી બાળકોનું ઓળખાણ આપતાં ! આ ખૂબ જ વિચિત્ર, ન માની શકાય તેવું લાગે છે-પરંતુ આ સાચી વાત છે !

બીજા એક વકીલે સત્વર યાદ રાખવાની તથા તેટલી જ સત્વરતાથી ભૂલી જવાની શક્તિ ખીલવી હતી. જો તેનો અસીલ એન્જીનીઅર હોય અને તેને મદદ કરવાને વકીલને એન્જીનિયરીંગના જ્ઞાનની જરૂર હોય તો આ વકીલ બહુ જ થોડા સમયમાં તે વિષયની સૂક્ષ્મમાં સૂક્ષ્મ બાબતનો અભ્યાસ કરી લેતા. પરંતુ કેસ પૂરો થતાં જ તેનું એન્જીનયરીંગનું સઘળું જ્ઞાન વિલીન થઈ જતું અને જરૂરિયાત પ્રમાણે તે નવા ક્ષેત્ર-વાઢ કાપ, સ્થાપત્ય, કે મનુષ્યશાસ્ત્ર-માં તેના ચિત્તને વાળતા.

વેઈટીંગરૂમ, ભાષણગૃહ, ચિત્રગૃહ, અને આવાં જાહેર સ્થળોમાં આપણે સામાન્યત. જે વસ્તુઓ ભૂલી જઈએ છીએ તેની એક મહેનતુ શોધકે ધીરજ રાખીને યાદી તૈયાર કરી હતી. સામાન્યતઃ આપણે અનિચ્છાએ છત્રી, લાકડી, ચંપલ તથા બીજાએ આપણને ટપાલમાં નાખવા આપેલા પત્રો, આડા અવળા મૂકી દઈએ છીએ કે ભૂલી જઈએ છીએ. આથી પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે ' એક વખત આપણે શીખેલ બાબત આપણે કદી સંપૂર્ણપણે ભૂલી જઈએ છીએ ખરા કે ? ' ના, કદી નહિ.

મારા એક સહાધ્યાયીને અમારા શિક્ષક મંદ-બુદ્ધિનો તથા મૂર્ખ માનતા હતા. આ વિદ્યાર્થી વર્ગમાં હમેશાં છેલ્લો રહેતો હતો. તે ખૂબ મહેનતુ હતો પણ વર્ગનો સાદામાં સાદો પાઠ પણ તેને યાદ રહી શકતો નહિ. એક રાત્રે વાળુ કર્યા પછી, તેના કુટુંબનાં બીજા બધા માણસોને પેટમાં સખત ચૂંક આવવા લાગી. ડૉકટરને તેડાવવામાં આવ્યા. બધા લોકોએ ઝેરની અસરવાળો ખોરાક લીધાનું જણાયું. આખા ઘરમાં ધમાલ મચી રહી. સામાન્યતઃ તંદુરસ્ત કુટુંબના ખડતલ સભ્યોને ઉલટી તથા ઝાડા થવા લાગ્યા અને ગોટલાં ચડવા લાગ્યા. પણ ડૉકટરે પુરતી ચીવટ રાખી તાત્કાલિક સારવારથી દર્દીઓનું ઉલટી દ્વારા ઝેર બહાર કઢાવી નાખ્યું. મારા સહાધ્યાયીએ પણ તેજ ખોરાક ખાધો હતો પણ તેનામાં બેચેનીનું કશું ચિન્હ જોવામાં આવ્યું નહિ.

પરંતુ એક અજાયબ બનાવ બન્યો. તે વર્ગમાં જે જે પાઠો શીખ્યો હતો તે મોઢેથી બોલવા લાગ્યો. કાવતાની હજારો પંક્તિઓ, તેલુગુ ભાગવતના શ્લોકો, ઈતિહાસ ભૂગોળ, રસાયણ વિદ્યા ઉપરાંત અસંખ્ય અપવાદવાળા વ્યાકરણના નિયમો–આ બધું તેના વાક્પ્રવાહ રૂપી ઝરામાંથી બહાર આવવા લાગ્યું ! ઝેરે તેની પાચનક્રિયા પર અસર કરી નહોતી પરંતુ તેના મગજ પર અસર કરી હતી. ન સમજાય તેવી રીતે ઝેરે તેની સ્મરણ શક્તિનાં દ્વાર ખોલી નાખ્યા હતાં. મનની જ્ઞાન પરિસ્થિતિમાં તેને કંઈ યાદ રહેતું નહોતું તે તેણે મનની અજ્ઞાન સ્થિતિમાં શબ્દે શબ્દ યાદ રાખ્યાનું સાબીત થયું. યાદ કરવાની તેની શક્તિમાં કંઈક આડખીલીરૂપ હતું. જો શિક્ષક મનોવિજ્ઞાન શાસ્ત્રી હોત તો તેણે આ આડખિલી દૂર કરી હોત. પરંતુ તે તેવો ન હોઈ, વિદ્યાર્થીને વિસ્મૃતિ માટે ઠપકો આપતો હતો.

છોકરાને કોલેરાના કંઈ ચિન્હ ન જણાતાં, જ્યાં સુધી કુટુંબનાં બીજા માણસોની સારવાર પૂરી ન થાય ત્યાં સુધી ડૉકટરે તેના પર લક્ષ આપ્યું નહિ, છેવટ જ્યારે ડૉકટરે તેનામાંથી ઝેરની અસર કાઢી નાખી ત્યારે તે છોકરો ફરીથી સામાન્ય સ્થિતિમાં આવી ગયો અને ફરીથી તે આગળના જેવો જ મૂર્ખ બની ગયો, અને તેને કંઈ પણ યાદ રહેતું નહોતું.

વિસ્મૃતિનું દરેક કાર્ય હેતુ પુરઃસર હોય છે. કોઈવાર હેતુ જ્ઞાત હોય છે પણ અનેક વખત તે અજ્ઞાત હોય છે. લખવામાં તથા બોલવામાં થતી ભૂલ તથા સ્મરણ શક્તિની સહેજ ભૂલો બહારથી દેખાય તેટલાં નિર્દોષ હોતી નથી. ઊંડા મૂળ ઘાલેલ માનસિક વ્યથાના તે ચિન્હ છે.

એક વખત હું 'કુડિયન વિશ' (કુડની ઇચ્છા) વિષે મનોવિજ્ઞાનના વિદ્યાર્થીઓના વર્ગમાં ભાષણ આપતો હતો ભાષણને અંતે એક જિજ્ઞાસુ વિદ્યાર્થીએ ઊભા થઈને પૂછ્યું 'સાહેબ, ' કુડિયન ફિશ ' ( ફિશ = માછલી ) વિષે હું પ્રશ્ન પૂછું ?

મેં પૂછ્યું ' આ ' ફિશ 'નું વળી શું છે ? '

વિદ્યાર્થીએ ઉતાવળથી સમજણ પાડતાં કહ્યું: ' સાહેબ મારે ' વિશ ' કહેવાની ઇચ્છા હતી. પણ ' ફિશ ' બોલાઈ ગયું. બોલવામાં ભૂલ થઈ ગઈ. '

આ નિર્દોષ ભૂલ હતી કે ? તે તેવી ભૂલ નહોતી. આ વિદ્યાર્થી તેના રૂઢિચુસ્ત પિતાનો એકનો એક પુત્ર હતો, અને તે ખૂબ જ ધાર્મિક વાતાવરણમાં મોટો થયો હતો. યુનિવર્સિટી હોસ્ટેલના સ્વતંત્ર વાતાવરણમાં તેને મચ્છીની કઢીનો સ્વાદ દાઢે લાગ્યો હતો અને તેથી તે ખાનગીમાં તેનો સ્વાદ લેતો હતો. જે દિવસે તેણે પ્રશ્ન પૂછ્યો તે દિવસે તેના માંસાહારી મિત્રોએ ક્રિકેટમાં મળેલ વિજયને અંગે અસાધારણ ભોજન સમારંભ ગોઠવ્યો હતો. અલબત્ત, વાનીઓમાં મચ્છીને વિશિષ્ટ સ્થાન મળ્યું હતું. પણ આપણા યુવકના પિતા તેને મળવા માટે ગામડેથી આવ્યા હતા. એટલે તે બિચારાને આજે સ્વાદ મળી શકે તેમ નહોતું. જે વસ્તુ તેને મળવાની નહોતી તેના પર તેનું મન કેન્દ્રિત થયેલ હોઈ, માનસવિજ્ઞાનનો વર્ગ, મચ્છી માટેની તેની અસંતુષ્ટ ઇચ્છા વ્યક્ત કરવાનું સારામાં સારું સાધન હતું. બોલવાની ભૂલ આ રીતે નિર્દોષ નહોતી.

# ગામડાંના પતનનો ઇતિહાસ

શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

હજારો હજાર વર્ષો થયાં હિંદ સંસ્કૃતિ, જાહોજલાલી અને આર્થિક સમૃદ્ધિ ભોગવતું આવ્યું છે. હિંદની પ્રજાની સંસ્કૃતિની રચના એવી સર્વાંગ સુંદર હતી કે રાજાઓ, શહેરો અને ગામડાંઓની પ્રજા વચ્ચે સમભાવે ધન વહેંચાઈ રહેતું હતું. આખા ભારતના અર્થતંત્રના કેન્દ્રસ્થાને ગામડાંઓ શોભતાં હતાં. એકેએક ગામડાનું અર્થશાસ્ત્ર સ્વતંત્ર હતું. એક એક ગામડાંનો ન્યાય પણ ગ્રામ પંચાયતોમાં સ્વતંત્ર હતો. એકેએક ગામડાંનું રક્ષણ એના યુવાનોના કાંડાના બળ ઉપર નિર્ભર હતું. દરેક ગામડાંનો ખોરાકીનો પ્રશ્ન પણ ગામજ સ્વતંત્ર રીતે પોષતું હતું. દરેક ગામની પ્રજા પોતાનાં વસ્ત્રો માટે પોતાના વણકરોને આભારી હતી. દરેક ગામ પોતાની જરૂરિયાતો માટેની દરેક વસ્તુ પોતે જ પતાવી લેતું હતું.

વણકરો વસ્ત્રો વણતા હતા. દરેક ગામ્યઘરમાં રેંટીઆ હતા કેટલાક શાળો પણ રાખતા હતા. ગામના ખેડૂતો ખોરાકી માટે અનાજ પેદા કરતા હતા. શાકભાજી પણ ઉગાડતા હતા. કુંભારો માટીના વાસણો બનાવી અનાજને બદલે વાસણો આપતા હતા. છાસ દૂધ તો કોઈ વેચતું જ નહિ, મફત અપાતાં હતાં. ઘી અને શેરડીનો ગોળ અનાજને બદલે સાટાં કરી અપાતો હતો. નાણાંની આપ લે નહોતી. મહેનતને બદલે પણ અનાજ અપાતું હતું. રાજાનો કરભાગ પણ અનાજમાં જ અપાતો હતો બીજા કોઈ જાતના કરવેરા નહોતા. ગામના ન્યાયનો કારભાર પણ ગામપંચાયત ઉપર હતો. યુવકો બધાં હથિયાર રાખતા હતા. ચોર લુંટારૂઓ તો તે સમયે પણ હતા. પરંતુ ગામડાંના યુવકો સામી છાતીએ લડીને ગામનો બચાવ કરતા હતા; ગામના લુહારો ખેતીના હથિઆરો બનાવતા, સુથારો સુથારકામ કરતા, બ્રાહ્મણો દેવસેવા કરતા ત્યારે મરી મસાલાનો ઉપયોગ નહોતો.

સાદુ સરળ ધાર્મિક જ્ઞાન ગામમાં જ ગુરુ

રતી હતી. તે સમયે પણ ગુન્હા જરૂર થતા. પરંતુ ગુન્હેગારોને ગામના લોકો પોતાની પંચાયત મારફતે સજા કરતા કરતા હતા. ગામડાઓમાં ગૃહઉદ્યોગો વિશાળપણે છવાયલા હતા. પોતાની જરૂરિઆતો પૂરી પાડીને બાકીની વધારાની પેદાશની વસ્તુઓ વેપારીઓ ખરીદી જતા હતા. વસ્તુઓને બદલે વસ્તુઓ અથવા અનાજ અપાતું હતું. અનહદ પ્રમાણમાં બધું સસ્તું હતું. આઠ આનાથી બાર આના મણે અનાજ વેચાતું હતું. ઘીના મણનો ભાવ પણ એક રૂપિયાથી વધારે નહોતો. એક કુટુંબ માસીક ૩–૪ રૂપિયાના ખર્ચમાં સારી રીતે ગુજરાન કરી શકતો હતો દુકાળો તો ત્યારે પણ હતા. છતાં પરસ્પર સહકારથી બીજાં સ્થળોએ પ્રજા ચાલીને ગુજારો કરતી હતી.

રાજાનો જુલમ નહોતો. ગામડાંઓમાં પોતાના ભાગના ખેતીના દાણાં લઈ જવા સિવાય રાજાઓના અધિકારીઓને ગામડાંઓ સાથે બીજું કાંઈ કામ રહેતું નહિ. યુદ્ધ પ્રસંગે યુવાનોને સૈન્યમાં ભરતી થવા ક્યારેક જવાની જરૂર પડતી હતી, તે સિવાય ગામો અને ગામવાસીઓ તદ્દન સ્વતંત્ર હતા. પોતપોતાનું નિભાવી લેતા હતા. કેદખાના કે શારીરિક શિક્ષા જેવું નહોતું. ગુન્હેગારને દંડ અથવા ગામ બહાર થવાની સજા થતી. પ્રાણદંડની સત્તા રાજાને જ હતી. બહુ થોડા પ્રમાણમાં એ સત્તા વપરાતી હતી.

ગામો ઘણે ભાગે આત્મસંતોષી હતાં. છતાં કેટલીક બાબતોમાં હિંદના પ્રાંતોનો પરસ્પર વાણિજ્ય સંબંધ હતો. લોઢાની ધાતુ જે પ્રાંતમાં નીકળતી ત્યાં કાચું લોઢું બનાવવાની ભઠ્ઠીઓ રહેતી. પાકું લોઢું ગામડાંના લુહારો બનાવી તેના ખેતીના ઓજારો બનાવતા હતા. લાકડું મલબાર ગુજરાત તેમજ કારવાર ભાગમાંથી આવતું. ગામના સુથારો એનો ઇમારતોમાં ઉપયોગ કરતા હતા ગોળ પણ શેરડીવાળા પ્રદેશોમાંથી આયાત થતો હતો. પ્રાચિન-

કાળથી હિંદનું વહાણવટું દૂર દૂર પ્રદેશોમાં ચીજો લઈ લાવ જા કરતું હતું. જમીન માર્ગે પોઠોની વણઝાર લઈ વણજારાં વેપાર કરતા હતા. લોકોની જિંદગી બહુ સાદી અને મોજશોખના વિશેષ સાધનો વગરની હતી. જરૂરિઆતો બહુ ઓછી હોવાથી લોકો સુખી હતા. સંતોષ અને સાદાઈમાં લોકો જીવન ગાળતા. રોગો તો જરૂર હતા. પરંતુ તે ભયંકર અને વ્યાપક નહોતા. દરેક ગામના વૃદ્ધો, વૃદ્ધાઓ અને હજામો ઝાડોની બુટ્ટી વિષે જ્ઞાન ધરાવતા હતા. તેથી સામાન્ય રોગો દૂર થઈ જતા હતા.

આ રીતે ગામડાઓનો વહિવટ ઋગ્વેદના સમયથી ચાલતો હતો. ઋગ્વેદના સમયના જનપદ અને મનુષ્યોનું સરસ વર્ણન એની રૂચાઓમાંથી પ્રાપ્ત થઈ શકે છે. પછી સૂત્ર સમયમાં પણ ગ્રામજનોનો સંસ્કૃતિ એનો એ બદલાયા વગરની રહી. પૂરાણ અને ઇતિહાસ સમયમાં ખેતીવિસ્તાર વધ્યો અને આપણાં ગ્રામ્યજનોના ગૃહઉદ્યોગો વધારે કળામય થયા. મૌર્ય અને ગુપ્ત સમયમાં ગ્રીક-ઇટાલીઅન અને રોમન કળાઓની છાયા આપણી ગ્રામ સંસ્કૃતિ ઉપર પડી. પરસ્પર લેવડદેવડ થતી. મુસ્લિમ સમયમાં આરબ સંસ્કૃતિ આવી. આર્ય સંસ્કૃતિએ એ પરદેશીઓ પાસેથી બહુ થોડું લીધું અને ઘણું આપ્યું છે. આપણે જગતમાં દશ હજાર વરસો સુધી ગ્રામઉદ્યોગોનો વિકાસ સાધ્યો. આપણાં વસ્ત્રો, વાસણો. સ્થાપત્યો, વાણી, સાહિત્ય, સંગીત, ચિત્રકળા જગતમાં શ્રેષ્ઠત્વને પામ્યાં.

મોહે. જો. ડેરોના અને ઋગ્વેદના સમયના પ્રાચીન પ્રમાણોથી તે ઠેઠ ઇશુની અઢારમી સદી સુધી હિંદના ગામો અત્યંત સંતોષી, સ્વાશ્રયી અને સમૃદ્ધ રહ્યાં હતાં. દૂધ દહીં, છાસ, ઘી, માંખણ, અને ખોરાકીની વિપુલતા હતી. પોતાને જ ત્યાં વણેલાં પહેરવાનાં પુરતાં વસ્ત્રો હતાં. ' ગામડાંઓ સમૃદ્ધ હોવાથી હિંદ ધનવાન અને સુસંસ્કૃત ગણાતું હતું. ગામડાંઓના ઉદ્યોગો વિકાસ પામ્યા હોવાને લીધે હિંદનો પરદેશ સાથેનો વેપાર વહાણવટું સર્વે ખૂબ ઉન્નતિ પામ્યા હતા. હુન્નર, ઉદ્યોગ, લલિત કળાઓ, સાહિત્ય સર્વે ઉચ્ચ દશા ભોગવતા હતા. અનેક પરદેશી આક્રમણો હિંદ ઉપર આવતો હતો. હિંદ ખૂબ ધનવાન છે એ માન્યતા જગતના મુખ્ય લડાયક દેશોમાં પ્રચલિત હતી. યવનો (ગ્રીકો) આર્યોઅનો, હુણો, શકો, ઇરાનીઅનો અને મધ્ય એશિઆનાં ધાડાંને ધાડાં હિંદમાં ઊતરી પડતાં હતાં. આ લોકોને સૌને હિંદે પોતાનામાં અપનાવી હિંદીમય બનાવ્યાં. હિંદમાં એ સર્વે સમાઈ ગયાં.

હિંદના પ્રાચીનકાળની ઉન્નત સંસ્કૃતિ માટેના યશોગાન અને પ્રશંસા પરદેશીઓએ મુક્ત કંઠે કરી છે. પ્રાચીન પરદેશી લેખકોમાં હિરોડોટ્સ, મેગસ્થનીસ, ટોલેમી જેવાં ગ્રીક લેખકો; ઇત્સિંગ, હુનત્સંગ અને હુએનસીથીંગ જેવાં ચીની લેખકો: રોમન લેખકો, માર્કો પૉલો જેવા વેનીશીઅનો અને આરબ લેખકોએ મુક્ત કંઠે હિંદના ગામડાંઓની ઉન્નતિ અને શ્રેષ્ઠતા માટે તેમના પુસ્તકોમાં ભારે પ્રશંસા કરી છે. છેલ્લાં દોઢસો વરસોના યુરોપિયન લેખકોએ પણ હિંદના ગામડાઓની પ્રશંસા કરી છે. અનેક અંગ્રેજ ઇતિહાસકારોએ પણ એજ અભિપ્રાયો પોતાના પુસ્તકોમાં દર્શાવ્યા છે. એમાંથી માત્ર વાનગી તરીકે મી. પૉનિટન નામે અંગ્રેજી લેખકના પુસ્તકમાંથી એક અવતરણ આપ્યું છે.

' મીસર દેશની નીલ નદીની ખીણોમાં પીરામીડો ડોકીઉં કરે તે પહેલાં, જ્યારે ગ્રીસ અને રોમના પ્રાચીન સુધારાઓ અને સંસ્કૃતિ જ્યારે પ્રકટ પણ થઈ નહોતી ત્યારે હિંદ ધન, સંપત્તિ, ઐશ્વર્ય, ઉદ્યોગ અને મહત્તાનું મુખ્ય સ્થાન હતું. હિંદ ઉદ્યોગી પ્રજાથી ભરેલું હતું. આ ઉદ્યોગી પ્રજાએ પોતાના ઉદ્યોગોની વિપુલતાથી આખા દેશને ભરી દીધો હતો. ખેડૂતો દર વરસે પોતાની મહેનતથી કુદરત પાસેથી કીમતી પાક મેળવતા હતા. હુન્નરમાં કારીગરો, કુદરતે બક્ષેલી કાચી ખડબચડી વસ્તુઓમાંથી પોતાની નાદર કારીગરીથી ઉત્તમ મુલાયમ અને શ્રેષ્ઠ કારીગરીવાળી વસ્તુઓ બનાવતા હતા. શિલ્પી કળાકારો મહાન સ્થાપત્યો અને સુંદર ઇમારતો એવા મજબૂત તૈયાર કરતા

હતા કે હજારો વર્ષો પસાર થતાં એમનો કાંકરો પણ ખસતો જ નહોતો. હિંદનો અતિ પ્રાચીન સમય ખૂબ ઉન્નતિ અને સર્વશ્રેષ્ઠ હશે.

( Thornton's Description of Ancient India. )

ઋગ્વેદના હિંદનું વર્ણન તેના મંડળ ૧૦ સુકત ૭૫–૮ માં જણાવ્યું છેઃ

' આ દેશમાં ઉત્તમ ઘોડા પેદા થાય છે. સુંદર રથો અને મુલાયમ શ્રેષ્ઠ કાપડ પણ આ દેશમાં ઉત્પન્ન થાય છે. સરસ સ્વાદિષ્ટ ભોજન સામગ્રીઓ પણ આ દેશ પેદા કરે છે. ઉત્તમ કારિગરી સાથેના સુવર્ણના અલંકારો પણ આ દેશમાં જ બને છે. ઊનના વણેલા કોમળ સુંદર વસ્ત્રો પણ આ દેશની પેદાશ છે. આપણે ત્યાં દરેક વસ્તુઓ વિપુલ પ્રમાણમાં પેદા થાય છે. પવિત્ર નદીઓનો આ દેશ છે. નદીઓમાં બંધ બાંધી પુષ્કળ ફળોની ઉત્પન્ન કરાય છે.

ઋગ્વેદમાં વહાણવટીઓ, સમુદ્રમાર્ગો અને સફરોનું વર્ણન છે. સૂત્રો, રામાયણ, મહાભારત, પુરાણો, જ્યોતિષગ્રંથો, ઉપપુરાણો, સ્મૃતિઓ કાવ્યોમાં પણ ભારતદેશ ધન, ધાન્ય, પૈસો, સમૃદ્ધિ, હુન્નરકળા, વેપાર, વહાણવટા, સફરો સંસ્થાનો, ધર્મ પર્યટનોના વૃત્તાંતોથી ભરપુર છે બૌદ્ધજાતક કથાઓ, જૈનકથાઓ, ગ્રીક વૃત્તાંતો, આરબ લેખકો, ચીના સાધુઓ અને બીજાં અનેક પ્રમાણો હિંદના મોટા વેપાર, વહાણવટા, ઉત્તમ કારીગરીના કપાસ, ઊન અને રેશમના વસ્ત્રો માટે સાક્ષી આપે છે.

મુસ્લિમ જમાનામાં મુસ્લિમો હિંદી તરીકે જ વસ્યા. એઓ હિંદનું ધન બહારના પોતાના દેશોમાં લઈ ગયા નહિ. પરંતુ પોતે જ હિંદને માદરેવતન બનાવી રહ્યા. એમણે હિંદની ગ્રામ્યપ્રજાના હુન્નર ઉદ્યોગ અને ગ્રામ્ય સંસ્કૃતિના વિકાસને ટેકો આપ્યો. એમના સમયમાં મસ્જીદો, મહેલો, પ્રાસાદો, રસ્તાઓ, જાહેર મુસાફરખાનાઓ અને ભવ્ય ઇમારતો બંધાઈ હતી. હુન્નરકળા, કારીગરી, ઉદ્યોગોને મુસ્લિમ સમયમાં સારું ઉત્તેજન મળ્યું. હિંદની પ્રજા અને ગ્રામ્ય સંસ્કૃતિને એમના સમયમાં જરા પણ ખમવું પડયું નહોતું. તાજમહાલ, આબુ શેત્રુંજયના મંદિરો, જગન્નાથ, મદુરા, દ્વારિકાના મોટાં મંદિરો અને અનેક સ્થાપત્યો આ સમયમાં બંધાયાં છે.

૧૪૯૩ થી હિંદ યુરોપિયનોનો પ્રદેશ થયો. હિંદની ઉત્તમ કારીગરીની વસ્તુઓ તેમાં પણ ખાસ કરી કપાસ, ઊન અને રેશમનાં વસ્ત્રો, તેજાનાં અને બીજી વસ્તુઓ ખરીદવા યુરોપિયનો આવ્યા. હિંદની બનાવટો યુરોપમાં લઈ જઈ ત્યાં મોંઘે ભાવે વેચીને તેમાંથી મોટો નફો તેઓ મેળવતા હતા. મોગલોના સામ્રાજ્ય પછી હિંદમાં અંધાધુંધી ચાલી. મારે તેની તલવાર થઈ પડી. અંગ્રેજોને એનો લાભ મળ્યો. એમણે પોર્ટુગીઝ, વલંદા, ફ્રેન્ચ સૌને હરાવી હિંદમાં પોતાના સામ્રાજ્યના પાયા નાંખ્યા. કુસંપ, રાગદ્વેષ. આંતરિક મતભેદો, ખોટી ઈર્ષા અને પરસ્પરના વૈમનસ્યથી હિંદી રાજાઓ નબળા બન્યા. એવા અવ્યવસ્થિત, માંહોમાંહે ખોટા યુદ્ધો કરનાર રાજાઓના હાથમાંથી હિંદને લઈ લેવાનું વ્યવસ્થિત કાર્ય અંગ્રેજોએ આરંભ્યું.

યુરોપિયન પાદરીઓએ હિંદમાં ધર્મ ફેલાવવા અને પશ્ચિમના આડંબરી સુધારાને દાખલ કરવા સૌથી પ્રથમ હિંદની નબળાઈઓ જાણી લીધી. એમના પછી યુરોપિયન વેપારીઓએ કોઠીઓ સ્થાપીને રાજાઓ પાસેથી હક્કો મેળવ્યા. વેપારીઓના રક્ષણ માટે બ્રિટનથી સૈન્ય આવ્યું. એમણે પોતાની પગદંડી સ્થાપી. નાના રાજ્યોમાં કુસંપને ઉત્તેજન આપોને યુદ્ધોમાં હરાવી છેવટે પોતાના સૈન્યોદ્વારા મૂકી, માંખણ ખાઈ જવા માંડયું. અંદર અંદરના વિગ્રહોનો યુરોપિયનોએ પૂરો લાભ લીધો. એમણે વેપારનિમિત્તે હિંદમાં આવી કૌશલ્યથી સામ્રાજ્ય સ્થાપ્યું. હિંદના હિંદીઓને સૈન્યમાં ભરતી કરી એમને કવાયત શીખવી તેમના દ્વારા વિજયો મેળવીને હિંદના નકશા ઉપર લાલ રંગનો મોટો વિકાસ કર્યો. લાકડાના હાથાની મદદથી ઝાડને કુહાડો કાપી શકે છે.

અંગ્રેજો હિંદમાંથી ધન સમૃદ્ધિ મેળવવા આવ્યા હતા. એમના દરેકે દરેક અમલદારો નવાબો બન્યા વેપારની મોનોપોલી કરી. જ્યાં ત્યાંથી

લોકોને ચૂસવા માંડયા. અનાજ આખા પ્રાંતોનું લઈને મોનોપોલી કરી અતિશય ભાવો વધારી કૃત્રિમ દુકાળો ઉત્પન્ન કરી મોટો લાભ લેવા માંડયો. હિંદમાંથી કરોડો અરે અબજો રૂપિયા સીધા કે આડકતરા માર્ગે ચૂસવા માંડયા. હિંદમાં બનતા સર્વે પદાર્થો મોટા પ્રમાણમાં વિલાયત મુકીને નફો મેળવવા માંડયો. ઈ. સ. ૧૮૬૭ થી ૧૯૨૩ સુધીના ૧૬૬ વરસોમાં અંગ્રેજી ચૂસણ નીતિએ ૩૮૭૨ અબજ રૂપિયાનું શોષણ કર્યું છે. આ રકમનું વાર્ષિક પાંચ ટકાને હિસાબે ૧૬૩ અબજ રૂપિયા વ્યાજ થાય.

ગ્રેટબ્રિટનમાં ૧૭૬૦ થી યંત્રયુગની શરૂઆત થઈ. કાપડની મીલો, રેલ્વે, સ્ટીમરો, ઊનની મીલો સર્વે વરાળયંત્રથી ચાલુ થઈ. હિંદનો પૈસો ગ્રેટબ્રિટનમાં ખૂબ ભરાયો હતો. તે ધનની મદદથી બ્રિટનનો ઔદ્યોગિક વિકાસ કરાયો.

હિંદના કાપડની મોટી નિકાસ બ્રિટન ખાતે થતી હતી. કારખાનાઓમાં માલ તૈયાર કર્યો. હિંદમાં એ માલ મૂકવા માંડયો. તે પહેલાં બ્રિટનના કાપડના ઉદ્યોગને રક્ષણ આપવા માટે બ્રિટનમાં હિંદી કાપડ ઉપર ૧૭૦૦ અને ૧૭૨૧ માં મોટી જકાતો નંખાઈ. પાછળથી હિંદી કાપડ વાપરનારા અંગ્રેજો ઉપર મોટા દંડો ત્યાંની કોર્ટમાં થવા માંડયા. આથી હિંદના કાપડની આમદાની ત્યાં બંધ થઈ અને વિલાયતી કાપડની હિંદમાં આમદાની વધી. હિંદનાં આ મુખ્ય ગ્રામઉદ્યોગને માટે પહેલો ફટકો હતો.

હિંદમાં ગ્રામોદ્યોગનો નાશ કરવા માટે હવે વ્યવસ્તિ પગલાં બ્રિટિશ શાસને લીધાં. Free Tradeની હિંદમાં નીતિ ચાલુ કરાવીને હિંદના કાચા માલો જકાત વગર બ્રિટને મેળવીને પોતાના કારખાનાઓમાં તેના પાકા માલો બનાવી ખીન જકાતે હિંદમાં મૂકવા માંડયા, પોતાની સ્ટીમરોમાં પોતાના કારખાનાઓનો માલ ભરીને હિંદમાં મોટા પ્રમાણમાં મૂકવા માંડયો. એ નિકાસ માલની સગવડ માટે હિંદમાં બંદરોનો વિકાસ કર્યો. રેલ્વેઓ બાંધી, પાકાં રસ્તાઓ બાંધ્યાં, બેંકોની શાખાઓ ખોલી, વીમા કંપનીઓ ઊભી કરી. વિલાયતી માલ ગામડે ગામ પહોંચી જવા માંડયો. હિંદના ગૃહઉદ્યોગો ધીમે ધીમે મંદ અને નબળા પડવા લાગ્યા. ગામડાંઓની શાળો બંધ થવા માંડી ડોશીઓએ રેંટીઆ ભેડે ચઢાવી દીધા, ગામડાંના લુહારોએ પોતાની ભઠ્ઠીઓ બંધ કરી. હિંદના ગામડાંઓએ પાકા માલની નિકાસ બંધ કરી સસ્તા વિલાયતી માલોનો વપરાશ શરૂ કર્યો. ગામડાંઓની પાયમાલી શરૂ થઈ. દશ હજાર વરસો સુધી સ્વતંત્રતા અને રિદ્ધિસિદ્ધિ ભોગવ્યા પછી માત્ર છેલ્લાં ૧૫૦ વરસોની ટૂંક મુદતમાં હિંદના ગામડાંઓ પાયમાલ થઈ ગયા.

હિંદના ગામડાંઓમાં ઉદ્યોગો નાશ પામ્યા. લોકો ગરીબ બન્યા, ગરીબીની સાથે નિરક્ષરતા આવી. લોકોની પાસે ખેતીવિકાસ માટે નાણાં રહ્યાં નહિ. ખેતીમાં રસકસ અને પેદાશ ઘટયાં. નિરક્ષરતાથી વહેમો વધ્યા. વહેમોથી લોકો દોર ધાગા ઉપર ઉતર્યા. ગરીબી, નિરક્ષરતા અને વહેમોથી ગામડાંઓ ગંદકીના ઘરો બન્યાં. ગંદકીથી રોગો વધ્યા. ચેપી રોગો ઘર કરીને રહ્યા. રોગો વધવાથી આયુષ્ય ઘટયું. પશુઓ નબળાં થયાં. ખેતીમાંથી પેટ પૂરતું મળ્યું નહિ શાહુકારોના કરજો અને મોટું વ્યાજ દર પેઢી દીઠ ઊતરતાં આવ્યાં. ગામડાંઓની પાયમાલી અટકાવવા સરકાર અને પ્રજા બંનેએ આંખો મીંચી દીધી. બ્રિટિશ ઔદ્યોગિક નીતિ અને હિંદી પ્રજાની બેદરકારીથી હિંદના ગામડાંઓનું પતન થયું છે.

હિંદના શહેરોમાં મીલ મજૂરો તરીકે ગામડાંના યુવાનો મોટી સંખ્યામાં આવે છે એઓ શહેરના દુર્ગુણો ગામડાંઓમાં પોતાના રંગીલાપણા સાથે ખેંચી જાય છે. ગામોની સાદાઈ, સરળતા અને નિર્દોષતા ઉપર દિનપ્રતિદિન કુહાડાના ઘાવો લાગતા જણાય છે. આ શહેરોના ફેશનેબલ દુર્ગુણો લઈને યુવકો ગામડાઓની સાદાઈ બગાડે છે. ચાની હોટલો, મલાઈ કાઢી લીધેલું દૂધ, વિલાયતી કે જાપાનીઝ વસ્ત્રો, સીગારેટો, ચીનીના વાસણો, પરદેશી બાઈસીકલો, હેરકટીંગ

સલુનો, સાબુનો આ સર્વે ગામડાંઓમાં પહોંચ્યાં છે. હજી સિનેમા પહોંચવાને બાકી છે. ગામડીઆઓની નજીવી પેદાશમાંથી પણ બ્રિટિશ છાપના માલો પોતાનો લાભ લઈ જાય છે. હિંદના ચાલીસ કરોડ માણસોની વસતિ દર માસે સરેરાશે આઠ આના અંગ્રેજોને ખટાવે તો પણ માસિક વીસ કરોડ રૂપિયા અને બાર માસે ૨॥ અબજ રૂપિયા અંગ્રેજોને ઘેર પહોંચે છે. અંગ્રેજોની એક રૂપિયાની કમાઈમાં હિંદીઓ ૭ આના આપે છે.

અંગ્રેજોએ શહેરોને પોતાની સંસ્કૃતિ, શાસન, પહેરવેશ, દારૂ, યંત્રો અને સંસ્કૃતિના ગુલામો બનાવ્યાં.-ધીમે ધીમે ગામડાંઓને પણ એ મોહ જાળમાં ફસાવ્યાં છે. હિંદુ મુસલમાન સર્વે દારૂના દૈત્યને ધિક્કારે છે. છતાં સરકારની આવકને પોષવા દારૂના પીઠાઓ અને તાડીની દુકાનો હવે ગામડાંઓમાં અડ્ડો જમાવીને પડી છે. શહેરોના મજૂરો એ વ્યસન પણ ગામડાંઓમાં લાવે છે. ગામડાઓના ચોરા ઉપરે આવેલ ઠાકર મંદિરને ઓટલે. ભજનોની રમઝટ ચાલતી હતી. તેને બદલે હવે તાડીના પીઠાઓમાં દારૂડીઆ ભેગા મળીએ મોહની સુરાબાઈને સેવે છે.

ગામડાંની જીવન દૃષ્ટિ આજે બદલાઈ ગઈ છે. ગઈ કાલ જુદી હતી આજે કોઈ અવનવું થાય છે. નાના નાના ગામો આજે નાનાં શહેરો બનતાં જાય છે. ગ્રામ માનસ બદલાઈ જઈ તેને ઠેકાણે શહેરી લ્હેરીપણું દાખલ થતું જાય છે. ગામડાંઓમાં હવે મોટરો પણ પહોંચી છે. શહેરોમાંથી આ મોટરોમાં બેસનારાં અનેક દુર્ગુણો લાવીને ગામડાંઓને દુર્ગુણોનાં અપલક્ષણોમાં ઉતારે છે. હવે મહેનતને બદલે રંગીલાપણું અને મોજીલાપણાંની પ્રતિષ્ઠાનું પલ્લું નીચે નમે છે.

કારખાનાના મજૂરો શહેરમાંથી બસોમાં બેસી પાછા ફરે છે. એઓ બસમાંથી નીચે ઉતરીને પરબારા હોટલોમાં ઘુસે છે. ચાના એક બે કપ પીને મોંમાં પાનની પટ્ટી ચાવતા એઓ સીગારેટ સળગાવે છે. વિલાયતી અથવા જાપાનીઝ કાપડની સુરવાલ એમણે પહેરી હોય છે. પહેરણ ઉપર જાપાનીઝ રેશમનો રંગીન કબજો અને તે ઉપર હાફકોટ પહેરી વાળોમાં પટીઆં પાડી વાંકી ટોપી પહેરી સીગારેટમાંથી ધુમાડો કાઢતા એઓ ગામડાંમાં છાતી ફુલાવીને કોઈ પાદશાહ જેટલા અભિમાનથી દાખલ થાય છે. આ ફેશનોની ઘણી ખરાબ અસર ગામડાંઓમાં ચેપી રોગની પેઠે ફેલાઈ છે. પોતાના ઘરોમાં એમણે ચીનાઈના વાસણો દાખલ કરી દીધાં છે. ગામડામાં પણ જ્યાં જાઓ ત્યાં હવે ગંદા ચીનીના પ્યાલામાં કડક અને આરોગ્યનાશક ચા સામી થાય છે.

ચીની વાસણોએ કુંભારના ધંધાને ભોળો પાડ્યો છે. ચા એ છાસ, દહીં અને રોટલાંના આરોગ્યવર્ધક શિરામણોને બંધ કર્યાં છે. મીલોના કાપડે હાથવણાટના પાયા ઉપરે કઠોર ઘા કર્યો છે ખાંડે ગામડાના ગોળના ઉપયોગને બંધ કર્યો છે. ઘીને ઠેકાણે વનસ્પતિ ઘી આવ્યું છે. મજબૂત પાણીદાર હાથવણાટના વસ્ત્રોને બદલે પાતળા, મુલાયમ અને જલદી ફાટી જાય તેવાં વસ્ત્રો આવ્યાં છે. ગાડાં અને ઊંટની સ્વારી બદલ હવે મોટર બસોની સ્વારી થાય છે. એરંડીઆના તેલના દીવાને ઠેકાણે હવે ગ્યાસલેટના આંખોને નુકશાન કરનાર દીવા બાળે છે. દિવાસળીએ તો ચક્રવર્તિ રાજ્ય જમાવ્યું છે. કપાસની સાંઠની સુકેલી શળીઓ ઉપર ગંધકમાં બોળી એક પૈસાની ૨૦૦ વેચાતી તે જમાનો હવે ગયો છે. લોઢાના ઓજારો પણ વિલાયતી દાખલ થતાં જાય છે. લોહારની કોઢો ધીમે ધીમે બંધ થાશે. દેશી ચામડાના હરિજનોએ શીવેલા અને ત્રણ વરસ સુધી નભતાં પગરખાંને બદલે નરમ ચામડાના થોડી મુદત ચાલતા બુટ આવ્યા છે. માટીના હાંડા અને ઘડાની જગ્યા પરદેશી ધાતુના વાસણો લે છે. અરે, વિલાયતી બનાવટી ધાતુઓનાં અલંકારો પણ ગામડાંમાં પહોંચ્યા છે. યુરોપ અને જાપાનથી આવેલાં રમકડાં અને ફુગા પણ ગામડાંમાં દેખાય છે જંગલની જડી બુટ્ટીની દવાને બદલે હવે થોડી થોડી વિલાયતી દવાઓએ પણ પ્રવેશ કર્યો છે. કાચના વાસણો પણ ગામડાંના ઠીક ગણાતાં કુટુંબોમાં પ્રવેશ્યાં છે. અમદાવાદી હાથ બનાવટના જાડા કાગળો તો નજરે દેખાતા જ નથી. વિલાયતી કાગળો દેખાય છે. દેશી શાહી વહોરાઓ બનાવતા તેને ઠેકાણે બ્લ્યુ બ્લેક દાખલ થઈ ગઈ છે. ઘાંચીના પીલેલાં તેલને બદલે દૂરથી મંગાવેલાં તેલો વપરાય છે. ઘાંચીઓની ઘાણીઓ બંધ પડતી જાય છે.

[ અનુસંધાન માટે જુઓ પૃ. ૧૦૬ ]

## ઘૂઘવતાં પૂર

[ લેખકઃ ચુનીલાલ મડિયા, પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠીની કું. મુંબઈ. પૃષ્ઠ ૩૫૨, કિં. રૂા. ૪–૮–૦. ]

જે સમયે સાહિત્ય શું કે ચિત્ર શું કે શિલ્પ શું એમાં ગ્રામજીવન આલેખવાની ફેશન પડી ગઈ છે અને સુંદરને ગાંગડે ગાંધી થવાની ઇચ્છા સેવનારાઓ, કશા પણ અનુભવ વિના, ગામડાં અને ગામડિયાંઓનાં રેખાચિત્રો દોરવામાં તલ્લીન થઈ ગયા છે તે સમયે, ગામડાં અને ગ્રામજીવનનો સૂક્ષ્મ અભ્યાસ કરીને, ઝવેરચંદ મેઘાણીના શબ્દોમાં કહીએ તો જેણે ધરતીના ખોળાને શુદ્ધ સ્વરૂપે બહાર આણ્યાં છે." "જેનામાં એવી રીતે બહાર આણવાની તાકાત છે અને અધિકાર છે એવા ચુનીલાલ મડિયાને તેમના આ પ્રથમ નવલિકા સંગ્રહ "ઘૂઘવતાં પૂર"થી આપણા આ ક્ષેત્રમાં–ગ્રામ-જીવન આલેખકોના ક્ષેત્રમાં આવકાર આપતાં ઘણો આનંદ થાય છે. આ ક્ષેત્રમાં પન્નાલાલ પટેલ અને ઈશ્વર પેટલીકર એ બે લેખકોએ અતિ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે અને તેમનાથી ઊંચી કક્ષાએ નહિ તો તેમની સાથે બેસવા જેટલી પ્રતિભા અને શક્તિ આ યુવાન લેખકમાં નિઃસંશય છે જ. ગ્રામજીવન–આલેખક તરીકે આ ત્રિપુટીમાંથી ત્રણેમાં જુદી જુદી જાતના ગુણ દૃષ્ટિગોચર થાય છે–કોઈમાં કોઈ ચડે છે તો કોઈમાં બીજો ચડે છે તો વળી કોઈમાં ત્રીજો ચડે છે; સાહિત્ય મંદિરમાં ત્રણમાં સૌથી છેલ્લો પ્રવેશ ચુનીલાલ મડિયાનો છે છતાં એમનું સ્થાન એમનાથી કોઈ પણ પ્રકારે ઊતરતું નથી એમ તો આ સંગ્રહની અમુક શ્રેષ્ઠ કૃતિઓ જોનારને લાગ્યા વિના નહિ રહે. આ માટે એમને અભિનંદન.

સંગ્રહમાં સત્તાવીસ વાતો છે અને કુલ્લે ૩૫૨ પાનાં છે એટલે એકેક વાતો તેર તેર પાન રોકે છે એમ કહી શકાય. પણ એમાંની બે વાત લગભગ ૫૦ પાના રોકી લે છે એ બાદ કરતાં બાર બાર પાનની એક વાત કહી શકાય. આવડી નાની વાતોમાં લેખક ઘણું કહી શકયા છે એ તેમની શક્તિનો પુરાવો છે. પરંતુ આ સંગ્રહની બધી વાતો એક સરખી કોટિની નથી અને કેટલીક તો કોઈ સામયિકનાં પાના ભરવા અતિ ત્વરાથી લખાયેલ હોય એમ પણ લાગી જાય છે. વાતોની સંખ્યામાં ઘટાડો કરીને સંગ્રહનું મૂલ્ય લેખક જરૂર વધારી શકયા હોત.

આ સંગ્રહની અતિ સામાન્ય વાતો તરીકે ગણાવાય બે બહુ લાંબી વાતોઃ ઓગણત્રીસ પાનાંની 'મહાલકારી સાહેબનું વાહન' અને 'કાપલી' જેમાં નવલિકાના અંશો નહિ જેવા છે અને છે માત્ર હકીકત. ત્રીજી વાત 'આડી ઊતરી' જેમાં પણ લેખક લાંબી નવલકથામાં સ્થાને લાગે તેવું એક ડોશીનાં સંયુક્ત કુટુંબનું વર્ણન આપીને અટકી ગયા છે. આ ત્રણેમાં લેખકની વિશિષ્ટ શૈલી તો છે જ અને ગામડાંના જીવનને દૂબહૂ આલેખવામાં પણ આવ્યું છે પણ નવલિકાનાં ચોકઠાંમાં બેસે તેવી એ વાતો નથી. ચોથી વાત 'મોંઘી અને ડૉ. મહેતા'માં પણ જો ડૉ. મહેતાનો ભાગ કાઢી નાખ્યો હોત તો 'મોંઘી'ની વાત સારી થાત અને આ સંગ્રહમાં એવા પ્રકારની અન્ય નવલિકાઓ છે તેમાં ભળી જાત પણ આ બેને સાંકળવાથી જે ચમત્કાર આવવો જોઈએ તે આવ્યો જણાતો નથી. વિગતોની ભૂલ લેખક બહુ કરતા જણાતા નથી છતાં આમાં એક નાની ભૂલ રહી ગઈ છે. ડૉ. મહેતા 'એમ. ડી.' છે છતાં એને 'પ્રાઈવેટ પ્રેકટિશનર' અને 'કન્સલટન્ટ' બંને કહ્યા છે એમ બનવું અશકય છે.

સારી વાતોમાં ચૌદ વાતો ગણાવી શકાય. 'પ્રથમ વખી અને પછી' સુંદર, અલંકારભર્યાં વર્ણનથી ભરપૂર છે પણ જોઈએ તેટલી વિશદતા ધારણ કરતી નથી. એ વાત 'પિનુની ડાયરીમાંથી'

લેવામાં આવી હોય તે રીતે લખાઈ છે. ' એ ' વાત પણ એ ' પિતુની ડાયરીમાંથી ' જ લખાઈ છે પણ નોંધપોથીમાં કે ડાયરીમાં નહિ લખાય તેવી રીતે લખવામાં આવી છે એટલે ઔચિત્ય સચવાતું નથી. ' તમે પણ કેવો પ્રશ્ન પૂછો છો ? ' ' શું પૂછ્યું ? ' ' જુઓ વળી કારણને વચમાં લાવ્યા ? ' આવા પ્રશ્નો ડાયરી લખનાર પોતાની ડાયરીમાં કોને ઉદ્દેશીને લખે ? આ બે વાતની ડાયરી રાખનાર પિતુ અને ' એકાકી 'નો કુન્દન જરાજરામાં ફાટફાટ રડે છે એ ઠીક નથી લાગતું. આવાં પોચકાં મૂકવાનો ઈજારો ગુજરાતી યુવાનોએ જ લીધો લાગે છે !

' ધ્રચ્છાકાકા, ' ' મથો ગોર રડ્યો ' અને ' ઘેર બેઠે ગંગા ' આ ત્રણ વાતોનાં વસ્તુ કાઠિયાવાડમાં અમુક જગ્યાએ જાણીતાં છે તેમને લેખકે સારી સજાવટ કરીને વાતોમાં ગૂંથી લીધાં લાગે છે. આ ત્રણ તેમ જ બીજી કેટલીક વાતોમાં ચમત્કારિક અન્ત લાવવામાં આવ્યો છે એ ઉપરથી અમેરિકન નવલિકા લેખક ઓ. હેન્રીની પ્રબળ અસર આ લેખક ઉપર છે એમ ધારીએ તો ખોટું નથી. આવા ચમત્કારિક અન્તથી કેટલીક વાર વાર્તાની ચોટ વધે છે પણ કેટલીક વાર જો આ ચમત્કાર કે ભેદ વાચકો અગાઉથી જાણી જાય તો એની અસર મારી પણ જાય છે, જેમ જાસુસી કથાઓમાં ગુનેહગારને વાચક ઓળખી જાય છે અને એથી વાર્તાનું મૂલ્ય ઘટી જાય છે. તેમ સુનીલાલ મડિયાની સારી વાતોમાં આ ચમત્કાર સરસ રીતે આવે છે પણ આ વિશેની કાળજી એમણે ભવિષ્યમાં રાખવી જોઈએ ખરી. ' ચૂડેલનાં દાંત 'ની યુક્તિ પણ અમુક પ્રમાણમાં કળાઈ જાય છે ખરી.

' પોટકું ' વાત સુંદર છે પણ એમાં લેખક એકેક જગ્યાએ ગ્રામજીવનના વકીલ થઈ ગયા છે અને પરિણામે કલાનું પ્રમાણ ઘટયું છે. આવી વકીલાત એ ગોર્કિ જ રચએ કરે છે એ અભિનન્દનીય છે. ' જેરામ ગંજેરી, ' ' ઓલા ભવની શાક્ય, ' ' હરદા ' વગેરે વાતો પણ લેખકની વિશિષ્ટ શૈલીથી અલંકૃત થયેલ સરસ વાતો છે. ' છપ્પરપગી 'ની માત્ર દસ પાનની વાત પણ વાચકોને હૈયે વસી જાય તેવી છે. ' રઘડો નતોડ ' વાતનો ઉઠાવ ઘણો આકર્ષક છે અને જમાવટ પણ થતી જતી જણાય છે પણ એના હરીફ સાથેની રમતના વર્ણનથી વાત મોળી પડતી જણાય છે અને અંતે રઘડો ગાંડો થઈ જાય છે એ કાંઈ ઉચિત નથી લાગતું. ' બે ઓલિયા ' સ્ફુટ હાસ્યની સુંદર કથા છે અને એ કોલેજિયનોને નાયક તરીકે લઈને એમના વર્ગના યુવાનોના માનસનું ઠીક ઠીક દર્શન કરાવ્યું છે.

અતિ સુંદર વાતોમાં નવ ગણાવી શકાત પણ એમાંથી ' ઘૂઘવતાં પૂર 'ની વાતને બારે હૈયે મારે બાતલ કરી નાખવી પડે છે એટલે રહે છે આઠ. ' ઘૂઘવતાં પૂર 'ને હું આ આઠ પછી અને પેલી ચૌદ પહેલાં એમ મૂકું. આપણા સાહિત્યમાં, હું ભૂલતો નહિ હોઉં તો, લગભગ ઘણા વિવેચકો શાળાઓમાં અને કોલેજોમાં શિક્ષકો, અધ્યાપકો અને પરીક્ષકો છે એટલે મારું કથન સમજી શકશે. એ વાતમાં ઘૂઘવતાં પૂરનું વર્ણન ખૂબ સુંદર, કલાયુક્ત, સંહાર કરવા આતુર બનેલ પાણીનાં તાંડવનું વાચકોને ભયભીત કરી મૂકે એટલી હદ સુધીનું વાસ્તવદર્શી છે અને આવાં કુદરતનાં ભવ્ય દર્શન કરાવવાની તાકાત ધરાવનાર લેખની પ્રત્યે કોઈ પણ માનવીને માન ઉત્પન્ન કરાવે છે. નવલિકાનાં નાનાં ફલકનાં આ પ્રસંગચિત્રને મોટાં ફલકના મોટા પ્રસંગ સાથે ઘડીભર સરખાવીએ તો વાચકને ' જય સોમનાથ 'નાં રેતીના તોફાનનું મુનશીજીનું વર્ણન સાંભરી આવે છે. આથી વધુ પ્રશંસાની જરૂર ખરી ? અને છતાં, આટલું કળા કેડે, ચમત્કારયુક્ત અન્ત લાવવાના મોહમાં લેખક તણાયા અને આ ઘૂઘવતાં પૂરનું તો નાયકને માત્ર 'શમણું–સ્વપ્ન' આવ્યું હતું એમ એમણે બતાવી દીધું ! પરિણામે પૂરનાં ગૌરવ અને પ્રતિભા ગૌણ બની ગયાં. તે ઉપરાંત, નાયકને સ્વપ્ન શાથી આવ્યું એનું

કારણુ પણુ બતાવી લેખક સમર્થ રીતે, ચાતુર્યયુક્ત બતાવી શક્યા નથી. ઈન્દીએ નાયકને ઊંઘમાંથી જગાડ્યો. નાયકને લાગ્યું કે એને લાધેલ સ્વપ્નનું મૂળ એણે ઈન્દીને મુખે 'રાજ, મેં તો દીઠું'તું સોણલું એ' ગરબો સાંભળ્યો હતો કોઈ ગેધરિંગમાં તે હતું ! ગરબામાં પૂર હોય કે તોફાને ધૂધવાટા હોય કે તોફાને ચઢેલ નેર્યાં હોય તો તો જાણે સમજ્યા પણુ 'સોણલાં' શબ્દ ઉપરથી સ્વપ્ન આવે અને તે પણુ લેખકે જે પ્રમાણે પૂરના વર્ણનનો ઉપાડ કર્યો છે તે પ્રમાણે આવે એ લગભગ અશક્ય છે. આના કરતાં એ પૂરમાં સમાજે એક નહિ થવા દીધેલ કોઈ બે પ્રેમીઓ—લપેલા, મજનુની દેહજોડેલીને તણાતી દર્શાવી હોત તો 'ધૂધવતાં પૂર' એક નાજુક છતાં શક્તિભર્યો, ઝીણી કારીગીરીનો ઉત્તમ ઘાટ થઈ શકી હોત. જેવી છે તેવા સ્વરૂપે તેને ઉત્તમ વાર્તા નથી ગણાવી શકાતી. વાર્તાનો પોણા ઉપરનો ભાગ અનુપણુ અને છેવટનો ભાગ કેવળ સામાન્ય એનાં આ પરિણામ !

બાકી રહેલ આઠમાં 'મસાલાવાળું પાન', 'મૂર્ખાઓ અને ફિરસ્તાઓ', 'ફૂળદડા અને ટીંગલી' એ ત્રણ વાતમાં લેખકે અનોખું કલા-વિધાન દાખવ્યું છે. 'મૂર્ખા અને ફિરસ્તા'માંનું તંગ વાતાવરણ પાછળથી આવનાર ચમત્કારભર્યા અન્તને ખૂબ આકર્ષક બનાવી દે છે. જો કે પાન ૯૯ ઉપર 'દુનિયા ક્યાં સુખું ખાવાની છે ?' ત્યાંથી જ વાતનો છેડો લાવવામાં આવ્યો હોત તો વાર્તા વધુ કલામય થાત. 'પેડાં'ની વાતમાં દુકાણમાં પણુ હૃદયદ્રાવક રીતે વાર્તાકારે દેહના વેપાર અને વેપારીઓનું એક દુ:ખદાયક છતાં સત્ય ચિત્ર દોરી દીધું છે. 'રાજી ભંગડી'ની કરુણાત્મક કથામાં લેખકે કોઈ અતિ કુશળ ચિત્રકારની અદાથી રંગ પૂર્યો છે. ગામડાંના નીચામાં નીચા થરનાં માનવીઓની જીવનચર્યાનો પણુ એમને કેવો સૂક્ષ્મ અભ્યાસ છે તે આવી કૃતિઓથી સચોટ પુરવાર થઈ જાય છે.

છેલ્લી ત્રણુ વાત: 'કમાઉ દીકરો', 'આંખનાં અંધારાં' અને 'વાની મારી કોયલ'માં લેખકે કલાકાર તરીકેની પોતાની તમામ શક્તિઓ ઉપરાંત પોતાના અનોખાં દર્શન અને પ્રતિભાનું આપણુને ભાન કરાવ્યું છે. 'કમાઉ દીકરો'માં જાતીય વિષયને અદ્‌ભુત કૌશલ્યથી વાર્તાનાં વસ્તુમાં વણી લીધો છે: 'પાડો પોતાના શરીરમાં સળગી ઉઠેલ કામની તૃપ્તિ નહિ થતાં પોતાના માલિકને શા માટે મારવા દોડે ?' એવો સંશય પીતામ્બર પટેલે કાઢી આમાં હકીકત દોષ બતાવ્યો છે પણુ એ બરાબર નથી. પ્રાણીઓમાં આ સહજ છે. આવે પ્રસંગે સાપને કોઈ અટકાવે તો સાપ એ અટકાવનાર પાછળ ફૂંફાડા મારતો જાય છે એવી વાતો મેં કાઠિયાવાડમાં ભરોસાદાર સાક્ષીઓ દ્વારા સાંભળી છે. આમાં ભેંસને એનો ધણી લઈ જાય છે પછી પાડાનો માલિક નાકરની કડી તોડામાં ભેરવવા જાય છે. પ્રાણી પોતાની સહજ બુદ્ધિથી એને જ પોતાના કામની તૃપ્તિમાં આડે આવનાર ગણે છે અને એના ઉપર ધસે છે. વાતનાં છેલ્લાં વાક્યો કેવાં ભીષણ રીતે ભયાનક અને બીભત્સ રસ ફલક ઉપર ખડો કરી દે છે:

'સૂતરની આંટલી બહાર આવતી રહે એમ લખુડાનાં આંતરડાંનું આખું જાળું બહાર ખેંચાઈ આવ્યું.

'આવળનાં એ ખાબોચિયામાં લખુડાના ઊના ઊના લોહીનું જે પાટોડું ભરાણું એમાં રાણાએ ખદખદતો પેશાબ કરીને બધું સમથળ કરી નાખ્યું.'

'આંખનાં અંધારાં' પણુ એવી જ સુંદર કલાકૃતિ છે. મુંબઈના ફૂટપાથ પર જીવન વીતાવતા અને છેવટે ત્યાં જ જડ મ્યુનિસિપલ દીવાના ભ્રમજન્ય પ્રકાશ નીચે પડેલાં જીવંત માનવશરીરો વચ્ચેથી મૂંગી વિદાય..." લેતા એક પામર માનવીની અતિ કરુણ કથની લેખકે છૂટા છૂટા પીંછીના લસરકાથી વાચકના હૈયાને વેદનાથી ભરી દીધું છે.

અને 'વાની મારી કોયલ'માં યૌવનને હિલોળે ચડેલી એક ગામડાંની યુવતીના હૈયામાં લેખક ઘૂસ-

વતાં પૂર ઉછાળે છે, પૂરમાં અનીચ્છાએ ઘસડાતી, એ જુવાળના ઝંઝાવાત સહન કર્યા પછી પ્રત્યાઘાત રૂપે એનાં હૈયાં અને અંગ બંને નંદવાઈ જાય છે. એની કને અન્ય માર્ગ જ રહેતો નથી. આરંભથી અન્ત સુધી સરળ વહેતી જતી આ કથની એની નરી સરળતાથી જ એક ઉત્કૃષ્ટ કૃતિ બની ગઈ છે.

ગુજરાતી નવલિકાસાહિત્યમાં, આમ કરતાં કરતાં પણ શ્રેષ્ઠ નવલિકાઓ એકત્ર કરવા માગીએ તો બેએક ગ્રન્થ જેટલી સામગ્રી તો જરૂર મળી આવે.

અહીં એક વાત લખવાની ઇચ્છા થાય છે: આપણા ઘણા લેખકો પોતાના વાર્તા સંગ્રહ માટે આકર્ષક નામ રાખવા લલચાય છે. એમાં ખાસ ખોટું નથી પણ એમ કરવામાં કેટલીક વાર પોતાને જ અન્યાય કરી બેસે છે. '.પાંખ વિનાનાં 'ના વાર્તા સંગ્રહમાં એ નામને સાર્થક કરે તેવી ગણી-ગાંઠી વાર્તા જ હતી. ' ઘૂઘવતાં પૂર 'માં પણ એ પૂરનાં તાંડવ કુદરત તેમ જ માનવહૈયાંમાં ઉત્પન્ન થતાં માત્ર બે–ત્રણ વાર્તામાં જ દૃષ્ટિગોચર થાય છે. ૨૭ વાર્તામાં ૮ તો હાસ્યરસિક છે. નવ શાન્ત રસની કહીએ તેવી છે; એટલે આ ૧૭ વાતમાં તો ઘૂઘવતાં પૂર કે સાદી ભરતી પણ સ્વાભાવિક રીતે ન જોઈ શકાય. બાકી રહેલ ૧૦ વાર્તામાંથી પણ કુદરત કે માનવહૈયાં પ્રચંડ તોફાને ચઢીને તાંડવ રચતાં કેટલીકમાં જોવામાં આવે છે ? ઘૂઘવતાં પૂર વર્ણવતા કલાકાર જ ઉત્કૃષ્ટ હોઈ શકે એ કેવળ ભ્રમ છે.

ચુનીલાલ મડિયા વિગતોમાં ક્વચિત્ જ ભૂલ કરે છે એમ આગળ જણાવ્યું છે; પણ કરે છે ખરા. અને કેટલાક અંગ્રેજી શબ્દોના ઉચ્ચાર ખોટા બતાવે છે. પાન ૬૪–૬૫ ઉપર એક દિવસની ગણતરીમાં ભૂલ છે. ' કાપલી 'માં હરજીનો દીકરો નહિ પણ દીકરીનો દીકરો લખવો જોઈતો હતો. પાન ૧૬૭ માં ' ચોરાશી બંદરનો વાવટો 'નું બિરુદ લેખકે મુંબઈને અર્પી દીધું છે એ ખોટું કહેવાય. એ બિરુદ તો સૂરતને વર્ષો પહેલાં મળ્યું હતું. પાન ૧૭૬ ઉપર ' બિગ બેન ' પડિયાળ નોર્થ બોરનીઓમાં આવેલ છે અને જાણીતા અંગ્રેજ ક્રિકેટર હટનને આસ્ટ્રેલીઅન ગણી લીધો છે એ સાચું નથી. પાન ૩૦૧ ઉપર 'રાગના તોડા'નો પ્રયોગ છે. તોડા તાલના હોય, રાગના નહિ. પાન ૩૪૮ ઉપર ' ત્રણ તાલની હીંચ ' લખવામાં આવ્યું છે એ સમજાતું નથી. ત્રણ તાલ એટલે ત્રિતાલ સમજીએ તો તે એક જાતનો તાલ અને હીંચ તે બીજી જાતનો તાલ છે. પાન ૪, ૫ અને ૬ ઉપર ' ટૉસ્ટ ', ' લૉકલ ', ' ટૅનીસ ', ' નૅાટીસ ' જેવા ખોટા ઉચ્ચાર છપાયા છે. ' પાન ૩૭ ઉપર, ' આત્મશ્લાઘા કરતો રઘડો બે—કાંઠે હતો '.આ વાક્યમાં ' બેકાંઠે 'નો અર્થ ' In form ' આપ્યો છે જે ખોટો છે. ખરો અર્થ ' In high spirits ' જોઈએ. લેખક સુરુચિનો ભંગ નથી કરતા પણ એક સ્થળે એમણે પાને ૧૨૬ ઉપર ' તારી માંની લાજ...' વાક્ય લખ્યું છે જે કેવળ બીભત્સ જ ગણાય.

લેખકની ભાષામાં સુંદર અલંકારો સતત વહેતા જ રહે છે. છતાં ક્યાં ય પણ બળાત્કારે લાવવામાં આવ્યા હોય તેમ જણાતું નથી. પાન ૨, ૩, ૬, ૭, ૧૮, એમ નોંધી ન શકાય એટલાં પાના પર વાંચો એ જોઈ શકશો. પાન ૪૯ ઉપર ખોજાની દુકાનનું વર્ણન, પાન ૧૮ ઉપર સાકાના રૂસણાંની વાત, પાન ૩૧૬ ઉપર ભૂવાનું વર્ણન, પાન ૩૪૨ ઉપર ' કોશ નીતરી રહ્યો હતો, વાવમાં ટપાક ટપાક પડતાં ટીપાંનો અવાજે ય બંધ થયો હતો ' જેવાં સૂક્ષ્મ વિગતો આપતાં વાક્યો આપણા ચક્ષુ સમીપ વાવ અને કોશ ખડાં કરી દે છે જેમ કૉનરૅડનાં સમુદ્રના અને સમુદ્રકાંઠાનાં વર્ણનો આપણને ખારાં પાણીનાં ગંધ અને દેખાવનો અનુભવ કરાવે છે તેમ. ' વાની મારી કોયલ 'માં પાન ૩૪૨ ઉપર આંધળો દાદો પોતાની પૌત્રીમાં કાંઈક આકસ્મિક ફેરફાર જોઈ શક્યો. પૌત્રીના પતનની તેને પોતાના નાક દ્વારા ખબર પડી ગઈ: ' નવ-પલ્લવિત બટમોગરાની કળી શી તેની અણમોટી દેહલતામાંથી કોરી ધરતી ઉપર વાછટ થતા

પંછીનો આછો આછો, મીઠો પમરાટ મહેકવાને બદલે દાદાને પહેલી જ વાર પરસેવાની ખારી વાસ આવી.' આવું સૂક્ષ્મ જ્ઞાન અને તેની વાસ્તવદર્શી છતાં સંપૂર્ણ કલાયુક્ત રજુઆત કરવાની શક્તિ ભાજી મૂળા પેઠે ઠામ ઠામ જડતી નથી જ.

લેખકની હાસ્યરસિક વાતોમાં હાસ્ય સ્ફુટ છે અને ગામડાંનાં માનવીઓનાં માનસ જોતાં તે સ્વાભાવિક છે. તેમનામાં ઝાઝું અને ઝીણું પાત્રાલેખન નથી આવતું, સંવાદ પણ નથી દેખાતા. પણ જ્યાં જ્યાં ગામડાં અને ત્યાંની સૃષ્ટિ આલેખવાની હોય છે ત્યાં ત્યાં લેખક કલાકાર તરીકે સોળે પાંદડીએ ખીલી ઊઠે છે. વાતાવરણ, પશ્ચાદ્‌ભૂ, શૈલી વગેરે આ કથાકારની ઉત્તમ વાતોમાં એકમેકમાં ભળી જાય છે જેમ ગાનારનો કંઠ, સારંગી અને તબલાંના સૂર ભળી જાય છે તેમ અને પરિણામે રચાય છે હૃદયંગમ, દિલચસ્પ સંગીત.

જેવી કાળજીથી લેખક આરંભ અને મધ્યભાગની જમાવટ કરે છે તેવી કાળજીથી અન્ત ઘડતા હોય–જેમ એ પોતાની સુંદર કૃતિઓમાં કરે છે. તો એમની કલમથી ઉત્કૃષ્ટ કૃતિઓ નીપજવી સહેલી છે. પ્રથમ સંગ્રહથી પ્રાપ્ત કરેલ કીર્તિમાં એઓ દિનપ્રતિદિન વૃદ્ધિ કરવા શક્તિમાન થાઓ.

—ધનસુખલાલ મહેતા

---

## ગામડાંના પતનનો ઇતિહાસ

— પૃ. ૧૦૨નું ચાલુ —

ગામડાંઓ હવે સ્વતંત્ર કે આત્મસંતોષી રહ્યાં નથી. પરાવલંબી થતાં જાય છે. ગામડાંમાં પણ હવે સફેદ ધોએલાં વસ્ત્રો, ફેશનો, મોજશોખ, ચા સીગારેટની પ્રતિષ્ઠા વધતી જાય છે. પરિણામે ગામડાંઓમાં ભૂખમરાના રાક્ષસે દેખા દીધો છે, ખેતી અને ગામડાંના કારીગરોના ધંધા નબળા બન્યા છે. યુરોપિયન અને પછી જાપાનીઝ મોહક વસ્તુઓએ ગામડાંઓને ખુવાર કર્યાં છે. ખેડુતોના ઢોર ઢાંખરનો ધંધો ભાંગતો જાય છે. કપાસીઆનું તેલ મીલોમાં નીકળી પરદેશ ચડે છે એટલે દુઝણાં ઢોરો માટે કપાસીઆ મળતા નથી. ગામડાંઓની ગૌચરની જમીન ઘટતી અને સંકોચાતી જાય છે. જે ખેડૂતોના ઘરોમાં હાથી જેવાં બેલો અને ગાય ભેંસો હતાં તેમના ઘરમાં હવે દુબળાં, સુકલકડી પશુઓ જોવામાં આવે છે. ગામડાંઓની રિદ્ધિ સિદ્ધિ ચાલી જાય છે.

ગામડાંઓમાં પણ હવે પૈસાનો મોહ જાગ્યો છે. લોકો પોતાના છોકરાઓ અને છોકરીઓને શહેરના કારખાનાઓમાં પૈસા કમાવવા મોકલે છે. પરંતુ ત્યાંથી ખોટી ફેશનો, ખોટાં વ્યસનો, ખોટી વર્તણુક, ખોટા દંભો વિગેરે અનેક દુર્ગુણો કમાઈ આવે છે. આપણાં ગામડાંઓની જીવનદૃષ્ટિ બદલાઈ છે. હવે ગ્રામવાસીઓ જીવવા માટે ધંધો કરતા નથી, પરંતુ નાણાંના લોભ અને નફા માટે કરે છે. ગ્રામવાસીમાં શહેરીઓની પેઠે પતંગીઆં બનતાં જાય છે. ભૂખમરો, બેકારી, ચીંથરેહાલપણું ગામડાઓમાં દાખલ થતું જાય છે. આપણી પ્રજાના ૮૦ ટકા માણસો ગામડાંઓમાં રહે છે.

કોંગ્રેસ સરકારે ખેડૂતોને ધીરધારમાં રાહત આપવા કાયદા ઘડયા, પરંતુ ગામડાંઓમાં શાહુકારોનો કોરડો હજી બરાબર વીંઝાય છે. ગામડાંઓમાં પક્ષભેદ અગાઉ પણ હતાં. પણ ગામના કલ્યાણ અર્થે એ જોઈએ ત્યારે મટી જતાં. હવે પક્ષભેદો, ખેંચાખેંચી અને સંઘર્ષણો વધતાં જઈ ઉગ્ર બને છે. સાહુકારોના બાગો પણ ગામડાંના અર્થશાસ્ત્રને હાનીકારક છે. સરકારી મહેસુલી કોરડો પણ સખ્ત દમન કરે છે. ગામડાઓમાં જાસા ચીઠીઓનો ઉપદ્રવ પણ વધ્યો છે. પણ આવા આવા સામાજિક રાજકિય, આર્થિક અને અંધશ્રદ્ધાના અનેક પ્રશ્નો ગરીબી, મોંઘારત અજ્ઞાન સાથે મળી ગામડાંઓને પાયમાલ કરવામાં ભાગ ભજવે છે.

## ફૉસ્ફૈરા—સુવર્ણમિશ્રિત



આ ઔષધિમાં ફૉસ્ફરસ, સુવર્ણ, લોહ ઇત્યાદિ શરીર પોષક મુલ્યવાન ક્ષારો આવે છે, હૃદય, શરીર અને જ્ઞાનતંતુઓને મજબૂત બનાવે છે. છેલ્લાં ત્રીસ ત્રીસ વર્ષથી દાક્તરો આ દવા લેવા ભલામણ કરે છે. ૪૦ દિવસ ચાલે એવી એક બાટલીના ફક્ત રૂ. ૩–૮–૦.

**રૉય એન્ડ કું.**

હોમીઓ પાંથ્સ

પ્રિન્સેસસ્ટ્રીટ, મુંબઈ ૨

હરેક પ્રકારના તાવ માટે અકસીર દવા

## કોના મેલેરીયા

**એગ્યુમિક્ચર**

વાપરી ખાત્રી કરો.

*

શરદી સળેખમ અને શરીરના તમામ દુ:ખાવા માટે અકસીર ઇલાજ

## કોના પેન બામ

બનાવનાર :

**કોના કેમીકલ વર્ક્સ**

: સોલ એજન્ટ :

**કોના એજન્સી : મુંબઈ ૩**

# રૂપગર્વિતાનું અભિમાન કરશો નહિ



ચંદ્રનો તિરસ્કાર કરે તેવું મુખ, કમળનો પરિહાસ કરવામાં સમર્થ એવાં નેત્ર, સોનાથી પણ સરસ વર્ણ, ભ્રમર જેવા કેશ, ભારે નિતંબ, મનોહર વચન, અને કોમળપણું આ બધું તમને પ્રાપ્ત થયું હોય તો તમારા રૂપનું અભિમાન કરશો નહિ...કારણ કે હાથીની ગંડસ્થળની શોભાને હરી લે - તેવા સુડોળ સ્તન વૈભવ વિનાનાં તમારા આ બધાં ભુષણ નકામાં છે. આ ઉણપ દૂર કરવા અર્વાચીન રૂપ યૌવનાઓ, પિયુષ અપલીફ્ટ બ્રેસીયરની સજાવટ કરે છે. તમે પણ એનો ઉપયોગ કરી તમારા સૌંદર્યને નવપ્રતિભા, સુલક્ષિત નવયૌવન અને રૂપગર્વિતાનું ગૌરવ અપાવો.

| સ્ટાઇલ | નંબર | સાઇઝ | કિંમત રૂ. |
|---|---|---|---|
| " મોડર્ન " | ૨૩૦૧ | ૨૬" થી ૪૬" | ૨–૦–૦ |
| " લવલી " | ૨૪૦૫ | ૨૮" થી ૩૬" | ૩–૦–૦ |
| " સ્નો વ્હાઇટ " | ૨૦૯૬ | ૨૬" થી ૩૮" | ૩–૦–૦ |
| " કોટન નીરૈઠ " | ૧૭૧૫ | ૨૮" થી ૩૬" | ૩–૮–૦ |
| " યંગ સ્ટર " | ૨૫૧૭ | ૨૮" થી ૩૬" | ૪–૮–૦ |
| " સીલ્ક નીરૈઠ " | ૧૦૧૫ | ૨૬" થી ૩૬" | ૫–૪–૦ |

*Note* : Bust Measurement Should be Sent.

## પિયુષ હોઝીયરી વર્કસ

૧૩૫૨, રાજા મહેતા સ્ટ્રીટ, અમદાવાદ.

મુંબાઇના સ્ટોકીસ્ટ:—મોહનલાલ તારાચંદ, સ્વદેશી મારકેટ, રામી ગલી કાલબાદેવી રોડ, મુંબઈ ૨.

કલા, જીવન, સાહિત્ય ને સંસ્કારનું માસિક

વર્ષ ત્રીજું ● અંક ત્રીજો ● માર્ચ



તંત્રીઓ
મોહનલાલ મહેતા (સોપાન)
કાન્તિલાલ હ. પરીખ

અનુક્રમ





વાર્ષિક લવાજમ

| દેશમાં | પરદેશમાં |
|---|---|
| પાંચ રૂપિયા | સાત રૂપિયા |

જીવન સાહિત્ય મં
રાવપુરા,
વડોદરા.

# જરૂરી વિગત

* આ માસિકમાં કલા, જીવન, સાહિત્યને સંસ્કારને અનુલક્ષીને લેખો આવે છે. એમાં આવતા લેખો રોચક ને જીવનનાં ઉપયોગી તત્ત્વોથી રચેલા હોય છે.

* માસિકનું વાર્ષિક લવાજમ રૂા. પાંચ છે. વર્ષમાં ત્રણથી ચાર ખાસ અંકો વિશેષ સામગ્રી સાથે આપવામાં આવશે. સામાન્ય અંકની છૂટક નકલની કિંમત આઠ આના અને ખાસ અંકની એક રૂપિયો રહેશે.

* માસિકમાં પ્રગટ થયેલ લેખોના બદલામાં લેખકને પૃષ્ટદીઠ એક રૂપિયો પુરસ્કાર આપવામાં આવશે પરંતુ કોઈ પણ લેખ કે કાવ્ય માટે ત્રણ રૂપિયાથી ઓછું અપાશે નહિ. છપાયેલા લેખની-છૂટી ત્રણ પ્રતો, માસિકનો અંક તથા પુરસ્કારની રકમ, અંક પ્રગટ થતાં જ લેખકને મોકલવામાં આવશે.

* દરેક મહિનાની પહેલી તારીખે માસિક પ્રગટ થશે.

* પ્રગટ તારીખ પછી એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે ટપાલખાતામાં તપાસ કરવી ને ત્યાર બાદ જ અમને જણાવવું.

* સંપાદનને લગતો પત્રવ્યવહાર તંત્રી, પ્રતિમા ૧૩૮ મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈના સરનામે કરવો. ફોન નં. ૨૨૦૫૭

* સરનામું બરાબર નોંધી લેશો, ને પત્રવ્યવહાર કરતી વખતે રેપર ઉપર આવતો તમારો ગ્રાહક નંબર અવશ્ય જણાવશો.

જીવન સાહિત્ય મંદિર,
૪૦૪, કાલબાદેવી રોડ, મુંબઈ ૨



કલા, જીવન, સાહિત્ય ને સંસ્કારનું માસિક

વર્ષ ત્રીજું | માર્ચ '૪૧ | અંક ત્રીજો

# વિરામ કેવો ?

ના, ના, હવે વિરામ કેવો ? શત્રુનું સૈન્ય એક ક્ષણનો યે થાક ખાધા વિના પાછળ ધસી આવતું હોય ત્યારે થોભી કેમ શકાય ? થોભવું એટલે તો પરાજય પામવું. મૃત્યુ કરતાં યે એ તો ભૂંડો પરાજય.

•

કૂચ શરૂ કર્યા પછી નિશ્ચિત સ્થાને પહોંચ્યે જ છૂટકો. જે વચ્ચે અટકી જશે તે એક પળવાર તો બીજાની કૂચને પણ થંભાવશે. બીજાના માર્ગમાં પથ્થર બની અંતરાય નાખવા કરતાં વેગભર ધસી જઈ વિલીન થઈ જવું શું ખોટું ?

•

અને બીજાના અંતરાયે અટકશે પણ કોણ ? યુદ્ધના પોકારો કરતી પાછળ ચાલી આવતી નવા યુગની સેના એ પથ્થરને કાં તો રસ્તા પરથી હઠાવી દેશે અથવા એ ઉપર વજ્ર પ્રહારો કરતાં એના ચૂરા કરશે. આવો પથ્થર બનવાનું આજની વેળાએ કોણ પસંદ કરે ?

•

સૈનિક થતાં પહેલાં લાખ વખત વિચાર કરજો. પરંતુ એક વખત પ્રતિજ્ઞા ઉચ્ચારો અને ખભે બગલથેલો ભેરવી દો પછી થોભતા નહિ, પાછા વળતા નહિ. તમારી સેના હિંસાને વરેલી હોય કે અહિંસાને સૈનિકનો ધર્મ સરખો જ છે. જીતવું અથવા તો મેદાનમાં જ મૃત્યુ પામવું. એ સિવાયનો બીજો માર્ગ જે લેશે તે પોતાની જાતનો ને પોતાની સેનાનો દ્રોહ કરશે. એવા દ્રોહી બની આ ભૂમિને કોઈ અપવિત્ર ન કરશો.

દૂરથી શંખધ્વનિ સંભળાય કે ન સંભળાય, યુદ્ધનાં ઢોલ-ત્રાંસા વાગતાં હોય કે ફૂટી ગયાં હોય, તમારો અંતરનો શંખ એક પળ પણ વિરામ ન પામજો. ખાતરીપૂર્વક માનજો કે એનો નિરવ નાદ થાકેલાઓને નવું લોહી આપશે, અલ્પપ્રાણમાં પ્રાણ પૂરશે, દુશ્મનના કલેજામાં કારમો થથરાટ પેદા કરશે. એ શંખ અહોનિશ બજાવ્યા કરો અને નાદ સાથે જ તમારા પગનો તાલ મિલાવતાં આગળ ધપ્યે જજો. વિજયદેવ તો તમારી રાહ જોઈને જ ઊભો હશે.

શ્રી.

# પ્રથમ દષ્ટિપાત

શ્રી. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

•૨-' જિગર અને અમીઃ ' પ્રથમ, દ્વિતીય તથા તૃતીય દર્શન-સત્ય ઘટનાત્મક નવલકથા લેખક શ્રી ચુનીલાલ વ. શાહ ( ' સાહિત્યપ્રિય ' ): ૪થી આવૃત્તિ [ ૧લા દર્શનની ૧લી આ. ૧૯૪૩: મૂલ્ય રૂ. ૨ાા + રૂ. ૨ાા. ]

કહે છે કે ઘણાં અવલોકનો ચોપડી વાંચ્યા વિના જ લખાય છે; બહુ તો થોડાં પાનાં આમ-તેમ ઉથલાવી તેમાંથી ઇધરઉધર થોડી પંક્તિઓ પર નજર નાખી ન નાખી અને લખી નખાય છે. કોઇ પણ વર્ગની વ્યક્તિઓ વધે, ચોપડીઓ અને વર્તમાનપત્રો વધે, તેમાં લખનારાઓ અને તે લખનારાઓની સંખ્યા વધે, તેમ તેમ તેમાં બેજ-વાબદાર કારીગરો, અકુશલ કાર્યકરો, વેઠ લેખે માત્ર ભરતિયું ભરનાર પેટભરાઓની સંખ્યા વધ્યા વિના ના જ રહે.

અવલોકન લખનારે ચોપડી આખી વાંચવી જોઈએ એટલું જ નહીં; આગળ વાંચતો જાય તેમ તેમ વાંચેલું ભૂલતો જાય એવા વાચકે અવ-લોકનો લખાય જ નહીં, લખવાં હોય જ નહીં. અવલોકનક્રિયા સમગ્ર ક્રિયા છે, આદિ મધ્યઅંત આખી વસ્તુને સમગ્ર રૂપે એકમ લેખે જોઈ નિહાળી રહે, તેવા વાચકે અવલોકનો લખાય, તે જ ઉચિત.

કેટલીક ચોપડીઓ પોતે એક ગણાય એવી હોતી નથી. આ ' જિગર અને અમી ' એક વસ્તુ વિષયક ચોપડી નથી, એક જાતિની પણ આદિથી અંત લગી નથી; ભેળસેળિયા કે ખીચડિયા ચોપડી જણાય છે; જો કે કર્તા તેનું ઐક્ય સ્થાપવા ફરી ફરીને મથે છે. નાયિકા અમી ઉર્ફે ચંદ્રાવલિ સોમલ ભેળવેલું દૂધ પી મૃત્યુ પામે છે, અને એના મોતથી લીલા ( નાયક જિગર ઉર્ફે વિશ્વંભરની કાકાની પુત્રી ) ગાંડી જેવી થઈ જાય છે, આખું કુટુંબ મુંઘાઈ છિન્નભિન્ન અને બેહાલ થાય છે, તથા નાયક મ્હારો છૂટે છે, ત્યાં લગીનો વૃત્તાંત જ એક નવલ કહેવાય એવો છે. પહેલા ભાગનાં સવા-બસો પાનાં જ નવલ ગણાવા પાત્ર છે બીજા ત્રીજા ભાગનાં મળીને બીજાં બસો ત્રીશ પાનાં છે તેમાં, બીજો ભાગ અને ત્રીજાનો આરંભ નવલના કરતાં કાશ્મીર અને પંજાબ પ્રાંતના કેટલાક ભાગના દેશ દર્શન જેવો છે, અને પછી તો નાયક વિશ્વંભર ( ઉર્ફે જિગર ) જૈન સાધુની દીક્ષા લે છે, એટલે કર્તા બાકીની ચોપડીમાં જૈન સાધુઓ, શ્રાવકો, જૈનધર્મના આચારવિચાર એ સર્વમાં આવેલો સડો, અને એ સર્વ સુધારવાની આવશ્યકતા, તેના પ્રકાર, વગેરે વગેરે લઈ બેસે છે, તથા એ સમાજ માટે સમભાવ અને લાગણીવાળો લેખક દોરે તેવું એનું મોટે ભાગે વાસ્તવિક ચિત્ર કર્તા દોરે છે. આમાં તે લાહોર અને જમ્મુથી મુંબાઈ લગીનો પશ્ચિમ હિંદનો વિસ્તીર્ણ પ્રદેશ ખુંદી વળે છે, એટલે એવા વિષયના જિજ્ઞાસુ માટે ચોપડી એ રીતે રસિક રહે છે ખરી, પરંતુ આપણામાં નવલોનું વાંચન કરનારો કિશોર અને યુવકવર્ગ મોટે ભાગે આવા વિષયમાં કે સુધારક હૃદયની લાગણીઓ અને આવેશોના નિરૂપણમાં રસ લેનારો હોતો નથી, એટલે આ ચોપડી હાથમાં લીધા પછી પણ એ વાચકોમાંના કેટલા આ બીજા ત્રીજા ભાગને પ્રથમ ભાગની જેમ વાંચી શકે, કેટલા તો થોડા આ બીજા ત્રીજા ભાગને પણ ધ્યાનથી વાંચતા હશે, એ બાબત વિચારશીલ વિવેચકને માટે એક સવાલ જેવી જ રહે છે.

કર્તા પોતે તો બીજા ત્રીજા ભાગના આરંભમાં નિવેદન કરે છે, તેને ' પ્રત્યુત્તર 'નું નામ આપી જણાવે છે, કે એમને ' આ ભાગોને શાને ટુંકાવી

---

• પ્રથમ દષ્ટિપાત નામે લેખમાળાનો રચા વિષયઃ ' સાહિત્ય પરામર્શ ': એને માટે જુવો ' પ્રતિમા ' માસિક, જાનેવારી ૧૯૪૧ નો અંક.

દેવામાં આવ્યા ? ' એવા કાગળો મળ્યા છે, તો એવા વાચકોને જવાબ લખવો પ્રાપ્ત થાય છે કે નવલકથાની કલાની દૃષ્ટિએ પોતે તેમ કરેલું છે, વગેરે.

આ શું સાચું માનવું ? પહેલા ભાગના આરંભમાં ય કર્તા નિવેદન કરે છે કે વિશ્વંભર અમદાવાદના મધ્યમ વર્ગના ઉજળિયાત કાર્યકરોમાં એક જાણીતી વ્યક્તિ છે, આ નવલકથા કલ્પિત નથી, તેના જીવનચરિત્રની મુખ્તેસર હકીકત જ છે, વળી તેણે પોતે લાંબી દિન્ક્રી ( ડાયરી, હજારો પાનાં લાંબી ) લખી છે, જે તેણે કર્તા—શ્રી સાહિત્યપ્રિયને જોવા આપેલી, આવી ચોપડી માટે વાપરવાની પરવાનગી સુદ્ધાં આપેલી, તે ઉપરથી લખી છે, ડાયરીને ટુંકાવવા ઉપરાંત પોતે—શ્રી સાહિત્યપ્રિય—થોડું જ કર્યું છે, વગેરે. આ પણ શું સાચું માનવું ?

ચોપડીમાં સ્થળે સ્થળે કાશ્મીર મહારાજા હરિસિંહજી, શ્રી નરસિંહરાવ ભોળાનાથ, કમળાશંકર ત્રિવેદી, કેશવ હર્ષદ ધ્રુવ, ભોગીંદ્રરાવ દિવેટિયા, શેઠ દેવકરણ નાનજી, પંડિત લાલન, પૂજ્ય ગાંધીજીએ પતિત ઠરાવેલ પેલા આશ્રમના સ્થાપક કચ્છી સૂરી—વેદાંતી, વીશમી સદી ( એ સચિત્ર માસિક )ના સ્થાપક હાજી મહમ્મદ અલારખિયા શીવજી, વગેરે કેટલીક જાણીતી વ્યક્તિઓના અને સાથે ગુજરાતી સાહિત્ય પરિષદ જેવી સંસ્થાઓના નામ કર્તા આણે છે, એટલે પણ ચોપડીઓનાં ચિત્રોમાંનાં કેટલાક બની ગયેલ વાસ્તવિક બનાવો અને આપણા વચ્ચે સજીવન પ્રવૃત્તિ કરી ગયેલ જાણીતી વ્યક્તિઓને સ્પર્શતાં લાગે છે, અને એમ કર્તા દાવો કરે છે કે નવલ મોટે ભાગે " સત્યઘટનાત્મક " છે, તેને આ સર્વ સામગ્રી ટેકો આપતી લાગે છે. અને તો પણ એ બધું એક કુશળ કારીગરે ખીંચાવેલી ખીચાત માત્ર પણ હોય. નવલકથા ક્ષેત્રમાં કેવળ કલ્પના જાળને અને-સાંધીસુંધીને સર્જેલ બનાવ પરંપરાને આ તો ખરી બનેલી તવારીખ માત્ર છે એમ જણાવીને વધારે આકર્ષક બનાવવાની યુક્તિ તથા તેમાં અવાસ્તવિક બને કે અજબ જેવા અંકોડા પણ આણવા કે જોડવા પડે ત્યારે જાણો જ છો ને, truth is some times stranger than Fiction એટલે કલ્પિત જોડતો હોઉં તો તો આવું અંદર આણું નહીં, પણ માત્ર બનેલા બનાવ વર્ણવાતું લઈ બેઠો છું એટલે શું કરું, લાઈલાજ—એવી અજબ જેવી ચાદરમાં તેમને લપેટવાની અને એવી એવી તરબીરો; પણ ઘણીવાર વપરાય છે. આ દાખલામાં પણ કર્તાએ એમ જ કર્યું હોવું જોઈએ એમ મને તો પાકો વ્હેમ જાય છે. તથાપિ એ વિશે હું નરો વા કુંજરો વા એવું સંદિગ્ધ વલણ રાખીને, ભલે જે કોઈ ચોપડી વાંચે તે આ વિશે પોતાનો સ્વતંત્ર અભિપ્રાય બાંધે, એટલી મતાંતરના સ્વાગત માટે ખુલ્લી બારી રાખવાને તૈયાર છું. ભલે વાચકોમાં આ સંખ્યાબંધ પણ માને કે કર્તાએ નિવેદનો દ્વારા આપી છે તે જુબાની સાચી અને માન્ય રાખવા જેવી છે, માત્ર કલાયુક્તિ નથી; નવલકાર લેખે નહીં, વ્યક્તિ લેખે કર્તા જાતે આવી ખાતરી આપે નહીં ત્યાં લગી હું તો એને કલાયુક્તિ જ ગણવાના મતને વધારે વજન દઈશ.

ગુજરાતી સાહિત્યના નવલોના ક્ષેત્રમાં અત્યારે આપણે ત્યાં ત્રણ સર્જકો મોખરે છે, તેઓ એટલા તો જાણીતા પણ છે કે તેમનાં આખાં નામે અહીં શાને, માત્ર નામ ( કે તખલ્લુસ )ના પ્રથમાક્ષરથી કામ સરે એમ છે એટલે આટલું જ કહું છું કે એ ત્રણ તે, ક., ધૂ. અને ર. છે. અને આ પહેલી હરોળમાં આવી જવા અને તેની કીર્તિકમાણીમાં ભાગ પડાવવાને પ્રયત્નો થાય તેને કુદરતી બલ્કે શ્લાધ્ય ગણું છું, અદેખાઈ પ્રેરિત કે ટીકાપાત્ર ગણતો જ નથી. માનવ પ્રવૃત્તિના દરેક ક્ષેત્રમાં પ્રગતિ સાધક એ મહદભિલાષ કે સરસાઇ (emulation) ની ઊર્મિ છે. ઉપલા ત્રણ સાથે શ્લાધ્ય સ્પર્ધામાં ઉતરતા નવા નવા સર્જકો પણ આગળ આવે છે અને પ્રયત્નો કર્યા કરે છે. પરંતુ આજ લગી તો એવા કોઈ પ્રયત્નને નવલવાચકો-

માંથી ગોટી સંખ્યાએ વધારી લીધો હોય એમ દેખાતું નથી, અથવા દલીલની ખાતર સ્વીકારીશું કે ભાઇશ્રી રમણલાલ વ. દેસાઈ પણ લગભગ એ પ્હેલી હરોળમાં ગણી શકાય એવા ચોથા નવલકાર અત્યારે આપણા સાહિત્યમાં શોભી રહ્યા છે, તો પણ એમની સાથે કોઈ પહોંચવાને ય પ્હેલી હરોળના સર્જક ગણવાને આપણે હજી તૈયાર નથી. એ પ્હેલી હરોળમાં ગણાવાને પાત્ર ઠરવા માટે શ્રી. 'સાહિત્યપ્રિયે' આ 'જિગર અને અમી'ના પ્રથમ દર્શન કરતાં વધારે ચડિયાતો પ્રયત્ન કરવો પડશે. એમને એવા પ્રયત્નમાં વિજય ઇચ્છું છું. શરીર ગમે તેટલા વરસનું થાય પરંતુ કલા અને સર્જનના ક્ષેત્રમાં કલાકારની શક્તિઓને વાર્ધક્યની ધાસ્તી રાખવાની નથી. 'શ્વેતકેશી' કલાકારોમાંથી ઘણાની સર્જન શક્તિ ભરજુવાનીના જેવી જ ચાલુ રહેલી જોવામાં આવે છે. અત્યારે દુનિયાભરમાં સૌથી જાણીતો દાખલો બર્નાર્ડ શૉનો ગણી શકાય, જે એકાણુમે વર્ષે હજી પોતાનાં ચિંતનસર્જન કાર્યોમાં મંદ પડેલા નથી. અમેરિકન નોબલ પારિતોષિક જીતી જનાર સ્ત્રી નવલકાર પર્લબક પણ 'વન' ઉતરી જઈને 'પષ્ટપટક'માં પેઠાં છે, છતાં તેમનાં સર્જક લખાણોનો પ્રવાહ એટલો ને એટલો વિપુલ ચાલ્યા કરે છે.

આ નવલને એટલે કે 'જિગર અને અમી'ના પ્હેલા દર્શનને પણ આપણી શ્રેષ્ઠ નવલોની હારમાં કેમ ના મુકાય તે ઉપર હવે આપણે વિચાર કરીશું. પ્રાચીન ગ્રીસનો શ્રેષ્ઠ ફિલસૂફ મહાન સિકંદરના કૌમાર્યમાં તેનો શિક્ષાગુરુ એરિસ્ટોટલ સૌન્દર્યની મીમાંસા કરતાં અને વસ્તુના પ્રકરણને લગતા કેટલાક અગત્યના સિદ્ધાંતોને સ્થાપતાં, અશક્ય બનાવ અને અસંભવિત બનાવ વચ્ચેના તફાવત ઉપર આંગળી મુકીને ઉમેરે છે કે બનાવ ભલેને શક્યતારહિત હોય. જો વાચકને તે સંભવિત લાગે એ રીતે કલાકાર તેને વર્ણવી શકે એમ હોય, કલાકાર તેને એવા વાતાવરણ પરિસ્થિતિ આદિમાં મુકતો હોય અને એ પ્રકારે વર્ણવતો હોય કે વાચકને તેની શક્યા શક્યતાનો વિચાર આવે નહીં, તો એ સ્થાને એ સંજોગોમાં એ પાત્રો માટે સંભવિત જ લાગે એ પ્રમાણે નિરૂપી શકાય, તો તેવા બનાવ લેવામાં કશો જ બાધ નથી. કથાવસ્તુ માટે અનુચિત છે કુદરતી અશક્યતા, આપણે એટલે વાચક કે શ્રોતાથી માની ના શકાય એવી અસંભવિતતા; પરંતુ દેખીતી અશક્યતા અને સામાન્ય રીતે બોલતાં જ અસંભવિત ગણાઈ જણાય તેને પણ કલાકાર વાતાવરણ પરિસ્થિતિ શૈલી અને સંજોગબલે સંભવિત અને બન્યા પણ હોય એવા શ્રદ્ધેય (credible) જે જે બનાવોને બનાવી શકે, તે તમામને તે પોતાના વસ્તુ માટે લઇ શકે છે.

જિગર અને અમી સામાજિક નવલ છે તેમાં એક પછી એક જે બનાવો અને સંજોગો કર્તા વર્ણવે છે તે લગભગ અસંભવિતથી તદ્દન અસંભવિત લાગી જાય એવા જ બનાવોની પરંપરા જેવા લાગે છે. જાતે ઝેર પીને મૃત્યુ પામેલી ચંદ્રાવલિએ નવો અવતાર એક દક્ષણી બ્રાહ્મણના કુટુંબમાં લીધો, તેની માસી એક સબ જડજને પરણેલી હોવાથી પતિની નોકરીના કારણે સુરત રહેતી હતી ત્યારે એ બાળા નામે પુષ્પકાંતા તેરચૌદની ઉંમરે સુરત માસીને ત્યાં આવેલી, દરમિયાન જૈનસાધુ વિશુદ્ધવિજય (='જિગર') અને તેના ગુરુ ચાતુર્માસ ગાળવાને સુરત આવેલા તેમનો નગરપ્રવેશ ભારે ઠાઠમાઠથી એક 'વરઘોડો' કહાડીને કરવામાં આવેલો, અને શહેરની લગભગ બધી વસ્તી એ શોભા જોવાને ઓટલે, બારીએ રસ્તાની બંને બાજુએ ખડકાયલી. આમાં પુષ્પકાંતાની નજર વિશુદ્ધવિજય ઉપર પડતાં જ તેને આગલા ભવની પરિસ્થિતિ અનુભવેલી જ આદિ સાંભરી આવે છે, તે આપણા જૈનસાધુને એકાંતમાં મળે છે તેની પણ ખાતરી થઈ જાય છે કે તે પોતાની આગલા ભવની અમી જ છે. ત્યાંથી માંડીને એ પુષ્પકાંતા પણ (અફીણ ખાઇને) આપઘાત કરે છે, એ આખી બનાવ પરંપરા, પુનર્જન્મ માનનારા અને ચાલતા જન્મ દરમિયાન કોઈ અગલા ભવને લગતી

સ્મૃતિઓ જાગી પણ ઉઠે એવો સંભવ સ્વીકારનારાને માટે પણ સહેલથી મનાય અને ગળી જવાય એવી બનાવ પરંપરા નથી. થિયેસોફી, લેડબીટર, સ્પિરિચ્યુએલિઝમ, આદિ તમામ સાજસામગ્રીનો શ્રી સાહિત્યપ્રિય લાભ લે છે, તથાપિ એટલું સારું જ કરે છે કે વિશુદ્ધવિજય=વિશ્વંભર અને પુષ્પકાંતા=ચંદ્રાવલિ=અમી વચ્ચે કશા પણ સંદેશા એઓ-આપતા નથી. વાચકની અંધશ્રદ્ધા ઉપર એટલો વધારે ભાર લાદતા તેઓ અટકે છે.

આને મુખ્ય બનાવ લેખે જે વસ્તુપ્રવાહમાં સ્થાપવો સ્વીકારવો પડે, તેવી ઘટનામાં કર્તા એવું વાતાવરણ રચે છે એમ દલીલ કરી શકાય કે તેથી કરીને બનાવ પરંપરાનું આવું શિખર આણી મુકતા આગલા બનાવોમાંના ઘણાખરા પણ શ્રદ્ધેય કોટિમાં આવી જાય. પરંતુ એ બનાવમાંના કેટલાક તો અસંભવિત જેવા અથવા અશ્રદ્ધેય કે નબળામાં નબળું વિશેષણ વાપરિયે તો પણ માનવા મુશ્કેલ પડી જાય એવા તો રહે છે. બનાવ પરંપરામાં પુષ્પકાંતાની આગલા ભવની સ્મૃતિ જાગી એ સર્વોચ્ચ શિખર પ્હેલાંનું-ચંદ્રાવલિના મૃત્યુની ઘટના એ શિખર તપાસો. કોઈ દિવસ નહીં ને તેજ સવારે ચંદ્રાવલિની સાવકી સાસુ એના ઉપર ખાસ વ્હાલ દેખાડી પોતે એની વેણી પણ ગુંથે છે. આવા અભૂત પૂર્વ હેત અને લાડથી ચંદ્રાવલિ અને એની નણંદ લીલા બંને વ્હેમાય છે. અને લીલા એ સાસુનાં પછીનાં કૃત્ય છુપાઈને જુવે છે. સાસુ ( માયા ) દૂધનો કટોરો પોતાના ઓરડામાં લઈ જઈ તેમાં સોમલ વાટીને ભેળવે છે અને પછી એ દૂધ તથા મીઠાઈની તાસક ચંદ્રાવલિ જોડે એના પતિ વિશ્વંભર માટે મોકલે છે. વિશ્વંભર મરી જાય તો તેની ઘણી મિલકતનો વારસ એનો ન્હાનો સાવકો ભાઈ ( માયાનો પુત્ર ) થઈ જાય, અને આવા પરિણામને તાકીને જ પાપી માયા આ અપકૃત્ય યોજે છે. પણ લીલા દૂધમાં સોમલ ભેળવાતો જોઈ ગયેલ છે, તે ચંદ્રાવલિને પતિની મેડીએ જતી વચ્ચે રોકે છે, ચોકખું જણાવે છે કે દૂધમાં ઝેર છે તે બારીએથી ઢોળી દે, હું બીજું દૂધ હમણાં જ લાવું છું ત્યાં લગી થોભ, તે લઈને જ પતિ પાસે જજે. તથાપિ લીલા દૂધ આણવાને જાય છે એટલે ચંદ્રાવલિ નથી થોભતી નથી ઝેરવાળા દૂધને ફેંકી દેતી. એ તો સીધી મેડીએ જઈ પતિને હાથે એ દૂધ પોતે પીએ છે. ચંદ્રાવલિને માત્ર માયા ઉપર નહીં આખા કુટુંબ ઉપર સંસાર માત્ર ઉપર અને પોતાના જીવન ઉપર પણ અસંત વૈરાગ્ય આવી જાય છે એ સ્વીકારીશું. જે લક્ષ્મી આવાં અપકૃત્ય કરાવે તેને ધિક્કાર છે, જે જીવનમાં ચોતર્ફ આવું આવું બને, બનવા સંભવ, તે જીવન ઉપર પણ તેને ધિક્કાર આવે તે પણ સ્વીકારીશું. તથાપિ ચંદ્રાવલિ આપઘાતનો નિશ્ચય કરે. પતિ એમ જ માને કે હું વ્હાલી પ્રિયતમાને લાડ કરું છું મ્હારે હાથે એને દૂધ પાવાનો અપૂર્વ લ્હાવો લઉં છું, ચંદ્રાવલિ પણ એ અનુભવમાં પરમસુખ માને અને એમ મોત–અત્યંત દારુણ મોત કેમ કે એને તો આહમો મહિનો બેસી ગયેલો છે,–સ્વીકારી લે એ. એક તો ગાંડપણ છે, કર્તા પોતે એને ક્ષણિક ગાંડપણ કહે જ છે, અને બીજું એ આખો બનાવ અસંભવિત જ છે. આવા બનાવ ઉપર જે નવલકથા આટલે સુધી અવલંબે તે, એક "ડિટેકિટવ" કિસ્સાની જાતિની નવલ હોય તથાપિ સારી નહીં નબળી સંકલનાવાળી ગણાવાને જ પાત્ર છે. હું નથી ધારતો કે આ વિશે મતભેદ પણ સંભવી શકે.

મુખ્ય બનાવો વિશે જ્યાં આવો ચુકાદો વાજબી લાગે છે ત્યાં એ બનાવોને આણી આપતા આગલા બનાવોને બારીકીથી તપાસવા મૂલવવાની જરૂર ભાગ્યે. અને તો પણ બે ત્રણ વિશે કંઈક ઉમેરીશું.

પ્હેલો જ બનાવ જુવો. દેહલીના કલોકટાવર વિશે અત્યારે યાદ આવતું નથી પરંતુ મેં તો હિંદમાં જેટલા ઘડિયાળવાળા મીનારા જોયા છે તે દરેકમાં મીનારાની અંદર તેની દીવાલોને ફરતાં પગથિયાં જોયાં છે અને એ ગોળ દાદરના પગથિયાં ગણતો ગણતો છેક ટોચ લગી ચડેલો ને ઉતરેલો છું.

કોઈક મીનારામાં એવાં પગથિયાં છેક ભોંયતળિયેથી નહીં હોય તો તેને લગતી અગાશી હશે અને અગાસીમાંથી અંદર પેસવાનું દ્વાર અને ત્યાંથી ઉપર ચડવાને પગથિયાં એવી ગોઠવણ જ મ્હને તો સાંભરે છે. પરંતુ કર્તા આ મિનારામાં અંદરથી ચડવાને કશી વ્યવસ્થા ન્હોતી એમ ગર્ભિત રાખીને, તેની દિવાલના ઉપલા ભાગમાં પડેલી ફાટને સમારવા માટે ઈજનેરોને જ્યારે ત્યાં લગી પાલક બાંધવાનો ખર્ચાળ રસ્તો જ સુઝે છે ત્યારે કિશોર વિશ્વંભર પતંગ વડે ટાવરની બંને બાજુ ધીંગું દોરડું લટકાવી આવે છે એમ પોતાના નાયકનું પ્રથમ પ્હેલું પરાક્રમ વર્ણવે છે. આથી કલ્પના જ ઉટાંગ ગણાય એવી છે; ચોકખી બીનજરૂરી પણ છે

વિશ્વંભર ઘોડેથી પડી પછડાતાં એનો એક હાથ કોણીમાંથી ઉતરી જાય છે, માથે પણ સખ્ત પછાડને લઈને થોડો સમય બેશુદ્ધ હોય છે અને દાકતરને એની સ્થિતિ ગંભીર જણાય છે ત્યારે દિલ્હીથી તાર કરીને એના સસરાને અલીગઢ ખબર પ્હોંચાડાય છે. વિશ્વંભર અને ચંદ્રાવલિનાં લગ્ન થઈ ગયેલ પણ ચંદ્રાવલિ હજી સાસરે આવેલ નહીં તે સમયનો આ બનાવ છે. તાર પ્હોંચે છે ને તુર્ત સાસુસસરા એકદમ દેહલી ઉપડી જવાનો વિચાર કરે છે પણ માની લે છે કે પ્હેલી જ ગાડી તો હાથ નહીં આવે ત્યારે તેરેક વર્ષની બાળા ચંદ્રાવલિ શું કરે છે તે જુવો. વિશ્વંભરને કર્તા સાહસમૂર્તિ જેવો ચિતરે છે એટલું જ નહીં નાયિકાને પણ અતિ સાહસિક જણાવવા તેઓ માગે છે. અને પિતા-માતા હજી મુંઝાય છે. નીકળવાની તૈયારીઓમાં છે ત્યાં ચંદ્રાવલિ એમને કે કોઈને કશું જ કહેતી નથી. એને બીજો કશો વિચાર જ આવતો નથી એ તો દોડી જાય છે સ્ટેશને અને ચડી બેસે છે આગગાડીમાં, પ્હોંચી જાય છે દેહલી અને પોતાના પ્રાણ પતિ જ્યાં ખાટલે પડ્યા છે તે બંગલે. ઉજળિયાત વર્ણની શાળામાં ભણની ચૌદ પણ પૂરાં થયાં નથી એ ઉંમરની અને કુટુંબમાં સુરક્ષિત ઉછરેલી એક બ્રાહ્મણ બાળા માટે આવું આચરણ સંભવિત ગણાય ખરું કે? કઈ રીતે શક્યની કોટિમાં આવે તે કોઈ પણ સમઝાવી શકશે? હા, મજૂરણ-વર્ગની છેક બચપણથી ગામમાં એકલી ભટકતી પોતાની રક્ષા કરવામાં ટેવાયલી અને મજૂરી મેળવી પેટિયું કમાતી બાળાઓની જુદી વાત છે. પરંતુ ચંદ્રાવલિ કંઈ એ વર્ગની બાળા નથી,

કલાધરનો પ્રસંગ આપણી બાલાઓમાંથી અતિ સાહસિક અને માથાફરેલને માટે પણ અશક્ય તો શું અકલ્પ્ય છે.

ચોપડી શરૂ કરતાં કર્તા એવા આશયથી પ્રેરાયા જણાય છે કે ગુજરાતીઓ સાહસ માટે સ્વાશ્રય માટે જાણીતા નથી. સાહસિક નાયક ચિતરું તો ગુજરાતી વાંચકો સારી પેઠે આકર્ષાય. વળી સાહસિકતાનો આદર્શ તેમની આગળ ધરવાથી વાંચકોને કંઈક લાભ પણ થાય. બીજું કંઈ નહીં તો કેટલાક વાચકોના દિલમાં આટલું તો ઉગે કે જ્યારે ને ત્યારે ડરપોકપણે ઘરકૂંકડી થઈને બેસી રહેવું અને પડેલા ચીલાને વળગી વળગીને જ જીવન ગુજારવું એ કંઇ સારું નહીં, એમાં કંઈ મઝા ય નહીં; ખાસ કરીને જ્યારે કંઈ એવા સંજોગોમાં આવી પડિયે કે આપણું હીર બતાવવાની તક પણ ઝડપી લઈયે તો હાથ આવે ખરી, ત્યારે તો આપણે જરા લોહી ઉછાળો ફરમાવે તેમ વર્તવાનું સાહસ પણ કરવું ઘટે, તેને ફરી ફરીને દાબી જ દેવો, એ તો કંઈ ઠીક નહીં.

આ આશય–કર્તાને સ્ફૂર્યો જ હોય–તો કંઈ ખોટો ન કહેવાય. વળી એમની ગણતરી પણ સાચી હતી કે એવાં વર્ણનો વાંચવાને લોકો આકર્ષાય પણ ખરા. વારુ, લખતાં લખતાં નાયકની સાથે નાયિકા કુટુંબ વગેરે વણમાગ્યાં જ જોઈએ એટલે એમને બીજા મુદ્દા ઊઠ્યા. લાવ એક આદર્શ પ્રેમકહાણી વર્ણવું, અશ્રુતપૂર્વ, અભૂતપૂર્વ લાવ દાંપત્યજીવનની ભાવનાનાં શિખરો ચિતરી બતાવું. પતિવ્રત્ય અને સતીત્વની સાથે એક પત્નીવ્રતનો નમૂનો પણ આલેખું. અને આ શુભાતિશુભ પ્રકાશી

રહે માટે કુટુંબમાં જ સડે અને પતિત કલંકિત સ્ત્રી પુરુષો પણ આણું. વસ્તુમાં ય એ પ્રમાણે વિશાળતા અને વૈવિધ્ય આવી શકશે. નવલમાં રસ જમાવી શકાશે.

આ આશયો પણ કંઈ ખોટા ના કહેવાય. અને ઉપર સ્વીકાર્યું જ છે કે પ્હેલું દર્શન, પ્હેલાં સવાબસો પાનાં, એક સામાજિક નવલ છે પણ ખરી. તેનો મુખ્ય દોષ આ છે કે વિશ્વંભર અને ચંદ્રાવલિને સાહસમૂર્ત્તિ ચીતરવા જતાં બંને અસંભવિત લાગે એવાં ચિતરાઈ ગયાં છે. લીલામાં ભગિનીપ્રેમ અને દુરાચરણની સૂગ પણ અમર્યાદ થઈ ગયાં છે. દાદા શિવાયનાં પાત્રો માત્ર નામ જેવાં રહી ગયાં છે. અને તો પણ કર્તાના આશય આ નબળી કહેવી પડે એવી નવલમાં પણ કેટલેક અંશે સિદ્ધ થયા છે. પ્હેલાં સવાબસો પાનાં વાચક ઉપર અમુક અમુક છાપ થોડી ઘણી તો પાડે જ છે. પરંતુ ઉમેરવું પ્રાપ્ત થાય છે કે પછીનાં સવાબસો પાનામાં સ્ત્રીઓની કામુકતાના જે એક પછી એક પ્રસંગ આણ્યા છે, અને તે પછી તો જે જૈનસુધારા પુરાણ હોંસે હોંસે ડાલવ્યું છે, તેમાં કર્તાના આગલા આશયો ઉકરડામાં દાણાની જેમ દટાઈ જાય છે. બીજી રીતે કહું તો આ ચોપડી એક કે એક વિષય ઉપરની નથી. ત્રણ ચોપડીઓ ભેગી બાંધી છે, ત્રણ વિષયોનું ખીચડું બનાયું છે, એ હકીકત આ પ્રકારે પણ તરી આવે છે.

ચોપડી વાંચી લઈ તેનાં પાનાં ફરીફરીને ઉથલાવતાં કામુકતાએ કાણુ ખોઈ બેસતાં અને ઘસડાઈ જતાં આમાં કેટલાં સ્ત્રીપુરુષો આવે છે આવ્યા જ કરે છે એ હકીકતથી મુંઝાઈ જવાય છે. શું વિશ્વંભર એટલે જિગર એની અમી એટલે ચંદ્રાવલિને પૂરેપૂરા વફાદાર જ રહી તેના નિરૂપણ માટે ગૃહસ્થી કુલો અને રાજકુલો હિંદુસમાજ અને જૈનસમાજમાંથી આટઆટલાં પ્રલોભનનાં દાખલા ખડકવાની જરૂર હતી ખરી? જાણે કર્તા અરેબિયન નાઇટ્સ કે હું કિશોર હતો ત્યારે સ્થળે સ્થળે જોવામાં આવતી તે રેનોલ્ડ્સની બે ચાર નવલોનાં વાંચનમાંથી તાજાજ કર્તાએ આ નવલ આદરી હોય નહીં એવો કંઈક ભાસ થાય છે જે, બેશક, કર્તાને અન્યાય કરતો હોવાથી ભૂસી નાખવો ઘટે છે.

આગળ આપણે આપણા ત્રણ કે ચાર શ્રેષ્ઠ નવલકારોને સંભારેલા. કહેવાની જરૂર નથી કે ક. ની શૈલીનાં વેગ અને સામર્થ્ય ગ્ર. ની શૈલીના કડેડાટ ગડેડાટ ચરેરાટ, ધૂ. ની શૈલીની તીક્ષ્ણતા અને વેધકતા, કે ર. ની શૈલીની પ્રસન્ન શિષ્ટ લંબાઈ શ્રી ચુનીલાલ વર્ધમાન શાહની શૈલીમાં નથી. દૈનિક સાપ્તાહિક છાપા માં નોકરી વિશે મ્હારો સામાન્ય અભિપ્રાય એવો છે કે સાહિત્યશોખી વિદ્યાવાંછુ કે કલાનિષ્ઠ સૌંદર્યપ્યાસી જુવાને એ નોકરી વર્જવી. એમાં લેખન ઘસડ ઘસડ ઘસડ કર્યા કરવું પડે, મગજ થાકે વિશ્રાંતિ માગે. વિષયફેર ઇચ્છે, આંખમાં ઝાંખ વળે, માથું દુખે, બગાસાં પર બગાસાં આવે, તોપણ કતારો ( કોલમો ) ભરવાની તે ભરવાની જ, ભરતિયું અધૂરું મેલાય જ નહીં. મગજને લાંબા વખત લગી પ્રવૃત્ત રાખવું પડે, વિષય પ્રિય કે અપ્રિય તે જોવાનું જ નહીં અને મગજ પહોંચાડવાનું, કુદરતી કરતાં વધારે વેગે પણ તેને હાંકવાનું એવાં નિત્યકર્મમાં વિદ્યા સૌંદર્યપ્રીતિ કે સાહિત્ય પરિચય વધવાનો સંભવ નથી તો નથી. માણસની શક્તિઓ વેડફાય છે, અને તેની શૈલી વૈયક્તિક વિકસન માટેનાં સંજોગો મેળવવાને ઠેકાણે ઘવાતી ને પછડાતી, સજીવનતા જ ખોઈ બેસે છે. વૈયક્તિક શૈલી વિકસવાને બદલે એ બીબારાને વળગે છે, છાપાળવા લખાણની દુર્નિવાર્ય આદત, અશિષ્ટ અશુદ્ધ શબ્દાળું ફેંકફેંકાની આદત, ગમે તેવાં થીગડાં ને છોગાં ગમે ત્યાં ખોસવા, ચોંટાડવા, વળગાડવાની આદત; લખાણ કેવું થાય છે શું લખાય છે ને વિશે વધતી જતી બેપરવાઈની આદત કવિ કહે છે, ' લખતાં લહિયો થાય. ' કવિ પણ નથી કહેતા કે લખતાં લખતાં લખતાં નિપજી આવે લેખક.

પરંતુ આ માત્ર સામાન્ય દષ્ટિ છે. નિરપવાદ વ્યાપ્તિ નથી. કહે છે કે કોલસાની ખાણમાં હીરા

પણ પાકે, વર્તમાનપત્ર ચલાવતાં અને તેની નોકરી કરતાં કરતાં લેખક પણ પાકે. આનો આપણો સૌથી જ્વલંત દાખલો -પૂજ્ય મોહનભાઈ ગાંધીજી છે. પરંતુ એ વ્યક્તિત્વ તો એવું કે પ્રતિકૂલ સંજોગોમાં વિશેષ ઝળકી ઊઠે. બીજો દાખલો ઝ છે અને શ્રી ચુનીલાલ શાહે પણ પોતાની શૈલી ઉપજાવી લીધી છે; સરલ, સીધી, વર્ણનરસ વહેતો જ અનુભવાય એવી. કેટલીક યુવતીઓ બોલકણી હોય તે બોલ બોલ કર્યા કરે તેમાં તેમને ખાસ કહેવાનું કશું ના હોય, તથાપિ એ કંઠનો એ શબ્દરેલો કાનને સારો લાગે છે. શ્રી 'સાહિત્ય પ્રિય'ના લખાણુની લોકપ્રિયતા કેટલેક અંશે તો તેમની શૈલીની સરલ સાદી મીઠાશને લઈને પણ હોય.

'જિગર અને અમી' પ્રથમ દૃષ્ટિપાતે મ્હને અહીં જણાવું છું તે કરતાં વધારે સારી લાગી હોત તો હું રાજી થાત. કોઈ કર્તા કે ચોપડીને પ્રતિકૂલ થઈ પડે એવાં અવલોકન લખવાં કોને ગમે ! મને તો ના જ ગમે. વારુ. એમની બીજી કૃતિઓ પણ અવકાશે જોઈશ. અને જે કોઈને વિશે બે વખાણુના બોલ કહી શકાય એમ હશે, તેનો વારે-આ 'પ્રથમ દૃષ્ટિપાત'ની માળા ચાલશે તો તેમાં આવશે. વાચકને ખાસ વિનંતિ છે કે શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ જેવા સાહિત્ય સેવક વિશે આ મારો છેલ્લો બોલ કોઈ ન ગણે.

તા. ક. ઉપલું અવલોકન છાપવા આપી દીધા પછી બે અમદાવાદી મિત્રો મળવા આવી ચડયા, કંઈક બેઠા પણ ખરા, દરમિયાન 'જિગર અને અમી' વિશે વાત નીકળતાં, તેઓ કહે-અમદાવાદમાં એક જાણીતા 'સ્પિરિચ્યુઅલિસ્ટ'* કેટલાક વખતથી પોતાનો અદ્દભુત ધંધો ખેડે છે, વયે વૃદ્ધ છે, અને તેમણે પોતાના આગલા જીવનને લગતી ઘણી નોંધો દિનકી (ડાયરી) રૂપે લખી રાખેલી છે. એટલે શ્રી 'સાહિત્યપ્રિય' ચોપડી આરંભે જણાવે છે, તે પોતે કલ્પેલાં વસ્તુ ઉપર લગાવેલું છોગું માત્ર ના પણ હોય, એ ચોપડી મુખ્યાંશે 'સત્ય ઘટનાત્મક' અહેવાલ એટલે કે ઉપલા ગૃહસ્થના અનુભવો અને વીતકોમાંની રસમય ચુંટણી જ હોય, એ પણ બનવા જોગ અને માનવા જોગ છે.

એ ચોપડી જો નવલ જ નથી, તો મેં તો ઉપલું અવલોકન એને માત્ર નવલગણીને લખેલું છે, એટલે તેમાંની પ્રતિકૂલ ટીકા એને લાગુ ન પડે એટલું ખુશીથી સ્વીકારી લઉં છું.

એ ચોપડી જીવનચરિત્ર નથી; કર્તા એમાંની વિગતોના યાથાતથ્ય વિશે કશો જુમ્મો લેતા જ નથી. તાત્પર્ય કે 'જીવન અને અમી' નથી જીવનચરિત્ર, નથી નવલ, પરંતુ એ બે જાણીતી વાઙમય જાતિને વચગાળે-ન ભૂમિની ન વ્યોમમાં એમ પેલો ત્રિશંકુ રાજા લટકેલો તેવી કોઈ અગમ્ય રીતે-લટકતી જ રહે છે; એવી વિચિત્ર ચોપડી જુદા જુદા વાચકો પર એકબીજાથી ઘણી જુદી જુદી છાપ પાડે એમાં શી નવાઈ.

---

* સ્પિરિચ્યુઅલિસ્ટ પ્રેતાત્માઓને બોલાવી, પોતાના કે બીજાના પ્રશ્નો તેમને સંભળાવી, તેમના જવાબો મેળવી આપવાની વગેરે ચમત્કારો દેખાડવાની શક્તિ ધરાવે છે એવા દાવા કરનાર: આવા ધંધાદારીને આપણે શું નામ આપીશું ?-'વેતાલ ?' 'ભૂતલોલ ?'
 બ.

# ગીતહોરી

શ્રી. સુરેશ ગાંધી

## દૃશ્ય પ્રથમ

[ મહિનાઓની ઝંખના પછી વસંત આવે છે. પ્રકૃતિપુષ્પોના અલંકારો પહેરીને એના આગમનને વધાવવા આવે છે, ઝરણાંઓ પગમાં નૂપુર બાંધીને એના માર્ગમાં નાચે છે. વૃક્ષો અને વેલડીઓ આનંદથી ડોલી ઊઠે છે, અને એની પગદંડીઓ ફૂલોથી ઢાંકી દે છે. વસંત આવે છે એટલે બધા શ્રમિતોના કામકાજ થંભી જાય છે. લોકો ઉત્સવઘેલા થઈ કુંજોમાં નાચે છે. પુરકન્યાઓ નિશાળના બારણાં ઉઘાડાં મૂકી બહાર દોડી આવે છે, અને ડોલતી જૂઈવિથીકા સાથે નાચીને આનંદવ્યક્ત કરે છે.' ખેતરમાં દાતરડાં લઈને ઘાસ કાપતી, અને ક્યારાઓ વાળતી ખેડૂકન્યાઓ પણ એમનાં કામકાજ પડતાં મૂકી વસંતના આગમનથી પુલકિત થઈ હરિયાળી કુંજોમાં નાચવા દોડી જાય છે.— અને વસંત આવે છે એની બે સખીઓ સંગાથે બન્ને પ્રતિહારી સખીઓએ હાથમાં સોનેરી રૂપેરી ફુમતાંવાળી દંડીઓ ઉપાડી છે. એમનાં નામ ઉષા અને સંધ્યા. ]

નેપથ્યમાંથી :

કુંજકુંજના ઓઢી પટકુલ,
પગલે વેરતી કુન્દના ફૂલ
જો આવે ગીતમાલિકા
ઋતુની રાણી વસંતિકા:

ઉષા : સાંભળો, સાંભળો ઓ પુરવાસિઓ, વસંત આવે છે, વાસંતી આવે છે.

સંધ્યા : ઓ ગામજનો ઋતુઓની રાણી વસંતિકા આવે છે, આવો આવો.

પુરકન્યાઓ : ( નેપથ્યમાંથી દોડી આવે છે. એમણે સુંદર વસ્ત્રઅલંકારો પહેર્યાં છે. ) અમારાં વંદન સ્વીકારો વસંતરાણી.

[ ઊભી થઈને એ બધી વસંતના આગમનને વધાવતું એક નૃત્ય કરે છે. ]

નેપથ્યમાંથી :

આવો આવોને અરૂપરૂપ આવોને
પારિજાતકે અશોકે ફુલગંધે
આવો આવોને૦

આયુવસંત જ્યારે ઓઢે નવચુંદડી
ભક્તિના રંગે રંગે આવો'
નવનવ છુંદણામાં રૂપતત્વ જાગો
પરિમલ પાથે પાથે લાવો
આવો આવોને૦

અંતરની કલિકાનો ઘુંઘટ ખસેડીને
કમલના મગલાંએ આવો
અરવ પડેલી વીણા અંકમાં ઉઠાવીને
મિલનનું મધુ ગીત ગાવો
આવો આવોને૦

[ ગીતાંતે બધી જાય છે. ]

[ બીજી પુરકન્યાઓની એક મંડળી આવે છે અને નૃત્ય કરે છે. ]

નેપથ્યમાંથી :

આવો આવો ફાગણ આનંદે
ગાઓ ગાન સુકુલના છંદે
આવો આવો૦

રંગે જાઈ જૂઈ રંગે અશોક પલાશ
માધવી મુખે ઉડે નવનવ હાસ,
ગૂંથી ફૂલ ગુલછડી ઋતુ ડોલે
નાચે નાચે ઉર મૃદુસ્પંદે
આવો આવો૦

ઓરી ઓરી કેવડાની ફણુશે
રંગો રંગો કંકણુ હરષે
રાખ સખી મેંદીપાન પગપાનીએ
જાગે રંગ નૂપુરના છંદે
આવો. આવો૦

વાસંતી વેણું વાગે, કુમકુમ પથ જાગે
લાવ લાવ ગૂંથી હાર ડોલર ફૂલે
ડોલે મારૂં ઉર રસગંધે,
આવો આવો૦

●

[ નૃત્યાંતે માતા પ્રકૃતિ, અને એની ચાર બહેનો હેમંતીની, પાનખર, વર્ષા અને શિશિર આવે છે. દૂર સખીઓ સંગાથે એ વસંતને આસોપાલવના વૃક્ષ નીચે બેઠેલી જુએ છે, અને મળવા આગળ આવે છે. ]

પ્રકૃતિ : આ પુષ્પોના અલંકારોમાં હું કોને જોઉં છું ? વસંત ! મારી પુત્રી !

બધી બહેનો : વસંત બેન ! ઓ વસંત બેન !

પ્રકૃતિ : ઘણા દિવસ થયાં અમે તારી રાહ જોતાં હતાં. તારી એક સખી મલ્લિકાએ અમને ખબર આપ્યા હતા કે તું હિમગીરિનો પ્રવાસ કરી, કાશ્મીરની કુંજોમાં ફરી, અને કમલતલાવડીઓમાં નૌકાવિહાર કરીને જ પછી આ તરફ આવીશ

વસંત : હા, મા. તું તો જાણે છે કે મને રખડવું હાડ ગમે છે. ક્યાં ય થોડો વખત ઠરીઠામ બેસવાનું જ નહિ, અને કાંચનજંઘાના શિખરો ઉપર હોઉં, તો કાલે ગંધમાદનની ખીણોમાં ગાંધર્વકન્યાઓ સાથે શેવતી ફૂલની વેણી બાંધતી હોઉં.

હેમંતીની : તમારે તો હંમેશાં રખડવાનું મોટાં બેન, પણ આ નાની બેનોની કોઈ દિવસ થોડી જ સંભાળ લ્યો છો ? અમે તો તમને યાદ કરી કરીને જ અડધાં થઈ જઈએ છીએ.

પાનખર : તમે આવો છો વસંતબેન, અને આ ધરણીપર નવીલાણી ફૂટી નીકળે છે. ઝરણાંઓ ગીત ગાય છે. વૃક્ષો અને વલ્લરીઓ નાચી ઊઠે છે, અને લોકો ઉત્સવનાં ગીતો ગાય છે,

વર્ષા : તમે આવો છો અને રસ્તાઓ ફૂલથી ઢંકાઈ જાય છે. પુષ્પ જાણે તમારાં દર્શનને ઝંખે છે, અને પુરકન્યાઓ —

વસંત : હા, મેં હમણાં જ જોયું કે પુરકન્યાઓ નાચતી નાચતી અને ઉત્સવનાં ફૂલ ઉડાડતી અહીંથી ગઈ.

શિશિરા : બધાં તમને ઝંખે છે મોટાં બેન. તમારા વિના આનંદ નથી, ઉલ્લાસ નથી, ચેતન નથી, રંગોત્સવ નથી, બધું ફિક્કું અને રંગવગરનું લાગે છે.

પ્રકૃતિ : વસંત મારું કહ્યું માનશે ? થોડો સમય અહીં રોકાઈ જાને, તારી બધી બહેનોની પણ એવી જ ઇચ્છા છે, અને આ પુરવાસીઓ પણ તારાં દર્શને આનંદ પામે છે.

વસંત : પણ હું કેમ રોકાઉં મા ? મને ક્યાં ય ગોઠે નહિ.

હેમંતીની : મારા ઘરમાં રહોને બહેન, એવું સુંદર અને રળીઆમણું છે ! આંગણામાં આમ્રવૃક્ષો ડોલે છે, અને કોકિલાઓ દિનરાત ગીતો ગાય છે.

વસંત : ના રે બહેન, તારા ઘરમાં તો હું ગરમીમાં મરી જાઉં, આખો દિવસ બફારો મારાથી સહન ન થાય.

પાનખર : ત્યારે બેન મારે ઘેર રહો.

વસંત : તારે ઘેર ? ત્યાં તો મારાથી એક ઘડી પણ ન રહેવાય. એકલા સુકા પાંદડાઓના ઢગલામાં પડયાં રહેવાનું. મારું કોમલ અંગ તો એમાં સુકાઈ જાય, અને દુખવા માંડે એ વધારામાં.

વર્ષા : પણ મારે ત્યાં આવો તો શું ખોટું છે !

વસંત : તારે ત્યાં આવવું એટલે જેલખાનામાં પડ્યાં રહેવાનું. આખો દિવસ અને રાત મેઘનીધારાઓ વરસતી હોય, ઘરમાં અને બહાર બસ પાણી ને પાણી. ક્યાંય પગ મૂકવા જેટલી કોરી જગ્યા નહિ, અને બહાર તો નીકળાય નહિ. પાણીથી બીજાઈ જ જવાય.

શિશિરા : ગોરાં બેન હું તો ઘણા દિવસ થયાં ઝંખું છું કે તમે થોડા દિવસ ત્યાં રહો. તમને કોઈ જાતની અગવડતા નહિ પડે.

વસંત : તારે ત્યાં કોઈ જાતની અગવડતા નથી એ કોણે કહ્યું ? તારા ઘરમાં તો એકલો હીમ .. મારી કમલ જેવી કોમલ અને રેશમ જેવી સુંદર કાયા એમાં ઠરી જાય અને અસુંદર બની જાય. તારા ઘર કરતાં મૃત્યુનો સ્પર્શ વધારે સારો.

શિશિરા : પણ મોટાંબેન !

પ્રકૃતિ : શિશિરા, વસંતને ક્યાંય ગોઠે એમ લાગતું નથી. વસંત, કોઈને ત્યાં નહિ મારે ઘેર તો રહીશને ? દીકરીને માના ઘર કરતાં વધારે શું વ્હાલું હોય ? અને આપણું ઘર પણ કેવું સુંદર છે વસંત ! બાજુમાંથી નાના નાના ઝરણાંઓ કલકલ ગીત ગાતાં ચાલ્યાં જાય છે. આસપાસ જૂઈ અને રાતરાણીનાં ફૂલો ખીલે છે. અને આંગણામાં જ પારિજાતનું વૃક્ષ ઊગ્યું છે. સવારે ઊઠીને જો તો આંગણું એનાં ફૂલોથી ઢંકાઈ ગયેલું લાગે. પ્રભાતમાં મોર અને બપૈયા ગાય છે. કહે આવશેને ?

વસંત : એવી સુંદર અને રળીયામણી જગ્યામાં કોને ન રહેવું ગમે, મા ? પણ, મારું સાંભળશે ?

પ્રકૃતિ : એવું શું છે વસંત ? કોણ તને મારે ત્યાં આવતાં રોકે છે ?

વસંત : એવું ઘણું ય છે, મા. મારી વેદના તું નથી જાણતી.

પ્રકૃતિ : મને કહે વસંત, તને શું દુઃખ છે ? માતાથી કાંઈ છુપાવવાનું હોય ?

વસંત : એ સાચું છે મા, કે મારા આવવાથી તમને બધાને આનંદ થાય છે. એ સાચું છે કે હું આવું છું તો સંસારને નવાં સ્વપ્નોની પાંખો ફુટે છે. યૌવન નૂતન ઊર્મિંથી નાચી ઊઠે છે. પુરવાસીઓ આનંદોત્સવોમાં રાચે છે. પણ મને આ બધું ડંખે છે. જ્યાં સુધી હું તમારા સાથે રહું છું, ત્યાં સુધી સંસારીઓને હું ઉત્સવોમાં અને ગીતગાનમાં જકડી રાખું છું. એમને હું એવી મોહભરેલી કેદમાં બાંધી રાખું છું કે એમાંથી તેઓ છૂટી શકતાં નથી.

પ્રકૃતિ : પણ એવું શું છે પુત્રી ?

વસંત : જે લોકોને સમયની પળેપળની કિંમત હોય, તેમને મારાં આ ગીતગાન અને ફૂલોના ઉત્સવો કેમ ગમે ? એ લોકો મને ધિક્કારશે મા.

પ્રકૃતિ : ગાંડી રે ગાંડી. તારી એ શંકા ખોટી છે. માણસને સંસારમાં કામકાજ તો દિસવને રાત કરવાનું જ હોય છે. કામ કોઇ દિ ખૂટવાનું જ નથી. પણ એમાંથી થોડો આનંદ મળે, થોડી મુક્તિ મળે એવું સૌ કોઈ ઝંખે છે. એ લોકો આવી મુક્તિ મેળવી શકતા નથી. તું એ મુક્તિના, એ આનંદના રૂપમાં આવે છે અને બધાને કહે છે કામકાજ છોડો, આજે ફૂલોનો ઉત્સવ છે. નાચો, આનંદો, અને એ લોકો બધું ભૂલીને આનંદમાં નાચી ઊઠે છે. તું એમની મુક્તિની ઝંખના છો વસંત !

વસંત : તું એ બધું સાચું કહે છે મા. પણ બધા લોક એમ માનશે ?

પ્રકૃતિ : આજે નહિ તો કાલે એમને માનવું જ પડશે. લ્યો હવે ચાલો બધાં ઘેર જઇએ.

વસંત : હા, મા, ચાલો.

[ બધાં ચાલ્યા જાય છે. પુરકન્યાઓ નાચતી નાચતી આવે છે. ]

નેપથ્યમાંથી :

આજ બકુલ ગૂંથ્યા મણિબંધે
નાચે મોરું હૃદય આનંદે—આજ૦

કુસુમચુડી વાગે ગોરેગોરે હાથે આજે
પાંલવ ભરાય ફૂલગંધે
નૂપુરની વાણી વાગે નવનવ છંદે આજે
જાગે છે ઉર મૃદુ સ્પંદે—આજ૦

નવકુન્દમાલ ધરી કંઠે
ઉડી જાઉં સુરભીને પંથે
કાન કુંડલે ધરૂં કૃષ્ણચુડામંજરી
ગીતહોરી ગાઉં રસછંદે—આજ૦

★

## દૃશ્ય બીજું

[ ખેડૂ કન્યાઓનો એક સમૂહ નૃત્ય કરતો આવે છે. એમણે ધુણી મૂકતી ઓઢણીઓના છેડા પવનમાં ઉડે છે. કાંચળીઓમાં ગેરવાર ફુદરડીઓ ફરે છે. ]

નેપથ્યમાંથી :

કોણ કુસુમિત પગલે આવે
પરિમલ જે પથરાય,
વેણુગીત ગૂંજે આ કોનું
સ્વરતંતુ લહેરાય:

વસંતની વાંસળી વાગી રે
કુંજે કુંજે ચેતના જાગી રે
વનવીથિમાં કૂજવા લાગી
કોકિલા ગીત સુહાગી રે.

પરાગની અંજલિ ઢોળે રે
ઓરે ઓરે સમિરણ અંજલિ ઢોળે રે
એ તો ફૂલ કંકણી પગમાં એના પાથરે જેને
પામવાં ફૂલની વાણી રે.

ધજા ઓચ્છવની ઉડે રે
યૌવનના રંગની ઉડે રે
જીવન જે દોડતું એનાં
કંકુભીનાં પગલાં જોવા
અબીલની કેડીએ ચાલી રે.

●

[ ઉપરનો ખેડૂ કન્યાઓનો સમૂહ ચાલ્યા ગયા પછી, સામીકોરથી બીજી ખેડૂ કન્યાઓ નાચતી આવે છે. ]

નેપથ્યમાંથી :

મારી ચુંદડી, મારી ચુંદડી,
મારી ચુંદડીના રંગો ચોરાય રે
પેલાં ફૂલ એનો રંગ ચોરી જાય રે.

મારો પાલવડો ઊડી ઊડી જાય
પારિજાત એનો રંગ ચોરી જાય,
પણે કેસુડાં પીસું મલકાય રે,
પેલાં ફૂલ એનો રંગ ચોરી જાય રે.

મારા મારગમાં મલ્લિકા ગાય
સ્મિત મંદારે એના સોહાય
જેને કદંબ કુમકુમે ન્હાય રે
પેલાં ફૂલ એનો રંગ ચોરી જાય રે.

મારી ચુંદડીની ભાત ઉડી જાય
કુંજેકુંજે એના રંગો વેરાય
ફૂલઉત્સવ એ રંગે છલકાય રે
પેલાં ફૂલ એનો રંગ ચોરી જાય રે.

●

[ અંતે વસંતે કહેલી વાણી સાચી પડે છે. એ આ આનંદપુરમાં આવવાથી લોકો કાંઈ કામ કરતાં નથી. માત્ર ફૂલઉત્સવો રચે છે અને આનંદનાં ગીતો ગાય છે નિશાળમાં છોકરીઓ ભણતા નથી જતી એથી માસ્તર દરણાશંકર છંછેડાયો છે. દાક્તરની પણ એવી જ હાલત થઈ છે ઉત્સવ હોય ત્યાં રોગ કેવો ! વકીલની હાલત પણ કફોડી બની છે. અને ખેડૂતોની કન્યાઓ પણ ખેતરોમાં કામ જતી નથી એથી ખેડૂતો પણ વસંત પ્રતિ રોષે ભરાણાં છે. આ બધા રોગનું મૂળ વસંત છે. એને આ ગામમાંથી બહાર કાઢવી જોઈએ. કાં કેદમાં નાખવી જોઈએ. બધા નગરના રાજા સમયરાજ પાસે પહોંચે છે. એક સુંદર આસન ઉપર સુંદર વસ્ત્રોમાં અલંકૃત થઈને એ

બેઠાં છે. બાજુમાં એનો કામદાર એક નીચા આસન પર બેઠા છે. હાથમાં મોટી લેખણ લઈને તે એક લાલપુંઠાવાળા ચોપડામાં કંઈ લખે છે. મહારાજાના આસન સામે એક મોટી રેતીની ઘડી મૂકવામાં આવી છે. બે પ્રતિહારીઓ બન્ને બાજુએ ઊભા છે. ]

[ માસ્તર, ડાક્ટર, વકીલ અને બે ખેડૂતો આવે છે. ]

ડાક્તર : ( પ્રવેશીને ) માસ્તર ! એ માસ્તર !

માસ્તર : ( આવે છે ) કાં ડાક્તર, તૈયાર છો ને ?

ડાક્તર : હું તો તૈયાર થઈને જ આવ્યો છું. વસંતને કેદમાં નાખ્યા વગર જંપવાનો નથી. કાંઈ ધંધો જ ન મળે.

માસ્તર : એ તો ઠીક, પણ વકીલ સાહેબ કયાં ?

વકીલ ( પ્રવેશીને ) આ જરા કપડાં પહેરતાં મોડું થયું. કાં માસ્તર તૈયાર છો ને ?

માસ્તર : એમા કાંઈ કહેવું પડે ? આ વખતે તો વસંત-બહેનને હાથકડીઉં નખાવી દઈએ.

વકીલ : અરે હું સાથે હોઉંને પછી કાંઈ વાંધો આવે ? સીધી રાજાને કાને જ વાત નાખવી. કાં ડાકતર ?

ડાક્તર : હા હા. રાજા પાસે જ જાવું પડશે. આ સામે કચેરી ઉઘાડી પડી છે ને ?

માસ્તર : ઈ બધું તો ઠીક, પણ પેલા ખેડૂતો ના આવ્યા. એમને પણ ફરિયાદ કરવી છે.

ડાક્તર : કયા ખેડૂ ?

માસ્તર : ઓલ્યા કાનો ને માલો.

કાનો-માલો ( પ્રવેશીને ) એ અમે ય આવી ગીયા છીએ.

માસ્તર : બહુ સારુ કર્યું. જુઓ સામે જ કચેરી છે. રાજા સાહેબ બેઠા છે. બહુ સંભાળીને જોઈજોઈને વાત કરવી.

કાનો : પણ, ઈ તો વકીલસાબ હારે છે ને ?

વકીલ ; એમાં વાંધો નહિ આવે. હાલો હાલો.

[ બધાં સામે જ ઉઘાડી કચેરીમાં જાય છે. સમયરાજ અને કામદાર બેઠા છે. કામદાર એક મોટું બગાસું ખાય છે. કચેરીમાં બે પ્રતિહારીઓ બન્ને બાજુએ હાથમાં છડી રાખીને ઊભા છે. ]

એક પ્રતિહારી : પરમભટ્ટારક, યુગપ્રવર્તક, ચક્રચુડામણી, મહારાજશ્રી સમયરાજનો જય હો !

બીજો પ્રતિહારી : જય હો ! જય હો ! નગર પ્રતિપાલક મહારાજશ્રી સમયરાજનો જય હો !

કામદાર : ( બધાંને કચેરીમાં આવતા જોઈ ) મહારાજ, મહાજનો ફરિયાદ કરવા આવતા હોય એવું લાગે છે.

બધા : મહારાજશ્રી સમયરાજનો જય હો !

[ વંદન કરે છે. ]

સમયરાજ : આવો આવો. બોલો ક્ષેમકુશળ છો ને ?

વકીલ : હા મહારાજ. તમારા આનંદનગરમાં બધે કુશળતા પ્રવર્તે છે. પણ હમણાં હમણાં નગરમાં થોડી અશાંતિ થઈ છે.

સમયરાજ : તમારે કાંઈ ફરિયાદ કરવી છે ?

વકીલ : હા, મહારાજ.

સમયરાજ : કામદાર આ લોકો જે ફરિયાદ નોંધાવે એ ચોપડામાં લખતો જા.

કામદાર : સારૂં મહારાજ, હાં બોલો.

વકીલ : હમણાંસુધી રાજમાં કાંઈ દુઃખ નહોતું મહારાજ, પણ જ્યારથી અહીં વસંતના પગલાં થયાં છે ત્યારથી સ્થિતિ બદલી છે.

સમયરાજ : વસંત ? પ્રકૃતિની પુત્રી વસંત અહીં આવી છે એની મને પણ ખબર છે. પણ એણે શું કર્યું છે !

માસ્તર : જ્યારથી વસંતે પગલાં કર્યા છે ત્યારથી મારી નિશાળ બંધ પડી છે.

સમયરાજ : તમે કોણ છો ?

માસ્તર : આ ગામની નિશાળનો હું માસ્તર છું

મહારાજ ! વસંત જ્યારે અહીં નહોતી ત્યારે મારી નિશાળમાં છોકરા અને છોકરીઓ ભરચક હતાં. કોઈ કદી ગેરહાજર રહેતું નહિ. પણ જ્યારથી આ વસંત આવી છે ત્યારથી છોકરા અને છોકરીઓ ભણવાનું ભૂલી ગયા છે. કોઈ નિશાળમાં આવતું નથી. એ બધાં વસંત સાથે ઉત્સવોમાં નાચે છે અને આનંદનાં ગીતો ગાય છે. મારે નિશાળ બંધ કરવાનો વખત આવ્યો છે, મહારાજ !

સમયરાજ : ઠીક ઠીક. હવે બીજા કોને કહેવું છે?

દાક્તર : મારે પણ ફરિયાદ કરવી છે.

સમયરાજ : તમે કોણ ?

દાક્તર : હું આ ગામનો દાક્તર છું, મહારાજ ! આ ગામના બધાં રોગીઓને હું જ સાજા કરું છું.

સમયરાજ : ઠીકઠીક. તમારે શું કહેવું છે ?

દાક્તર : મારે પણ વસંત સામેજ ફરિયાદ કરવાની છે. આ ગામમાં જ્યારથી એ આવી છે ત્યારથી એક પણ રોગી મારા દવાખાનાનાં પગથીયાં ચડતો નથી. મારી તો બધી કમાણી મરી ગઈ છે મહારાજ. ધંધો બંધ કરવાનો વખત આવ્યો છે.

સમયરાજ : કામદાર, આ બધી ફરિયાદ બરાબર નોંધતો જાજે. બોલો હવે કોને કહેવું છે ?

વકીલ : મારે મહારાજ! હું આ ગામનો વકીલ છું. જેઓ લડે છે, ઝઘડા કરે છે, તેઓ મારી પાસે આવે છે, અને તમારી ન્યાય કચેરીમાં મારો મારફત કેસ નોંધાવે છે.

સમયરાજ : હા હા, એ તો મને પણ ખબર છે. આ બધાં કેસ તમારી મારફત જ આવ્યા લાગે છે.

વકીલ : હા મહારાજ. આપની દયા છે. પણ આ કેસો સાથે મારે કાંઈ જ લેવાદેવા નથી. હું તો મારી ફરિયાદ કરવા આવ્યો છું. જ્યારથી વસંત આ ગામમાં પ્રવેશી છે ત્યારથી મારા બધા કેસ અદૃશ્ય થયાં છે. લોકો ઉત્સવોમાં કલ્લોલે છે. નથી કોઈ લડતું, નથી ઝઘડતું, એટલે મારા પાસે કેસ નોંધાવવા કોણ આવે ? મારી વકીલાતના તો પાટીયાં જ બેસી ગયાં છે.

સમયરાજ : કામદાર, આ વકીલની ફરિયાદ બારે કહેવાય હો. જરા ધ્યાનથી નોંધજે. હાં, હવે કોને કહેવું છે ?

કાનો : મારે, અને આ મારા ભાઈ માલાને પણ ફરિયાદ કરવી છે.

સમયરાજ : તમે કોણ છો ?

માલો : આ કાનો મારો મોટો ભાઈ થાય છે. અમે તમારા ગામના ખેડૂતો છીએ.

સમયરાજ : તમારે પણ વસંત સામે ફરિયાદ છે ?

કાનો : હા મહારાજ. આખા ગામના ખેડૂતો વતી અમે ફરિયાદ કરવા આવ્યા છીએ.

માલો : વસંત સામે અમારે સખત વાંધો છે મહારાજ.

સમયરાજ : શું છે ?

કાનો : અમે તો મજૂર માણસ કહેવાઈએ મહારાજ, ખેતરમાં મજૂરી કરીએ ત્યારે માંડ દાણા ભેગા થઈએ. પણ જ્યારથી આ વસંત ગામમાં આવી છે ત્યારથી અમારા ખેડૂતની છોકરીઓ કામે આવતી નથી. એમના વીના મોલમાં પાણી વાળવાનું, અને ઘાસ નીંદવાનું કામ કોણ કરે ? અમે તો બારે હેરાન થઈ ગયા છીએ મહારાજ. ઈ છોકરીઉં તો બસ વસંતની હારે ગીત ગાય છે ને નાચતી ફરે છે.

સમયરાજ : ( ગુસ્સામાં ) પ્રતિહારીઓ !

બે-પ્રતિહારી : હુકમ કરો મહારાજ !

સમયરાજ : હમણાં ને હમણાં પ્રકૃતિને ઘરે જાવ, અને તેની પુત્રી વસંતને બાંધી કાળી કોટડીમાં પૂરી દયો.

પ્રતિહારીઓ : સારું મહારાજ !

[ ક્રમશઃ ]

સમયરાજ : કાંમદારે, આ લોકોની ફરિયાદ ખોટી નથી. મારા રાજમાં આવું અંધેર ન ચાલે. એક માણસને લીધે આખું ગામ કકળી ઊઠે એ ન પાલવે. ગમે તેમ થાય કોઈનાં કામકાજ બંધ નજ પડવાં જોઈએ.

માસ્તર-બધાં : મહારાજ શ્રી સમયરાજનો જય-જયકાર હો !

[ બધાં એના પગમાં પડે છે, ધીરેધીરે પડદો પડે છે. ]

નેપથ્યમાંથી :

[ ખેડૂકન્યાઓ નૃત્ય કરતી કરતી આવે છે. ]

નૂપુરની ઘુઘરી વાગી
ફૂલોની આંખડી જાગી
ધાને ધાને ધરતી લહેરી
સોનાની કાંચળી પેરી રે:

ડાંગરનો મોલ ડોલી જાય
વાયુનો વીંઝણો વાગી જાય
જુવાર છોડે હાંસડી બાંધી
મણિની મલકી ઊઠી રે.

સોનાની વાદળી ઉડી જાય
જોને જોને, ખળામાં જઈને ઝૂકી જાય
ઝૂકી ઝૂકી કણુણી નારી
ખળામાં કલ્લાં તાલે રે.

કડબની ભારીઓ જો બંધાય
સંધ્યાની વેણુ જો સંધાય
ધીરે ધીરે ગોરીઓ ચાલી
ચડી ગોરજની આંધી રે !

★

દૃશ્ય ત્રીજું

[ નગરકન્યાઓ નાચતી નાચતી પ્રવેશે છે. ]

નેપથ્યગીત :

ઘુઘરા વાગે રે ઘુઘરા વાગે રે
કોના મધુર મધુર આજે ઘુઘરા વાગે રે ?
સાવ સોનેરી ઝલક ઉડે પાને પાને રે
કુસુમ સ્વપન છાંડી ઊઠે તાલે તાલે રે
નવીન આશે આશે મધુર ઘુઘરા વાગે રે ?
કોણ રે નાચે ફૂલેફૂલે ઘુઘરા વાગે રે ?
જીવન ઉત્સવ ગાને યૌવનબંસી વાગે રે
નીલ આકાશે મેઘમૃદંગે ગીતડાં ગાવે રે
મધુર ગગન જાગે જાગે આનંદ જાગે રે
કોણ રે નાચે ફૂલેફૂલે ઘુઘરા વાગે રે ?
ઓરે અકારણ કેમ તું બેઠી ઘરને દ્વારે રે
રંગ ઉડે છે ઘરે બારે દિગદિગંતે રે
રંગ થકી તું રંગને જીવન આજ આનંદે રે
વસંત ફૂલેફૂલે નાચે ઘુઘરા વાગે રે.

●

[ નૃત્યાંતે કન્યાઓની બીજી મંડળી નૃત્ય કરતી આવે છે. ]

નેપથ્યગીત :

પુષ્પભુવને આવ્યું કોણ આજે
એનાં નૂપુર મૃદુમૃદુ બાજે ?

કોણે કેસુડાં ખોબલે ઉછાળ્યાં
મેઘધનુના ચીરરંગ આણ્યા,
કોણ આવ્યું નવસુંદરના સાજે
એનાં નૂપુર મૃદુમૃદુ બાજે ?

એનાં મારગડે મોતી વેરાવું
એનાં પગલે ગલિકા ઢોળાવું
કોણ આવ્યું સુગંધીના શ્વાસે
એનાં નૂપુર મૃદુમૃદુ બાજે ?

ગૃહવાસી કમાડ ખોલો ખોલો
ફૂલ ઉત્સવ આજે અણમોલો
હૈયું હરખે ભર્યું કોણે–આજે
એનાં નૂપુર મૃદુમૃદુ બાજે ?

●

[ નૃત્યાંતે દેવી પ્રકૃતિ આવે છે. એના છૂટાવાળ પીઠ પર પથરાયેલા છે. એ અલંકાર વિહીન છે. એનું મોઢું મ્લાન અંગે ચિંતાગ્રસ્ત છે. મહારાજ શ્રી સમયરાજે એની પુત્રી વસંતને કેદમાં નાખી છે એનું ભારે દુઃખ એના હૈયામાં છે. સામેથી કવિ શેખર આવે છે. ]

પ્રકૃતિ : કવિ, તમે આવ્યા, મેં તમને બોલાવવા શિશિરાને મોકલી હતી.

કવિ : હા, દેવી, મને તમારો સંદેશો મળ્યો છે.

પ્રકૃતિ : તમે સાંભળ્યું કવિ, મહારાજાએ વસંતને કેદમાં પૂરી છે ?

કવિ : હા, દેવી, મને મહારાજની મૂર્ખાઈ પર હસવું આવે છે. એમાં વસંતનો ગુન્હો શું ?

પ્રકૃતિ : મને પણ એ જ નથી સમજાતું. આપણે મહારાજ પાસે જવું જોઈએ અને વસંતને કેદમાંથી છોડાવવી જોઈએ.

કવિ : હું પણ એજ માટે આવ્યો છું.

પ્રકૃતિ : જરાવાર ઊભા રહો કવિ. ચિત્રકાર કીરતન પણ આવે છે.

કીરતન : ( પ્રવેશીને ) હું આવી ગયો છું દેવી.

પ્રકૃતિ ; તમે જાણો છો ને કીરતન, મારી પુત્રી વસંતનો શું વાંક છે ?

કીરતન : મને એજ ખબર નથી દેવી. એનાં વિરૂદ્ધ કોણે ફરિયાદ કરી છે ?

પ્રકૃતિ : સાંભળો ત્યારે. આનંદપુરના ડાક્તર, વકીલ, માસ્તર વગેરેએ જઈને મહારાજના કાન ભંભેર્યા છે. એથી જ મારી પુત્રી વસંતને મહારાજે કેદમાં પૂરી છે.

કવિ : પણ કાન ભંભેરવાનું કારણ શું ?

પ્રકૃતિ : કારણ તો બહુ સામાન્ય છે. પણ મહારાજે કારણની તપાસ કર્યા વગર જ વસંતને સજા કરી છે. એ લોકો કહે છે કે જ્યારથી વસંતે આ આનંદપૂર નગરમાં પગ મૂક્યો છે ત્યારથી ગામમાં કોઈનું ચિત્ત કામકાજમાં પરોવાતું નથી. નિશાળની કન્યાઓ નિશાળે જતી નથી લોકો વસંતોત્સવો રચે છે, અને ખેડૂતની કન્યાઓ પણ ખેતરમાં કામે જતી નથી. એ બધી યે ઉત્સવ-મંડળીઓમાં ભળી ગઈ છે, એથી માસ્તર, દાક્તર, વકીલ, વગેરેના ધંધા ભાંગી ગયા છે.

કવિ : પણ એમાં નવું શું છે ? મહારાજ એટલું પણ નથી જાણતાં કે કામને પણ થોડોક આરામ જોઈએ. લોકોને આપણે આરામ લેવાનું કહીએ છીએ, પણ તેઓ માનતાં નથી. માસ્તર કરુણાશંકરને, વકીલને, ખેડૂતોને, બધાંને આપણે કહીએ છીએ કે તમે આખું વર્ષ તો કામકાજ કરો છો. થોડીવાર થોભો, આરામ લ્યો. પ્રકૃતિની શોભા નિરખો. અવનવા ફૂલના રંગો જુઓ. ઉષા અને સંધ્યાની ઉઘડતી કલાઓને જીવનમાં ઉતારો. પણ એ લોકો આપણું માનતા નથી. વસંત એ માટે જ આવે છે. એ લોકો બધાં એ ગીતના રંગે રંગાય છે. કામધંધા છોડી તેઓ ફૂલના ઉત્સવો રચે છે.

કીરતન : પણ કવિ, એમાં વસંતનો શું વાંક ?

કવિ : હું પણ એ જ કહું છું. વસંત તો આવે જાય, એને મહારાજનાં બંધનો શા માટે ?

પ્રકૃતિ : મહારાજને આપણે એ બધું સમજાવવું જોઈએ. વસંતને બંધનમુક્તિ અપાવવી જોઈએ.

કીરતન : હા, ચાલો, પણ જરા થોભો તો. સામેથી કોણ આવે છે ?

[ વિનાશ આવે છે. એનો દેખાવ બહુ ભયંકર છે. એના રૂક્ષ વાળ ખભાપર પથરાયેલા છે. કમરપર એણે વ્યાઘ્રચર્મ વીંટ્યું છે. ]

વિનાશ : ( પ્રવેશીને ) મારાથી ભય ન પામતાં દેવી, એ ખરૂં છે કે હું જગતનો મહાન ભય

મનાઉં છું. પણ મારું અંતર ફૂલ જેવું કોમલ છે.

પ્રકૃતિ : હે ભયંકર સ્વરૂપ, તમે કોણ છો ?

વિનાશ : મારું નામ સાંભળી લોકો કંપે છે, પણ તમે કંપતાં નહિ. હું વિનાશ !

બધાં : ( ઉચ્ચ સ્વરે ) વિનાશ !

વિનાશ : હા, હું આવું છું ત્યારે પ્રકૃતિ ધ્રુજી ઊઠે છે. ફૂલ, પલ્લવ, તરુ, લતા બધા કંપી ઊઠે છે, અને નમીને મારાં પગમાં પથરાઈ જાય છે, દિશાઓ ડોલી ઊઠે છે, પવન જોરથી ફૂંકાવા લાગે છે, અને મૃત્યુની રણભેરી વાગવા માંડે છે. અને હું મૃત્યુના રૂપમા, શિવનું તાંડવ નૃત્ય બનીને આવું છું.

પ્રકૃતિ : ( હાથ જોડી ) તમને અમે આવકારીએ છીએ મૃત્યુદૂત ! કહો કેમ આવવું થયું ?

વિનાશ : મને ખબર મળ્યા છે કે તમારી પુત્રી વસંતને સમયરાજે કેદમાં પૂરી છે. આ અન્યાય છે દેવી. મહારાજને હું એ માટે મળવા જાઉં છું:

પ્રકૃતિ : પણ, તમે શા માટે ?

વિનાશ : મારા ઉપર વસંતના અનેક ઉપકારો છે. મારા વિનાશથી જ્યારે પૃથ્વિની શોભા નાશ પામે છે, એ મૃત્યુના છેલ્લા શ્વાસ લ્યે છે, ત્યારે વસંત આવે છે. એ સંજીવની છાંટીને ફરી પ્રકૃતિને શોભા અને અલંકારો આપે છે. એના ઉપર હરિયાળી ચૂંદડી પાથરીને એને સૌંદર્યવતી કરે છે. હું તો એનો ઋણી છું દેવી. મારે એની ચરણરજ લેવી જોઈએ.

પ્રકૃતિ : તમારી આ ગુણપૂજા માટે હું ગર્વ લઉં છું વિનાશના દેવ ! ચાલો હવે આપણે જઈએ. મહારાજનો દરબાર ભરાવાને વધુ વાર નથી.

બધાં : હા, ચાલો.

[ બધાં ચાલ્યાં જાય છે. પુરકન્યાઓ નૃત્ય કરતી આવે છે. ]

નેપથ્યમાંથી :

વસંતડી આવે આવેને ઉડી જાય
એ તો મારાં સ્વપ્નોને સેંથલામાં ગૂંથીને
આછાં આછાં ઝબકાવી જાય
વસંતડી આવે આવેને ઊડી જાય :

સોનેરી સાળુની રૂપેરી કોરમહીં
કલ્પનાના આભલાં પૂરાય
ઝીલવાને જાઉં જ્યાં એના ઝબકાર સખી
ઝંખનામાં એ ના ઝીલાય,
વસંતડી આવે આવે ને ઊડી જાય :

ધીરે ધીરે ઢાળતાં સમીરણોના વીંઝણાઓ
પરિમલનાં પૂંજો પથરાય,
હૈયાની અંજલિમાં ઝીલું જ્યાં સુરભીએ
દૂર દૂરથી લ્હેરે લ્હેરાય
વસંતડી આવે આવે ને ઊડી જાય.

મ્હોરંતી મ્હોરે જ્યાં હૈયાની કુંજોમાં
મંજરીઓ એની વ્હીલાય,
શોધવાને દોડું જ્યાં પગલાંની પાંખડીઓ
સંધ્યાના રંગો ઢોળાય,
વસંતડી આવે આવે ને ઊડી જાય :

•

[ ગીતાંતે પડદો પડે છે, પણ એ થોડી જ વાર માટે. ફરીવાર એ ઉપડે છે, ત્યારે પૂર્વવત મહારાજ શ્રી સમયરાજની કચેરી દ્રષ્ટિએ પડે છે. મહારાજ તેના કામદાર સાથે બેઠા છે. એ પ્રતિહારીઓ પણ નિયુક્ત જગ્યાઓએ ઊભા છે.]

એક પ્રતિહારી : ચક્ર ચુડામણી, નવયુગ પ્રવર્તક, મહારાજ શ્રી સમયરાજનો જય હો.

બીજો પ્રતિહારી : પરમ ભટ્ટારક, દિગ્પાલ, જનશિરમોડ, શ્રી સમયરાજનો જય હો ! જય હો !

કામદાર : મહારાજ, આજકાલ હું જોઉં છું તો નગરની ગલીઓ જાણે સૂની પડી છે. ક્યાંય આનંદ નથી. કોઈ ગાતું નથી. અને પુરજ-

નોના મોઢા પર જાણે શોક અને ચિંતાની ઘેરી છાયા પડી હોય એવું લાગે છે. જાણે કે ક્યાંય પ્રકાશ જ નથી.

સમયરાજ : મને પણ એવું જ લાગે છે કામદાર, આજ સવારે ઊઠીને હું આમ્રકુંજોમાં ફરવા ગયો હતો. જોઉં છું તો વૃક્ષો પરથી આમ્રમંજરીઓ ખરી ખરીને મારા પગ પર પડતી હતી; અને સવારના ઝાકળનાં બિન્દુઓ જાણે તેમના આંસુ હોય, તેમ મારા દેહ પર પડીને મારા અંગેઅંગને ભીંજવી રહ્યાં હતાં, જૂઈની વેલ પરથી ફૂલો ખરીને મારા માર્ગમાં પડતાં હતાં. ઝરણાની વાણીમાં જાણે શોકનો ઘેરો કરુણ ધ્વનિ ઊઠતો હતો. અને કોકિલની બંસીમાં કોઈ અજાણ વેદના ભરી હતી. મને સમજાતું નથી કામદાર, આ બધું શું છે ? આ શોકનો અભિષેક શા માટે ?

કામદાર : મને પણ એ જ સમજાતું નથી મહારાજ, આ બધું શું છે ? આ બધામાં હું કોઈના રુદનનો, કોઈના ધીમા ડુસકાનો અવાજ સાંભળું છું. એ કોણ રડી રહ્યું હશે ? મારા હૃદયમાં હું એના પડઘા સાંભળું છું.

[ દેવી પ્રકૃતિ, કવિ, ચિત્રકાર, વિનારા વગેરે ત્યાં પ્રવેશે છે. ]

કવિ : ( હાથ જોડી ) હું બધું જાણું છું મહારાજ, પુષ્પ, પલ્લવ, તરુ, લતા, બધાં આંસુ સારી રહ્યાં છે. પણ એ આંસુ તમારા અંતરને ભીંજવી શકે એમ નથી.

સમયરાજ : તમે, તમે એ બધું જાણો છો ? તમે કોણ ?

કવિ : હું કવિ શેખર, મહારાજ, રંગ અને ગાનનાનો ગીત ગાયક. મારી વાણીના અલંકારો હું જગતના પુરુષ અને સ્ત્રીના કંઠમાં પહેરાવું છું.

સમયરાજ : તમે ધન્ય છો કવિ. કહેશો કવિ, આ બધું શું છે ? આ શોક, આ વેદના, આ આંસુ, આ બધું શું છે ?

કવિ : દેવી પ્રકૃતિ રડી રહી છે મહારાજ, આ આંસુડાં એનાં જ ઉભરાય છે.

સમયરાજ : દેવી પ્રકૃતિ રડી રહી છે ? શા માટે દેવી ?

પ્રકૃતિ : કારણ તમારાથી ક્યાં અજાણ્યું છે મહારાજ. નગરના લોકની જૂઠી ભંભેરણીથી પ્રેરાઈને તમે મારી પુત્રી વસંતને વિનાવાંકે જેલમાં પૂરી છે. આ અન્યાય છે મહારાજ. એનો અપરાધ ?

સમયરાજ : અપરાધ વગર સજા કેમ થઈ શકે દેવી ? એણે અહીં આવીને નગરલોકના કામધંધા બંધ કર્યા છે. એણે આવીને ઉત્સવલીલાઓ રચી, અને પુરજનોના નિત્યના જીવનમાં અવરોધો ઊભા કર્યા છે. લોકોની એની સામે ફરિયાદ છે.

કવિ : પણ એમાં વસંતનો શું વાંક મહારાજ ? ગારુડીની મોરલીથી મણિધર જીવનનું ભાન ભૂલી એ સૂરો પાછળ જ ભટકે એમાં ગારુડીનો શું વાંક ? સાંભળો મહારાજ, આખું જગત જ્યારે પાનખરના સ્પર્શથી ખરેલા પાન જેવું સુકકું અને રસહીન બન્યું હોય છે, જ્યારે જીવન ફૂલની સુગંધ વગરનું, અને આશા રણમાં શોષાયેલા ઝરણાં જેવી બની હોય છે, ત્યારે વસંત આવે છે નૂતન પ્રેરણાનો સંદેશો લઈને. જીવનને ત્યારે નવા પલ્લવો ફૂટે છે. આશાનાં ફૂલ ખીલી ઊઠે છે, અને પ્રેરણાના ઝરણાં વહેવા માંડે છે. થાકેલાઓને એ ઉત્સાહ અને ચેતન અર્પે છે, અને લોકોને નવલજીવનનું ગીત આપે છે. કહો મહારાજ, આમાં વસંતનો કાંઈ વાંક છે ?

સમયરાજ : હા, એજ એનો વાંક છે. એ આવે છે એટલે બધા માણસો કામકાજ પડતાં મૂકે છે. છોકરા અને છોકરીઓ નિશાળે જતાં નથી. ખેડૂતકન્યાઓ ખેતરમાં કામે જતી નથી. અને દિનરાત અહીં ઉત્સવલીલાઓ રચાય છે. એથી દાકતરનો ધંધો ચાલતો નથી - વકીલની

વકીલાત બંધ પડી છે. અને માસ્તર કરુણાશંકર નિશાળનાં બારણાં બંધ કરીને સૂતો છે.

કવિ : પણ મહારાજ એમાં વસંતનો કાંઈ વાંક ? આવવું અને જવું એ તો જીવનનો ક્રમ છે, વસંત આવે છે ને પાછી ચાલી પણ જાય છે. એને કોણ અટકાવી શકે એમ છે ? અને જીવનમાં એકલું કામ જ હોય એ કાંઈ જીવન નથી. એથી એને થાક ચડે. વસંત થાકેલાઓને આનંદ અને ઉત્સવો આપે છે. લોકોને એ નવજીવનનું ગીત આપે છે.

સમયરાજ : તમારું કહેવું સાચું હશે કવિ, હવે બીજું કાંઈ કહેવું છે ?

કવિ : હા, મારે, આ કથાકાર કીરતનને, વિનાશને, બધાયને કાંઈક કહેવું છે. જેમ નગરના લોકોએ વસંત સામે ફરિયાદ કરી છે, તેમ અમારે પણ એ લોકો સામે ફરિયાદ કરવી છે.

સમયરાજ : તમારે પણ ફરિયાદ કરવી છે ?

કવિ : હા, મહારાજ. એ લોકોના કહેવાથી તમે વસંતને કેદમાં પૂરી. એથી માત્ર મને નહિ, જગતને પણ અન્યાય થયો છે. વસંત અહીં આવે છે, અને એના નૂપુરઝંકારે અમારું હૃદય જાગી જાય છે. બંધ પડેલી ગીતબંસી વાગી ઊઠે છે, અને એ ગીતો ઝીલી જગતનો યૌવનપ્રાણ નવા ધબકારા અનુભવે છે. એને કેદમાં પૂરી તમે એ ગીતબંસી બંધ કરવા માંગો છો, મહારાજ ?

કીરતન : અને મહારાજ, મારી પણ ફરિયાદ છે.

સમયરાજ : તમારે શું કહેવું છે કલાકાર ?

કીરતન : વસંત અહીં આવે છે, અને તેના દર્શનથી અમારી કલા ને કલ્પનાની પાંખો ફૂટે છે. જ્યાં જ્યાં એનાં પગલાં પડે છે, ત્યાં હરિયાળી નાચી ઊઠે છે, અને ફૂલો સ્મિત કરે છે. વનશ્રીનું એ નૃત્ય, ફૂલોનાં એ સ્મિત, રૂપ અને અલંકારે, એ બધાને જીવનના રંગે રંગી અમે જગત સમક્ષ ખડાં મૂકીએ છીએ, અમારાં એ ચિત્રો જોઈ જગતના નરનારીઓ કહે છે, આ અમારી જ કલ્પના છે, આ અમારાં જ સ્વપ્નો છે, હવે કહો મહારાજ, વસંતને કેદમાં પૂરી તમે અમારો કલ્પના અને કલાનો વૈભવ છીનવી લેવા માગો છો ?

સમયરાજ : કામદાર !

કામદાર : બોલો મહારાજ !

સમયરાજ : આ લોકોની ફરિયાદ પણ બરાબર દાખલ કરજે. આ બધાની વાતો સાંભળી હું આશ્ચર્યમાં ગરકાવ થાઉં છું. માનવજીવન અને જગતપર દેવી વસંતના આટઆટલા ઉપકાર પછી એ દોષિત કેમ હોઈ શકે ?

કામદાર : હું પણ એ જ કહું છું મહારાજ.

સમયરાજ : બોલો, હવે કોઈને કંઈ કહેવું છે ?

વિનાશ : હા મહારાજ, મારે પણ થોડુંક કહેવું છે.

સમયરાજ : તમારે ? તમે કોણ ?

વિનાશ : હું વિનાશ છું મહારાજ, મને આપે ન ઓળખ્યો ?

સમયરાજ : તમને આવકારું છું વિનાશના દેવ, કહો કેમ આવવું થયું ?

વિનાશ : વસંતને બંધનમાંથી મુક્ત કરાવવા, પૃથ્વીપર એના અનેકગણા ઉપકાર છે મહારાજ. ભગવાન શિવના તાંડવ જેમ જ્યારે હું પૃથ્વી પર આવું છું, ત્યારે હાહાકાર મચી જાય છે. વૃક્ષો, વેલડીઓ, ફૂલો ચીમળાઈને પૃથ્વીપર તૂટી પડે છે. પૃથ્વી ઘેરા આક્રંદ કરે રડે છે. પણ એમાં મારો કાંઈ વાંક નથી મહારાજ. હું તો શિવની આજ્ઞાપ્રેર્યો આવું છું. દેવની નીતિ જ એવી હોય છે. એક હાથે દાવાનળ ફેંકે છે, અને બીજે હાથે સંજીવની છાંટે છે. હું ત્યારે વિનાશ લાવું છું મહારાજ, મારા પગલે પગલે વનશ્રીને ઉખેડતો આવું છું. ત્યારે વસંત આવે છે આશીર્વાદના રૂપમાં. અમૃતો વરસાવતી એ આવે છે. તેના પગલાંના સ્પર્શથી વેરાન બનેલી કુંજોમાં ફરીવાર નવયૌવન ફૂટે છે.

ફૂલો ખીલી ઊઠે છે, અને વનથી નવારૂપના વાઘા પહેરે છે. હું અને પૃથ્વી બન્ને એના ઋણી છીએ મહારાજ. એને મૂક્ત કરવી જ જોઈએ.

સમયરાજ : કામદાર, આપણે નગરલોકની વાતો સાંભળી. જીવનના કલાકારોની વાતો પણ સાંભળી. મને આમાં વસંતનો કયાં ય દોષ દેખાતો નથી. એ તો ડગલે ને પગલે- મૃત-સંજીવની દેવી જેવી લાગે છે. જાણે માનવ-લોકની અમૃતસરવાણી.

કામદાર : મને પણ એમ જ લાગે છે મહારાજ. વસંત નિર્દોષ છે.

સમયરાજ : પ્રતિહારીઓ જાવ, વસંતને બંધન-મુક્ત કરી, માનભેર અહીં તેડી લાવો. કહેજો મહારાજે તેમને મુક્તિ આપી છે.

[ પ્રતિહારીઓ જાય છે, અને થોડીવારમાં વસંતને લઈ આવે છે. ]

પ્રકૃતિ : ( એને જોઇને ) મારી પુત્રી !

[ ભેટી પડે છે. ]

સમયરાજ : હું આશીર્વાદ આપુ છું તમ બન્નેને. વિશ્વનો અખૂટ પ્રેમ અને ચિરજીવનનું માંગલ્ય તમને વરજો.

પ્રકૃતિ-વસંત : અમે તમારા ઋણી છીએ મહારાજ.

[ વસંતને સાથે લઇ બધા ચાલ્યા જાય છે. પડદો પડે છે ]

[ થોડીવારે પુરકન્યાઓ આનંદમાં નૃત્ય કરતી આવે છે. ]

નેપથ્યગીત :

સખી નાચે મનમોર, નાચે મનમોર
ઋતુએ ઉડાડી લીધી ફુલડાંની થાળી
લઈલે શૃંગારનો મોડ,
સખી પૂજનનો રંગ ઘોળ-ઘોળ.

શ્વેતકુન્દ ફૂલોની આશકા કરી લે
મલ્લિકા પુષ્પરંગ કંકણે મઢી લે
પાય છુંદણે મૂકી દે અશોક,
રંગ ઘોળ, રંગ ઘોળ,
તારા જીવન નેપથ્યમાં વસેલ એ વસંતકાજ
પૂજનનો રંગ ઘોળ-ઘોળ.

[ પડદો પડે છે. ]

★

## દૃશ્ય ચોથું

[ વસંતને બંધનમુક્તિ મળી છે એવા ખબરો નગરમાં ફેલાતાં નગરના લોક આનંદોત્સવો રચે છે. આ માંગલ્ય અવસરે નેપથ્યમાંથી શંખ, શરણાઈ, દુંદુભી, વગેરેના મંગલધ્વનિઓ સંભળાય છે. ઓછામાં પૂરો આજે હોળીકોત્સવ હોવાથી ગ્રામકન્યાઓ અબીલ ગુલાલ ઉડાડતી, એક બીજીને રંગતી, નૃત્ય કરતી પ્રવેશે છે. ]

નેપથ્ય ગીત :

કોનાં વેણુગીતના સૂરે
રંગ્યાં માનવઉર
નવલનૂપુરના મંજુલ ઝણકે
ઉછળ્યા રસના પૂર !
આજ અબીલ ગુલાલ હાથે
રંગો રે રંગો રે રંગો રે
આજ કુમકુમ ભાલે ભાલે
રંગો રે રંગો રે રંગો રે.

આજ વસંત રંગે રંગો
ફૂલ પલ્લવ રંગે રંગો
આજ કંકણ ચુડી રંગે
રંગો રે રંગો રે રંગો રે.

આજ આતુર બંસી ગાને
નવજીવન ઉત્સવ ટાણે
પદયુગલ નૂપુરગાને
રંગો રે રંગો રે રંગો રે.

આજ ચંચલ પવન વહે
મધુર ફૂલની વાણી કહે
આજ ગગન સંગે સંગે
વસંત પાલવ ઉડે રે.
આજ અબીલ ગુલાલ હાથે
રંગો રે રંગો રે રંગો રે.

●

[ ફરીવાર પુરકન્યાઓની બીજી મંડળી રાસની રમઝટ બોલાવતી આવે છે. ]

નેપથ્ય ગીત :

હું તો ગૂંથું ગૂંથું સખી મેઘવેણી
મારે અંબોડે વાદળીયાં ફૂલ રે
સહીયર મેઘવેણી.

હું તો ગૂંથું ગૂંથું સખી ચંદ્રવેણી
મારે અંબોડે તારલીયા ફૂલ રે
સહીયર ચંદ્રવેણી.

ગૂંથુ ગૂંથુ, એક પૂનમની વેણી સખી
અંબોડે પોયણીનાં ફૂલ રે
રજનીની વેણી એક ગૂંથું સાહેલડી
અંબોડે બારમાસી ફૂલ રે,
સહીયર ફૂલવેણી.

હું તો ગૂંથું ગૂંથું સખી ઉષાવેણી
મારે અંબોડે કિરણનાં ફૂલ રે
સહીયર ઉષાવેણી.

ગૂંથું ગૂંથું એક સંધ્યાની વેણી સખી
અંબોડે રાતરાણી ફૂલ રે
રંગી રંગી ફૂલડાંની ગૂંથું એક વેણી
બાંધુ અંબોડલે વસંત રે
સહીયર રંગવેણી.

•

[ વસંતને હવે અહીંયા ગમતું નથી. જો કે નગરલોકને એની સામે કોઇ ફરીયાદ નથી. માનવીઓ એના પગલાંને પૂજે છે છતાં બંધનમુક્તિ પછીનો એક પ્રકારનો વિષાદ, એને અહીંની સીમાઓથી દૂર દૂર કોઇ સીમા હીન પંથે જવા પ્રેરે છે. માતા પ્રકૃતિને માંડમાંડ સમજાવીને એણે અહીંથી જવાની રજા મેળવી છે, એ પણ એને વળાવવા આવી છે. છતાં અંતરમાં શોક ભર્યો છે. વસંતની બન્ને પરિચારિકાએ ઉષા અને સંધ્યા પણ



પ્રથમની જેમ વસંતવસ્ત્રો કપાતી આગળ ચાલી આવે છે. ]

વસંત : હવે હું જઈશ મા, તમે અહીંથી પાછાં વળો.

પ્રકૃતિ : થોડા દિવસ વધુ રોકાઈ ગઈ હોત તો વસંત ! તારા વિના મારા દિવસો કેમ જશે ?

વસંત : જે દિવસે તમે મને યાદ કરશો મા, ત્યારે હું પાછી આવીશ. હમણાં તો મને જવા દયો. દૂરદૂરની કુંજો મને બોલાવી રહી છે, માતા. નીલજલથી ભરેલાં કાશ્મીરનાં સરોવરો, તેમાં ઉઘડતાં શતદલ કમલો, મધુર ફોરમે ફોરમતી ગંધમાદનની ખીણો, કાંચનજંઘાનાં હીમઆચ્છાદિત શિખરો એ બધાં મને બોલાવી રહ્યાં છે, હવે મને વધુવાર ન રોકો. મને રજા આપો મા !

પ્રકૃતિ : ત્યારે તું જશે જ વસંત ?

વસંત : હા, મા. ચાલો ઉષા અને સંધ્યા, નગરલોકને આપણે છેલ્લીવાર મળી લઈએ. અને પેલી નૃત્ય કરતી પુરકન્યાઓ, ગ્રામકન્યાઓ, બધી ક્યાં છે ?

ઉષા :-( નેપથ્યમાં જઈ ) સાંભળો, સાંભળો, ઓ નગરના લોકો, ઋતુઓની રાણી વસંત તમારી વિદાય લ્યે છે.

[ અવાજ સાંભળી પુરકન્યાઓની નૃત્ય મંડળી દોડી આવે છે. ]

એક પુરકન્યા : દેવી વસંત ! આ અમે શું સાંભળીએ છીએ ? તમે જાવ છો ?

વસંત : હા. હું જાઉં છું, કારણ કે હવે મારે જવું જ જોઈએ.

બીજી પુરકન્યા : ના ના દેવી. તમને અમે નહિ જવા દઈએ. તમે અહીં આવ્યાં અને અમારાં નૂપુર ઝણુકી ઉઠયાં. તમારાં ગીતોએ અમારા હૃદયમાં કોઈ અપૂર્વ આનંદ અને ઉમંગ ભરી દીધો. એ આનંદ, ઉમંગ, શું છીનવી લેશો ? તમારા ચાલ્યા જવાથી અહીં સૂનકાર પથરાશે,

કોઈ ગાશે નહિ, નાચશે નહિ. શું આ ક્ષણિક સ્વપ્ન હતું દેવી ?

વસંત : એવો શોક શાને કરો છો કન્યાઓ ? મેં અર્પેલો આનંદ, મેં ગાયેલાં કુંજગીતો કયારે ય ભૂલાશે નહિ. એનો આનંદ કયારે ય વિલાશે નહિ, એવી મને શ્રદ્ધા છે. વર્ષે વર્ષે હું અહીં આવીશ, અને ફૂલ જેમ પાંખડીઓ ઉઘાડશે, સુગંધ જેમ જીવનમાં પથરાશે, તેમ મારાં ગીતો તમારા કંઠમાં ઉઘડશે અને ગૂંજી ઊઠશે.

એક પુરકન્યા : તમે ધન્ય છો દેવી, પણ હવે જ્યારે તમે જાવ છો, ત્યારે તમારું એક છેલ્લું નૂપુરગીત આપતાં જાવ, અમે એને સંભારીને અમારા દિવસો પસાર કરીશું.

વસંત : છેલ્લું નૂપુર ગીત ?

બીજી પુરકન્યા : હા, દેવી, તમારાં એ ગીતો અમને નૃત્ય કરવા પ્રેરે છે.

વસંત : સાંભળો ત્યારે.

નેપથ્યગીત :

[ નેપથ્યમાંથી ગીતનો આરંભ થાય છે કે તરત જ પુરકન્યાઓ ઊભી થઈ નૃત્યલીલા રચે છે ]

આજ મારાં નવનૂપુર ગીતો
ઊઠયાં કોઈ વસંતિક પ્રાતે
કોના કોના બારને જાશે
દીધેલ ઉરના આગળા કોના
ખોલશે રે ખોલશે રે ?
કોણ રે મધુર આતુર કંઠે
નવકુસુમિત જીવન છંદે
ગીત પરાગિત ઉરે ઉરે
ગૂંજશે રે ગૂંજશે રે ?
ગુર્જર દેશની કોઈ કોડિલી
ચૂંદડી પાલવ ઉડતો મેલી
ઘરને આંગણે દીવડો મેલી
ગૂંજશે રે ગૂંજશે રે ?
મહુડા ફૂલે વેણી બાંધી
કોઈ વસંતિક રાતને સાંધી
નાચંતી નૂપુર તાલે તાલે
ગૂંજશે રે ગૂંજશે રે ?

●

[ નૃત્યાંતે પુરકન્યાઓ વસંત અને દેવી પ્રકૃતિને વંદના કરે છે. પછી ઊઠે છે અને વસંત તેમજ મંડળી સાથે દૂર દૂર નેપથ્યમાં વળાવવા ચાલી જાય છે. એવામાં ગ્રામકન્યાઓ નૃત્ય કરતી પ્રવેશે છે. નેપથ્યમાંથી કોઈ ગીત ગાય છે. એ ગીતમાં વસંતની વિદાયથી થયેલા શોક અને ગ્લાનીનો પડઘો છે. સાથોસાથ એના પગલાંની સ્મૃતિ માત્ર હવે તો સાચવવી હોવાથી અજંપાનો ધ્વનિ પણ છે. ]

નેપથ્યગીત :

તારા પગલે, તારા પગલે
કોણ મધુમય કંઠે આજે ગાયે
તારા પગલે, તારા પગલે ?

રંગઢોળી બેઠી જોને સંધ્યારાણી
કુમકુમેરંગી તારા પગની પાની
ઝંખવાઈ જાય મૃદુ ફૂલ શેફાલી
તારા પગલે, તારા પગલે.

નિત ચિરયૌવનની બંસરી વાગે
ઘુંઘટમાં કોનું મુખ આનંદે લાજે
જૂઈ વિથીકાએ જેનું મર્મસ્વરાજે
તારા પગલે, તારા પગલે.

ઓ રે પ્રાણ પ્રાણ ભરે ઉત્સવગાને
આજે નૂતન જીવન જાગવા ટાણે
કોણ મધુમયકંઠે ગાયે ?
તારા પગલે, તારા પગલે.

●

[ અંતિમ જવનિકા સરી પડે છે. ]

# પછી તો બેટા !...

શ્રી. નવલભાઈ

ફાગણની સૂર્ય આભથી અગ્નિ વેરતો હતો. ત્રીજા વર્ગના ડબ્બામાં જાણે ઘેટાં ખીચ્યાં હોય એમ મનુષ્યો ગોંધ્યાં હતાં, કેટલાક ઊભાં હતાં તો કેટલાં સ્થાનને અભાવે બારી બહાર લટકતાં હતાં. નાના 'ફ્લેગ સ્ટેશને'થી હજુ હમણાં જ હું બેઠો હતો. માંડ અંદર જગ્યા મળી હતી. પણ ઉકળાટ અને પરસેવાની ગંધથી માથુ ફાટી જતું હતું. ગાડી સહેજ ચાલી એટલે શાંતિ વળી.

થોડી જ વારમાં બીજું સ્ટેશન આવ્યું. ફરીથી એ પાંઉરોટી શેકવાની ભઠ્ઠી. બહારનો તાપ અંદરની ગરમી અને ગરમ લૂ. બે પાંચ મિનિટ થઈ પણ ગાડી ઉપડી નહીં. હું ખૂબ અકળાઈ ગયો. બારી પર બે હાથ ટેકવી મેં સહેજ ડોકું બહાર કાઢ્યું.

એક વૃદ્ધ મુસલમાન જેવો લાગતો બકરીને ઊચકીને ડબ્બામાં ચઢાવી રહ્યો હતો. પાસે જ બે માણસો અને ગાર્ડ ઊભા રહી જલદી જલદી કહેતા હતા. બકરી બેં...બેં...કરી પોતાનો વિરોધ પ્રગટ કરતી હતી.

ના...ના...ના કરતી એક પાગલ જેવી સ્ત્રી દોડતી સ્ટેશન તરફ ધસી આવતી હતી. તેણે મેલો લીલો ફાટેલો કુરતો પહેર્યો હતો. માથાના લૂખા સૂકા વાળ ઊડતા હતા; જાણે અગ્નિ પર દોડતી હોય એમ ઘડી પગની, પાની પર તો ઘડી એડી પર દોડતી હતી. હાંફતી આગળ આવતી હતી.

ના...ના...હું ના કહું છું.

ગરમ લૂ આંખો બાળી રહી હતી. વિચિત્ર વળાંક પણ કષ્ટદાયક હતો. છતાં ય દૃશ્ય જોવાનું હું છોડી શક્યો નહીં. જબરજસ્તીથી બકરીના આગલા પગ અંદર નાખ્યા. સ્ટેશનના સળીઆ પકડી પેલી સ્ત્રીએ જોરથી કહ્યું ના, ના. હું મારી મોટી બકરીને નહીં વેચવા દઉં. બોલી સળીઆ પર માથું નાખ્યું. બકરીએ બેં ..બેં ..બેં કરી મૂકી. પરંતુ કોણ સાંભળનાર હતું ? ગાર્ડની ફૂંકે સીટી સંભળાઈ. ચીસો પાડતી ગાડી પણ હાલી. માત્ર એક કરુણ ચીસ...પચાસ તો શું પણ સો રૂપીએ પણ મોટી બકરી નહીં મારા અંતરમાં કોતરાઈ ગઈ.

બે આંખમાંથી ટપટપ અશ્રુ ખર્યાં. ગરમ લૂએ કપોલ પરથી લૂછી પોતાનું ઉકળતું અંતર ઠાર્યું.

મારે વડોદરા સુધી જવાનું હતું. હું અંદર મારી જગ્યાએ બેઠો. પણ પેલી સ્ત્રીની કરુણ મૂર્તિ મારી સામે રડી રહી. સહાનુભૂતી યાચી રહી. સ્મૃતિએ જાણે વરસોજૂનું એક પત્તુ પલટયું હોય એમ વરસો પહેલાંનું એક ચિત્ર મારી આંખ સામે આવીને ખડું થયું. શું એ જ હશે આ સ્ત્રી.

એક ગામથી ચાલતો બીજે ગામ જતો હતો. તાપનું તો પૂછવું જ નહીં. દશેક માઇલ ચાલ્યો હોઇશ. હજુ બીજા બે પાંચ માઇલ ચાલવાનું હતું. કૂવો હતો. પાસે જ વડલો હતો. પાણી પી સહેજ વડલાની છાંયે આડો પડયો. આંખ મીંચાઇ ન મીંચાઇ અને ત્યાં તો શબ્દો કાને પડયા.

બેટા !

બેં...બેં...બેં...

દેખ તેરા પિતા કયા કરતે હૈ ?

બેં...બેં...બેં...

મનુષ્ય અને પ્રાણી વચ્ચેની આ હમદર્દીભરી વાતે મારા ચિત્તને આકર્ષ્યું. શું મનુષ્ય પણ પ્રાણી સાથે વાતો કરી શકે ? અને પ્રાણી પણ મનુષ્યના કરુણ જીવનમાં સાદ પુરી શકે ? હું પડયો પડયો ધ્યાનપૂર્વક બન્ને હૈયાની વાતો સાંભળી રહ્યો.

મોટી ! સુન. જ્યારે મારી સાદી_હર્ષ-ત્યારે કીતની કીતની આશાથી ! બેટા, તું નહીં થી. મીયાં મેરી પર લટ્ટુ થે મેરે લિયે સમકુછ કરને કે લિયે તૈયાર થે. નથી ઘાઘર, નયા કુર્તા, કયા બતાઉં ?

બેં...બેં...બેં ..

અમારું જીવન પણ ચાંદ સમાન ચળકતું હતું. આંગના તારાઓ નાચતા હતા. ઘડી ઘડીમાં

દાંતની આકાશગંગાઓ હસી ઊઠતી હતી. કેટલું સુખ, ચૈન, આનંદ માનો જીવન હમારે લિયે થા જન્નત કા ગુલ્શીરતાં ઔર હમ ઉસ ચમનકે ગુલ્લા.

બેં...બેં...બેં.

પુરાણી વાતો યાદ કરતાં હૈયું ભરાઇ જાય છે કહી તેણે બકરીને પંપાળી.

બેં...બેં...કરી બકરીએ સાદ પૂર્યો.

કલીથી ખીલી ઔર ફૂલ બની. કોને ખબર હતી કે એ ફૂલ છોડ પર કીટ ચઢ રહા થા. ઔર એક દિવસ એ સુરભિત પત્તિઓને કોરી ખાવાનો હતો.

એક દિવસ રસુલ આવ્યો. મેં કેટલા આનંદથી એ ગોસ્ત પલાવ ખવડાવ્યો. બંન્નેની મૈત્રી વધતી ગઈ. એક દિવસ તારા પિતાને લઈ તે શહેરમાં ગયો. આનંદથી મેં એમના ગંજવામાં પૈસા નાખ્યા. ખુશીથી વિદાય આપી.

બેં...બેં...બેં...

ગાડીનો વખત થયો. હું તાકતી ઓટલે બેઠી. સંધ્યાના ઝાંખા અંધારામાં તારલા ટમક્યા. એ તારલાને ઢાંકતી ધૂમ્ર ગોટા કાઢતી વિકરાળ ગાડી આવી. અને ગઈ. આંખમાંથી આંસુ સર્યાં. મારી જમણી આંખ ફરકી. માનો આસમાન કે સિતારે ટમકને લગે.

આખી રાત પડખાં ઘસી કાઢી. સવાર થયું. કામમાં ચિત્ત ક્યાંથી લાગે. બપોરે બે વાગે તે આવ્યા. બારણું ખોલ્યું.

બેં...બેં...બેં...

મોંમાંથી ગંધ ઉડતી હતી. સહેજ લથડીયાં પણ ખાતો હતો. છતાં ય કેટલી મધુર જબાન. ગુલશન સચમુચ તું હૈ ગુલ મેરે દીલકે ચમનકી. મારી આંખમાં અશ્રુ આવ્યાં. મેં પૂછ્યું સાચે જ.

નહીં તો. બોલી પથારીમાં પડ્યો.

ખીચડી પકાવી ખવરાવી, તે સુનમુન બહાર ગયો. મેં ઊઠી એના ગજવાં ફંફોર્યાં. ફૂટી બદામ પણ ન મળી. દિવસો એક પછી એક વહેવા લાગ્યા. અમે અમારું કામ મૂંગેમૂંગાં ધપાવ્યે રાખ્યું.

ઘાસ કાપતાં દાંતરડાં ચાલતાં પણ જીભો સીવાં હતી. એક બીજાને મદદ કરતાં સાથે જ ખાતાં પીતાં પણ બધું જ મૂંગેમૂંગું. ત્રણ દિવસ પસાર થઇ ગયા, મૌનનો બોજો એ સરી શક્યો નહીં.

ગુલશન ! ક્ષમા કર.

ક્ષમા જ છે.

પાછી જીભ બંધ પડી. દસ બાર દિવસ પસાર થઇ ગયા. આવી એક કરુણ દૃષ્ટિ નાખી. ગુલશન ન આપે પાંચ રૂપિયા,

વેડફી નાખવા. મેં કહ્યું.

ના જોને કેવો પુરાણો આ લેંઘો થઈ ગયો છે. અને આ કોટ.

મારી આંખો આંસુથી છલકાઇ. મેં દોડી પોટલી ખોલી પચીસ રૂપિયા નગદ લાવી તેના હાથમાં મૂક્યા. જા, સુંદર કોટ અને ખમીશ સીવડાવજે. તું તારે માટે પૈસા વાપરે તો કેટલો આનંદ થાય આ બધું જ તારે માટે જ છે ને. પણ તે દિવસે.

તેણે શરમમાં નીચું જોયું.

તારે માટે પણ કુર્તાનું કપડું લાવીશ હોં.

પ્રભાતની આછી ઝલક આમે દેખાઇ ન દેખાઇ ને મેં બકરી દોહી, ચા બનાવી. તેણે ઊઠી કપડાં બદલ્યાં, ચા પીધી. ગાડીનો સુસવાટો સંભળાયો. સાંજે જરૂરથી આવજો હાં.

સાંજના ચારેક વાગ્યા. વાડેથી તુરિયાં ઉતારી શાક બનાવ્યું. પલાવ તૈયાર કર્યો. ચુલા પર પાણી ગરમ કરી એમની વાટ જોવા લાગી.

ગાડી આવી. ઉતારુઓની અનંત વણઝારમાંથી થોડા ઉતાર્યાં સ્ટેશન- પર ટિકિટ આપી સડક પર ચાલવા લાગ્યા. હાર પૂરો થઇ. પણ...

બેં...બકરીએ કરુણ સ્વર પૂર્યો,

મારે હજુ દૂર જવાનું હતું. પણ આ વાતોએ મારું મન છીની લીધું. હું પડ્યો પડ્યો એ બે પ્રાણીઓની વાતો સાંભળી જ રહ્યો.

ત્રણ રાત્રીઓ પસાર થઈ. રાતના બાર વાગ્યા હશે. કોઇએ બારણે ટકોરા માર્યા.

[ અનુસંધાન માટે જુઓ પૃ. ૧૩૫ ]

# દિવાળીની 'ખુશાલી'!

શ્રી. મુકુન્દરાય પંડયા

બેસતા વર્ષનો દિવસ એ ઉત્સવનો છે કે શોકનો ? અરે, શોકને દિવસે પણ વધુ નીરાંત હોય, આ તો હેરાન હેરાન થઈ ગયા ?

કારણ વગર અતિશય વહેલા ઊઠી, આ ઠંડીમાં પણ વહેલું સ્નાન કરી સજ્જ થઈ રહ્યો હતો, ત્યાં જ મારી ભાણેજ આવી. ને હજી હું એને જોઉં-બોલાવું એ પહેલાં જ મારા પગમાં પડી ગઈ ! હું તો વિચારમાં જ પડી ગયો, એણે મારો એવો તો શો ગુણો કર્યો હશે, કે પગમાં પડી માફી માગવી પડે ? એટલે મેં કહ્યું, ગભરા નહિ, ઊભી થા, જે હોય તે ચોકખે ચોકખું કહી દે. '—તો જવાબમાં તેણે કહ્યું, 'હું તો આશીર્વાદ લેવા આવી છું '—અહો, હવે સમજાણું ! 'જા મારો આશીર્વાદ છે.' મેં કહ્યું,—જરા વાર થઈ ત્યાં વળી તેણે પ્રશ્ન કર્યો, 'આજે મને શું ભેટ આપશો ?' હું તો આશીર્વાદ લેવા આવી હતી ને ? તેમાં ભેટ ? પણ આજે કોણ નારાજ કરે કહી, તેને સંતોષી વિદાય કરી !

ત્યાં જ મારો પટાવાળો નવાં નક્કોર કપડાં પહેરી સામે આવી ઊભો. 'કેમ તૈયાર થઈ ગયો ? આજે તારે કોઈને મળવા જવું હોય તો જઈ આવ' મેં ઉદારતા બતાવી. તે બોલ્યો, 'હા, શેઠ, જાઉં જ છું. પણ પણ બોણીની શરુઆત તો આપનાથી જ થાય ?' કદી નહિ એવા વિનયથી તેણે આ કહ્યું. હું ચમક્યો. 'શરુઆત ? શેની શરુઆત ?' મેં પૂછ્યું. એટલે એ હસતો હસતો કહે, દિવાળીની બોણીની આપને જે ખુશી પડે તે ! અરે મને તો કાંઈ જ ખુશી નથી પડતી. પણ નોકર માણસ સાથે કોણ રકઝક કરે વિચારી, ખિસ્સામાંથી અર્ધો રૂપિયો આપ્યો. તે નફટે રૂપિયો પાછો મૂકતાં કહ્યું 'શેઠ, મશ્કરી કરો છો કે શું ?' 'નોકર માણસ સાથે હું કદી મશ્કરી નથી કરતો '—' તો આઠ આના તે હોય ? જે આપને વાજબી લાગે તે.' જેમ તેમ કરી એને રૂપિયો આપી વિદાય કર્યો ?

અને હું ટપાલની રાહ જોઈને બેઠો. આજે કેટલા દિવાળી-અંકો આવશે, તેની મનમાં ગણતરી ચલાવવા માંડી; ને હું કેવડો મોટો લેખક, એવું ગૌરવ પણ અનુભવ્યું ! હા, બસ, સાદ પડયો. હું સફાળો બારણે દોડયો, તો એક જ દિવાળી-અંક આવેલો, ને થોડાક પત્રો. મને નિર્વેદ ઉપજ્યો ! પણ આ પોસ્ટમેન હજી કાં ઊભો ? 'કેમ અટક્યા ?'—' સાહેબ આ નવા વર્ષની ખુશાલી કાંઈ ? '—અરે ખુશાલી તો બધી મરી ગઈ છે ! આ સૌ મારો જીવ ખાવા બેઠાં છે કે શું ? હું મનમાં જ બળી ઊઠયો ! ' ખુશાલી શાની ?' મેં પૂછ્યું—' સાહેબ, આપની રોજ ટપાલ લાવું છું ને ? '—' હા, એટલે તો જવાબ આપવાનો ખર્ચ વધ્યા કરે ! '—' અરે, સાહેબ, એમ તે હોય ? '—' ત્યારે, ટપાલ માટે તો તને પગાર મળે છે. '—' પણ સાહેબ, એમાં શું પૂરું થાય ? આવા સારા દિવસે તો આપ જેવા પાસે આશા રાખીએ ને ? '—આ બલા છોડશે જ નહિ એમ ધારી તેને વગર ખુશાલીએ ' ખુશાલી ' આપી.

ત્યાં તો અમારા બાપદાદાની હજામત કરનાર હજામનો દીકરો આવ્યો. ' કેમ કરસન ? અત્યારમાં શું કામ પડ્યું ? '—' આવા સારા દાડે તમને મળવા તો આવવું જ પડે ને ? ' ઠીક, ભલે મળે; એમ માની હું બેઠો, મેં કોઈ દિવસ એની પાસે હજામત કરાવી નથી, એટલે એ કાંઈ ' ખુશાલી ' માગશે નહિ એવો મને સંતોષ હતો. ત્યાં તો તે પણ બોલ્યો, ' ' આપની મરજીમાં આવે એ આપી દો, એટલે હું જાઉં. '—જાણે મારો કોઈ લેણદાર ન હોય એવી અદાથી કહેવાયેલું આ વાક્ય મને ખૂંચ્યું, ' તને શેનું આપવાનું ? તું ક્યાં મારી હજામત કરે છે ? '—પણ એ નો પરંપરાનું ચાલ્યું

આવે છે ને ? આપાની ને દાદાની હજામત મારા બાપા જ કરતા ને ? '—' અરે, તું એ ઠીક લાગે છે ? બાપદાદાની હજામત કરતા તે વખતે એમણે ' ખુશાલી ' આપી જ હશે ને ? અને હજામત પણ કયાં મફત કરતા ? '—' પણ અમને તો વરસો વરસ અપાય છે, જે આપની લાયકાત પ્રમાણે ખુશીમાં આવે તે આપજો,'—' લાયકાત પ્રમાણે ' એટલે ઓછું આપું તો મારી લાયકાત ઓછી, એમ જ ને? માળો પાકો હજામ લાગે છે ! લાયકાત પર તરાપ મારતાં કયાંક આબરુ પર ન આવે, એ ભયે તેને પણ પતાવ્યો.

આ બધાથી કંટાળી હું ખુરશીમાં જઇ પડયો. ત્યાં શ્રીમતિ આવ્યાં ' શું આવા સારા દિવસે ય તે આવું મોઢું કરીને બેઠા છો ? '—' કેમ, મોઢું કાંઈ ખરાબ છે ? ' ને દાઢી કરવી તો નથી રહી ગઈ ને, એની ખાતરી કરતાં જ ઉમેર્યું, ' સવારના જ દાઢી તો કરી છે ! '—' પણ હું કયાં એમ કહું છું ? તમે યે એવા છો ને ! આમ ગમગીન થઈને શું બેઠા છો, એમ હું તો પૂછું છું ? '— ' અરે, આજ તો ત્રાસી ગયો. બસ, સવારથી એક પછી એક ' ખુશાલી જ લઈ જાય છે ' મેં બળાપો કાઢયો, શ્રીમતિએ તો પહેલેથી સાડી રુપી ' ખુશાલી ' મેળવી લીધી હતી, એટલે તે વિશે તો ઇશ્વરની કૃપા હતી. '—' હાં ઠીક યાદ આપ્યું; આ આપણી કામવાળી પણ દિવાળીનું માગતી હતી. '—મારા તે શા ભોગ લાગ્યા કે મેં યાદ કરાવ્યું ? ' આપણે એ કામવાળીને કાઢી નાખજો. ' મેં ગુસ્સાથી કહ્યું.—' અરે, કાંઈ ગાંડા થયાં...' ' ...ના થયો નથી પણ થઈ જઈશ, એમ લાગે છે. ' મેં કહ્યું,—' પણ પૂરું સાંભળો તો ખરા, બીજી કામવાળીઓ કયાં મળે છે ? ને આવી વિશ્વાસુ...'—' પણ દિવાળી આવતાં માણસની આવક કાંઈ એકદમ વધી જતી નથી, કે આ લોકો, જાણે કે અધિકાર હોય તેમ લૂંટ ચલાવી શકે ? ' મેં જોસથી કહ્યું. ' પણ આવા દિવસે કોઈને નિરાશ કરાય ? '—' પણ આપણી આશા ડૂબીને તળિયે જાય તેનું કાંઈ નહિ ? ' વળી યાદ આવતાં ઉમેર્યું ' કોઈને નિરાશ ન કરાય તો શું સૌ કોઈને આપવું ? પછી આપણે લંગોટી પહેરવી ? '—પણ શ્રીમતિ તો હસતાં હસતાં ઊભાં થઈને સીધા જ કોટ પાસે જઈ, પાકીટ કાઢી, પૈસા લઈ લીધા; ને પછી મંદસ્મિત સાથે ' નોકરને આપીએ, ને કામવાળીને ચાલે ? ' કહી ચાલ્યાં ગયાં. મારી નિરાધારીમાં મને તો આંસુ આવવા જેવું થઈ ગયું ! અહા, શો જુલમ છે ?

બીજે દિવસે ઑફિસે ગયો; ને માંડ ખુરશી પર બેઠો હોઈશ, ત્યાં ઑફિસનો મુખ્ય પટાવાળો અદાથી સલામ કરી ઊભો રહ્યો. મેં કંઈ જ ન બોલતાં માત્ર પૃચ્છાદર્શક નજર એની સામે કરી, ત્યાં તે બોલી ઊઠયો ' સાહેબ, સલામી ? '—' શેની સલામી ? ' મેં કેટલામીએ વાર આ પ્રશ્ન કર્યો—' આ નવું વર્ષ બેઠું તેની '— ' પણ એ તો ગઈ કાલે ગયું. '—' પણ ઑફિસ તો આજે ખૂલી ને ? '—એટલે કે જ્યારે જ્યારે મળે ત્યારે ઉઘરાણી થઈ શકે એમને ? ' પણ સલામ કરવાનું મેં કયાં કહ્યું હતું ? ' મેં કહ્યું ' એ તો તને મારા માટે માન હશે તે કરતો હોઈશ. એમ હોય તો કાલથી સલામ નહિ કરતો, મારે ચાલશે ? કહી ઊંચું ઘાલી અગત્યના કામમાં હોઉં તેમ મેં લખવા માંડયું ! પણ એ તો, હિમાલય શો અડગ, ઊભો જ રહ્યો, મને થયું કે આનો કાંઈ રસ્તો કરવો જોઈશે. એટલે મેં બાજી બદલી; ' જો મને સલામી આપવામાં વાંધો નથી, પણ એમાં નુકશાન તને જ છે. આખા વરસમાં એક જ વાર...'—'...હું પણ સાહેબ એજ કહું છું. અમે કયાં રોજ માગીએ છીએ ? વરસમાં તો માગીએ ને ' અધવચ્ચે જ તે કૂદી પડયો—' પણ સાંભળ તો ખરો, '. બાજી અવળી પડતી જોઈ હું જરા મૂંઝાયો, પણ તોં ય મેં ચલાવ્યું, ' એકવાર તારી આવક વધે એટલે ખર્ચ પણ વધે. વધેલી આવક કાયમ રહેતી નથી, જ્યારે વધેલો ખર્ચ તો કાયમનો થઈ જાય છે.

તેથી આવતા મહીને તારે દેવું કરવું પડે; ને એમ દેવું વધતું જ જાય એટલે તારે જેલમાં જવું પડે; ને એમ કમાણી જાય એટલે તારાં બૈરાં છોકરાં ભૂખે મરે ! માટે જ હું ના પાડું છું, મારે બીજો વાંધો નથી ! ' મેં માન્યું કે આટલા બધા ભયંકર પરિણામો સાંભળી તે ગભરાઈ જશે; કદાચ તેનું હૃદય બેસી જાય તો શું કરવું તેનો હું વિચાર કરવા લાગ્યો.

પણ એમ એ કાંઈ ગાંજ્યો જાય એવો નહોતો, ' સાહેબ, આપને વાંધો નથી એમ આપે કહ્યું; તો આપી જ દોને. બીજી બધી ચિંતા તો હું કરી લઈશ. '–માળો આ પણ હઠીલબાજ લાગે છે, અંતે ખિસ્સાનો ભાર અનિચ્છાએ હળવો કરી; હું તરત જ અમારા મુખ્ય અધિકારીની ઑફિસમાં ગયો.

' આવો. આવો ' તેમણે આવકાર આપતાં કહ્યું ' કહો, કેમ છો ? '

' કેમ છઉં, એ તો પૂછશો જ મા. અત્યાર સુધી જીવતો રહ્યો એ જ મને આશ્ચર્ય થાય છે ! પણ હું તો આપની પાસે સલામી લેવા આવ્યો છું. '

' તમે પણ એવા જ રમુજી રહ્યા '–' ના સાહેબ, પટાવાળો મારી પાસેથી સલામી લઈ ગયો; એટલે હું તમારી પાસે લેવા આવ્યો. તમને એમ હોય તો તમે ગવર્નર પાસેથી લઈ આવજો ' મેં સૂચવ્યું–' તમે પણ ભારે છો હોં ! '–તેમને મન મારા કહેવાની ગંભીરતા ઊતરતી જ નહોતી. ' ' ના સાહેબ, આ બહુ ગંભીર વાત છે ' મેં કહ્યું–' એમ કે ? '–' હા. ને ગવર્નર વળી શહેનશાહ પાસે સલામી માગે ! ને શહેનશાહ કોની પાસે માગે ? અરે, હા, એ પાર્લામેન્ટ પાસે માગે ! '–અમારા સાહેબ કાંઈ જવાબ ન આપતાં માત્ર હસતા જ રહ્યા ! હા, તેમણે ' વેઈટર 'ને ચા લાવવાનો હુકમ આપ્યો હતો એ એક આનંદની વાત હતી ! ' કાંઈ નહિ, ' સલામી ' નહિ તો ચા તો મળી ? ' વિચારી હું ચા પી ઉઠ્યો ?

કહે છે કે બેસતા વરસના દિવસ જેવું આખું વરસ વીતે ! બાપરે, તો તો આપઘાત જ કરવો પડશે તેમ લાગે છે !

## પછી તો બેટા....!

[ પૃ. ૧૩૨નું ચાલુ ]

મન થયું કે મન મારી ને બેસી રહું. હવે મારે અને એને શું. એને રખડવું હોય ત્યાં રખડી ખાય, પણ હૃદય કાંઈ પથ્થર ઓછું થઈ શકે છે. મારા પગ બળજબરીથી બારણા તરફ તરફ ઘસડી ગયા.

આહ ! દુર્ગંધ. નાકે ફૂતીનો છેડો લગાવ્યો. એની લાલ આંખો ધુરકી ઊઠી...ચાલ ચા બનાવ. એ શબ્દોએ મારું કાળજું ચીરી નાખ્યું. બે દિવસ પહેલાં કદાચ વગર માગ્યે એને બધું જ મળ્યું હોત. પણ આજે ..મેં કાંપતે હૈયે ચૂલો ચેતાવ્યો. ચા કરી આપી પણ અશ્રુપૂર્ણ આંખે.

અબ તક ખાના નહીં પકાયા. બોલતાં લાકડી ઉપાડી.

બેં...બેં...

બેટા તું નહોતી. આખી રાત રડી રડી પસાર કરી.

સવારે પાછી એની એ જ કરુણ મૂર્તિ. એના એ જ સરળ ભોળા તારા પિતા. સંકોચપૂર્ણ હૈયે પૂછ્યું ગુસ્સ્સન ભૂલ થઈ.

કાંઈ ખાસ વાગ્યું નથી. મેં ધીમેથી કહ્યું.

ફરીથી મૌન. અમે કામ કરતાં. તે પણ તન તોડ મહેનત કરતો. બધું જ બરોબર ચાલતું પણ માત્ર હૃદય તૂટ્યાં હતાં.

એક દિવસ હું ખેતરમાં ઘાસ નિંદતી હતી. એક રબારી તને ઉપાડી જતો હતો. કદાચ તે જ તારો જન્મ દિવસ હશે. તેં બેં બેં કર્યું... આપણી આંખો મળી. મેં દસ રૂપીઆમાં તને ખરીદી લીધી.

પછી તો બેટા તું ક્યાં નથી જાણતી આપણી વાતો.

બેં...બેં...બેં...બેં...બેં...કરુણ સ્વર એ ઘનઘોર વડલાની ઘટાઓમાં ગુંજી ઊઠ્યો.

સંધ્યાની આછી રેખાઓ આભમાં અંકાવા લાગી. મેં ટૂવાલ ખંખેર્યો. ઝોલી ખભે ભેરવી. અને સીમળીને માર્ગે પડ્યો.

---

# પીંછીનાં પાદશાહ

શ્રી. ધનસુખલાલ મહેતા

૩

## વેલાઝકે

(૧૫૯૯–૧૬૬૦)

જ્યારે સ્પેનની રાજ્યસત્તાનો સૂર્ય સોળે કળાએ તપતો હતો તે સમયે દુનિયામાં એની જેટલી અસર હતી તેટલી જ પ્રબળ અસર જ્યારે સ્પેનના માઠા દિન હતા અને અત્યારે પણ છે ત્યારે પણ હતી અને છે એ આશ્ચર્યયુક્ત ઘટના છતાં સત્ય હકીકત છે. જ્યારે રાજ્યસત્તા ઊંચામાં ઊંચાં શિખરે હતી તે વેળા કારલૉસ કિવન્ટો અને બીજા ફિલિપ જેવાની આબરૂ અથવા તો બેઆબરૂ પોતાની મીઠી અથવા ખરાબ વાસ જગતમાં ફેલાવી રહી હતી. આજે સાહિત્યજગતમાં સરવાન્ટીસ અને ચિત્રજગતમાં વેલાઝકે એ જ દુનિયાને પોતાની સુવાસથી ભરી દે છે. કેટલાક આશાવાદીઓ એવી આશા સેવે છે કે રાજ્યકર્તાઓ ગમે તેવી સરહદોની વાડ ઊભી કરશે પણ વિજ્ઞાન અને કલા જ આખરે મનુષ્ય જાતિનું ભ્રાતૃત્વ સ્થાપશે. આ આશા માત્ર સ્વપ્ન નહિ હોય તો, જીવન નિરૂપણ કરવામાં જેણે રંગને બદલે શબ્દોના સાથિયા પૂર્યા છે તે સરવાન્ટીસ અને વિવિધ પ્રકારના મત ધરાવનાર અને માનસવાળાં માનવી જેની કલાથી સરખી રીતે મુગ્ધ થાય છે તે ‘ પોરટ્રેટ પેઈન્ટિંગ ’ના ક્ષેત્રમાં લગભગ અદ્વિતીય ડિએગો દ સિલ્વા વેલાઝકે એ બે વિરાટકાય વ્યક્તિઓ સ્પેનને જગતનાં રાજ્યોમાં નિઃશંક અતિ ઉચ્ચ સ્થાન અપાવશે.

જ્યારે આ ચિત્રકારનો જન્મ થયો ત્યારે બ્રિટિશ વહાણવટીઓથી એણે સખત ઝખમો સહન કર્યા હતા છતાં યુરોપના રાજ્યદ્વારી ક્ષેત્રમાં સ્પેનની હાક વરતાતી હતી. ચાલીસેક વર્ષનાં રાજ્યઅમલ પછી બીજો ફિલિપ્સ તરતનો જ મૃત્યુ પામ્યો હતો અને ત્રીજો ફિલિપ્સ અલ્પ સમયથીજ ગાદી એ બેઠો હતો. ચિત્રકાર માડ્રિડના રાજ્યદરબારના ભપકાભર્યા વાતાવરણમાં જનમ્યો ન હતો પણ કેથોલિક ધર્મના અનુયાયીઓના મુખ્ય ધામ સેવિલમાં જનમ્યો હતો. એ ધામ અત્યારે છે એમ તે વેળા પણ જેઓ ત્યાંના અનેકાનેક દુર્ગુણોની સામા ન થઇ શકે તેઓ માટે લગભગ ભયાનક હતું. પણ સુભાગ્યે માતાપિતા એ દુર્ગુણોથી મુકત હતાં. પિતા ઓપોર્ટોને બંદરેથી આવ્યો હતો અને તે બંદર માનસિક અને શારીરિક પ્રગતિ માટે મશહૂર હતું. ડિએગો દ સિલ્વા વેલાઝકેને છેક બાળપણથી ચિત્રકળાનો છંદ લાગ્યો હતો અને બાલ્યાવસ્થામાં જ એને ત્યાંના જાણીતા શિલ્પિ અને ચિત્રકાર ફ્રાનસિસ્કો દ હેરેરાને ત્યાં ચિત્રકલા શીખવા રાખવામાં આવ્યો. પણ ગુરૂ અને શિષ્યના માનસ એક બીજાને મળે તેવાં ન હતાં એથી વેલાઝકેના પિતા ડૉન જુઆન રોડરિગ્ઝે તેને ત્યાંથી લઈ લઈને ફ્રાનસિસ્કો પાચેકો નામના ચિત્રકાર, કવિ અને પ્રાધ્યાપક પાસે રાખ્યો. પાચેકો સમય વરતીને કાર્ય કરવાવાળો અને અનુભવી હતો. તે સમયની જુદા જુદા દેશની ચિત્રકલાનું તેને જ્ઞાન હતું, જીવન માટેના ઉલ્લાસને ઉત્તેજનાર હતો અને બધાં માણસોને એને માટે માન થાય એવો હતો. શહેરના મોટા માણસો એના સ્ટુડિયોમાં આવતા જતા હતા.

પાચેકો સમજી ગયો હતો કે આ વિદ્યાર્થી બીજા વિદ્યાર્થી જેવો સાધારણ નથી અને તેનું વ્યક્તિત્વ દબાઈ જાય તેવું કે સામાન્ય કેડીએ ચાલે તેવું નથી. આ નવીન પ્રકારનું વ્યક્તિત્વ જોઈને ગુસ્સે થવાને બદલે કે ઈર્ષ્યાખોર બનવાને બદલે પાચેકોએ તેને સંભાળથી, મમતાથી, પોષ્યું, વિકસાવ્યું. વેલાઝકે આ આભાર

કદી સુક્યો ન હતો. પાચેકોને દિનપ્રતિદિન પોતાના વિદ્યાર્થી પ્રત્યે એટલું માન અને સ્નેહ વધતાં ગયાં કે જ્યારે વેલાઝકે કીર્તિ અને નૈપુણ્યના દ્વારે ઊભો હતો ત્યારે ૧૬૧૮માં પાચેકોએ પોતાની પુત્રી જુઆનાને એની જોડે પરણાવી!

પાચેકો આજે પોતાનાં ચિત્રોથી અમર નથી રહ્યો પણ તેને પોતાના જમાઈને મહાન ચિત્રકાર બનાવ્યો તેને લઈને તેનું સ્મરણ જળવાઈ રહ્યું છે. તે કાળનાં એનાં-વેલાઝકેનાં-ચિત્રોમાંનાં કેટલાંક લંડનમાં છે, કેટલાંક બરલિન અને કેટલાંક સેંટ પીટર્સબર્ગમાં છે. તે પછી થોડો સમય ચિત્રકારે ધાર્મિક ચિત્રો દોર્યાં તેમાંનું એક 'ક્રાઈસ્ટ ઇન ધ હાઉસ ઓફ માર્થા' લંડનમાં છે અને બીજું 'એડોરેશન ઓફ ધ મેગી' પ્રેડોમાં છે.

૧૬૨૨માં વેલાઝકે પ્રથમ વેળાં માડ્રિડ ગયો. અને ત્યાં તેને રાજ્યના મહેલો જોવા દેવાની રજા આપવામાં આવી. તે વેળા તેને બે સંતાનો હતાં. ટૂંક મુદ્દતમાં તે પોતાને વતન પાછો ગયો પણ કિસ્મતે તેને ત્યાં લાંબો કાળ રહેવા દીધો નહિ. ત્રીજો ફિલિપ મરણ પામ્યો હતો અને ચોથો ફિલિપ ગાદીએ આવ્યો હતો. તેણે પોતાના મિત્ર, ફિલસૂફ અને ભોમિયા તરીકે કાઉન્ટ ઓલિવારેઝને નીમ્યો. કાઉન્ટે વેલાઝકેનાં નામ અને કીર્તિ સાંભળ્યાં હતાં એટલે એણે એને માડ્રિડ બોલાવ્યો. વેલાઝકે પોતાના સસરા સાથે માડ્રિડ ગયો. ત્યાં એણે ફ્રૅનસેકા નામના અમલદારનું ચિત્ર દોર્યું. આ ચિત્ર હાલમાં તે ગૂમ થયેલું છે પણ રેનોલ્ડ્ઝને એડમિરલ કેપલના ચિત્રથી જેવી કીર્તિ મળી હતી તેવી જ પ્રચંડ કીર્તિ વેલાઝકેને આ ચિત્રથી મળી; અને તેને પરિણામે જ ચોથા ફિલિપે પોતાની છબી ચીતરાવી. આ છબી રાજાને એટલી પ્રિય થઈ પડી કે એણે પોતાની બધી આગલી, બીજા ચિત્રકારોએ ચિતરેલી છબીઓ મહેલમાંથી કઢાવી નાખી અને બીજી અનેક છબી ચીતરવાનું રાજાએ વેલાઝકેને કહ્યું. રાજાએ એને પોતાની નોકરીમાં દાખલ કર્યો અને માસિક આશરે પાંતરીસ રૂપિયાનો દરમાયો બાંધી આપ્યો! પણ એને પરિણામે આપણને એ કમનસીબ રાજાની એના યૌવનકાળથી માંડીને પુખ્ત ઉમ્મરનો થયો ત્યાં સુધીની જુદી જુદી છબીઓ જોવાની મળે છે અને એમાં દૃષ્ટિગોચર થતા રાજાના ચહેરા ઉપરથી જ સ્પેનની પાયમાલીનો ઈતિહાસ પણ આપણે વાંચી શકીએ છીએ.

૧૬૨૫ માં રાજા તેને ત્રણસો ડયુકેટ ભેટ આપે છે અને પછી એને એટલાનું જ પેનશન આપે છે અને રહેવાને માટે મફત જગ્યા આપે છે. ૧૬૨૭ માં "જેન્ટલમૅન અશર"ની પદવી પણ મળે છે. પાચેકોના લખાણ ઉપરથી જણાય છે કે રાજાને વેલાઝકે માટે અમુક પ્રકારની સ્નેહની લાગણી હતી અને છૂપા માર્ગોથી એ એક વેરા એના સ્ટુડિયોમાં જતો આવતો.

૧૬૨૮ માં, બેલ્જીઅમનો મશહૂર ચિત્રકાર સર પીટર પૉલ રૂબેન્સ (૧૫૭૭-૧૬૪૦) બેલ્જીઅમ સરકારના કામ માટે માડ્રિડ આવ્યો, રૂબેન્સ તે વેળા પચાસ વર્ષનો હતો અને માડ્રિડમાં તે નવ માસ રહ્યો હતો. વૃદ્ધ રૂબેન્સ અને જુવાન વેલાઝકે વચ્ચે ગાઢ મૈત્રી થઈ અને એકેકના બન્ને પ્રશંસક થઈ ગયા. એ વર્ષમાં વેલાઝકે ડૉન એમ્બ્રોસિયો સ્પિનોલા સાથે ઇટલી ગયો. ત્યાં મિલાનમાં એણે ટિંટોરેટોના ચિત્રોની નકલો કરી. ત્યાંના પ્રખ્યાત ચિત્રકાર જ્યુઇડાના કલાવિધાનની અસર એના ઉપર થઈ ખરી. તે ૧૬૫૧ માં પાછો માડ્રિડ આવવા નીકળ્યો.

આ વર્ષો દરમ્યાન ચિત્રકારની પુત્રી ફ્રાન્સીસકા મોટી થઈ હતી અને ચિત્રકારે તેને એક ઊગતા ચિત્રકાર જે. બી. દેલ માઝો સાથે પરણાવી. જેમ પાચેકોએ વેલાઝકેને તાલીમ આપી હતી તેમ વેલાઝકેએ આમાઝોને તૈયાર કર્યો હતો. વેલાઝકેને નામે ચડેલ કેટલાક ચિત્રો માઝોના ચીતરેલાં છે એમ ઘણા વિવેચકો માને છે.

માડ્રિડ આવ્યા પછી વેલાઝકે સુપ્રસિદ્ધ ચિત્રકાર એલગ્રેકોનાં ચિત્રોની અસર તળે આવ્યો. આ ચિત્રકાર ૧૬૧૪ માં મૃત્યુ પામ્યો હતો. વેલાઝકેને

એનું અનુકરણ કર્યું એમ કહેવાનો આશય નથી પણ એણે ગ્રેકોનાં કલાવિધાનમાંથી ઊંડી પ્રેરણા લીધેલી, અને એ પ્રેરણાથી તૈયાર થયેલ વેલાઝકેની 'પોર્ટ્રેટો' ઉપરથી આજે પણ અનેક ચિત્રકારો પોતાના આત્માને અમૃતનું સિંચન કરે છે.

તે પછી થોડાં વર્ષમાં યુવરાજ ડૉન બાલ્થાઝાર કારલૉસની છબીઓ ચીતરાય છે. યુવરાજ ૧૬૨૯ માં જન્મીને ૧૬૪૬ માં મૃત્યુ પામે છે એ જીવ્યો હોત અને સ્પેનની ગાદીએ આવ્યો હોત તો સ્પેનનો ઈતિહાસ જુદી જ રીતે લખાયો હોત.

૧૬૪૩ માં વેલાઝકેના આશ્રયદાતા કાઉંટ ઓલિવારેઝને રાજ્યની નોકરી છોડવી પડી. પણ એથી વેલાઝકે ઉપર રાજાની ખફગી ઊતરી હોય એમ જણાતું નથી. ત્યાર પછી સ્પેનનો બીજો મશહૂર ચિત્રકાર મ્યુરિલો (૧૬૧૭-૧૬૮૨) વેલાઝકેનો વિદ્યાર્થી થયો. ૧૬૪૪ માં વેલાઝકે રાજા સાથે આરેગોંની મુસાફરીએ ગયો હતો. ૧૬૫૧ માં રાજાની બીજી પત્ની મેરિયાનાની છબીઓ એણે ચીતરી. આ અરસામાં જ રાજાએ એને 'માર્શલ ઑફ પેલેસ' બનાવ્યો. અલબત્ત, તેમાં પગાર સારો હતો. એક ભવ્ય મકાનમાં રહેવાનું અને વાર્ષિક ચારસો પાઉંડ તેને મળવા માંડ્યા પણ આ પદવીથી એને કામ એટલું બધું કરવું પડતું કે તેને તેની અમર કૃતિઓ સરજવાની ફુરસદ બહુ ઓછી મળતી. ૧૬૫૮ માં રાજાએ તેને સાંટિયાગોનું નાઈટહૂડ બક્ષ્યું.

૧૬૬૦ ના ઑગસ્ટની ૬ઠ્ઠી તારીખે વેલાઝકેનું મૃત્યુ થયું. એને સેંટ જોહ્ન ધ બાપટિસ્ટના દેવળમાં દફનાવવામાં આવ્યો તેની સતી જેવી પત્ની જુઆના દ પાચેકો વેલાઝકે પણ માત્ર એક અઠવાડિયાં પછી મરણ પામી. રાજા ચોથા ફિલિપે તેના જમાઈ માઝોને દરબારી ચિત્રકાર નીમ્યો અને એણે કરેલ નકલો આજે આખા યુરોપમાં ઠેકઠેકાણે વેલાઝકેના 'ઓરિજિનલ' તરીકે જ ખપે છે.

એનાં જાણીતાં ચિત્રોમાં 'મેઈડ્ઝ ઓફ ઑનર', 'સ્પિનર્સ', 'ઈસપ', 'મેનિપસ', 'કોરોનેશન ઓફ ધ વરજિન', 'સરન્ડર ઓફ બ્રેડા' અને 'વીનસ વિથ ધ મિરર'-(દર્પણ સાથેની વીનસ) વગેરે મુખ્ય ગણાય છે. ૧૯૦૬ ની સાલમાં ઇંગ્લંડે એ ચિત્ર ૪૫,૦૦૦ પૌંડની કિંમતે ખરીદ કર્યું હતું!

વેલાઝકેની ચિત્રકલા અને એના જીવનને સ્પર્શતાં લગભગ ચાળીસથી પચાસ પુસ્તકો પ્રાપ્ય છે. જુદા જુદા મત ધરાવવા એ મનુષ્યનો આજીવન હક્ક છે અને એમાં પણ ચિત્રકારોનાં ચિત્રો વિશે તો એટલા મતો હોય છે કે એક ચિત્રના હજારો-લાખો રૂપિયા આપીને કોઈ એક માણસ ખરીદ કરે ત્યારે બીજો માણસ તેના પચાસ રૂપિયા પણ આપવાને તૈયાર થાય નહિ! પણ આશ્ચર્યકારક બિના એ છે કે વેલાઝકેના ચિત્રવિધાન વિશે ભાગ્યે જ બે મત થાય છે. જેમ યુરોપના સંગીતમાં બાક અને બીથોવન સર્વભોગ્ય ગણાય છે, આપણે ત્યાં મરહૂમ અબ્દુલ કરિમ ખાંસાહેબ ગણાય છે તેમ યુરોપમાં, ચિત્રકલાના ક્ષેત્રમાં વેલાઝકેની ગણના થાય છે. અને છતાં એનાં ચિત્રોની સંખ્યા આજે માત્ર ૮૧ ગણાય છે. બીજાં નાશ પામ્યાં લાગે છે કે જડતાં નથી સર જોશુઆ રેનોલ્ડ્ઝ આટલાં ચિત્રો તો એક વર્ષમાં ચીતરતો!

વેલાઝકેનાં ચિત્રો તેના ચકચકિત રંગોને લીધે આકર્ષતાં નથી. રૂબેન્સને એવા પ્રકાશિત રંગોનો બહુ શોખ હતો. વેલાઝકે પોતાના ફલક ઉપર 'ગ્રે' અને 'સિલ્વર'ને વધુ પ્રાધાન્ય આપતો. એનામાં નાજુક કલ્પના હતી પણ મુખ્યત્વે એ વાસ્તવવાદી હતો અને 'મોડેલ' વગર એ કદી ચીતરતો નહિ. દરેક છબી ચીતરાવનારને એ જુદી જુદી દૃષ્ટિએ જોતો અને તેને તે જુદી જુદી દૃષ્ટિએ ચીતરતો. એનામાં કાંઈ યુક્તિ-પ્રયુક્તિ નહોતી. જે જે તેણે દોર્યું છે તે તે સાદું, અને સ્વચ્છ છે. સેંકડો માણસોએ એનાં ચિત્રોની નકલ કરી છે અને હવે કરશે પણ કોઈને એનું વિધાન આવડ્યું નથી. અર્વાચીન ચિત્રકારોના ઘણા આ અમર ઉસ્તાદ 'પોર્ટ્રેટ' પેઈન્ટરની અસર નીચે આવી ગયા છે. માને, કૂરબે, કોરો, મિલે, વ્હિસલર વગેરે નામાંકિત ચિત્રકારો વેલાઝકેની કલા ઉપર મુગ્ધ થયા છે અને એની કલામાંથી એમણે પ્રેરણા લીધી છે.

# જીવન તૃષા

શ્રી. સુરેશ

'મને ભય હતો કે ક્યાંક તમે તમારું વચન ભૂલી ન જાઓ. પણ હું ઘણો જ ખુશી થયો છું; કે તમે આવી લાગ્યા.'

'હું ભૂલી જઈશ, એમ તમે શા પરથી ધાર્યું ? શું તમારી પાસે એમ ધારવાનું કાંઈક કારણ છે ?'

'મને માફી આપશો. હું જાણું છું કે તમે તમારા વચનમાં સદૈવ મક્કમ રહ્યા છો. તમને જોઈ મને ઘણો આનંદ થાય છે.'

'તમારા આનંદે મને પણ એટલો જ આનંદ થાય છે. પણ આજે કયા કારણે તમે આટલા ખુશી છો ?'

'ગઈ રાતે મેં એક અજબ સ્વપ્ન જોયું.'

'બસ એટલે જ.' તે હસી પડી.

'તમે હસો નહિ, હું સ્વપ્નોને ઘણાં જ મહત્વનાં લેખું છું.' તે ગંભીર થઈ બોલ્યો.

'તમારા સ્વપ્નમાં એવું તે શું હતું ?' વાત લંબાવવા તેને પ્રશ્ન કર્યો.

'પેલી પેટી જુઓ.' ટેબલના એક ખુણા પર પડેલી એક પેટી તરફ આંગળીથી નિર્દેશ કરી તેણે કહ્યું, 'મારા એક મિત્રે મારા કારાવાસ દરમિયાન તે મને ભેટ આપેલી મારી હસ્તપ્રતો અને વ્હાલી ચીજો સિવાય બીજું કાંઈ પણ હું તેમાં મુકતો નથી. ગઈ રાતે હું સ્વપ્નામાં એ પેટી ખોલી કાંઈક શોધી રહ્યો હતો, મારી હસ્તપ્રતો વચ્ચેવચ્ચે મને કાંઈક પ્રકાશ જણાતો અને એ પ્રકાશ શાનો છે તે જાણવા હું હસ્તપ્રતો આડી અવળી કરતો ત્યારે એ ચળકાટ મારી આંખોને આંજી નાંખતો. તે એક હીરો હતો. જેને હાથમાં લેવા મેં પ્રયત્ન કર્યો પણ ને હાથ ન લાગ્યો...!' તે બોલતો અટકી ગયો. તેનો અવાજ સહેજ ધીરો થયો હતો.

'હા, પછી ?'

'એટલામાં બીજા સ્વપ્નોએ મારો એ સ્વપ્ન સાથેનો સંબંધ તોડી નાંખ્યો એ હીરાનું શું થયું તેની મને ખબર નથી.'

વાત બદલવાના ઈરાદાથી તેણે પૂછ્યું 'ગઈ કાલે આખો દિવસ તમે શું કર્યું.'

'ખાસ તો કાંઈ જ નહિ, એક વસ્તુની ગૂંથણીમાં લીન હતો.'

'સુંદર હશે ! એ વસ્તુ.'

'ઘણી જ, એક યુવતીની મનોવૃત્તિઓનું ચિત્ર છે.'

'નાયક કેવોક છે ?'

'ઘણો જ વિચિત્ર, છતાં સમજવા જેવો.'

તેના નાયક સંબંધીના સવાલોના જવાબમાં તે પોતાનું ભૂતજીવન રજૂ કરતો ગયો.

'...નાયકનું. આ વર્ણન શું કામ કહી સંભળાવો છો ?' તે જરા કંટાળી.

'તમને તેના પ્રત્યે જરાય મમતા કે સહાનુભૂતિ નથી ઉપજતી ?'

'એમ નહિ, કથાની વસ્તુથી દૂર એટલે જ, બાકી દગાબાજ દુનિયાના અનુભવો પછી પણ તમારો નાયક દુનિયા અને માનવો પ્રત્યે જે ઊંડી લાગણી ધરાવે છે અને તેઓના દુઃખ દૂર કરવા જે અવિરત પ્રયત્નો કરી રહ્યો છે વગેરે ખરેખર દૈવી ગુણો છે.'

'ખરે જ એ ઊંડી લાગણીઓ વાળો છે. તમે મારા નાયકને સમજી શક્યા એથી હું ઘણો જ ખુશ થયો છું.' તે ખુશ વદને તેની તરફ જોઈ રહ્યો.

થોડી ક્ષણો પસાર થઈ

'મોટી વયે મારા નાયકને એક યુવતીનો ભેટો થાય છે,' તેણે ચલાવ્યું 'એને એક સહાયકની જરૂર સાલે છે, યુવતી તરફ એ આશાભરી નજર માંડે છે પણ એનું દિલ હિંમત કરી શકતું નથી.'

' એમ કેમ, શું તે તમારા નાયક પ્રત્યે આકર્ષાતી નથી ? '

' ના એમ નથી. તે યુવાન પણ સજ્જન અને નમ્ર છે, તે મારા નાયકની પુરી સમજી ચૂકી છે...'

' તે ખુબસૂરત હશે ? '

' ખાસ નહિ, બદસુરત તો નહિ જ. નાયક તેના મુખડામાં પોતાના જગતની સ્થિરતા અને શાન્તિ જોઈ ચૂકયો છે. '

' ત્યારે તો નાયિકા ખરેખર એક આદર્શ ગૃહીણી હશે. '

' માત્ર ગૃહીણી નહિ, જીવન સહાયક. '

' તમે તમારી નાયિકાનું ચીત્ર કેવું તૈયાર કરવા ધારો છો ? '

' હું હજુ તેનું અધ્યયન કરું છું, જેમ જેમ તેણીને જોતો અને સમજતો જાઉં છું તેમ તેમ વધુ ખાતરી થતી જાય છે કે તે જરૂર એક આદર્શ નાયિકા તરીકે શોભશે. '

હજુ તેના મગજે પૂર્ણ ખાતરી મેળવી નથી. એક દીન દુઃખી વૃદ્ધાવસ્થાને માર્ગે ઉભેલાને કોઈ રમણી પોતાનું દિલ આપી શકશે ? કદાચ ઊંડી લાગણી આકર્ષે અને આપે...પણ પાછળથી કદાચ પશ્ચાતાપનો તાપ... '

એકાએક તે બોલી ઉઠયો.

' તમારો શું મત છે ? આવા વૃદ્ધ નાયકને કોઇ રમણી પોતાનું જીવન આપે ? તમને એ વાસ્તવિક લાગે છે ? '

' જરૂર, આપે જ તમારી નાયિકા કાંઇ ક્ષુદ્ર યુવતી નથી. ભાવનાશીલ હૃદયની છે, તો પછી આવા એક ઉદારચીત નાયકને પ્રેમ આપવામાં શું છે ? જો તમારી નજરે એ વાસ્તવિક છે તો મારી નજરનો સવાલ જ કયાં ? '

કાંઈક આંતરીક લાગણીઓથી તેની મુખ રેખાઓ પરીવર્તન પામી હવે તેનામાં હિંમત આવી હતી. પળભર તેઓ પરસ્પરને જોઈ રહ્યાં.

' ધારો કે નાયકને સ્થાને હું મારી જાતને લઉં અને નાયિકાને સ્થાને તમને ગોઠવું. તો એ કેટલું વાસ્તવિક લાગશે ? '

આખી વાતનો મર્મ તે સમજી ગઈ. કાંઈક પળો શાન્તિમાં પસાર થઈ, માત્ર એકવીસ વર્ષની એ અને ચાલીશી વટાવી ચુકેલ તે, પણ પેલા છવીસ દિવસો દરમિયાન તે એને પોતાનું દિલ આપી ચૂકી હતી. એના દેહને નહિ પણ શકિત અને દિલને કિર્તિને પણ નહિ કારણ તે વખતે એની ખાસ કાંઈ જ ખ્યાતિ ન હતી. આર્થિક સાંડસાઓ તેની ચારે તરફ હતા. માત્ર એનું દિલ એકદીલ હતું, આખરે તે બોલી.

' એટલું જ. ' આનંદ અને શર્મે તેની જીભને વધુ બોલતાં રોકી.

' એના, પેલા હીરાનું શું થયું તે હવે હું જાણી શકયો છું. '

' શું થયું ? '

' એ મને મળ્યો; હવે જીવનભર તેનો પ્રકાશ લૂંટીશ ? '

' કદાચ તે કાચનો ટૂકડો નીકળે...'

' પરીક્ષા કરી છે, જો કે બે વાર તો કાચ જ મળ્યા, મેં તો તેને પણ હીરા જ માન્યા હતા અને પેલી પેટીમાં રાખ્યા હતા. કિન્તુ...આજે મને ખરેખરો જ હીરો મળ્યો છે તેની મને ખાતરી છે.'

ઈ. સ. ૧૮૬૭ની ૧૫ ફેબ્રુઆરીએ રશિયાના એ જાણીતા સાહિત્યકાર ફ્રિયોડોર ડોસ્ટોવસ્કીએ પોતાની શોર્ટહેન્ડ ટાઈપીસ્ટ એના ગ્રોવેના સાથે લગ્ન કર્યાં. લગ્ન પહેલા તેઓએ છવીસ દિવસમાં સંયુક્ત પ્રયાસે 'જુગારી' લખી. અને લગ્ન પછીના ચૌદ વર્ષમાં સહજીવન દરમિયાન બારેક સારી નવલકથાઓ લખી.

ફ્રિયોડોર ૧૮૮૧ માં મૃત્યુ પામ્યો, એના ૧૯૧૮ માં મૃત્યુ પામી. જગતની કોઈપણ લેખક-પત્નિ કરતાં તેને પોતાના પતિને તેના જીવનમાં વધુ મદદ કરી છે.

# સામુદાયિક અને ઐકાંતિક

સામુદાયિક જીવન અને ઐકાંતિક જીવનમાં ભેદ આ છે. ઐકાંતિક જીવનમાં માણસ પોતાની ઇષ્ટ વસ્તુની સિદ્ધિ અર્થે પોતાની ધૂન પ્રમાણે, પોતાની ઇચ્છા મુજબ વર્તી શકે છે. સમાજ સાથે એ નહીંવત્ સંબંધ રાખે છે. સામુદાયિક જીવનમાં એમ બની શકતું નથી. એટલે કે માણસ પોતાની ધૂન મુજબ હરહંમેશ વર્તી શકે નહીં. સમાજમાં રહીને જીવવું હોય તો સમાજની પ્રીતિ સંપાદન કરીને જ રહી શકાય, અને એ રીતે રહેવાનો જ અર્થ છે. એને માટે સ્વભાવમાં અમુક અંશે સમાધાનભરી વલણ, અંગ્રેજીમાં જેને Compromising attitude કહે છે એની ખૂબ જરૂર છે. આ વલણ રાખવા માટે સત્યને જોખમમાં મૂકવું જ પડે એવો અનિવાર્ય નિયમ નથી. સત્યને સાચવીને પણ એ વલણ રાખી શકાય છે. સત્યને ભયમાં મૂક્યા વગર આ વલણ સ્વભાવમાં દૃઢ થઈ જાય, સ્વભાવગત બની જાય એ સ્થિતિ જીવનકલાની સિદ્ધિની નજીક કહી શકાય. આ જીવનકલામાં એ જેમ એક મુખ્ય તત્ત્વ છે તેમ મૈત્રી એક બીજું મુખ્ય તત્ત્વ છે. આ બંને તત્ત્વ એકબીજાથી જુદાં નથી. ખરું જોતાં સમાધાનકારી વલણ, એ જ મૈત્રીનું આધારતત્ત્વ છે.

સમાજમાં ભિન્ન ભિન્ન સ્વભાવનાં માનવીઓ છે. આ બધાં માનવીઓને પોતપોતાના રંગરાગ, પોતપોતાની રુચિ અને ટેવો, લાગણી અને ભાવનાઓ, તેમ જ વિચારસરણીઓ હોય છે. આ સૌ માનવીઓને મૈત્રીના દોરથી ગૂંથવા, એ શી રીતે બને ? વ્યક્તિ પોતાનું સ્વત્વ એટલે કે પોતાપણું ખોયા વગર, તેમ જ આ બધાં માનવીઓના વ્યક્તિત્વને હાનિ પહોંચાડ્યા વગર, કોઈની પણ લાગણી દુભવ્યા વગર, સૌને મૈત્રીના સુવર્ણ દોરથી સાંકળી શકે ! હા સાંકળી શકે. એ વસ્તુ કેવળ કલ્પના નથી. તરંગ નથી. મહાન પુરુષો જ કરી શકે. એવું નથી. સામાન્ય માનવી પણ એ કરી શકે. દરેક જણ સમજે અને સ્વીકારે કે એ એક કલા છે. એ કલાનું પણ અન્ય કલાઓની જેમ વિજ્ઞાન છે. એ વિજ્ઞાન પચી જાય એટલે સાથે જ એ કલા પણ સાધ્ય બને છે. એ વિજ્ઞાનને તેના આધારભૂત નિયમો છે, એ નિયમો જીવનમાં કઈ રીતે કામ કરે છે તે પ્રત્યક્ષ ઉદાહરણોથી જોવું જોઈએ. પાશ્ચાત્ય જીવનમાં આ મૈત્રીનું વિજ્ઞાન ખૂબ ખેડાયું છે. આપણે એ જીવનનાં થોડાંક ઉદાહરણો જોઈશું.

અમેરિકાના કોઈક શહેરની વાત છે.

વર્ષાની એક સાંજ હશે. અંધારું ઘેરાતું હતું તેમ તેમ વાતાવરણમાં એક જાતની ગમગીની વધતી જતી હતી. એ વખતે કોઈક ફર્નીચરની દુકાનમાં સાદાં વસ્ત્રોમાં એક બાઈ દાખલ થઈ. દુકાનનો માલિક, જ્યોર્જ, પોતાના યુવાન સાથી સાથે વાતાવરણ વિષે વાત કરતો હતો. બાઈનાં કપડાં પરથી, એ કંઈ ખરીદે એવું જ્યોર્જને લાગ્યું નહીં એટલે એ બેપરવાહ રહ્યો.

સાથીએ જ્યોર્જનું ધ્યાન ખેંચ્યું: ' અરવા, પૂછો ખરા. એમને કંઈ ખરીદવું હશે. '

જ્યોર્જે કંટાળીને કહ્યું: ' અરે આવે દિવસે તે કોઈ કંઈ ખરીદે ? એનાં કપડાં તો જો. તને લાગે છે કે આપણી દુકાનની આવી મોંઘી દાટ ચીજો ખરીદશે ! '

' અરે, પણ જરા સહુકાઈથી વાત તો કરીએ !' એટલું કહી એ પેલી બાઈ પાસે ગયો. બાઈને કંઈ ખરીદવું ન હતું. માત્ર જોવું જ હતું. પણ પેલાએ આપો કલાક ગાળી જુદી જુદી વસ્તુઓ

બતાવી. એ વસ્તુઓ અંગે એને સમજ પાડી. બાઈએ જે જે સવાલો પૂછ્યા, તે બધા જ સવાલના ઉત્સાહપૂર્વક જવાબ આપ્યા. આથી બાઈને સંતોષ થયો. એને સારું પણ લાગ્યું. જો કે, એણે કંઈ ખરીદ્યું તો નહીં જ. એના ગયા પછી જ્યોર્જે ટકોર પણ કરી 'મેં નહોતું કહ્યું?' પેલાએ જવાબ વાળ્યો: 'ભલે, એમાં શું? એની જોડે મીઠાશથી સલુકાઈથી વાત કરી એને સંતોષ આપ્યો એમાં મને નુકસાન શું ગયું?'

આ વાતને કેટલાક મહીના પસાર થઈ ગયા. એક દિવસ ટપાલમાં જ્યોર્જને સ્કોટલેન્ડનો એક પત્ર મળ્યો. એમાં એના યુવાન સાથીને એક નવા ઘરમાં ફર્નીચરની પસંદગી માટે મોકલી આપવાનું જણાવવામાં આવ્યું હતું. કાગળ પર એન્ડ્રુ કાર્નેગીની સહી હતી.

બીજું ઉદાહરણ લઈએ.

રોબર્ટ બ્લેક કરીને કોઈક હશે. ૪૧ વર્ષની વયે એને વ્હાઈટ મોટર કંપનીનો પ્રમુખ બનાવ્યો. નસીબ એવું કે નોકરીને પહેલે જ દિવસે બે હજાર માણસ હડતાળ પર ગયા. પિકેટીંગની ધમાલ પણ શરૂ થઈ. એણે વિચાર કર્યો કે દાદાગીરી કે ધાકધમકી કામ નહીં લાગે, એટલે એણે બુદ્ધિ ચલાવી. એણે જોયું કે પિકેટીંગ કરનારાઓને, દરવાજાના એક નાકેથી બીજે નાકે ફર્યા કરવામાં ત્રાસ લાગતો હતો; એટલે એણે બેઝબોલની રમતનાં સાધનો ખરીદીને એ લોકોને આપ્યાં અને કંપનીના ચોગાન પર જ એ લોકોને રમવા જવાનું કહ્યું, બીજી બાજુ, એણે જાહેરખબર છપાવી જેમાં એણે હડતાળિયાઓના શિસ્તબદ્ધ વિરોધના વખાણ કર્યાં, પેલા લોકોએ જાહેરખબર વાંચી અને જે ચોગાન પર રમતા હતા ત્યાં, ઘાસ કાપીને સરખું કરાવવાની માંગણી કરી. અઠવાડિયામાં હડતાલનો અંત આવ્યો. ન મારામારી થઈ, ન કોઈને ઈજા થઈ કે ન કોઈની લાગણી દુઃખાઈ. આ નવા પ્રમુખની કારકિર્દી શરૂઆતથી જ ઝળકવા માંડી કેમકે દંડવાદ વાપરવાને બદલે એણે મીઠાસથી કામ લીધું, ત્રીજું ઉદાહરણ લઈએ.

આલ્ફ્રેડ ડબ્યુ પોન્ટ કરીને એક વ્યક્તિએ ફ્લોરિડામાં એક બીજી સાથે સંકળાયેલી એવી અનેક બેન્ક ચાલુ કરી હતી. ૧૯૨૯ માં દેશભરમાં આર્થિક પરિસ્થિતિ ભયમાં આવી પડી. ઘણી બેન્કો તૂટી, ફ્લોરિડા ખાતે આલ્ફ્રેડ પોન્ટની રાષ્ટ્રીય બેન્ક પર પણ ઘણાં લોકોનાં ટોળાં ઊમટ્યાં, બેન્કની અનામત થાપણ વીસ લાખ ડોલરની હતી. પણ બેન્ક પાસે માત્ર દોઢ લાખ ડોલર જ હતા. બેન્કના સત્તાવાળાઓએ બીજી બેન્કો પાસે ટેલીફોનથી મદદ માંગી. લેકલેન્ડ, બારટો, ટેમ્પે, જેકસનવાઈલ વગેરે ઘણી બેન્કોએ મોટર અને એરોપ્લેન દ્વારા મદદ મોકલી. પણ એને ય આવતાં થોડી વાર તો લાગે ને? ત્યાં સુધી દોઢ લાખની નાની સરખી રકમથી પહોંચી શી રીતે વળવું? એ લોકોને એક તુક્કો સૂઝ્યો. બેન્કનો પ્રમુખ હશે, એ લોબીમાં ગયો, ત્યાં મોટું ટોળું લાઈનમાં ખડું હતું. એ સૌને પ્રમુખે કહ્યું ભાઈઓ, અત્યારે જમવાનો સમય થયો છે પણ લાઈનમાંથી એમ નીકળીને કોઈને જ પોતાની જગ્યા છોડવી નહીં ગમે, એટલે અમે તમારે માટે અહીં જ નાસ્તો અને કોફી મંગાવ્યાં છે, જેથી તમે સૌ નાસ્તો કરી શકો.

આવી કટોકટી ભરી સ્થિતિ- છતાં બેન્ક તરફથી નાસ્તાની ગોઠવણ થાય એ વસ્તુ જ નવી હતી. પરિણામ એ આવ્યું કે મદદ આવી પહોંચી તે દરમ્યાન લોકનો ધસારો નરમ પડ્યો અને બેન્ક, પરિસ્થિતિનો સફળતાથી સામનો કરી શકી. ચોથું ઉદાહરણ લઈએ.

ચાર્લ્સ ફ્રોહમેન કરીને એક હતો. શરૂઆતમાં એ માણસ થીએટરમાં ચોપડીઓ વેચતો હતો. પહેલી રાત્રે એ સત્તર સેન્ટ કમાયો. (સો સેન્ટનો એક ડોલર થાય) ૨૧ વર્ષની ઉંમરે તો ફરતી નાટક મંડળીની વ્યવસ્થા કરતો થઈ ગયો. આ ધંધો એક રીતે પરાધીન હતો. એટલે પોતાની મંડળી તૂટી ન જાય તેને માટે ઘણી કાળજી

રાખવી પડતી. હોટેલવાળા અને રેલ્વેના એજન્ટો સાથે એણે ગાઢ સંબંધ કેળવ્યો હતો. એટલે એની મંડળી જામી પડતી ગયી. આ માણસ જતે દહાડે રંગભૂમિનો રાજા થઈ પડયો. ૧૭ સેન્ટની કમાણીથી જેણે શરૂઆત કરી એણે મૈત્રીનું ક્ષેત્ર એટલું બધું વિસ્તાર્યું હતું કે અમેરિકા અને ઇગ્લંડમાં સંખ્યાબંધ, જબરદસ્ત અને પ્રખ્યાત નાટકશાળાઓ ઊભી કરી હતી. મોડે આડમ્સ, બીલીબર્ક જેવા અનેક કલાકારોને શોધી શોધીને એણે તૈયાર કર્યા હતા.

મશહૂર અભિનેતાઓ અને અભિનેત્રીઓ પણ બીજા વ્યવસ્થાપકો પાસે જવા કરતાં ફ્રોહમેન પાસે દોડી જતાં. કરાર કે લખાણ કર્યા વગર એમને એમ જ કામ કરતાં. સ્વભાવ એવો મીઠો અને કામ લેવાની એવી કુનેહ હતી કે બધા જ એની પાસે જતા. જીવન સાથે પણ એવી મૈત્રી સાધી હતી કે ખુદ જીવન પણ એનું મિત્ર હતું. મૈત્રીને કારણે એના મૃત્યુમાંથી પણ ડંખ ચાલ્યો ગયો હતો. મોતને તો એણે હસતાં હસતાં આવકાર્યું હતું. બન્યું એવું કે 'લસ્ટીઆના' કરીને જહાજ પર પોતાના મિત્રો સાથે એ હતો. એ કમનસીબ વહાણને ટોરપીડો લાગી એટલે એ ડૂબવા માંડયું. એના સાથીઓ પણ ડૂબવા લાગ્યા. શ્વાસ શ્વાસ છવાઈ રહ્યો. ફ્રોહમેને કહ્યું, 'દોસ્તો મોતથી ગભરાવું શું? એ તો જીવનનું સૌથી સરસ સાહસ છે.'

હવે એક ઓરનું ઉદાહરણ લઈએ.

ફ્લોરેન્સ ડેરો કરીને એક ધારાનિષ્ણાત હતો એને પોતાના ક્ષેત્રનું જ્ઞાન બહુ જ ઊંડું અને ઝીણવટભર્યું હતું પણ એના અસીલનો કેસ લડે તે વખતે તમને એની ખબર પણ ન પડે. કેવળ મૈત્રીથી જ એણે અનેક કેસોમાં ઝળકતી ફત્તેહ મેળવી હતી. એની ખરી ખૂબી તો એ હતી કે જ્યુરીની એટલે કે તપાસપંચની પસંદગી થાય તે જ વખતે પોતાની જીતની ભૂમિકા રચી નાખતો. એટલે કે તપાસ પંચના સભ્યો સાથેના શરૂઆતના સવાલ જવાબમાં જ એ તમામ સભ્યો સાથે દોસ્તી બાંધી લેતો. જ્યુરીના સભ્યનું મોં મલકી ન ઊઠે ત્યાં સુધી એને સભ્ય તરીકે સ્વીકારે જ નહીં. અર્થાત્ એનું દિલ જ જીતી લેતો. એક વાર દોસ્તી બંધાઈ કે પછી એને નિરાંત રહેતી કેમ કે કેસ ચાલતો હોય તે દરમ્યાન જ્યુરીના સભ્યો એની તરફેણમાં છે એવી ખાતરી એને હોય જ.

ત્યારે આ બધાં ઉદાહરણો- એક જૂનું સત્ય પ્રસ્થાપે છે કે વિશ્વમાં અનેક અદસ્ય બળો કામ કરી રહ્યાં છે. એ સૌમાં મૈત્રીનું બળ ઘણું જ શકિતશાળી છે. કેમ કે સફળતા અને નિષ્ફળતા સુખ અને નિરાશા આ પરસ્પર વિરોધી પરિસ્થિતિ વચ્ચેનો ભેદ, આ મૈત્રી જ નક્કી કરે છે.

અલબત્ત એથી કોઈએ એમ માની લેવાનું નથી કે આખી દુનિયા તમને મૈત્રીની લાગણીથી ગૂંગળાવી નાંખશે. ઊલટું દુનિયાને આપણે આપણી પોતાની મૈત્રીની ભાવનાથી ફોસલાવવાની છે-પટાવવાની છે.

શરૂઆતમાં જ કહ્યું તેમ સમાજના ભિન્ન ભિન્ન પ્રકૃતિના લોકો હોય છે. કેટલાકની જીભમાં એળિયો જ હોય છે. એવી કડવી ટીકા કરે કે આપણી લાગણી દુભાય જ. જાણી જોઈને એમ કરે. કેટલાક એવા ઇર્ષાળુ હોય છે કે બીજાના અભિપ્રાયને ક્ષુલ્લક ગણીને પોતાના અભિપ્રાયનું રક્ષણ કરે. કેટલાક એવા પાખંડી હોય છે કે બીજાના ભોગે મશ્કરી કર્યા જ કરે, કેટલાક અત્યંત કામગરા હોય છે. એ ભલા અને એમનું કામ ભલું. બીજા શું કરે છે તેની એને ખબર પણ ન હોય.

ત્યારે આ ટીકાખોર, ઇર્ષાળુ, પાખંડી અને બહુ જ કામગરા લોકો સ્વાભાવિક રીતે મૈત્રીના દુશ્મન ગણાય છે. આ લોકોને દૂર રાખીએ છતાં આપણા દૈનિક જીવનમાં એ લોકો સાથે જ આપણે પાનું પાડવું પડે છે. એ લોકો એક જ રીતે ઉપયોગી થઈ શકે અને તે એ કે એ બધા આપણને પદાર્થ-

પાડની ગરજ સારી શકે. બસ, એટલો પદાર્થપાઠ શીખીને એ લોકોથી કેવળ ઊલટું જ આપણે કરવું રહ્યું.

આ ચારે પ્રકારના લોકો ખરું જોતાં રોગી છે એ સૌને આપણે આપણી મૈત્રીથી ગૂંગળાવવા એ સૌથી સારામાં સારો ઈલાજ છે. કોઈ માણસ આપણે ભોગે જ્યારે નાની સરખી મશ્કરી કરે છે ત્યારે કુદરતી રીતે જ એને અને એ મશ્કરી કરનારને ક્ષુલ્લક ગણવાની લાગણી થઈ આવે છે. હવે આવા માણસોની મશ્કરીથી ખીજવાઈ જવાને બદલે એ લોકોને કેમ ચાટ પાડી શકાય તે નીચેના ઉદાહરણ પરથી સમજાશે.

એક વખત નાનું સરખું મિત્રમંડળ બેઠું હશે. વાતના તડાકા ચાલતા હશે એમાં એક મશ્કરાથી રહેવાયું નહીં એટલે એણે ધીમે ધીમે બીજાની મશ્કરી કરવી શરૂ કરી. પછી બધાની જ મશ્કરી કરવા માંડી અને તે પણ નિર્દોષ નહીં. ખોટું લાગે એવી ભયંકર મશ્કરી આદરી. ઘણાને થયું કે આની ડોક મરડી નાંખવી જોઈએ. આમ વાતાવરણ તંગ થતું હતું ત્યાં એક સાઠ વર્ષની વૃદ્ધાએ એને ઊંચકવાની શરૂઆત કરી ધીમે રહીને કહ્યું, "ખરેખર, તમારા જેવા બુદ્ધિશાળી માણસ અહીં છે એ આનંદની વાત છે. હાસ્યરસની તમારી ઈન્દ્રિય પણ બહુ સતેજ છે અને હાસ્યરસ વહેવડાવવાની શક્તિ પણ અદ્ભુત છે પણ હવે અમને આગવાળા અને પોલિસની કંઈક રમુજી વાત કરો."

પેલાથી એ વાત થઈ શકી નહીં. ભાઈસાહેબ ચાટ પડી ગયા

આવા રોગીઓને ભાગ્યે જ સુધારી શકાય. બહુ બહુ તો થોડો વખત સુધી એની ખો ભૂલાવી શકાય. બાકી હમેશાં આપણી સાથે ને સાથે જ હોય અને આપણી પ્રકૃતિ–સ્વભાવની વિરુદ્ધ જવા માટે જ, ચીડ ચઢે એવું વર્તન કરતા હોય છે.

– સમાજમાં જે ટીકાખોર વર્ગ છે એ વર્ગની ટીકા સામે આપણે જાડી ચામડીના થયે જ છૂટકો. તે જ મુજબ ઈર્ષાળુ માણસો આપણને ઉતારી પાડતા હોય કે પાખંડી આપણી મશ્કરી કરતા હોય કે બહુ કામગરા આપણા તરફ બેપરવાહ રહેતા હોય એ બધા સામે આપણે જાડી ચામડી રાખ્યે જ છૂટકો. એ લોકોની મજાક મશ્કરીથી આપણી લાગણી દુખાય એ સ્વાભાવિક છે પણ જ્યારે વિચાર કરીએ કે વક્રોક્તિ કરવાની એ માણસને ટેવ જ પડી ગઈ છે આપણો એમાં વાંક નથી. એ ભાન થતાં જ એની વક્રોક્તિમાંથી ડંખ ચાલ્યો જાય છે. એટલે કે આપણા પર એ વક્રોક્તિ અસર કરી શકતી નથી. આવી ક્ષુલ્લક બાબતોથી તમારી મૈત્રીનું મૂલ્ય ઓછું આંકવાની જરૂર નથી. એ લોકો સાથે એટલા જ તપી જઈને એની સાથે ઝઘડવાની જરૂર નથી. કેવળ તમારી મૈત્રીથી જ એને ગૂંગળાવો. એનું દિલ જીતી લો.

જે લોકો આપણા દિલને એકદમ આકર્ષે છે એ લોકોનાં સ્વભાવમાં કેટલાંક મહત્ત્વનાં લક્ષણો હોય છે. અનુભવે કરીને વ્યવહારુ દૃષ્ટિએ ખૂબ વિચાર કરી કરીને આવી વિશિષ્ટતાઓનું સંશોધન થયું છે. ખૂબ જ સારા, સાલસ ભલા દૈવી પ્રકૃતિના માણસ અને એવા માણસોથી તદ્દન વિરોધી પ્રકૃતિના આસુરી સ્વભાવના દુષ્ટ માણસો–આ ઉભય કોટિના માણસોના સ્વભાવનો, ચારિત્ર્યનો તુલનાત્મક દૃષ્ટિએ વિચાર કરતાં આ વિશિષ્ટતાઓ તારવવામાં આવી છે. એ વિશિષ્ટતાઓના પરિણામ રૂપ નીચે મુજબ કેટલાંક મહત્ત્વનાં સૂચનો છે. આ સૂચનો પણ અમુક ક્રમમાં છે. વિચાર કરવાથી એ ક્રમની અગત્ય સમજાશે.

આ વસ્તુઓ ઘણી જ મહત્ત્વની છે.

કદી પણ બીજાની મશ્કરી કરશો નહીં.
કદી પણ કડવા ન થશો.
તમારી પાસે વિશિષ્ટ જ્ઞાન હોય તો કદી પણ એનું પ્રદર્શન ન કરશો.
કદી પણ વચન ભંગ ન કરશો.

કોઇ દિવસ પણ જૂઠું ન બોલશો કે વાત વધારીને ન કરશો.
બીજાના કરતાં ચઢિયાતા છો એ રીતે વર્તશો નહીં.
બીજા ઉપર ઉપરીપણું કરવાના પ્રયત્ન ન કરશો.
ઢંઢેરો પીટી કોઈને ઉઘાડા ન પાડશો.
અને તો બીજાઓને ઉત્સાહથી, મદદ કરજો.

આ વસ્તુઓ અગત્યની છે.

મોં હંમેશાં હસતું રાખો.
કપડાં સ્વચ્છ પહેરો.
મન સાફ રાખો.
તમારો મિજાસ તમારા કાબૂમાં રાખો.
બીજાના કામમાં કદિ માથું ન મારો.
દલીલથી વેગળા રહો.
કોઈનાં છીંડાં ન શોધશો.
કોઈને પણ ગૂંચવણ-ગભરાટમાં ન મૂકશો.
ઉદ્ધત કે ફરેલ ન થશો.
બીજા પ્રત્યે હસશો નહીં.
બીજાને સુધારવા ન જતા.
મિત ભાષી બનો.

આ વસ્તુઓ ઓછી મહત્ત્વની છે પણ જરૂરી છે.

ગપ્પાં ઠોકવાની ટેવ છોડી દો.
બીજાને સુધારવાની ટેવ છોડી દો.
ઊછીનું લેવાની ટેવ છોડી દો.
મોટેથી હસવાનું છોડી દો.
મહેરબાની માગવાનું છોડી દો.
લોકોને તમારી મુશ્કેલીઓની વાત ન કર્યા કરો.
કોઈના પર પણ છાપ પાડવાના પ્રયત્ન ન કરશો.
ઉદાશ રહેવાની ટેવ છોડી દો
નવી વસ્તુનો વિરોધ કરવાનું છોડી દો.
આળસ કરવાની ટેવ હોય તો છોડી દેજો.

આ મુદ્દાઓનું રહસ્ય પામવું હોય તો બે વિરોધી પ્રકૃતિની-એક તમને ખૂબ ગમતી હોય એવી વ્યક્તિ અને બીજી તમને ચીઢ ચઢતી હોય એવી બે વ્યક્તિના વિચાર કરીને બન્નેને સરખાવો. તરત જ તમને જણાશે કે જે વ્યક્તિ તમને ખૂબ ગમે છે એ ઉપરના મુદ્દાઓનું સ્વાભાવિક પાલન કરે છે. જેના પર ચીઢ ચઢતી હશે એ ઉપરના લગભગ બધા જ મુદ્દાઓનું ઉલ્લંઘન કરતી હશે.

હવે આમ કેમ હશે? કેટલાક આ મુદ્દાઓ પોતાના સ્વભાવમાં દૃઢ કરે છે. કેટલાક એને બાજુએ જ રાખે છે. આ વસ્તુ કેવળ નસીબ પર આધાર રાખે છે. ઉપરના મુદ્દાઓ જે વ્યક્તિમાં સ્વભાવગત થતા જાય છે એ સદ્‌ભાગી બીજો કમભાગી. અલબત્ત એથી એમ સમજવાનું નથી કે એક જણ એવું નસીબ લઈને જન્મ્યો હોય છે કે એ માણસ મિત્રો જ ન બનાવી શકે બીજાને દુશ્મન જ ન હોઈ શકે, જીવનમાં અકસ્માત જેવી પણ વસ્તુ છે, અકસ્માતથી માણસને સારો રસ્તો પણ મળી જાય. રીતસર એક પછી એક આ મુદ્દાઓ એ જ ક્રમમાં જીવનમાં ઊતરે છે એવું ય નથી, એટલા માટે જ માનસશાસ્ત્રીઓએ લોકોને માટે આ મુદ્દાઓનું એક પત્રક બનાવ્યું છે, કેમકે આ મુદ્દાઓનું ઉલ્લંઘન મૈત્રીના માર્ગમ અંતરાય રૂપ નીવડે છે. જે જે લોક વ્યવહારમાં વિજયી નીવડે છે તે લોક પણ ઉપરના મુદ્દાઓનું પ્રયત્નપૂર્વક પાલન કરે છે. એટલે ભિન્ન ભિન્ન પ્રકૃતિના તમામ માણસોને મૈત્રીના સુવર્ણ દોરથી સાંકળવા હોય તો આ વિશિષ્ટ મુદ્દાઓને સ્વભાવગત બનાવવા જોઈએ. અને એ મુદ્દાઓનું વ્યવહારમાં પાલન પણ સ્વાભાવિક રીતે જ થવું જોઈએ. *

* 'અંગ્રેજી ઉપરથી.'

# ઢોલા-મારૂના દૂહા

શ્રી. રમણિક કિશનલાલ મહેતા

( ગયા અંકથી ચાલુ )

ઊનમિયઉ ઉત્તર દિસઇઁ,
ગાજ્યઉ ગુહિર ગઁભીર;
મારવણી પ્રિઉ સંભરયઉ,
નયણે વૂઠઉ નીર. ૧૮

ઉત્તર દિશામાં મેઘ ઘેરાઈ આવ્યો અને તે ગહન ગંભીર સ્વરે ગર્જ્યો. એવે સમયે મારવણીએ પ્રિયતમનું સ્મરણ કર્યું અને એનાં નયનોમાંથી જલ વરસવા લાગ્યું.

મારુનૂઁ આખઇ સખી,
આજ સ કાઁઈ ઉદાસ;
કાઁમ-ચિત્રાઁમ જુ દિટ્ઠ મઇઁ,
રૂપ ન ભૂલઇ તાસ. ૧૯

મારવણીને સખિ કહે છે-તું આજે કેવી ઉદાસ છે ? મારવણી ઉત્તર આપે છે-કામના જેવું સુંદર ચિત્ર મ્હારી દૃષ્ટિમાં છે, મ્હારાથી એનું રૂપ ભૂલાતું નથી.

અમ્હાઁ મન અચરિજ ભયઉ,
સખિયાઁ આખઇ એમ;
તઇઁ અણદિટ્ઠા સજ્જણાઁ,
કિઉઁ કરિ લગ્ગા પેમ, ૨૦

સખિઓ કહે છે-ત્હેં પ્રિયતમને જોયો નથી તો પછી ત્હારો એના પ્રત્યેનો પ્રેમ કેવી રીતે જાગ્યો એ વાતનું અમને આશ્ચર્ય થાય છે

જે જીવણ જિન્હાઁ-તણાઁ,
તન હી માઁહિ વસંત;
ધારઇ દૂધ પયોહરે,
બાળક કિમ કાઢંત. ૨૧

મારવણી ઉત્તર આપે છે-જે જેનું જીવન છે તે ત્હેના તનમાં જ વસે છે. સ્તનમાંથી દૂધની ધારાઓને ( જે એનું જીવન છે ) બાળક કેવી રીતે કાઢી લે છે ?

સસનેહી સમઁદાઁ પરઇ,
વસત હિયા મઝાર;
કુસનેહી ઘર આઁગણઇ,
જાઁણ સમંદાઁ પાર. ૨૨

સાચો પ્રેમી સમુદ્રપાર હોવા છતાંયે હૃદયમાં વસે છે; અને કપટી સ્નેહી ઘરઆંગણે હોવા છતાંયે સમુદ્રની પાર છે એમ જાણવું.

સખિએ સજ્જણ વલ્લહા,
જઇ અણદિટ્ઠા તોઇ;
ખિણ ખિણ અંતર સંભરઇ,
નહીં વિસારઇ સોઇ. ૨૩

હે સખિયો ! પ્યારો સાજન અણદીઠો હોવા છતાંયે મ્હારૂં હૃદય ક્ષણે ક્ષણે એનું સ્મરણ કરે છે અને એને ભૂલતું નથી.

મારૂનૂઁ આખઇ સખી,
એહ હમારી બુઝ્ઝ;
સાલ્હકુઁવર સુહિણઇ મિલ્યઉ,
સુંદરિ, સઉ વર તુઝ્ઝ. ૨૪

સખિયો મારવણીને કહે છે કે અમારી સમજમાં તો એ આવે છે કે સાલ્હકુમાર ત્હને સ્વપ્નમાં મળ્યા છે. હે સુન્દરી ! એ ત્હારો પતિ છે.

સખી-વયણ સુંદરિ સુણ્યા,
ઉઠી મદન કી ઝાળ;
સુંદરિનૂં સજ્જણ-વિરહ
ઊપન્નઉ તતકાળ. ૨૫

સખિયોનાં વચન સાંભળીને સુન્દરી મારવણીના હૃદયમાં કામની જ્વાલા પ્રકટી અને ત્હેને તેજ સમયે પ્રિયતમનો વિરહ લાગ્યો,

હે સખિએ, પરદેસ પ્રી,
તનહ ન જાવઈ તાપ;
બાબહિયઉ આસાઢ જિમ
વિરહણિ કરઈ વિલાપ. ૨૬

હે સખિયો ! પ્રિયતમ પરદેશમાં છે. શરીરનો તાપ જતો નથી. બપૈયા આષાઢમાં વિલાપ કરે છે તેવી જ રીતે વિરહિણી વિલાપ કરે છે.

બાબહિયઉ નઈ વિરહણી,
દુહુવાં એક સહાવ;
જબ હી બરસઈ ઘણઘણઉ,
તબ હી કહઈ પ્રિયાવ. ૨૭

બપૈયા અને વિરહિણી બંનેનો એક સરખો સ્વભાવ છે. જ્યારે મેઘ વરસે છે ત્યારે એ બંને ' પી આવ ' ' પી આવ ' કરીને પુકાર કરે છે.

બાબહિયા, ચઢિ ગઉખસિરિ,
ચઢિ ઊંચઈરી ભીત;
મત હી સાહિબ બાહુડઈ,
કઉ ગુણ આવઈ ચીત. ૨૮

હે બપૈયા, ગોખ ઉપર ચઢીને અથવા તો ભીંત પર ચઢીને પુકાર કર. પ્રિયતમને કદાચિત્ કોઈ ગુણ ( વાત ) યાદ આવે અને યાદ આવતાં જ ક્યાંક પાછા ફરી ન જાય.

બાબહિયા, ચઢિ ડૂંગરે,
ચઢિ ઊંચઈરી પાજ;
મત હી સાહિબ બાહુડઈ,
સુણિ મેહાંરી ગાજ. ૨૯

હે બપૈયા, પહાડ પર ચઢ અગર તો સરોવરની ઊંચી પાળ પર ચઢ અને પુકાર કર, જેથી મેઘની ગર્જના સાંભળીને પ્રિયતમ ક્યાંક પાછા ફરી ન જાય.

સોરઠા

બાબહિયા, તૂં ચોર,
થારી ચાંચ કટાવિસૂં;
રાતિ જ દીન્હી લોર,
મઈં જાણ્યઉ પ્રી આવિયઉ. ૩૦

હે બપૈયા, તું ચોર-ઠગ છે. હું લ્હારી ચાંચ કપાવી નાંખીશ. રાત્રિના ત્હેં પુકાર કર્યો ત્યારે હું સમજી કે પ્રિયતમ આવી પહોંચ્યા છે.

દૂહા

બાબહિયા નિલ-પંખિયા,
મગરિ જ કાળી રેહ;
મતિ પાવસ સુણિ વિરહણી
તળફિ તળફિ તરફિ જિઉ દેહ. ૩૧

હે નીલ પાંખોવાળા બપૈયા ત્હારી પીઠ પર કાળી રેખાઓ છે. ( તું ન બોલ ), વર્ષાઋતુમાં ત્હારા શબ્દ સાંભળીને વિરહિણી ક્યાંક તડપી તડપીને પ્રાણ કાઢી નાંખશે.

બાબહિયા તર-પંખિયા,
તઈં કિઉં દીન્હી લોર;
મઈં જાણ્યઉ પ્રિઉ આવિયઉ
સસહર ચંદ ચકોર. ૩૨

હે ઘેરા રંગની પાંખોવાળા બપૈયા, ત્હેં પુકાર શા માટે કર્યો ? ( ત્હારો પુકાર સાંભળીને ) મ્હેં માન્યું કે ( મ્હારા જેવા ) ચકોરનો શશધર ચન્દ્ર ( અર્થાત્ મ્હારો પ્રિયતમ ) આવી પહોંચ્યો.

બાબહિયા નિલ-પંખિયા,
બાઢત દઈ દઈ લૂણ;
પ્રિઉ મેરા મઈં પ્રીઉકી,
તૂં પ્રિઉ કહઈ સ કૂણ. ૩૩

હે નીલ પાંખોવાળા બપૈયા, તું લૂણ લગાવી લગાવીને મ્હને કાપી રહ્યો છે-ઘાયલ કરી રહ્યા છે. ' પિયુ ' મ્હારો છે અને હું ' પિયુ 'ની છું ' પિઉ પિઉ ' કહીને પુકાર કરનાર તું કોણ ?

( ચાલુ )

# કુટુંબજીવનના કેટલાક પ્રશ્નો

શ્રી. સોપાન

પ્રશ્ન ૧—આપણા સમાજમાં જે સંયુક્ત કુટુંબો મરવાને વાંકે જીવી રહ્યાં છે તે માંહેના એક કુટુંબનો હું સભ્ય છું. ઘણા સમયથી કુટુંબથી દૂર વસું છું, પરંતુ જાહેર પ્રવૃત્તિને અંગે મિત્રોનું જૂથ વિશાળ બની ગયું છે અને એમાંના કેટલાક મિત્રોની સાથે જ અત્યારે હું રહું છું. થોડા દિવસમાં મારું કુટુંબ, એટલે કે માતાપિતા અને બંને ભાઈ-ભાભી અહીં રહેવા માટે આવવાનાં છે. મને મૂંઝવણ થાય છે કે મારે હવે કરવું શું? મારું કુટુંબ તો આ મિત્રોના જૂથ સાથે રહી શકે એમ નથી એટલે મારે માટે કાં તો કુટુંબ અને કાં તો મિત્રો એ બેમાંથી એકની જ પસંદગી કરવાની રહે છે. જે મિત્રો સાથે અત્યારે હું રહું છું તેમની સાથેનો મારો સંબંધ અત્યંત ગાઢ છે. એમને મેં મારા કુટુંબીઓ જ માન્યા છે. મારા પ્રત્યેનો એમનો પ્રેમ પણ એટલો જ પવિત્ર અને વિશાળ છે. જ્યારે કુટુંબના કોઈ સભ્ય સાથે મારે ઘનિષ્ઠ સંબંધ નથી. પ્રેમ કરતાં વ્યવહારીક સંબંધ વિશેષ છે, પરંતુ જો એક જ શહેરમાં હું એમનાથી દૂર રહું તો એમને ઘણું દુઃખ થાય. સગાં સંબંધીઓમાં પણ એમના માટે થોડી નિંદા થાય. આ સ્થિતિમાં મારે કરવું શું?

ઉત્તર—તમે જણાવેલી વિગતો ઉપરથી એમ લાગે છે કે તમે અપરીણિત છો. જે મિત્રો સાથે તમે રહો છો તેઓમાં કેટલા વિવાહિત અને કેટલા અવિવાહિત છે તે વિષે તમે કશું લખ્યું નથી. કેટલા વર્ષોથી સાથે રહો છો અને તમારી વચ્ચેનો આર્થિક વ્યવહાર શી રીતે ચાલે છે તે વિષે પણ તમે મૌન રાખ્યું છે. આ બધી બાબતો તમારો પ્રશ્ન વિચારવા માટે આવશ્યક છે-એટલે તમે જે નથી લખ્યું તે અનુમાની લઈને જ મારે ઉત્તર આપવાનો રહે છે.

સંયુક્ત કુટુંબોની જગ્યાએ આજે મિત્રમંડળો રચાતાં જાય છે તેનું મહત્ત્વનું કારણ આજની સામાજિક પરિસ્થિતિ તથા બે પેઢીઓ વચ્ચેના વિચારના અંતરનું છે. તમારા માતાપિતા અને ભાઈ-ભાભી તરફ શા માટે તમને પ્રેમ ન હોય? શા માટે એમની સાથેનો સંબંધ પતિમાં ન હોય? કેવળ વિચારભેદ કે આગળ વધીને કહું તો આદર્શ-ભેદ પણ કૌટુંબિક પ્રેમની આડે તો ન જ આવવો જોઈએ, દરેક જમાનામાં પિતા અને પુત્ર વચ્ચે ઓછાવત્તા પ્રમાણમાં આચાર-વિચારના ભેદ રહેશે. એ ભેદ હોવા છતાં પણ પ્રેમ તો રહેવો જોઈએ, જો આવા ભેદોને કારણે પ્રેમનું મૃત્યુ થતું હોય તો પછી પ્રેમ રહેશે ક્યાં? જો આમ જ થાય તો માતા અને પુત્ર વચ્ચે, ભાઈ અને બેન વચ્ચે, અને હજારો કુટુંબોમાં તો પત્ની અને પતિ વચ્ચે પણ પ્રેમ સંબંધ રહેવો મુશ્કેલ બની જાય. તમારા કુટુંબીઓ સાથે શા માટે તમારે પ્રેમભર્યો સંબંધ નથી તેનાં કારણો તમે આપ્યાં નથી, પરંતુ તમે જાહેર જીવનમાં રસ લેતા જણાઓ છો એટલે મેં જણાવ્યાં તેવાં વિચાર ને આચાર ભેદનાં જ કારણો હશે એમ ધારું છું.

જાહેર સેવકોનો મોટો ભાગ આજે કૌટુંબિક સંબંધો ગુમાવી બેઠો હોય એમ દેખાય છે. ઘણીવાર કુટુંબીઓ પોતાની સંકુચિત અને સ્વાર્થી દૃષ્ટિને કારણે પોતાના આપ્તજનને જાહેરની સેવા અર્થે ત્યાગ કરતો જોઈ શકતા નથી. તેઓ એને કુટુંબના વર્તુળની અંદર જ બાંધી રાખવા મથે છે. આમ કરવા માટે તેઓ દુઃખી થાય છે, રોષ કરે છે, રડે છે અને કોઈ દાખલામાં અણગમો અને ધિક્કાર પણ પ્રગટ કરવા માંડે છે. મને પોતાને એમ લાગે છે કે માતાપિતા કે વડીલોના મનની આવી સ્થિતિ થવી ન જોઈએ. કેટલાક દાખલામાં થાય છે તે નક્કર હકીકત છે તેનો હું સ્વીકાર કરું છું, પરંતુ સાથે સાથે એમ કહેવા

ઇચ્છું છું કે એમ થવા દેવામાં જાહેર સેવકનું કુટુંબ પ્રત્યેનું વલણ પણ કારણભૂત હોય છે. કોઈ પણ જાહેર સેવકે એટલું સમજી જ લેવું જોઈએ કે જે સમાજની એ સેવા કરવા માગે છે તેમાં જ એના કુટુંબીઓનો સમાવેશ થાય છે અને જો એ સેવક પોતાની સેવામાં સ્વદેશી ધર્મનું પાલન કરતો હોય એટલે કે જે નજીક છે તેની એ વિશેષ કરીને સેવા કરતો હોય તો તો કુટુંબીઓ પ્રત્યેની એની ફરજ વધી જાય છે. એણે પ્રથમ પહેલાં તો કુટુંબમાંના જેટલા બને તેટલાને પોતાની સેવા, સમજાવટ અને પ્રેમથી વશ કરવાં જોઈએ, મને લાગે છે કે કુટુંબનો એકેએક સભ્ય ભલે એની વાતનો સ્વીકાર ન કરે, પરંતુ થોડાકને, ખાસ કરીને ભાઈ-બેનને તો એ પોતા તરફ ખેંચી જ શકશે અને જે નહિ ખેંચાય તે પણ એના પ્રત્યે સહાનુભૂતિ તો બતાવશે, તિરસ્કાર કે ધિક્કારની લાગણી સાચા ને વિનયી સેવક પ્રત્યે કદી ઉદ્ભવી જ ન શકે. આપણા સમાજમાં ફકીરો, સાધુઓ, ત્યાગીઓ તો પૂજાય છે એટલે પુત્રનો ત્યાગ જો સાચો હોય તો પિતા પણ માથું જ નમાવશે, પરંતુ એ ત્યાગ વિનય અને સેવા વિનાનો ન હોવો જોઈએ કે એનો ક્રમ સદા યે એની સેવા માટે તત્પર જ છે.

પણ ધારો કે એમ ન હોય અને કુટુંબીઓ તિરસ્કાર જ કરતા હોય તો યે સેવકે તો સદા યે પ્રેમ અને સેવા આપ્યાં જ કરવાં જોઈએ. જે પ્રેમ અને સેવા ન આપી શકે તે સેવક જ કેમ કહેવાય? કોઈને કોઈ દિવસ આ સેવા અને પ્રેમ જ કુટુંબીઓના હૃદયને પીગળાવશે. સ્વાર્થી અને વ્યવહાર દૃઢ દેખાતું કુટુંબ જ એ રીતે સેવા તરફ ખેંચાશે. એટલે પ્રથમ તો મારે તમને એ જ કહેવાનું છે કે તમે તમારા માતાપિતા અને ભાઈ ભાભી વિષે પ્રેમ અને સેવાની ભાવના સાથે વિચાર કરો. એ વિચારમાં તમને સાચો માર્ગ આપોઆપ સૂઝી આવશે. એમની સાથે રહેવું કે મિત્રોની સાથે એ મૂંઝવતો સવાલ ખરેખર મૂંઝવણ બન્યો છે જ નહિ. મને તો એમ લાગે છે કે જો તમારા મિત્રો પણ સેવાપ્રેમીઓ હોય તો તેઓ મારી પેઠે એમ જ માનશે કે તમને અનાયાસે તમારા કુટુંબીઓની સેવા કરવાનો અને એમનો પ્રેમ જીતવાનો અવસર મળી રહ્યો છે. એ મિત્રોને ખરાબ લાગવાપણું તો હોય જ નહિ.

પરંતુ આનો અર્થ એ નથી કે કુટુંબ સાથે રહેવાને કારણે તમારે જાહેર સેવા છોડી દેવી. કુટુંબીઓ જો એવી શરત મૂકતા હોય તો તેનો અસ્વીકાર જ કરવો જોઈએ અને સૌને હાથ જોડીને કહી દેવું જોઈએ કે 'એમ તો કાળાંતરે પણ બની શકશે નહિ. મેં જેમ તમારી સેવા લીધી છે તેમ સમાજની પણ લીધી છે. તમે જેમ મને ઉછેર્યો છે, કેળવણી આપી છે તેમ સમાજે પણ મને ને તમને ઉછેર્યાં છે, જ્ઞાન આપ્યું છે, રક્ષણ આપ્યું છે, જીવનના સાધનો આપ્યાં છે. મારે એ કરજ પણ ચૂકવવું જ જોઈએ. જો તમે મારી સેવા લેવા ન ઇચ્છો તો તમારી ખુશીની વાત છે. હું તો સ્વીકારું છું કે મારા ઉપર તમારો અધિકાર છે જ, હું તમારો પણ કરજદાર જ છું. તમે ઇચ્છો ત્યારે ભરપાઈ કરી આપવા હું તૈયાર છું.' મને લાગે છે કે આવા વલણની જતે દિવસે કદર થશે જ થશે.

બે શબ્દો મિત્ર-કુટુંબ વિષે. મેં અગાઉ કહ્યું તેમ તમે તો વિગતવાર કશું જણાવ્યું નથી, પરંતુ મારું અનુમાન એવું છે કે જેને કુટુંબ કહી શકાય એવી સ્થિતિમાં તમે, મિત્રો હજી નહિ આવ્યા હો. ઘણા સ્થળે આવાં મિત્ર-કુટુંબો રચાતાં અને તૂટતાં નજરે પડે છે. એ બધાંનું અવલોકન કરતાં એમ લાગે છે કે એ બધું કુટુંબ જેવું નહિ, પરંતુ છાત્રાલય જેવું હોય છે. સમય થતાં એક પછી એક પંખી ઊડી જવા માંડે છે. કુટુંબ તો તેને કહેવાય કે જેનાં મૂળ જ ત્યાં રોપાઈ જાય. મોટે ભાગે તો મિત્રો પરણે છે એટલે એમનું સ્વતંત્ર કુટુંબ સર્જાવા માંડે છે. દરેકને પોતાના માતાપિતા સાથેના સંબંધો તો સ્વતંત્ર હોય જ છે,

તેમાં પત્નીનાં માતાપિતા અને સંબંધીઓ સાથેના વ્યવહારો પણ ઉમેરાય છે. એમાં જ્યારે બાળકો થાય છે ત્યારે પતિ પત્ની અને બાળકનું વર્તુલ રચાતું જાય છે અને મુખ્ય મંડળની રચના નબળી પડવા માંડે છે. જેમ સમય જાય છે તેમ આર્થિક પ્રશ્નો પણ ગૂંચવણભર્યા બનતા જાય છે. આમ ધીમે ધીમે એવાં કુટુંબો વિખરાઈ જાય છે. તમે અને તમારા મિત્રોએ મળીને આજે જે કુટુંબ રચ્યું છે તેનું ભાવી કેવું હશે તે હું ખાતરીપૂર્વક કહી શકતો નથી, પરંતુ ખરું કહું તો મને પોતાને તો એમ લાગે છે કે બે પાંચ વરસે તમે પણ સૌ પોતાપોતાનું કુટુંબ રચીને જુદા બેસી જવાના છે.

આ છેલ્લી બાબત ઉપર પણ વિચાર કરજો અને પછી નિર્ણય કરજો કે માતાપિતા સાથે રહેવા જવું કે મિત્રો સાથે જ રહેવું! હા, એટલી વાત તો ખરી જ છે કે જો મિત્રો સાથે જે કુટુંબ રચાયું છે ત્યાં જ તમે તમારા જીવનનું મૂળ રોપી દીધું હોય અને તમારા મિત્રોએ પણ એમ કર્યું હોય તો તમારે મુખ્યત્વે એમની સાથે જ રહેવું જોઈએ અને માતાપિતા સાથે રહેવાનું ગૌણ બનવું જોઈએ. આ સ્થિતિમાં પણ માતાપિતા સાથે અસહકાર તો હોય જ નહિ, પરંતુ મિત્ર-કુટુંબમાં જીવનનાં મૂળ રોપાયાં છે કે નહિ તેની ખાતરી કરજો. મારી દૃષ્ટિએ એની પરીક્ષા આ મુદ્દાઓથી થઈ શકે :

૧ જગતના બીજા કોઈ પણ સંબંધો કરતાં તમારા સંબંધો ગાઢ છે ?

૨ તમારામાંથી કોઈ વ્યક્તિગત રીતે બીજા સંબંધોથી બંધાયેલ નથી.

૩ તમે સૌ તમારા લગ્નનો વિચાર પણ સાથે જ રહેવું-જીવવું છે એમ સમજીને જ કરો છો ? જો કોઈ પરણ્યું હોય અથવા પરણવાનું હોય તો આવનાર માનવીએ પણ આ કુટુંબનો સ્વીકાર કર્યો છે ?

૪ આર્થિક બાબતમાં કોઈ મોટું-નાનું નથી ? કાયદેસર નૈતિક રીતે અને રૂઢિ પ્રમાણે પણ સૌની સમાન સત્તા અને જવાબદારી છે ?

જો આ પ્રશ્નોના જવાબ ગંભીરતાપૂર્વક હામાં હોય તો તમે કુટુંબ રચ્યું છે એમ હું માનું. જો નામાં હોય અથવા અસ્પષ્ટ હોય તો તમે છાત્રાલય રચ્યું છે એમ જ કહેવું જોઈએ.

મને લાગે છે કે આટલી ચર્ચા પછી તમારા પ્રશ્નનો જવાબ હવે તો તમે પોતે જ શોધી શકશો.

**પ્રશ્ન ૨**—મારા પિતા દસેક હજારનું કરજ મૂકીને દેવલોક પામ્યા છે. મારી શક્તિ એ કરજ ભરવાની નથી, અને મને એમ પણ થાય છે કે મારે શા માટે એ કરજ ભરવું જોઈએ ? કરજ મારા માટે થયું નથી. એમણે સટ્ટામાં પૈસા ગુમાવ્યા તે ભરવા માટે મારે શું જિંદગી ગુમાવવી જોઈએ ?

**ઉત્તર**—મને તો લાગે છે કે તમારે પ્રામાણિક મહેનતથી જો ભરી શકાય તો કરજ ભરવું જ જોઈએ. પિતાએ ભલે સીધી રીતે તમારા માટે કરજ ન કર્યું હોય, પરંતુ તમે જ વિચારો. તેઓ જો દસ હજાર કે લાખ બે લાખ કમાયા હોત તો તે તમે છોડી દેત ? એવા છોડનારા મેં તો બહુ ઓછા જ જોયા છે. તમે જો સંસારનો જ ત્યાગ કરો તો જુદી વાત છે. આજના યુગની ભાષામાં કહું તો તમે તમારું જીવન સેવાર્થે ગાળતા હો તો કરજ ભરવાને બંધાયેલા નથી કારણ કે તમે તો એ કરતાં યે મોટું કરજ-સમાજનું કરજ ભરી જ રહ્યા છો, પરંતુ તમે ઘર બાંધીને બેઠા હો કે બેસવાના હો, કમાવાના પણ હો તો તમારે કરજ અવસ્ય ભરવું જોઈએ. કરજ કેમ કરતાં થઈ ગયું છે તે જોવાનું કામ તમારું નથી.

છતાં એક વસ્તુ લક્ષમાં રાખવાની છે કરજ ભરવા માટે તમારે કે તમારા આશ્રિતોએ ભૂખ્યા રહેવાની કે તંગ સ્થિતિમાં મૂકાવાની જરૂર નથી તે સાથે જ કરજ ભરવા માટે કોઈ અયોગ્ય કે અપ્રામાણિક ધંધો પણ તમારે ન કરવો જોઈએ. કરજ તો તમારી પાસે જે મૂડી થવાની હોય તેમાંથી જ

ભરવું જોઈએ. કરજ ભરવા જતાં તમારાં પત્ની-બાળક પ્રત્યેની તમારી ફરજ ન ભૂલાવો જોઈએ. હું માનું છું કે આવી મર્યાદાના સ્વીકાર પછી કરજ ભરવામાં અખાડા કરવા એ અપ્રમાણિકતા છે અને તેથી સમાજ પ્રત્યેનો નૈતિક ગુનો છે.

**પ્રશ્ન**—માતા પિતા ઇચ્છે છે કે તેઓ કહી રહ્યા છે તે સ્થળે જ મારે લગ્ન કરવાં. મારું મન એ સ્થળે માનતું નથી પિતા પૂછે છે કે 'તો તારે ક્યાં જોડાવાની મરજી છે?' આનો જવાબ હું આપી શકતો નથી કારણ કે આવું માનસિક જોડાણ કોઈ સ્થળે મારે થયું નથી. પિતા ભય બતાવે છે કે 'અમે કહીએ છીએ તે ન કરવું હોય તો પછી તારું તારે જ ફોડી લેવું પડશે.' 'મને લાગે છે કે એવું કરવાની મારામાં શક્તિ નથી. આમ બંને બાજુથી હું મૂંઝાયા કરું છું કંઈ રસ્તો બતાવશો?

**ઉત્તર**—રસ્તા તો તમારા પિતા બતાવે છે તે બે જ છે. એમાંથી એકની પસંદગી કરી લેવી જોઈએ. પિતાની ઇચ્છાને માન ન આપવું હોય તો તમારો માર્ગ શોધવાની હિંમત તમારામાં હોવી જ જોઈએ.

પણ એક વચલો માર્ગ બતાવું. જે કન્યા તરફ તમારું મન વધતું નથી તે વિષે માતાપિતા પાસે સાચાં કારણો રજૂ કરી દો. એમને ખાતરી કરાવો કે ત્યાં જોડાવાથી તમે સુખી નહિ થાવ. હું વિશ્વાસ આપું છું કે માતાપિતા ઉપર આવી અસર થશે જ, પરંતુ તમારા પાસે કારણો તો હોવાં જ જોઈશે.

એમ ન કરી શકો તો માતા પિતા જે કહે છે તે સાંભળી લો અને ત્યાં લગ્ન કરવા માટે ના પાડો. પિતા જે ભય બતાવે છે તે પ્રમાણે તેઓ કરશે નહિ કારણ કે પુત્રના લગ્નમાં પુત્ર કરતાં યે માતાપિતાને વધુ રસ હોય છે.

પરંતુ મને લાગે છે કે તમે ભયના માર્યા કે કોઈ છાનાં કારણસર પિતા જે કહે છે તે કરવા તૈયાર થઈ ગયા છે. જો એમ જ હોય તો પ્રભુને ભરોસે બધું થવા દો.

## હુતાશિનીને

કવિજનોનો ઋતુરાજ આવ્યો
સંજીવનીનો રસરાજ આવ્યો
ને સાથમાં કૌતુક ઉત્સવે મઢી
આવી આવી હોળિકા રંગભીની!

હા ઉત્સવો છે પ્રિય, માનવો ને
ભીટયા નથી માનવ સૌ અમેય તે.

એ રાધિકા રમણ કૃષ્ણ તણી ક્રીડાનાં
સંભારણાં ઉમટતાં વ્રજ દર્શને કે.
એ ગોપિકા, વિવિધ રંગની ગાગરો, ને
ચૈતન્યની સભર કાંચન પીચકારી
—શાં ભવ્ય છે સુભગ આ મરવાં પ્રતીકો?

હુતાશિની હે! રસરંગભીની
ના ગોઠતું વ્રજ કને; પલટયો જમાનો
આ સાજ ને ઠાઠ દમામ ત્હારા
પ્રાચીન તો યે પલટાવવાં ઘટે.

ત્હારા મૃદંગ, ભડવીર પ્રબોધશે : ને
અશ્લીલ શબ્દ પલટે રણગર્જના યે.
ઉડયાં ગુલાલ, ભરી રંગીન પીચકારી,
ભીંજાવશે ઉછળતાં ઉર રક્તસ્નાને :
કેસુરલાળ ઉગતાં અહીં અલ્પ, તેની
માળા સુભટ તનડે ધરીશું; પતાકા—

ઓપાવશે વિજય. ઈંધન, કો શહીદો :
ને મૃત્તિકા, ઈંટ, શીલા-વીર પાળિયા કો!

છે આજ ક્યાં સમય રહેજ વખાણવાનો?
કે વાતથી ઉર અમારું ઉકેલવાનો?
સત્કારથી અતિથિનેય વધાવવાનો?
હુતાશિની!

લીલી ગાથા ત્હારી, જીવન અહીં સૂકાં તણખલાં!
અને આ હૈયામાં દુઃખ દરદ છૂપ્યું જનનીનું:
અમો ગુલામોને ઉર ઉમળકો જંજીર તૂટયે,
અમારે ત્યાં આશા અફળ, મરવા સ્વાગત તણી!

આવી છો તો આજ તું પૂજ્ય, કિંતુ
આવે પુનઃ, સમરસ્વાંગ સજી પધારજે

શોભાવતી ગેબર હાર કંઠે
વિદાયમાં શ્રીફળ, હારડાં લઈ
જા. આવજે પ્રગતિરોધક મા બનીને.
—આજે ઉભા વિરલ ઉત્સવ રાષ્ટ્રની છે!

—પ્રશાંત.

મંદિર....

એક મંદિરમાં પ્રભુને નામે કેટલી આવક થઈ તેના આંકડા પર ધ્યાન અપાતું હતું.

૮ મું અઠવાડીયું

મંદિર....

બીજા એક મંદિરમાં આવકનું નામનિશાન નહોતું. ત્યાં તો સૌ પોતાનાં પાપની ક્ષમાયાચના કરતાં.

ને પ્રભુ વસે છે ક્યાં
એવો પ્રશ્ન જાગ્યો ત્યારે....?

રણજીતનું
પ્રેરક સર્જન

# પ્રભુ કા ઘર

ભૂમિકા
ખુરશીદ • ત્રિલોક કપુર • સુલોચના ચેટરજી • બીપીન ગુપ્તા

દિગ્દર્શક : વજાહત મીરઝા

દરરોજ : ૪, ૭ અને ૧૦
રવિ-તહેવારે મેટીની ૧-૧૫

એડવાન્સ બુકીંગ
૯॥ થી ૧૨॥ ને ૩ થી ૬॥

★

અજીત પ્રકાશન

રોયલ
ઓપેરા હાઉસ

કલા, જીવન, સાહિત્ય ને સંસ્કારનું માસિક

વર્ષ ત્રીજું • અંક ચોથો • એપ્રિલ ૧૯



તંત્રીઓ
મોહનલાલ મહેતા (સોપાન)
કાન્તિલાલ હ. પરીખ

અનુક્રમ





વાર્ષિક લવાજમ
દેશમાં પાંચ રૂપિયા
પરદેશમાં સાત રૂપિયા
છૂટક કિંમત

જીવન સાહિત્ય મંદિર
રાવપુરા,
કાલબાદેવ

## જરૂરી વિગત

* આ માસિકમાં કલા, જીવન, સાહિત્યને સંસ્કારને અનુલક્ષીને લેખો આવે છે. એમાં આવતા લેખો રોચક ને જીવનનાં ઉપયોગી તત્ત્વોથી રચેલા હોય છે.
* માસિકનું વાર્ષિક લવાજમ રૂ. પાંચ છે. વર્ષમાં ત્રણથી ચાર ખાસ અંકો વિશેષ સામગ્રી સાથે આપવામાં આવશે. સામાન્ય અંકની છૂટક નકલની કિંમત આઠ આના અને ખાસ અંકની એક રૂપિયો રહેશે.
* માસિકમાં પ્રગટ થયેલ લેખોના બદલામાં લેખકને પૃષ્ટદીઠ એક રૂપિયો પુરસ્કાર આપવામાં આવશે પરંતુ કોઈ પણ લેખ કે કાવ્ય માટે ત્રણ રૂપિયાથી ઓછું અપાશે નહિ. છપાયેલા લેખની છૂટી ત્રણ પ્રતો, માસિકનો અંક તથા પુરસ્કારની રકમ, અંક પ્રગટ થતાં જ લેખકને મોકલવામાં આવશે.
* દરેક મહિનાની પહેલી તારીખે માસિક પ્રગટ થશે.
* પ્રગટ તારીખ પછી એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે ટપાલખાતામાં તપાસ કરવી ને ત્યાર બાદ જ અમને જણાવવું.
* સંપાદનને લગતો પત્રવ્યવહાર તંત્રી, પ્રતિમા ૧૩૮ મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈના સરનામે કરવો. ફોન નં. ૨૨૦૫૭
* સરનામું બરોબર નોંધી લેશો, ને પત્રવ્યવહાર કરતી વખતે રેપર ઉપર આવતો તમારો ગ્રાહક નંબર અવશ્ય જણાવશો.

**જીવન સાહિત્ય મંદિર,**
૪૦૪, કાલબાદેવી રોડ, મુંબઈ ૨



કલા, જીવન, સાહિત્ય ને સંસ્કારનું માસિક

વર્ષ ત્રીજું | એપ્રિલ '૪૬ | અંક ચોથો

# એક અને અનેક

જેમ જીવનમાં એક કરતાં બીજા ગુણો વધુ ઉપયોગી હોઈ શકે છે એમ જ લોકસેવાની પ્રવૃત્તિમાં એક કરતાં બીજી પ્રવૃત્તિ ઓછીવત્તી ઉપયોગી હોય, પણ એ નિયમને બરાબર સમજીએ તો જીવનમાં એક ગુણને સંપૂર્ણપણે ખીલવવા તરફ લક્ષ આપી બીજા ગુણો તરફ બેદરકાર નથી રહી શકાતું તેમ જ પ્રવૃત્તિ વિષે થવું જોઈએ. આપણે બધા જ પ્રકારની પ્રવૃત્તિ ન કરી શકીએ એ સાચું પણ સમાજના સર્વતોમુખી વિકાસમાં ઉપયોગી હોય એવી નાની મોટી દરેક પ્રવૃત્તિ તરફ આપણી સહાનુભૂતિ રહેવી જ જોઈએ અને સહાનુભૂતિ હોય તો વિના પ્રયત્ને પણ આપણા તરફથી એ પ્રવૃત્તિને બળ મળ્યા જ કરે. જીવન જેમ એક અને અખંડ છે તેમ જ સમાજ અને રાષ્ટ્રનું જીવન પણ એક અને અખંડ છે. શરીરનો નાનામાં નાનો રોગ જેમ ધીમે ધીમે આખા શરીરને ઘેરી લ્યે છે, મનનો નાનામાં નાનો વિકાર જેમ આખા મનને કલુષિત કરી મૂકે છે. જીવનની નાનામાં નાની ખરાબ ટેવ ક્યારેક આખા જીવનને જોખમમાં મૂકી દે છે તેમ જ સમાજ અને રાષ્ટ્રના નાનામાં નાના રોગ વિષે સમજવું જોઈએ. રાજકારણ અને પૂર્ણસ્વરાજની વાત કરનારાઓએ સામાજિક કુરૂઢિઓ તરફ, અસ્પૃશ્યતાના ભૂંડા રિવાજ તરફ, હિંદની કંઈક ઓછી કરી શકાય એવી ગરીબી તરફ, અક્ષરજ્ઞાન વિનાના અંધાપા તરફ લક્ષ આપવું જોઈએ. કોણે કઈ પ્રવૃત્તિ કરવી તે તો સૌ જાતે જ નક્કી કરી શકે પણ સમાજજીવનને શુદ્ધ અને બળવાન બનાવતી પ્રત્યેક પ્રવૃત્તિ પોતાની વિશિષ્ટ પ્રવૃત્તિને પણ બળ આપનારી છે એમ સમજવું જોઈએ. આપણે સતત યાદ રાખવું જોઈએ કે જીવનના ઘડતર માટે જે નિયમો વ્યક્તિને લાગુ પડે છે તે જ નિયમો સમાજને અને રાષ્ટ્રને પણ લાગુ પડે છે.

શ્રી.

# પ્રથમ દૃષ્ટિપાત

શ્રી. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

૩ શુકતારક : કર્તાઃ શ્રી. વિજયરાય ક. વૈદ્ય; વિષયઃ નવલરામ લક્ષ્મીરામ પંડયાનું જીવન અને સાહિત્યસર્જન; પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ૧૯૪૪; મૂલ્ય રૂા. ૨-૦-૦ પૃ. (૧૪)+૧૬૮.

૧ કવિઓ માત્ર ગુરુ નથી, માત્ર સર્જકો - દ્રષ્ટાઓ નથી; દરેકેદરેક લેખક, પોતાના વિષયના જ્ઞાન ઉપરાંત મનનપરિપાકે તેમાં વ્યુત્પન્ન થયો હોય છે, તો દ્રષ્ટા અને ગુરુ છે, નવાં સત્ય દેખાડે છે, આચરણોમાં સદસદ્વિવેકે અનુસરણીય ભોમિયો બની શકે છે. નવલરામના આ નવા જીવનચરિત્રમાં લેખક શ્રી વિજયરાયને પોતાના વિષયનું જ્ઞાન પૂરેપૂરું ગણી શકાય એવું છે, અને એ વિષય વર્ષોથી એમના મનનનો એક માનીતો વિષય છે, એ પણ નિર્વિવાદ હકીકત છે. કૌમુદી ત્રિમાસિકનો આરંભ કર્યો તે અરસામાં બે મિત્રોએ પોતાનો સોત્સાહ નવજુવાનીને સમુચિત પ્રતિજ્ઞાઓ લીધી, પોતે પોતાની જાતને ગંભીર પવિત્ર વચનો દીધાં, જે અમે ફલાણા ફલાણા વિષયોના તમામ સાધનો એકઠાં કરી અને પચાવી લઈને એ સમયના નિષ્ણાતોમાં પારંગત બનીશું. તે સમયે એ મિત્ર યુગલને આશા પણ હશે કે એમના દાખલાથી પ્રોત્સાહિત બીજા સમાનશીલવ્યસની નવજુવાનો પણ આવી મળશે, અને એમ એમનો એક ન્હાનો સરખો અખાડો કે મઠ પણ બની જશેઃ પૂણામાંની ડેકન એજ્યુકેશન સોસાયટી, સર્વન્ટ્સ ઑફ ઈન્ડિયા સોસાયટી, ભારતેતિહાસમંડળી વગેરે જેવો * પરંતુ એવું કશું આ ગુજરાત પ્રાંતે અને આપણી ગુજરાતી પ્રજનમાં બનવા પામ્યું નથી. આ મિત્ર-યુગલની સાથે ત્રીજો કોઈ પણ જોડાયો નહીં. મ્હારી પોતાની જાણ પ્રમાણે ઉમેરી શકું છું કે કેટલાય સાહિત્યશોખી અને સારી સ્થિતિના ગુજરાતીઓએ આ પ્રતિજ્ઞાઓ વગેરેના પ્રકાશનને કૌમુદી ત્રિમાસિકને ફેલાવવા સારુ યોજેલી એક નવી જાતની જાહેરખબર જેવું જ ગણી લીધેલું. તથાપિ એ વિદ્વાનજોડી તો કેટલીક મુદત લગી પોતાની ઉચ્ચાશયી નિઃસ્વાર્થી પ્રતિજ્ઞાઓને વળગી રહી, અને એક વિદ્વાને આપણને પોતાના અભ્યાસના ફળરૂપે નર્મદ ઉપરના ગ્રંથો આપ્યા છે, તો બીજા શ્રી વિજયરાય પોતાના અભ્યાસના પરિપક્વ ફલરૂપે આપણને આ નવલરામ જીવનચરિત્ર અને સાક્ષરસર્જનનું સમગ્ર તેમ માતબર, મનભર ચિત્ર આલેખી આપે છે. આપણા ગંભીર સાહિત્યમાં દર વર્ષે પણું આવી એક બે ચોપડી પણ વધતી જાય, તો દાયકે બેદાયકે પણ ઘણો ફેર પડી જાય.

૨ નવલરામ નર્મદને મુકાબલે ભલે ક્ષીણ જ્યોતિ લાગે એમનો એક ગુણ મોટો હતો; જે કોઈ એમના નિકટ પરિચયમાં આવતો, તેને તાપનો અનુભવ થતો નહીં; કે તેજથી અંજાતો નહિ; તે એમનો સ્નેહી જ બની રહેતો. અમદાવાદમાં એ ટ્રેનિંગ કૉલેજમાં નીમાયા અને ગુજશાળા પત્રનું કામ ખાતાએ હુકમ કરીને મહીપતરામ કનેથી એમને સોંપ્યું, ત્યારથી એ કામ માટે માસિક રૂા. ૨૫ કે ૩૦ ની ન્હાની રકમ ઉપલક મળતી, તેજ પગાર ઠરાવીને નવલરામે હરિલાલ નામે એક કારકૂન નીમેલો. તે શાળાપત્રના

* કર્તાએ ચોપડી પૂરી કરતાં નિવેદન તળે તારીખ નોંધી છે. ઈ. ૧૯૪૧ ની થાવણી; પ્રકાશક સોસાયટીએ નોંધી છે ૧૯૪૪; ચોપડી પ્રકટ થઈ નહશે જ્હેંચાય છે ફેબ્રુવારી ૧૯૪૧ માં આ સાડાચાર વર્ષનો ગાળો વિશ્વ વિગ્રહનાં વર્ષો દરમિયાન મોંઘવારી છાપખાનાં-ઓની મુશ્કેલીઓ વગેરેનો એક નમૂનો જ ગણાય, છજ્જા-મુશ્કેલીઓ અને વિલંબો થોડો વધારે વધ્યા હશે.

* દક્ષણી પ્રજામાં તો તે પછી એવી ન્હાની મોટી અનેકાનેક મંડળીઓ સ્થપાઈ છે, લાગી છે, પોતપોતાના સેવાકાર્યે નામાંકિત પણ થઈ છે.

હિસાબ, કામળપત્ર, વગેરે રાખતો તે ઉપરાંત નવલરામને પોતાને ઘરના માણસ જેવો અને ખાનગી મુનીમ જેવો થઈ ગયો હતો. નવલરામ અને શાળાપત્ર અમદાવાદથી રાજકોટ આવ્યાં તે સાથે હરિલાલ પણ રાજકોટ આવ્યો અને નવલરામના મૃત્યુ પછી પણ તે એમના કુટુંબને વળગી રહ્યો. નવલરામના ગ્રંથોમાંથી અગત્યના ઘણાખરાનું પ્રકાશન, કર્તાએ કરવા ધારેલા છેવટના સુધારા વધારા સાથે થઈ શક્યું, આં હરિલાલને જ લીધે. એ વ્યવસ્થા અને સંપાદનનું કાર્ય ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી જેવાને સોંપાયું હરિલાલને જ લીધે. ગોવર્દ્ધનરામ એ કાર્ય કરતાં કરતાં તેની સાથે કર્તાનું વિગતવાર જીવનચરિત્ર પણ જોડી શક્યા, હરિલાલે એમને પૂરી પાડેલી માહિતીને લીધે.

૩ મેં આગળ એક પ્રસંગે જણાવેલું છે તેમ ગોવર્દ્ધનરામ ગુંફિત એ નવલરામ જીવનચરિત્રમાં મોટો દોષ એક જ છે. જે સમયે ગોવર્દ્ધનરામે એ બંધુ કાર્ય કે સેવા કાર્ય કર્યું, તે ગાળો એમના પોતાના જીવનમાં ચડતીનો હતો. વકીલાત આરંભી તેની ઉત્તરોત્તર વધતી કમાણીમાંથી પિતાનું ઋણ પાઈએ પાઈ ચુકવી આપેલું અને સરસ્વતીચંદ્રના ૧ લા ભાગના પ્રકાશનનો ખર્ચ પણ કહાડેલો, ન્હાનાભાઈ નરહરરામને સ્વતંત્ર ધંધામાં શરુઆતના પગથિયાં પણ ચડાવી શકેલા, તે એ સમય હતો. પોતાના જીવનના આગલા કે પછીના કોઈ પણ ગાળામાં ગોવર્દ્ધનરામ આટલા પ્રસન્નચિત્ત, પ્રફુલ્લ હૃદય, નીરોગી, આશાવંત અને સોલ્લાસ હતા પણ નહીં. હું જીતી ગયો, સંસાર મ્હને તો ફળ્યો, ફળે છે, વધુ વધુ ફળશે, એવે તેજોમય નેત્રે અને આત્મશ્રદ્ધાળું માનસે ગોવર્દ્ધનરામ એમના જીવનના આ એક જ ગાળામાં જગતને જોઈ શકેલા. અને નવલરામની યોગ્યતા આંકવામાં એમની ગંભીર ભૂલ થઈ ગઈ. નવલરામ એમને કોઈ ખૂણે પડેલ શિવાલયમાંના અપૂજ્ય બાણ જેવા, શુક્ર તારક જેવા, ઘર દીવડી જેવા, લાગી ગયા, તે નવલરામ અને એમની કૃતિઓ ઉપર ગોવર્દ્ધનરામે દૃષ્ટિ સ્થિર કરી, ત્યારે તેમના પોતાના માનસની આવી સ્થિતિને લઈને જ, એ મ્હારું અધીન મત છે. નર્મદના ઝમાનાના નવલરામ. અગર જો કે નર્મદની ટુકડીના, તો પણ વિજયશંકર, મધુવચરામ, આદિ જેવા નર્મદના ઉપગ્રહ જેવા જ ન્હોતા, સ્વકીય, સામર્થ્યે ચિંતક, સર્જક અને શૈલીવિધાયક હતા, એમણે પોતાને ઝમાને પોતાનું વિશિષ્ટ કાર્ય કર્યું ના હોત તો એ નર્મદ ઝમાનો પણ એટલો પાંગળો રહેત એવું નવલરામનું ગૌરવ હતું,-જે ગોવર્દ્ધનરામ જોઈ ન શક્યા ઉપર મેં ટુંકામાં દર્શાવ્યું તે એમના પોતાના જીવનને અમુક પગથિયે ઊભી ને એમને નવલરામને નિરખ્યા, નિહાળ્યા, મૂલવ્યા, તે કારણથી. ગોવર્દ્ધનરામ, નવલરામ અને નર્મદાશંકર વચ્ચેનો પ્રકૃતિભેદ, બેના, માનસનાં બંધારણનો ભેદ બરાબર જુવે છે; એ બે જીવન-ચરિતો જુદી જુદી ખીણોમાં જુદી જુદી ગતિએ વહી તે જુવે છે; નવલરામ નર્મદનું સ્વતંત્ર મૂલ્યાંકન અનેકવાર જુદા જુદા વિષય પરત્વે પણ એકસરખી દૃઢતાથી કરે છે, તે ય ગોવર્દ્ધનરામ જુવે છે. નર્મદનું મહત્ત્વ ગોવર્દ્ધનરામ અતિ વધારે આંકે છે, એમ પણ નથી. તથાપિ નવલરામનું ગૌરવ એમને પૂરતું વસતું નથી; પ્રતિકૂળ સંજોગોમાં પણ નવલરામની પ્રતિભાએ અને નવલરામના વ્યક્તિત્વે પોતાનો માર્ગ કાઢ્યો જ, પોતાનો વિજય ખાટ્યો જ તે ગોવર્દ્ધનરામની આંખ આગળ, તમામ પુરાવા પ્રમાણ સામગ્રી સાથે રજૂ થયેલું છે, તથાપિ એના મૂલ્યાંકનમાં એ ઠોકરાય છે. વર્ષો પછી ગોવર્દ્ધનરામ સાક્ષરજીવન લખે છે, તેમાં વિદ્વાનોનું વર્ગીકરણ કરતાં, શાસ્ત્ર બાંધવાની શક્તિ પણ મેળવી લેનાર વિદ્વાનોને ઉત્તમ વર્ગમાં મૂકે છે, પણ નવલરામની વિદ્વાવ્યુત્પત્તિ એ શિખર લગી-એમના પ્રિય વિષયોમાં-પ્હોંચેલી હતી નિઃસંશય, તે આ ગ્રંથ સંગ્રહની સંપાદનામાં પ્રાસ્તાવિક જીવન-ચરિત લખે છે તે વખતે ગોવર્દ્ધનરામ જોઈ શકેલા નથી. લેખકોમાં પણ સર્જનશક્તિના

બલ પ્રવૃત્તિ આદિ પ્રમાણે જ મહત્તા આંકવી એ મોટી ભૂલ છે. એક મુનશી કરી શકે છે તે એક કિશોરલાલ ના જ કરી શકે. એક કિશોરલાલ કરી શકે છે તે એક મુનશીને અસાધ્ય છે, મુનશીને મહાન ગણે કિશોરલાલને મુકાબલે લઘુ ગણે અથવા તો કિશોરલાલને મહાન મુનશીને લઘુ ગણે. એ તુલનાપદ્ધતિ પોતે અપર્યાપ્ત છે. દરેક ભિન્ન ભિન્ન પ્રતિભા પોતપોતાના ક્ષેત્રમાં મહાન છે, ઉપકારક અને પ્રગતિસાધક છે.

૪ ગોવર્દ્ધનરામ ગુંફિત જીવનચરિતની આ ઊણપ શ્રી વિજયરાયની આ નવી ચોપડી સુધારે છે ખરી ? કંઈક અંશે આ જશ એમને ઘટે છે. જુવો પ્રકરણ ૧૮ માનો આરંભ. ' નવલરામનો સુરત 'નિવાસ ' ઉમેદવાર દશાનો કાળ હતો, ' અમદાવાદ નિવાસ ' પરિપક્વતાએ પહોંચ્યાનો કાળ હતો, ' રાજકોટ નિવાસ સંસ્કર્તા એટલે સંસ્કાર વિધાયક " ગુરૂનો હોય તેવો કાળ હતો... ' એ જીવનભરના સુશિક્ષક તથા સમર્થ પત્રકારે હવે પોતાની પિસ્તાલીશથી બાવનની વય દરમિયાન ગુજરાતની સાંસ્કારિક ઉન્નતિ સાધવાની નવી મહેચ્છુ આવશ્યક યોજનાઓ ઘડવાના યત્નો કર્યા. ' પછી તુરત આ વિશે શ્રી વિજયરાય વિગતો આપે છે તે એમની ચોપડીમાં જ જોઈ લેવાની રહે છે. અને બેશક હજારે નવસો ને નવ્વાણું જીવનો જોતાં કવિ બ્રાઉનિંગે મનુષ્ય જીવનની વ્યાપક અપૂર્ણતાઓને વિશે આપેલી અમર ચેતવણી પણ સાંભરે એ તો અનિવાર્ય જ છે.

[From Rabbi ben Ezra, Stranzas 23-24-25]

* * *

Not on the vulgar mass  
Called "work" must sentence pass,  
Things done that took The eye &  
had the price;  
O'er which from level stand  
The low work laid its hand  
Found through way to its mind,  
Could solve in a thrice:  
But all the world's course Thumb  
And finger failed to plumbs  
So passed in making up the wain account;  
All instincts Immature,  
All purposes unsure  
That weighed not as his work, yet  
dwelled the man's amount:

Thoughts hardly to be packed  
Into a narrow act,  
Fancies that broke through-language,  
and escaped;

All I could never be,  
All men ignored in me,  
This, I was worth to God, whose wheel  
The pitcher shaped.

* * *

તરજુમો કરવો અશક્ય હોવાથી માત્ર ભાવાર્થ આપું છું, આપણી ભાષાને ફાવતી રીતે. દુનિયા જેને મ્હારી સિદ્ધિ અને મ્હારા વિજય, મેં બજાવેલી સેવા અને મ્હારી વિશિષ્ટ કરામત કામગિરી ગણે છે, જેને મૂલવીને મ્હને માન અર્પે છે, તે મ્હારા સ્થૂલ લક્ષણો અને મ્હારી પાર્થિવ યોગ્યતાઓ ઉપરાંત મ્હારામાં એવું ઘણું ઘણું છે જે દુનિયાને પ્રત્યક્ષ થતું જ નથી એટલે તે મૂલવી જ શકે નહીં એવું છે; હું વૃદ્ધિશીલ જીવમાં જે કંઈ હજી અવ્યક્ત અને કાચું પણ છે અને જે પ્રાપ્તકાલે અને અનુકૂલ સંજોગે સંસિદ્ધ થઈને બ્હાર આવશે અને મ્હારી ખાસ સિદ્ધિઓ બની રહેશે; જે હજી માત્ર મનોરથ અને મનસૂબાની દશામાં છે અને મોડું મોડું જ મૂર્ત થઈ શકશે; તે તેમામને ધ્યાનમાં રાખીને જ સમભાવી સમતોલ ઈશ્વરનો કાંટો તો મ્હને મૂલવે: કારણ કે એ મ્હારા પ્રજાપતિએ તો આ કુંભ પરિપક્વ દશામાં આ બધું ય પ્રકાશી રહે એવો જ મ્હને ઈરાદાપૂર્વક ઘડેલો છે ને ! આવી સમભાવી કલ્પના દષ્ટિએ નવલરામ અને નર્મદાશંકર બેયને મૂલવો અને કહી શકશો ખરા કે એ બેમાં ચંદ્ર કયો અને તારક કયો ?

૫ શ્રી વિજયરાયની પદ્ધતિમાં એક મોટો ગુણ છે. આખો વૃત્તાંત સામાન્યક્રમમાં લખ્યો છે તદુપરાંત, દરેક પ્રસંગ આલેખતાં તેઓ સ્થળ સમયના બનાવો અને લાગતી વળગતી ઘણી ખરી વ્યક્તિઓને ધ્યાનમાં લઈને તેને તેની પોતાની પરિસ્થિતિમાં જ પકડવાનો યત્ન કરે છે. દરેક જીવનચરિત્ર લેખકે વિશ્વસનીય સાધનોની છત પ્રમાણે આમ જ કરવું જોઈએ. અથવા તો જીવનની બાહ્ય વિગતોને કેવળ ઉપાધિ રૂપ ગણીને નાયકના ચિત્તતંત્ર મનોવ્યાપાર આવેશ પ્રવાહો અને ભાવના જૂથ તથા સિદ્ધાંત શ્રેણિને જ પોતાનો મુખ્ય વિષય બનાવવો જોઈએ. ચોકસાઈ બંને પદ્ધતિમાં એકસરખી આવશ્યક છે. " મુધ ભેંસના મોટા ડોળા " અથવા સદ્ગત મનુષ્ય વ્યક્તિને દેવ કે દેવોપમ ચીતરવાની આપણી સંસ્કૃતિમાં હજારો વર્ષથી જડ ઘાલીને બેઠેલી વલણને પૂરેપૂરી જીતે નહીં; તેવા લેખકને એમાંથી એક પદ્ધતિ ફલપ્રદ પણ નીવડવાની નહીં. હાલનો લેખક સદ્ગત લેખકનો ઉપકારવશ તો હોવાનો કેમકે સદ્ગત લેખકના લેખોમાંથી તેણે અનેકવાર સાહિત્ય સુધાનું પાન કરેલું હોય જ. ' કવિજીવન ' કે ' મિરઅલ–પંડિત રાજ–કાવ્યતરંગ, ' ' વીરમતી 'નું કોઈ દશ્ય, ' ભટ્ટના ભોપાળા 'નું કોઈ અટ્ટહાસ્ય કે ' ઇંગ્રેજ લોકના સંક્ષિપ્ત ઇતિહાસ 'નું કોઈ પ્રકરણ જ્યારે જ્યારે સ્મરીય ત્યારે ત્યારે અપૂર્વ મુદાએ વિહરાવે છે. એવા લેખકનો ઉપકાર કેમ ભુલાય. તથાપિ સાહિત્ય અને વિદ્યાક્ષેત્રનો ઉપકાર એવો તો સમદર્શિતાવાળો હોય છે, કે તેનો લાભ ઉઠાવનાર માણસ તેનાથી દબાતો નથી; એ ઉપકાર કરનારનાં અતિ વખાણ કે તેની ખુશામદ કરવાની એને વૃત્તિ પણ થતી નથી. એ તો પોતાની સુપાત્રતા, એ લેખકના અનુગ્રહો મેળવવાની પોતાની લાયકી, એના ગુણ તેમ દોષને સમભાવે તેમ સમતુલાએ જોવાનાં જ સમાયલી સમજે છે, એવી આ આખા ક્ષેત્રની પોતાની વિશિષ્ટતા છે.

૬ શ્રી વિજયરાયની આ ચોપડીની પદ્ધતિમાંની એક વિચિત્રતા ઘણાખરા વાચકો અને વિવેચકો તુર્ત પકડશે. કર્તા વારંવાર માત્ર વર્ણનને સ્થાને કલ્પિત સંવાદ યોજે છે. અને એ સંવાદો લખતાં પણ પ્રાંતિક ( સુરતી, ચરોતરી, આદિ ) ઉચ્ચારણોને હૂબહૂ નિરૂપવામાં એમને આનંદ આવે છે. એક બે ટુંકા દાખલા જુવો:—

( નવલરામની માતા નંદકોર બોલે છે )–" જોવની, મને બરાબ્બર હાંભળે છ, તે વારે હું હતી તો ખાસી વીહેક વરહની "...

( નવલરામ બોલે છે )–' હા જી, એમ કરવૂં પડ્ડું...એમાં નવું જોવાનું બી શું ઉતું ? "...

( નવલરામ એકતના એક વિધાનનું મનન કરતાં મન સાથે )–" એમ જ હોવની ? નીમથી બંધાઇ જવું વિચારકને પરવડે જ રહાનું ? "...

( નર્મદ બોલે છે )–' હવે નહીં ને સહી–હું તમને કહું છ, નવલરામ, કે એ તો ટોડ ને ફાર્બ્સ ( ? હણી ના ગ્રંથ ) હોય નહીં, રસલ સાહેબ હોય નહીં, ને કરણ ઘેલો લખાય નહીં. "

( ધીરજરામ, સુરત હાઇસ્કૂલમાં નવલરામ સાથે પણ નીચલી જગાનો એક શિક્ષક બોલે છે)– અરે ખોટું રહાનું ? આજને દાહડે સુરતથી જતાં જતાં એને ( વિદ્યાર્થકરને ) એટલું બી તમે ન્હે કહો તો કોણ કેહવાનું ? "...

( અંબાલાલ સાકરલાલ બોલે છે, તેમાં પ્રાંતીયતા સૌથી ઓછી રાખી છે; એમની બોલતાં ભાર દેવાની લાક્ષણિક લઢણો પણ નથી પકડી )– " સોરાબજી બંગાળી ઓળખ્યા ને લાંસશંકર ? પેલા ' જગત વહેમી ' વાળા. "...પણ જુવો પૃ. ૯૭: " ચાર વરહમાં તો હું સ્દરદરીના અરસલ સ્હુરતીને..."–અંબાલાલભાઇના મુખમાં આવું વાક્ય, એ અનૌચિત્યને માથે છોગું જ કહેવાય ! વગેરે વગેરે.

બાળકને નકલ કરવાનો રસ પડે છે. પછી એની તરસ વધતી જાય છે, બીડી કે બીજા વ્યસનની જેમ સેવ્યા વગર ચાલે તે ગાળા ઘટતા જાય, એમ આવી કૃત્રિમ પદ્ધતિઓ અને ઇબારતોનું

પણ છે. એક શબ્દમાં કહિયે તો એ " ચેપી " છે. શ્રી વિજયરાયનું જોઈને બીજા જીવનચરિત્ર લેખકો અનુકરવાને ના લલચાય તો સારું. વિગતોની પાકી ચોકસાઈ વગર આવા કલ્પિત સંવાદો અને સ્વમત ભાષણો ખરે જ કાલ્પનિક એટલે સત્યથી વેગળાં બની જવાનું જોખમ જેવું તેવું ન સમઝવું. અને એવી પદ્ધતિથી વાચકને વાસ્તવિકતા વધારે સધાતી લાગતી હોય સે તો આભાસ માત્ર છે. હું તો નાટકોમાં જ્યાં પાત્ર પ્રમાણે " બોલી " વાપરવાની પદ્ધતિ આવશ્યક નહીં તોય કુદરતી તો ગણાય, ત્યાં પણ નડિયાદી કે સૂરતી, પારસી કે વ્હોરાભાઈ, નાગરબ્રાહ્મણી કે ગોલીને આખું ભાષણ તેની " બોલી " વા " પારસી "માં કરે તે ઝાઝું પસંદ ન કરૂં; શુદ્ધ અને " પુસ્તકિયું " ગુજરાતી બોલે તે અસ્વાભાવિક લાગે, એટલી અસ્વાભાવિકતાની છાપ દૂર કરવા જેટલી પાત્ર તેની પ્રાંતિક કે કોમી " બોલી "ની છાંટ વચ્ચે વચ્ચે થોડીઘણી આણે, બાકી તો સૌને કાને પડે ને તુર્ત સમઝાઈ જાય એ પ્રમાણે જ ભાષણ કરે, તે પસંદ કરૂં છું.* પરંતુ, દેખીતું છે કે આવા વિષયમાં મતભેદો હોવાના જ.

૭ (૧) તે વખતના કાઠિયાવાડમાં મણિશંકર કીકાણીના અછડતા અભિપ્રાયોનું પણ કેટલું વજન પડતું તે શ્રી વિજયરાયે દર્શાવ્યું છે, ખાસ કરીને ધર્મ અને સામાજિક આચારવિચારોના હિંદુઓને તો સ્વર્ગ અને નરક જેવા મહાગંભીર વિષયમાં. ગોકુળજી ઝાલાના કારભારાં વિશે શ્રી મણિશંકરનો અભિપ્રાય કંઈ ઊંચો ન્હોતો એ નોંધનું આપણા કર્તા વીસર્યા છે, ને તો ગોકુળજી એમના મનથી દિવાન લેખે મહાપુરુષ હતા, તેને લઈને હશે. (૨) ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી વિશે પણ આ ચોપડીથી વાંચનારના મગજ ઉપર એવી છાપ પડવાનો સંભવ જણાય છે, કે એ યુવાનની પાત્રતા ઘણી ઊંચી હોવી જોઈએ; નવલરામના તો એ ખાસ વિશ્વાસુ અને પ્રિય સ્વજન થઈ ગયેલા હોવા જોઈએ એમ ચોપડી વાંચતાં ઘણાને લાગશે. નવલરામનો ધીમત, ચુનીલાલ સારાભાઈ ( કચ્છ દિવાનનો પુત્ર ) છોટુલાલ, ભાવનગર દરબારી વકીલ હરિલાલનો પુત્ર મણિલાલ, ભાવનગરી, રતિલાલ માસ્તરનો પુત્ર સાકરલાલ કાઠિયાવાડ હાઇસ્કૂલના સંસ્કૃત શિક્ષક હરિનારાયણ હરગોવીન વ્યાસનો સાળો હરિપ્રસાદ, ભરૂચના નવનિધલાલ (રાજકુમાર કોલેજ) નો ન્હાનો ભાઇ મંગળ, એમ અમારી સાત આઠ છોકરાઓની ટોળી હતી; નવલરામભાઇને ડાહ્યાભાઇ આવો વ્હાલો અને વિશ્વાસુ હતો એમ અમને તો લાગેલું જ નહીં. નવલરામભાઈ ડાહ્યાભાઇની કટેવો અને એમનાં અપલક્ષણોથી અજાણ્યા નથી, અગર જો કે તે કુદરતી રીતે જ એ સર્વ વડીલથી છુપાવવાને મથતા, ડાહ્યાભાઇને સુધારવાને જ નવલરામભાઇ એમને વારંવાર એને સારી પેઠે વઢે છે. પણ તેની બહુ અસર થતી ન્હોતી, એમ અમે તો વારંવાર જોતા હતા. એવા કિશોરોના મગજ ઉપરની સંયુક્ત છાપ ( Composite impression ) ને કેટલું વજન આપવું, બાબતમાં બધા ઇતિહાસ લેખકોનું એક ધોરણ ના પણ હોય, બલ્કે ના જ હોય એ જ સંભવિત. (૩) આ ચોપડીમાં નર્મદને પણ કંઈક અન્યાય થનો હોય એમ મને લાગે છે. નર્મદ પોતે પોતાની જાત વિષે ઊંચું મન ધરાવતો હતો એ ખરૂં, પરંતુ શ્રી વિજયરાયનાં કોઈ કોઈ વાક્ય તો એ સારી પેઠે Vain (વેન, હેંકારી ) હોય એવાં લખાઈ ગયેલાં લાગે છે. (૪) નવલરામ અંબાલાલ સાકરલાલને પણ બોધ દેતા હોય, જે બોધ જેટલો નવીન તેટલો સંગીન અંબાલાલને

* મ્હારી " ઉગતી જુવાની "ની નવી આવૃત્તિ હવે તૈયાર થાય છે, આવતે વર્ષે છપાવા આપવી પડશે, તેમાંથી ( ઉપર દર્શાવેલા ધોરણને અનુસરીને ) હું " બોલીઓ "નું ફોટોગ્રાફિક પ્રતિબિંબ , કહાડી નાખું છું, માત્ર થોડી છાંટ રાખીને સંતોષ માનું છું; જો કે એ નાટકની પ્હેલી આવૃત્તિનું અવલોકન કરતાં શ્રી સંજાણાએ ટીકા કરેલી કે એમાંની "પારસીબોલી" બોલી અશુદ્ધ છે એટલે કે એ પૂરતી " પારસીબોલી " નથી.

લાગ્યો હોય, એવો પણ એકાદ પ્રસંગ કર્તાએ ચિંતવ્યો છે (જુવો પૃ. ૮૪)–'એ દેશકાળને શું એની મેળે ફરવાનો છે ?......' વગેરે. આમાં મ્હારા અધીન મતે બેવડી શરતચૂક થઈ ગઈ છે. નવલરામ પ્રારબ્ધવાદી હતા. અંબાલાલ પુરુષાર્થવાદી વધારે હતા. અહીં જે બોધ નવલરામ અંબાલાલને કરતા નિરૂપાયા છે, તેવો બોધ, સંભવે છે તો આ વધારે કે, અંબાલાલે નવલરામને કરેલો હોય, અને નવલરામથી તે ફરીફરીને પ્રયત્નશીલ થતાં પણ અપનાવી શકાયલો ના જ હોય.

૮ છંદોના મ્હારા વિધવિધ પ્રયોગોને લઈને કોઈ મ્હને પ્રયોગ શોખી કહે છે કોઈ મ્હને પ્રયોગખોર કહે છે, એમ ચાલ્યા કરે છે. નવા નવા શબ્દો ઘડવામાં પણ હું ઓછો પ્રયોગશીલ નથી. મ્હારે હાથે કેટકેટલા શબ્દગુચ્છોના પ્રયોગો થયા છે અને નવા જ શબ્દો ઘડાયા છે, તે શ્રી વિજયરાય અને શ્રી વિશ્વનાથ ભટ્ટ બંને કંઈક જાણે છે, કેમકે નવા નવા શબ્દો ઘડવા વાપરવાનો શોખ એમને પણ વળગ્યો છે. આ પ્રથમદષ્ટિએ થતા અવલોકનમાં હવે આપણે જોઈશું. "આ ચોપડીમાં કર્તાએ કરેલા કેટલાક નવા પ્રયોગોને અને નવા જોડેલા કે ઘડેલા પાડેલા કેટલા શબ્દ સિક્કાઓને.

કર્તા લાંબાં સંકુલ વાક્યોના શોખી છે, બલ્કે એમની વિચાર પ્રવૃત્તિ જ એ પ્રકારે ચાલે છે, કે એમનાં તે વિચાર પ્રવૃત્તિને ઝીલતાં અને રજૂ કરતાં વાક્યોમાંથી ઘણાંખરાં લાંબા જ હોય. આ વાક્યો લખતાં તે સારી પેઠે સાવધ રહે છે, તથાપિ કોઈ કોઈ વાર તે એવાં અણઘડ બની જાય છે, કે તેમને વીંખીને ફરીને ગોઠવવાં જ પડે. જુવો:—

'અને એ (દુર્ગારામના) ઋણનો ભાર તેણે ત્યાર પછી બત્રીસે વર્ષે, ગુજરાતભરના મ્હેતાજીઓમાં દુર્ગારામ 'હીરાની માફક દીપી નીકળ્યા હતા' એ હકીકત નોંધીને તથા તેમને 'ગુજરાતના આનૌદ'નું મોઘું બિરુદ આપીને, હળવો કરવા માનજનક પ્રયત્ન કર્યો હતો." (પૃ. ૨)



અહીં ભાર જાય છે હળવો કરવા સાથે; અને એ બે ખંડો વચ્ચે એટલું તો છેટું પડી ગયું છે કે અસહ્ય. આખું ફરીને લખવું જોઈતું હતું, કંઈક આ પ્રમાણે:—'અને આ શિષ્યે પોતાના એ ગુરુ પ્રત્યેનું ઋણ સ્પષ્ટ સ્વીકાર્યું પણ હતું, એમને 'ગુજરાતના આનૌદ'નું મોઘું બિરુદ અર્પીને, તથા એમને 'ગુજરાતના મ્હેતાજીઓમાં હીરા જેવા દીપી નીકળેલા' જણાવીને, જો કે તેને એમ કરતાં બત્રીસ વર્ષ જેટલો લાંબો સમય વહી ગયો હતો.'

આ વાક્યના અંશોનું અન્યોન્ય મહત્ત્વ ફરી ફરીને સરખાવી જોતાં પકડાઈ આવશે, કે શ્રી વિજયરાયની મુશ્કેલી ઊભી થાય છે, 'ત્યાર પછી બત્રીશે વર્ષે' એ અંશથી, અને તે એટલા મહત્ત્વનો છે જ નહીં.

શ્રી વિજયરાયને હાથે કોઈક વાર ઉત્રેજી રચનાઓ પણ થઈ જાય છે:—

(૧) 'તેનું આરોગ્ય રસ્તાસર થવા લાગ્યું' (રસ્તો=રાહ; રસ્તાસર=રાહસર, Normal).

(૨) 'ગવાહી દેતાં હતાં' (give a prophesy of; ગવાહી હતાં, ગવાહી જેવાં હતાં એમ લખવું'તું.)

(૩) 'દૌલતશિકારી' fortunehunter, રોબર્ટ ('પાછળથી લોર્ડ') ક્લાઈવ જેવા. આ નવતર અને ઘડતર પૃ. પાંચમે જે વાક્યમાં ડોકાય છે, તે વાક્ય પણ સારી પેઠે અણઘડ છે; વીંખીને ફરી લખવું'તું. એક પર એક પૂંછડાં વળગાડ વળગાડ કરીને વાક્યને કઢંગું અને વક્તવ્યને ક્લિષ્ટ કરી નાખવાનું અપલક્ષણ શ્રી વિજયરાયના લખાણમાં વધતું જતું હોય એમ લાગે છે. આ વિશે એમને ચેતાવવા માટે આટલું લખ્યું.

(૪) 'ખણખણનો રોકડબંધ' જવાબ (પૃ. ૧૬૪). અહીં બંધ શા માટે ? રોકડો જ પૂરતું હતું.

(૫) 'વાંખિયા ચૂખિયા' (પૃ. ૧૨૧)–વાંખિયા ખાંખિયાને બદલે આ પ્રયોગ મ્હને તો ચડિયાતો

લાગે છે, ખાણિયા અર્થહીન દ્વિરુક્તિ છે, જ્યારે તુણિયા = તુણનારા; અથવા તો તુણિયા, તુડિયા, તુળિયા=તોળનારા. બેશક, સામી બાજુ સ્વીકારવું જોઈએ કે પાનબાન, પૂરીબૂરી, એલચીફેલચી, વાજાંબાજાં, વગેરે આપણી ઘણીખરી દ્વિરુક્તિઓ માત્ર સ્વનવર્દ્ધક ( sonorons ) અને અર્થહીન હોય છે; કાનને ઠીક લાગે એવા વર્ણો જ ખડકયા હોય છે.

(૬) 'વેહેલાસર'–વેળાસર એ જાણીતા શબ્દની આ ભ્રષ્ટતા શાને વારુ ?

(૭) *'અવઢવ' (પૃ. ૧૨૪) હચુપચુ એ અર્થનો* મરાઠી ભાષાનો શબ્દ લાગે છે.

(૮) ઇંગ્રેજી reminder માટે 'યાદપત્ર' શબ્દ યોજે છે. ચોખલિયા કહેશે એ સમાસ તો વર્ણ-સંકરી થાય, ' યાદખત ' એવા દોષથી મુક્ત. પરંતુ કાગળના અર્થમાં પત્ર શબ્દ જેટલો ખત શબ્દ ગુજરાતીઓને જાણીતો નહીં; એ મુશીબત ખરીરતો.

(૯) 'સર્વાંગીણ' પણ મરાઠી લાગે છે. સર્વાંગ–સર્વાંગી જ બસ.

(૧૦) સમજુક (પૃ. ૧૪૯)–અહીં ક પ્રત્યય શી ગરજ સારે છે ?

(૧૧) યશોંજલિ–યશસ્+અંજલિ=યશોઽગ્જલિઃ તો બરાબર. પણ આપણે તો યશનું જસ બી લખિયે છ; તો જસોઽગ્જલિ ? ના રે ના. જસ વાપરિયે ત્યાં સમાસનો લોભ જ ન રાખતાં જસની અંજલિ એમ કરી નાખવું ઉત્તમ. અને યશોંડજલિને ય હું તો અતિસંસ્કૃત ગણું.

(૧૨) ' અળેટાઈ ' (પૃ. ૧૬૧)–આળોટવુંનું આ રૂપ શી રીતે સધાય, કર્તા જ જાણે ? કદાચ ' છાપભૂત ' જ હશે.

૯ ઈ. ૧૮૩૬ થી ૧૮૮૮ ના બાવન પંચાવન વર્ષને લગતી ઝીણી મોટી જેટલી વિગત ચોકસ રીતે સંગ્રહાય તે તમામ સામગ્રીસંભાર મગજમાં હાજરાહજૂર રાખીને લખેલી ચોપડીમાં ઐતિહાસિક કેટલીક બાબતો વિશે એવાં સૂચન કે ઈશારા માત્ર કરે, કે સામાન્ય વાચકને તે દુર્બોધ રહે; ટિપ્પણ કે બીજા પ્રકારના ખુલાસા વાચક અવશ્ય માગે. આવાં સૂચનોનો અતિરેક આ વિગતખચિત લખાવટનું ભયસ્થાન પણ છે. અતિ ઝીણી વિગતો પણ આણવા જતાં કોઈ ને કોઈ ભૂલો કે ગેરસમજુતી ઉપજાવે એવાં લખાણ પણ થઈ જાય. ચોપડીને છેક છેડે ( પૃ. ૧૬૪ ) ધીમત વિશે ઈ. ૧૮૮૭ ની નાતાલને લગતો ' બી. એ. ભણતો પુત્ર ' એવો ઈશારો છે; તે એક જ દાખલો આવી ભૂલના નમૂના માટે પૂરતો છે. નવલરામ વધારે જીવ્યા *હોત તોપણ ધીમત બી. એ. લગી પ્હોંચત ભાગ્યે.*

ટિપ્પણો કે બીજી રીતના ખુલાસા કર્તાએ આપવા જોઈતા હતા એવી વિગતો આ ન્હાની ચોપડીમાં પણ સંખ્યાબંધ છે. દાદોબા પાંડુરંગ, નગીનદાસનું નાટક ' ગુલાબ ', અંબાલાલને સાકરલાલનો મિલના અર્થશાસ્ત્રનો સાર, દુર્ગારામને 'લ્યૂથ' ની ઉપમા આપનાર સાહેબ (ગ્રીન કે જે હોય તેના) અક્ષરશઃ શબ્દો, મણિશંકર જટાશંકર કીકાણી, કર્ટીસ, ગ્રેહામ, રસલ, ' વિજ્ઞાન વિલાસ ', ' જ્ઞાનિપ્રચારક ', ' સૌરાષ્ટ્ર દર્પણ ', બમવાનલાલ ઇંદ્રજી, ભગવાનલાલ સંપતરામ, પ્રાણલાલ મથુરાદાસ, ગોપાળજી સુરભાઈ, ગણપત અને દીવાળીનું પુનર્લગ્ન, માધવદાસ અને ધનકોરનું પુનર્લગ્ન, એ બેની મોટી પુત્રીનું એક દાક્તર થયેલા કપોળ સાથે લગ્ન (.? કે પુનર્લગ્ન ). ડાહીગૌરી અને કવિ નર્મદાશંકરની બીજી સ્ત્રીઓ, વગેરે વગેરે અનેક બાબતો સ્મરણ શક્તિને જરા છુટ્ટી મુકતામાં જ ટાંકી શકાય છે.

૧૦ આ ચોપડી અંગે મ્હને સૌથી વધારે અસંતોષ નર્મદના ઉત્તરાવસ્થાના વિચારપલટાને શ્રી વિજયરાયે છેક અછડતી રીતે સ્પર્શ્યો છે તેથી રહે છેઃ વળી ' અછડતી રીતે ' એમ કહેવું પણ શ્રી વિજયરાયની કસૂરને જતી જ કરે છે. એઓ તો આ વિચારપલટા વિશે લખવાની ધૃષ્ટતા કરે છે કે નર્મદની ' નવોદિત વિશુદ્ધ ધર્મબુદ્ધિ...' ( પૃ. ૧૪૮ ). એટલે શું યુવાન નર્મદ ધર્મબુદ્ધિમાં

અપૂરતો હતો ? કે તેની ધર્મબુદ્ધિ તે કાળે પૂરતી શુદ્ધ નહીં હતી ? દેશની સ્થિતિ અને તેમાંથી તેને ઉગારવાને યોજવાના ઉપાયો વિશે નર્મદનું દર્શન જુવાનીમાં હતું તેમાં વાર્દ્ધક્યે ફેર પડ્યો. કેટલાક સમકાલીનોને લાગેલું કે એ ફેર પડ્યો ' સુધારા-વાળા 'માં ચારિત્રની દઢતા અને નિઃસ્વાર્થતા પૂરતી આવિર્ભાવ પામી નહીં'; એવા દુઃખદ અનુભવે; કેટલાક સમકાલીનોને લાગેલું નર્મદે દુનિયાના ઈતિહાસ અને રાજ્યોના તેમ પ્રજાઓના પલટાતા રંગોનો ઉંડો અભ્યાસ કર્યો અને પ્રજાઓનાં ચારિત્ર બંધાય છે તથા ભાવિ ઘડાય છે તેમાં તેમની ધર્મસંસ્થાઓ સુદૃઢ સ્થાણુઓનો ભાગ ભજવે છે એ તે પહેલી જ વાર બરાબર સમજ્યો તેથી કરીને; કેટલાક સમકાલીનોએ છેક જ હલકો અભિપ્રાય બાંધેલો કે એ મિયાં તો પોતાને ખમવું પડ્યું અને પડે છે તેથી જ આવી થાક્યા; તો કેટલાક સમકાલીનોએ એ આખા પ્રશ્નને ન સમજી શકાય એવો કોયડો ગણીને બાજુએ જ મુકી દીધો. આ પ્રશ્ન ઊકેલવાની શક્તિ નર્મદ પછીના બે વિદ્વાન અગ્રણીઓમાં છે એમ પ્રજા માનતી હતીઃ નવલરામ અને મણીલાલ નભુભાઈ. એ બેમાંથી એકે યે તે ઉકેલી આપ્યો નહીં અને વળી પછીના સુધારકોએ નર્મદના આચારવિચાર સાથેનું સાહિત્ય તોડી નાખી નવી ભોંય ખેડી નવાં જ બીજ નાખવા માંડ્યાં. આ પ્રમાણેની હકીકત સૌના જાણવામાં છે. તેમાં છેક અત્યારે શ્રી વિજયરાય નર્મદમાં ધર્મબુદ્ધિ જ મોડી ઉઘડી એવો છેક નવો અભિપ્રાય ઉચ્ચારે છે, ત્યારે મને તો ધર્મ શબ્દની અતિ સુવિશાલ અનેકાર્થતા અને સંદિગ્ધતા અને અસ્પષ્ટતા જ ખુલાસા રૂપે સૂઝે છે દુનિયાના ઈતિહાસે ધર્મ અને વ્હેમ એ બંને શબ્દ એટલા તો શિથિલ રીતે વપરાતા આવ્યા છે કે મેં તો વ્યાપ્તિ બાંધી છે-ધર્મ માત્ર=વ્હેમ, વ્હેમ માત્ર=ધર્મ. શ્રદ્ધા ન બેસે એટલી વાર અમર એટલાં માણસ જેને વ્હેમ ગણે છે તેને જ શ્રદ્ધા બેસતાં તે જ માણસો અમર તેમાં શ્રદ્ધાવાળાં બીજાં માણસો ધર્મના પૂજ્ય પવિત્ર નામે ઓળખી તેને પાળવા દેખાવવા મથે છે. શ્રી વિજયરાયની અને મ્હારી વચ્ચે આ મતભેદ વિશે. આ માત્ર અવલોકનાત્મક લખાણમાં, આથી વધારે જગા લેવી અનુચિત લાગે છે.

---

## કોઈક ઢૂંકી જતાં—

ત્યજી મને તું ગઈ ચાલી ત્યારે
મેં ધાર્યું'તું : અંતર ઝૂરણું મારું
ઝૂરી રહેશે વસમા વિયોગે
ને સૂની આ જીવન બંસરીમાં
આલાપતો સંસ્મૃતિ પ્રેયસીની
રચીશ હું કો પ્રતિમા અનન્ય !
કિન્તુ અરે શી બલિહારી કાળની,
અફસોસ ! છે આયખું બાકી ટૂંકું !

•

વર્ષો વહે, જોબન બ્હાર બ્હીલે,
ઉતાવળી નાસી જતી વસંત આ,
પુષ્પો સુગંધી મુરઝાય ડાલાં
ને દુન્યવી દ્હાપણ ચેતવે મનેઃ
આ આયખું તો સરપોયણીએ
ઝૂલી રહ્યું ઝાકળબિન્દુ જાણજે ! "
તો શેં પછી હું કરું આ ઉપેક્ષા ?
પધાર હેમન્ત સુહાસિની ભલે,
પ્રફુલ્લ બેફામ વસન્ત લાડિલી,
ને આ નિશા શ્યામ અષાઢ કેરી
ઝંટારતી ઝાંઝર આવ તુંય તે !
હૈયું દઈ, આંચકી લીધું પાછું,
નઠોર કો પ્રેયસી એવી કાજે
શું હૈયું આ નંદવી નાખવું ઘટે ?
અફસોસ ! છે આયખું બાકી ટૂંકું !

•

ઝૂલે પડ્યાં ગુંજ્યું " પ્રાણપ્યારી !
તું હી તું છે વિશ્વ સમસ્ત મારું "
એમાં હશે લ્હાવ અપૂર્વ કોઈ,
ને ભારી દે સર્વ વિષાદ અંતરે
હસી રહેવેય વીરત્વ 'તો ખરું
કિન્તુ અહીં કોઈક ઢૂંકી જતાં
એ નેનમાં નેન ઢળી રહે આ
અશ્રુ લૂંછાઈ જઈ આપમેળે
સંજીવનીશાં સ્મિત ચારુ સ્ફૂરે
ને અંતરે ગીત અનૂપ ગુંજે
હાં કે રહ્યું આયખું બાકી ટૂંકું !*

—" નૌતમ "

---

* સુંદર

# રુબાઇયાત

### આત્મનાં અમી

ન જેની આગ વર્ષાએ બુઝાવી,
નથી સરિતે તૃષા જેની છિપાવી;
હું પુષ્પો એ બયાબાંમાં ખિલાવીશ,
અમી મુજ આત્મ કેરાં ત્યાં વહાવી.

### માનવના પ્રયત્નો

વતન થાશે ખડું પરદેશમાંથી,
ઇમારત થૈ જશે અવશેષમાંથી;
નથી કરતા શું માનવના પ્રયત્નો–
ઢગો ખડકાઇ જાશે 'લેશ'માંથી.

### જીવન-સાર્થક્ય

અમારી કાયના થાશે પથારા,
અમારા દિલ તણા થાશે ઉતારા;
રુધિર નિર્દોષ કેરાં રક્ષવાને
વહી જાશે અમારી રક્તધારા.

### અમારી પાસ

અમારી પાસ ધનભંડાર નો'તા,
અવરને ડામતા ઉદ્ગાર નો'તા;
જગતના પ્યારને લૂંટી જનારા
અમારી પાસ ખોટા પ્યાર નો'તા.

### અળખામણો

હું વસ્તીથી સુદૂર ભટકી રહ્યો છું,
અધૂરી આશ સહુ લટકી રહ્યો છું,
ન જગના પંથમાં વિઘ્નો જગાવું,
છતાં હર નેનમાં ખટકી રહ્યો છું.

### રાહે ક્યાં ?

વ્યથાઓ કાજ આશ્વાસન મળે ક્યાં ?
નિરાશા કાજ પ્રોત્સાહન મળે ક્યાં ?
પ્રવાસી સેંકડો મળશે પ્રવાસે,
જીવનભર પ્રીતનાં પાલન મળે ક્યાં ?

—'કિસ્મત'

# પ્રિયામિલનનું પ્રભાત

: ઝૂલણા :

જો પ્રિયે, નીરખવા આપણા પ્રણયને
પૂર્વમાં સૂર્યસ્વારી પધારે,
જાગતાં પણું તૃણ પુષ્પ અહીં ઉપવને
ઉજવિયે આપણો મિલન જ્યારે.

જો પ્રિયે, આપણા હૃદયઆશ્લેષને
વ્યોમ સાક્ષી બનીને વધાવે,
માત ધરતી વળી આપણા ખેલણે
પુલકતી અંક નિજનો સુહાવે.

જો પ્રિયે, આપણા આસને વાયુએ
બકુલનાં ફૂલ વેર્યાં સવારે,
ને હવે મંદ નર્તન કરે વાયુ એ
આપણાં સ્પન્દનોને સહારે.

જો પ્રિયે, આપણા સુભગ આ સખ્યને
હોઠ પર ભ્રમર આજે ઉતારે,
પંખીના કંઠ, જો ! આપણા દર્શને
મિલનનાં સ્તોત્ર મીઠાં ઉચારે.

જો પ્રિયે, આપણા મિલનના ઉત્સવે
મદનની પ્રિય ઋતુ આજ આવે,
યુગલ સહુ અમર જગકાવ્યનાં અવતરે
જો, સખિ ! જો, અહીં મિત્રભાવે.

જો પ્રિયે, મુગ્ધ આ આપણાં નયનને
કોણ મધુરું ક્ષણેક્ષણ નચાવે ?
કોણ સખિ ! કોણ આ આપણી રગરગે
ઝંકૃતિ મૌનકેરી જગાવે ?

—હસિત બુચ

## હૃષીકેશને—

વિલોકી કુરુવૃદ્ધ ભીષ્મ, ગુરુ દ્રોણ, દુર્યોધન,
જયદ્રથ, વિકર્ણ, કર્ણ – સમુપસ્થિત ક્ષેત્રમાં;
સુણી સમરભેરી શંખ પખવાજ શીંગી તણા
મહાપ્રબલ સિંહનાદ કુરુવીરના ગાજતા;
અઘોરરવ પાઞ્ચજન્ય તવ દિવ્ય ફૂંક્યો તમે,
હલ્યાં તુમુલ ઘોષથી હૃદય ધાર્તરાષ્ટ્રોતણાં.
અને વિરલ પૂર તત્ક્ષણ જ સાહસોત્સાહનું,
યુયુત્સુ બલવંત પાંડવકુલે વહ્યું વેગીલું.

અડોલ અનલે અસંગ હુંય ધર્મક્ષેત્રે ગુરો!
નિરંતર ઝૂઝી રહું અફર સ્થૈર્યધૈર્ય મથી;
(ન રે મધુર વેણુગાનતણી મૂર્છના યાચતો,)
વીંધી યુગતણી કંઈ વનકતાર ને આવતા,
પ્રચંડ નભપૃથ્વીગુંબજ ગજાવતા, પ્રેરતા
અદમ્ય બલ, નવ્ય પ્રાણ, નવ આશ – એ ઘોષની
હું સૂક્ષ્મ હૃષીકેશ! એક લહરી જ યાચી રહ્યો.

—મધુકર રાંદેરિયા



## આશાના તીર

આશાનાં તીર કેટલે દૂર?
કેટલે દૂર? કેટલે દૂર? કેટલે દૂર?

આ વગડા વીંધે રખડૂ-કેડા . .
ક્યાં બપોરા? ક્યાણી રોંઢા?
લીલી લીમડિયો કેટલે દૂર? કેટલે—

ખાલી વાવડી, ખાલી ગગરિયાં,
ખાલી હિયાં લઈ ગોરી નીસરિયાં
રણકે બેડીઃ– કેટલે દૂર! કેટલે—

વાડ જૂની ને ઝાડ જુનેરાં,
"જગ જુનું" આ લહે લહેકાં:–
"સાંજ હજી છે કેટલે દૂર?" કેટલે—

ખડ સૂકાં મન સૂકાં, સૂકાં–
—આકાશે વાદળનાં વંન.

ડગ ધીરે ઘર, વાટમારગૂ।
—સૂકાં સમદુખીનાં લોચનાં–
છેડા – નેડા – કેટલે દૂર? કેટલે—

—સ્વપ્નસ્થ

# અપશુકન

શ્રી. સોપાન

તમારે ન માનવું હોય તો ભલે ન માનજો છતાં આંખે જોઈ શકાય તો પણ ન-માનવાનો આ જમાનો છે. જ્યોતિષની અમે જે દિવસે વાત કરતા હતા અને જન્મકુંડળીઓ, ટીપણાંઓ, પાસાઓ વગેરે તમને બતાવતા હતા ત્યારે તમે એને વહેમ કહેતા, હવે તમે હસ્તરેખા ને મુખરેખાનાં જ્ઞાનને વિજ્ઞાન કહો છો. ' શીરો ' નામનો શાસ્ત્રી જો આ દેશમાં જન્મ્યો હોત તો બિચારો જુનવાણી કે વહેમનું પૂતળું જ ગણાઈ જાત. એ જીવ એટલો નસીબદાર કે આ દુર્ભાગી દેશમાં ન જન્મ્યો. અને હું તમને કહું. જેવું જ્યોતિષનું થયું છે એવું જ શુકનનું થવાનું છે. આજે ભલેને અમારી ડોશીઓની શુકનની વાતને તમે હસી કાઢો પણ જો જો, મારો વા'લો પરદેશમાં એક એવો શુકનશાસ્ત્રી જન્માવવાનો છે કે તમે બધા કાનની બૂટ પકડીને કબૂલ કરશો કે ઘરડાં કહેતાં હતાં તે સાચું હતું.

પણ મારા મનમાં એમ થાય છે કે એક સાચો દાખલો હું તમને કહું એટલા ઉપરથી તમે સમજી જાવ તો સારું. તો આપણા શાસ્ત્રનું માન રહી જાય અને પ્રાચીન દેશનું થોડું ગૌરવ વધે અને મને પણ સત્ય જ્ઞાનના પ્રચારનો સંતોષ મળે.

જુઓ, આ વાત અમારા ગામની જ છે. હું તો એ વાત ભૂલી ગયો હતો પણ બેસતું વરસ આવ્યું ને મને વાત યાદ આવી ગઈ. અમસ્થા તો વાત યાદ ન આવત પણ સરકારી તારખાતાએ નવા વરસના અભિનંદન મોકલવા માટે સસ્તો ને 'સુંદર તાર કરવાની જે વ્યવસ્થા કરી છે તેનો લાભ લેતાં મને એ જૂની વાત યાદ આવી ગઈ. એ વાતે ય તારની જ છે. પણ વાત ભલેને તારની હોય, એ વાતનું રહસ્ય, જેને વાતનો ' ધ્વનિ ' કહેવામાં આવે છે તે તો શુકન છે. આશા છે, ના, આશા જ માત્ર હોત તો આ વાત કહેવાની હું તકલીફ ન લેત. અને વિશ્વાસ છે કે આ સત્ય ઘટના સાંભળ્યા પછી તમારી આંખનાં પડળ દૂર થશે અને સુવર્ણપાત્રથી જેમ સત્યનું મુખ ઢંકાયેલું તેમ જ્ઞાન અને બુદ્ધિથી ઢંકાયેલું તમારું આસ્તિકપણું પ્રગટ થશે. . .

શીવશંકર માસ્તરની આ વાત છે. તમે એને ઓળખતા તો હશો જ એમ માનીને જ આ વાત હું તમને કરું છું; કારણ કે શીવશંકર માસ્તર માત્ર અમારા ગામમાં જ નથી રહ્યા. એ લગભગ દરેક ગામમાં વસે છે. આપણા દેશનાયકો સાડા સાત લાખ ગામડાંની વાત કરે છે એટલે હું એ જ આંકડો લઈને કહું છું કે કાંઈ નહિ તો સાડા સાત લાખ શીવશંકર માસ્તર તો આ દેશમાં હશે જ. અમારા ગામમાં એ તાર માસ્તર હતા. બનવા જોગ છે કે તમારા ગામમાં એ નિશાળ ન હોય તો એ ગોર મા'રાજના સ્વરૂપે હોય પણ એ હશે, હશે અને હશે જ, એ વિષે તો મને શંકા નથી.

અમારા શીવશંકર માસ્તર અમારા ગામમાં આવ્યા ત્યારે એમની ઉંમર પચાસેક વર્ષની હતી. પણ ધર્મના પ્રતાપે એમનું શરીર ગોળમટોળ અને તંદુરસ્ત હતું. એ અંગ્રેજી ભણ્યા હતા અને સરકારી નોકરી કરતા હતા. પણ ધર્મના સંસ્કારો, આજના ભણેલાની પેઠે એમણે ખોઈ નાખ્યા નહોતા. એ પોતે માનતા તો એવું હતા કે બ્રાહ્મણના દીકરાથી નોકરી થાય જ નહિ, પણ કળીકાળમાં ધર્મનું શુદ્ધ પાલન અશક્ય હોવાથી તેઓ પોતાના મનનું સમાધાન કરી લેતા. એમને બહોળું કુટુંબ હતું અને ઈશ્વરની કૃપાથી અને શીવશંકર માસ્તરના પ્રયત્નથી આખા કુટુંબમાં સનાતન ધર્મની જ છાયા વ્યાપેલી હતી. ધર્મના પાલનમાં સુખ રહ્યું છે એ વાતની સાબીતી માટે તેઓ માત્ર ધર્મશાસ્ત્રોનો જ આધાર નહોતા લેતા પણ પોતાના જીવનથી જ એ બતાવી દેતા હતા. એકસોને વીસ રૂપિયાનો એમને માસિક

પગાર હતો. પાંચ વરસ પછી નોકરી પૂરી થવાની હતી અને પછી આરામથી પેન્શન મળવાનું હતું. ધર્મના પ્રતાપે એમને ઘેર પાંચ દીકરા ચાર દીકરીઓનો વસ્તાર હતો અને એ કોઇને પરણાવવામાં એમને અડચણ આવી નહોતી કે આવવાની નહોતી. અને દીકરાઓ બધા ય લાઇનસર હતા અથવા થવાના હતા અને દીકરીઓ સારા ઘરમાં ગઈ હતી અથવા જવાની હતી પણ સુખ એ એમના કુટુંબ માટે શંકાનો વિષય નહોતો.

આવા શીવશંકર માસ્તરને દૈવયોગે એક દિવસ અપશુકન થઈ ગયું. બાર વરસની નોકરીમાં આવું અપશુકન એમણે કોઈ દિવસ થવા દીધું નહોતું. ગામના ગાંધીવાળાઓ એમની સામે ચિડાતા અને એમને ત્યાંથી ખસેડવાના પ્રયત્નો કરતા, પણ 'સાચને આંચ નહિ' એ ન્યાયે એમની સામે કોઈ ફાવતું જ નહિ. તેઓ અમે તેને મોઢે કહી દેતા કે 'હું સરકારી નોકરી કરું છું તે નિમકહલાલીથી એનું કામ કરું, મેં કાંઈ એને મારો ધરમ વેચ્યો નથી.' અને એમ કહી તેઓ દરરોજ ધર્મનું પાલન કરવા માટે તાર ઓફીસના ઓટલા ઉપર કોઈ ઢેડને ચડવા દેતા નહિ અને એનો તાર છાંટ નાખ્યા વિના લેતા નહિ. એમને તો આટલું યે ગમતું નહિ પણ કળીકાળમાં એટલું કર્યા વિના તો છૂટકો જ નહોતો. છતાં એમનું ચાલતું ત્યારે ઢેડને તડકે તપાવી તપાવીને પાછો કાઢતા અને બપોરે પછી ફરીને તાર ઓફીસ ઉઘડે ત્યારે આવવાનું કહી દેતા. અને શીવશંકર માસ્તર નોકરી પણ કેટલી વફાદારીથી કરતા! બહુ મોટું શહેર નહોતું એટલે આખા દિવસમાં એક કલાક તેઓને પોસ્ટ માસ્તરના કામમાં યે ભાગ આપવો પડતો હતો. પણ એ વખતે ય તેઓ ધરમને ભૂલતા જ નહિ. તાર તો ઢેડ કંઈ દિ' કરવા આવે! પણ આ જમાનામાં ટપાલ લખવાનો ચસકો તો ઢેડને ય લાગ્યો હતો અને ઢેડની જાતે ય કાંઈ ઓછી છે? એ ગામમાં છઠ્ઠા ભાગની વસ્તી તો ઢેડ–ચમારની જ, અને માસ્તરના દુર્ભાગ્યે એમાં અરધો અરધ ભણેલા. આમ છતાં માસ્તરે કોઈ દિવસ છાંટ નાખ્યા વિના પૈસા લીધા નથી અને ઢેડને ગમે તેટલો ખોટી કરવો પડે તોપે ઓટલા ઉપર ચડવા નથી દીધો એમ તો માસ્તરના દુશ્મનો પણ કબૂલ કરતા હતા. ધર્મ માસ્તરને પ્રાણથી પણ પ્યારો હતો એ વાતના સમર્થનમાં અનેક પ્રસંગો ટાંકી શકાય એમ છે. પણ આપણે અત્યારે શુકનની જ વાત કરવાની છે, એટલે હું આડી વાત નહિ કરું.

શીવશંકર માસ્તર બેસતા વરસે ચાર વાગે ઊઠયા હતા અને સાડાચાર વાગ્યામાં તો નાહી ધોઇને પરવારી ગયા હતા. નાનું ગામ એટલે તાર ઓફિસ ઊઘાડવાનો વખત સવારના આઠ વાગ્યાનો હતો. એ દરમિયાન માસ્તરે નવા વરસના અભિનંદનનું કામ પતાવી લેવાનું હતું. માસ્તર માત્ર તાર માસ્તર જ નહોતા પણ ગામના વડીલ અને ડાહ્યા પુરુષ ગણાતા હતા, એટલે સવારના પહોરમાં એમને મળવા આવનારાઓનો રાફડો ફાટયો હતો. પણ જેમ માસ્તર વડીલ અને ડાહ્યા પુરુષ હતા તેમ એ માસ્તર તો હતા જ, અને વળી બ્રાહ્મણ પણ હતા એટલે સાડા છ વાગ્યા સુધી ઘેર મળવા આવનારાઓને મળી લઈ એ જાતે જ બહાર નીકળી પડયા અને ગામમાં પ્રતિષ્ઠિત ગણાય એવાં આઠ દસ મોટાં ઘરોમાં જઈ આવ્યા. માસ્તરના જવાથી પરસ્પર લાભ એ થયો કે એ મોટાં ઘરોને આ ધર્મપરાયણ વૃદ્ધના આશીર્વાદ મળ્યા અને માસ્તરને એક પગાર જેટલી રોકડ રકમ મળી. બચરવાળ માસ્તરને એ રકમ કામમાં આવે એમ હતું અને મોટાં ઘરોને એ આશીર્વાદથી પોતાનાં કામ ધંધામાં જોર મળે એમ હતું.

પણ અવદશા તો બેઠી સવારના આઠ વાગે. માસ્તરે ખાધું જ નહોતું પણ જોવા એ તાર ઓફિસમાં જવા નીકળ્યા કે તુરત જ બિલાડી આડી ઊતરી. માસ્તરને વહેમ પડયો એટલે એ પાછા વળ્યા અને રસ્તા ઉપર ધ્યાન રાખતા થોડીવાર બેસી રહ્યા. એમણે જોયું કે એ રસ્તેથી

# સ્મરણ માધુરી

શ્રી. નિરામય

એ બધું કેમ કરી ભૂલી શકાય ?

બરોબર સાત વર્ષ થયાં. સવારનો સમય હતો. ગાડી ઊભી ય નહિ રહી હોય ત્યાં તારાં નાનકડાં બાબુબહેન ' મોટીબેન આવ્યાં–મોટીબેન આવ્યાં ' કરી સ્ટેશનના પ્લેટફોર્મ પર જ આનંદમાં આવી જઈ કૂદવા મંડી પડયાં હતાં. આજે સાત વર્ષે ફરીથી હું એ જ સ્ટેશને ઉતરું છું. સ્ટેશનમાં ખાસ કશો ફેર પડ્યો લાગતો નથી. હા, સ્ટેશન માસ્તર બદલાયા લાગે છે, પણ દરવાજા ઉપર ટિકિટ લેતો એ ભૂરા કાળિયાવળો પોર્ટર તો એનો એ જ છે. ટિકિટ લેતાં લેતાં ' મોટીબૂન આઈ ગયાં ' પૂછતા એ પોર્ટરે મને ઓળખ્યો હોય એમ ન લાગ્યું ! અને એ બિચારો શાનો ઓળખે ય તે ? આ આખું સામ્રાજ્ય ' મોટીબૂન 'નું જ હતું. અને આજ ? આજ તું મારી સાથે સદેહે ક્યાં હતી તે એ પોર્ટર મને ઓળખે ?

બહાર નીકળતાં એ જ ત્રણ ખખડધજ ઘોડાગાડીઓ–મહેબુબ–મન્સુર ને યુસુફની મહેબુબ જરી જાડો થએલો લાગ્યો, પણ યુસુફનું શરીર આ સાત વર્ષમાં કંતાઈ ગએલું લાગતું હતું. ઘોડાગાડીમાં હું બેઠો દરેક વખતની જેમ આ વખતે કોઈને કાગળથી જણાવ્યું નહોતું એટલે ગાડી ઉપર કોઈ આવ્યું નહોતું, અને કયા ઉમળકે હું આવું છું એવું જણાવું ? સાત વર્ષ ઉપર છેલ્લાં છેલ્લાં અહીં આવ્યાં ત્યારે ખબરે ય હતી કે તું આમ એકાએક ચાલી નીકળીશ ? અહાહા ! તે વખતે દિલમાં ઓછો ઉમળકો હતો ? ઘોડાગાડીમાં ગામ તરફ જતાં જતાં કેટલી મિઠી વાતો કરી હતી ?

રસ્તાની બન્ને બાજુ વનશ્રી પૂરબહારમાં ખીલી હતી. વસંતે એનો ફાગ જ્યાં ત્યાં ઉડાડી બધું ગોદક બનાવી દીધું હતું. આસપાસની ફૂલોની ઝાંખળાઓમાંથી મીઠી હવા મનને અને દિલને ભરી દેતી હતી. કેસુડો એવો તો કેશરવર્ણો સ્વાંગ સજી ઊભો હતો કે આંખો તેના ઉપરથી દૂર ખસતી જ ન હતી. એ કેસુડાની મદમાતી કાયા જોઈ તેં જ કહ્યું હતું કે આવા કેસુડાના રંગમાં હોળી ન રમીએ તો હોળીની મઝાય શી ?

ઘોડાગાડી ચાલતી હતી. તારા ઘરથી લગભગ પાંચ ફરલાંગ દૂર ચાલતા સિંગના પેલા 'એક્ષપેલર' મશીનના ભુંગળા તરફ નજર કરી તેં કહ્યું હતું કે બધાંને આરામ છે પણ આ બિચારા ભુંગળા ને આવી વસંતમાં ય ચોવીસે કલાક ધુમાડો કાઢવાની ફરજમાંથી એનો માલિક કલાક અર્ધોકલાક પણ મુક્ત કરતો નથી. પણ પાછી તારી ટેવ પ્રમાણે એના ટકટક અવાજ તરફ કંઈક કૃપા બતાવી તેં કહ્યું કે આવાં જડયંત્રોને ટકટક કર્યા વિના કેમ ચાલે ? અને પાછી હસી પડી તું કહેતી કે તારાં પાડોશીને એમના ટકટકીઆ અવાજ સાથે સરખાવી હમેશાં ' મશીન 'ના નામથી જ તમે તેમને ઓળખતાં.

ઘોડાગાડી ચાલતી હતી: હવે તો છેક ગામની નજીક આવી ગઈ હતી. ગામની પંચાયતે તૈયાર કરેલો નાનકડો બાગ પણ તે દિવસની તારી પ્રફુલ્લ નિગાહની વાત ન કરતો હોય તેમ ખીલી રહ્યો હતો. બાજુમાં જ કન્યાશાળા હતી. એ કન્યાશાળા કેટલી માથાકૂટે તૈયાર થઈ છે તેનું હૃદયસ્પર્શી વર્ણન તેં કર્યું હતું–ગામની છોકરીઓ હવે કંઈક થોડું ભણવા પામશે, એનો સંતોષ તારા દિલમાં કેટલો હતો ? આજે ય એ સંતોષની રેખાઓ તારી મુદ્રા ઉપર હું કલ્પનામાં જોઈ શકું છું.

ઘોડાગાડીમાંથી ઊતરી ઘર આગળ આવ્યો. બધાંને ખબર પડી ગઈ કે હું આવ્યો છું–કેટલા પ્રેમથી બધાં બહાર આવી મળ્યાં ?–કેટલી મમતાથી બધી વિગત પૂછી ? આમ વગર ખબર આપે

આંવવા બાબત કેટલી માયાથી તારા ભાઈએ ઠપકો આપ્યો ?–' ગાડી ઉપર આવતે ને ? '

પણ મારી જોડાજોડ ચાલનારને વળગી પડનાર તારાં ભાઈ–બહેન દૂરથી જ મને નિરખી રહ્યાં હતાં. એ શોધતાં હશે એમની મોટી બહેનને ? પણ આજ તો હું એકલો જ હતો. હું પણ એ જ મોટી બેનની સ્મૃતિને ઝંખવા આ સાત સાત વર્ષે પાછો અહીં આવ્યો હતો તેની એ ભૂલકાંને શું ખબર ?

ઘરમાં પગ મૂકયો અને અનેક સ્મરણો દિલના પ્રદેશમાં ધમસાણ કરવા લાગ્યાં ? એ ઘરમાં કંઈ ઓછી વખત આવ્યો હતો ? સાસરું સાસરું જ કયાં રહ્યું હતું ? શહેરના ધમાલીઆ જીવનમાંથી સહેજ કંટાળતાં હું કહેતો કમળ ! ચાલને ત્યાં જઈ આવીએ. ગામડાની અંબુછડી પણ મીઠી હવા લઈ આવીએ. ' ખરી રીતે તો કમળના પીઅર કરતાં કમળનું ઘર એ મારું પીઅર બની ગયું હતું. અને અહીં કંઈ ઓછી મસ્તી કરી હતી ? દિવસોના દિવસો સુધી ઉંમરનું ગાંભીર્ય ભૂલી કમળનાં નાનાં ભાઈ ભાંડુ સાથે રહેવામાં–ફરવામાં–હું જમાઈ છું એનું ભાન પણ રહ્યું ન હતું. તું હતી મોટી બહેન એટલે અહીં આવતી ત્યારે રસોડાનો ' ચાર્જ ' તારા હાથમાં અનાયાસે આવી પડતો. ખાતાં ખાતાં તારા ભાઈ અને અમે બધાં એક થઈ જતાં અને તને ઓછી ચીઢવતા ? પણ તે વખતે કોણ જાણે કેવી રીતે આંખમાં ભાવનાની મધુર ઝાંખ ભરી એક વખત એક નજર માંડી લેતી ને પાછી મોટી બહેનની ઠાવકાઈથી અમને બધાંને શીખામણ આપતી કે ' તમે તે શું આ નાનાં છોકરાંની જેમ હો ચડયા છો ? પણ કમળ સમજી હતી કે અહીં સિવાય મને ચેન પણ પડવાનું નથી. શરીર જરા અસ્વસ્થ લાગે કે અમે અહીં–કમળના પિયરમાં આવી જતાં. એ મને પૂછતી કે ' તમે અહીં જ આટલા હળવા કેમ કરી બની શકો છો ? ' હું નાનાં છોકરાં સાથે ફુદરડી રમતો, ગિલ્લી દંડા ય રમતો. મને બરોબર યાદ છે કે મુંબઈમાં સોગઠાં-બાજી રમવા મારા પાડોશીઓએ એટલો બધો આગ્રહ કર્યો હતો છતાં મેં ના જ કહી હતી અને એમને ખોટું લાગ્યું હતું. તેવી જ રીતે અમારે ત્યાં આવેલા એક મહેમાને બ્રીજ માટે અતિશય આગ્રહ કરવા છતાં હું ન બેઠો તે ન જ બેઠો, પણ કમળના પીઅરમાં હું એ બધું જ કરતો. કમળને ત્યાં ઘોડા, ગાડી, માફલી વગેરે બધાં સાધનો હતાં. ઘોડા ઉપર વધુ નહિ તો પાંચ દસ મિનિટ તો હું ગમે ત્યાં આંટો મારી આવતો જ–એક દિવસે એક તરંગ ઉઠયો ને એક અજાણ્યા રસ્તે ઘોડાને એડી મારી. રસ્તો ભૂલી જતાં બરોબર ચાલીસ માઈલની અણજાણ મજલ કરી સાંજે ઘરે આવ્યો ત્યારે ઘરમાં ચિંતાનું મોજું ફરી વળ્યું હતું. બધાં ખૂબ ચિંતા કરતાં કરતાં મારી શોધમાં માણસો મોકલ્યા હતા. તે વખતની તારી આંખો, કમળ !–એ કોની સાથે સરખાવું ? કેટલી મૃદુ છતાં ચિંતીત ! આવું એક બીજી વખત બન્યું હતું. એક નેળમાંથી ઘોડા ઉપર પસાર થતો હતો ને વચ્ચે એક ખૂબ મોટો અજગર પડયો હતો. ઘોડો કેટલી ઝડપથી ચાલતો હતો ? પણ અજગરને જોતાં જ ઘોડો તાડ થઈ એટલો તો ઉછળ્યો. આ બધું એક ક્ષણમાં બની ગયું. હું પડતાં પડતાં બચી ગયો હતો–જ્યારે કમળ ! તેં આ વાત સાંભળી ત્યારે કેટલી ચીઢાઈ હતી ? જાણે તારા હાથમાં જ આખું સામ્રાજ્ય હોય તેમ ઘોડો મને આપવો જ નહિ એમ ફરમાન કરી દીધું. તેવી જ રીતે કેટલીક વખત સાંજના પેલા ત્રણ નદીના મેળ ઉપર હું ફરવા જતો ત્યારે તમે બધાં કેટલો મીઠો ઠપકો આપતાં ? મેં સાંભળ્યું હતું કે ત્યાં બે ત્રણ વાઘ પાણી પીવા એ નદી કાંઠે આવે છે ત્યારે તો જકુ બોલીને ય હું ત્યાં જતો ને એક બે પ્રસંગે રુદ્રમૂર્તિ વાઘને નજરો નજર નિહાળીને આવ્યાનું બ્યાન આપ્યું ત્યારે ? કેટલી બધી ઝડપથી તું શ્વાસ લઈ રહી હતી ? ને પછી ધીમે રહીને કહ્યું હતું કે સંધ્યાકાળે નદીના એ કાંઠે મારે જવું નહિ.

બરાબર યાદ છે. એક વખત સવારે ફરવા ગયો હતો ને બરાબર અર્ધામણ સીતાફળ વીણી હું લઈ આવ્યો ત્યારે તમે બધાં પેટ પકડીને હસ્યાં હતાં. આવું તો પેલી વખત ઉંધીઆનો પ્રોગ્રામ ગોઠવ્યો ત્યારે ય થયું હતું.

એક પછી એક સ્મરણો સળગી અને સતાવી રહ્યાં હતાં. કમળના ભાઈઓ, એના પિતાશ્રી બીજી અનેક વાતો મને પૂછતા ને હું જવાબ આપે જતો હતો. પણ અંદરના પ્રદેશમાં સ્મરણો ભડકે બળતાં હતાં. દિલને હલાવી રહ્યાં હતાં. આ સ્મરણોના અજવાળમાં સ્નાન કરતાં કરતાં એક રાત વીતાવી. બધાંને મળીને પાછો સ્ટેશન તરફ વળ્યો. સાથે મૂકવા કમળના ભાઈ આવ્યા હતા. કમળની નાની બેન-કેટલી મીઠી છોકરી! '.. ...આવજો, અવાર-નવાર આવશો ને? આમ સંબંધ છોડી દો તે નહિ ચાલે. સાત સાત વર્ષે તો હવે ફરીથી નહિ આવોને? વર્ષમાં બે પાંચ વખતને બદલે હવે મ્હોઢું બતાવ્યા વિના કેમ રહેવાય છે? શું અમે પ્રેમ નથી રાખતાં?...' આ બાર તેર વર્ષની કિશોરી વ્યવહારની-ડહાપણની વાતો બોલે જતી. પણ દિલમાં સળગતાં સ્મરણોની વાત એણે શી રીતે કરું?

પાછા ઘોડાગાડીમાં જતાં એ મહોરેલા આંબા, મઘમઘતાં ફૂલોની સુવાસ, જાંબુ વિનાનો છતાં લીલો કચ લાગતો જાંબુડો, અને પેલો હિંગળોક શો કેસુડો! દિલમાં ઉલ્કાપાત મચાવી રહ્યાં હતાં, કમળના ભાઈ મારી સાથે વાતો કરી રહ્યા હતા ને સ્મરણની ભઠ્ઠી જલતી જલતી સાત વર્ષ દૂરની યાદને જલાવી રહી હતી.

સાત વર્ષ ઉપર જે જે હતું તે આજે ય એ વસંતની જેમ ખીલી ઊઠ્યું હતું. પણ વસંતની માધુરીને પણ મધુર બનાવનાર એ કમલ આજે સાથમાં નહોતી. આજ હું એકલો હતો, સાથમાં હતાં સળગતાં સ્મરણો. સ્થિતપ્રજ્ઞની ભાષા ઘણી શીખી હતી પણ આજે લાગે છે કે જીવનની ભાષા તો સીધો દિલનો કબજો જ લઈ લે છે? કમળ! આ સ્મરણની માધુરીની મિઠાશ સાંભળવા તો ફરીથી એક વખત આવ!...

---

## અપશુકન

[ પૃ. ૧૬૭નું ચાલુ ]

ઓળખીતાઓ પણ આવ્યા જરા દેકારો થતાં ગામના ગાંધીવાળાને પણ ખબર પડી અને આખું ટોળું તાર-ઑફિસ પાસે ભેળું થઈ ગયું.

રાત પડી ગઈ હતી. તાર-ઑફિસ બંધ થઈ ગઈ હતી. માસ્તર તાર-ઑફિસ ઉપર જ રહેતા હતા અને અત્યારે વાળુ કરીને સોપારી કાતરતા કાતરતા બૈરાં છોકરાં સાથે ગેલ કરતા હતા. એમને ખબરેય નહોતી કે ઘર નીચે અપશુકન એકઠું થયું છે. ત્યાં તો એમના નામના સાદ પડવા લાગ્યા. માસ્તરે બારીમાંથી જોયું ને વાત સમજી ગયા. ડાબી આંખ ફરકતી નહોતી પણ ફરકતી હોય એવું લાગ્યું. જમીન સ્થિર હતી પણ ધ્રૂજતી હોય એવું લાગ્યું. તેઓ નીચે ઊતર્યા ત્યાં પેલો ગાંધીવાળો અપશુકનનો અવતાર એની સામે આવ્યો.

અને પછીની વાત બહુ ટૂંકી છે. અપશુકનનાં માઠાં ફળ માસ્તરને ભોગવવાં જ પડ્યાં. ટેકના તાર બાબતની તારખાતામાં અરજી થઈ. એને અંગે તપાસ થઈ અને બિચારા ધર્મપગારનું માસ્તરને પચાસમે વરસે નોકરી છોડવી પડી!

# શોક્ય

**શ્રી પ્રશાંત**

સમય : સાંજના સવાચાર. 　　　 સ્થળ : ભગિની સેવા મંડળની ઓફિસ : મુંબઈ.

પાત્રો :

જાહ્નવિકા, વસંતિકા, તરુલતા, તરલિકા, જ્યોતિ, ગોપી, સુશીલા, ગંગા ને રેવા.

[ આધુનિક સ્ત્રી મંડળને શોભે એવો ખંડ. એક બાજુ ધીમાં સ્ટવ ઉપર પાણી ઉકળે છે. નોકરડી રેવા ખુરશી, ટેબલ, ફોટા વગેરે સાફ કરે છે ને બોલતી જાય છે. ]

રેવા : ઓહો...હો. આજકાલ કરતાં આઠ આઠ વર્ષનાં વહાણાં વાયાં...આ મંડળમાંયે કેટલા બધા ફેરફારો થઈ ગયા...પણ બધામાં સ્વભાવમાં જોઈએ તો બસ એક જનુબેનઃ મંડળના મંત્રી, મારા છૈયાના લગન વખતે એ ન હોત તો શુંનું શું થઈ જાત...અને કેટલી બધી મદદ કરેલી ! ને નાગલાના બાપા મરી ગયા ત્યારે તો આશ્વાસન આપવા જાતે ઠેઠ મારે ઘેર આવેલા. શો એમનો સ્વભાવ ! અંદરના ખંડમાં સ્ટવ પર કયારનું પાણી ગરમ મૂક્યું છે. બળ્યું ઘાસતેલ પણ કેટલું બળી જશે. મેંબરો આવે તે પ્રમાણમાં ચા થાય ને ! પણ હજી તો કોઈ ફરક્યું ય નથી.

[ બહાર ધણધણ અવાજે કોઈ પગથિયાં ચડતું હોય એમ લાગે છે. એક બાજુથી એ જતી રહે છે. ને બીજા દ્વારેથી જાહ્નવિકાનો પ્રવેશ. ઉંમર આશરે ત્રીસ. હાથમાં બેગ ને છેલ્લી ઢબનો પોશાક—]

જાહ્નવિકા : ( ઘડિયાળ સામે જોઈ ) ઓહો... સાડાચાર થયા. છતાં ય હજી કોઈ આવ્યું નથી. હવે તો હદ જ વળી ગઈ. ખરેખરી કંટાળી ગઈ છું; નથી ભોગવવું આવું મંત્રીપદ. ચાર નો સ્ટેન્ડર્ડ ટાઈમ છતાં છે કોઈ હાજર ? હું યે મોડી પડી છું સ્તો...પણ કંઈ નહિ... કયાં કોઈ આવ્યું છે ? ( હેંડબેગ ટેબલ પર મૂકતાં ) શું કરું ? હે...લાવ સમય છે તો રેડિયો ફેરવી લઉં...રે...વા...એ રે...વા...

રેવા : ( અંદરથી આવી. ) મને બોલાવી બેન ?

જાહ્ન : હા. પેલો રેડિયો લાવ.

[ રેવા ભીંત પર ટંગેલ રેડિયો ઉતારી આપે છે. તે ઓઢીને સાફ કરતાં— ]

રેવા, કેમ હજી કોઈ દેખાતું નથી ? બધાને ખબર તો આપી હતી ને બરાબર ?

રેવા : હા બેન બધાને મેં બરોબર ત્યાં જઈ હમણાં જ આપી. પાંચેક મિનિટ થઈ હશે.

જાહ્ન : વસંતિકા શું કરે છે ? કયારે આવવાની છે ?

રેવા : એ તો અઠવાડિયાથી અમદાવાદ ગયાં છે. કોઈકનાં લગનમાં એટલે હાજર નહિ રહી શકે.

જાહ્નવિકા : ને તરલિકાનું શું ?

રેવા : ટેનિસની મેચમાં ગયાં છે.

જાહ્નવિકા : મંડળની મિટિંગ કરતાં એને મેચ વહાલી લાગી. ઢોંગી ! ગોપીએ શું કહ્યું વારુ ?

રેવા : ગોપી બેન તો આવવા માટે તૈયારી કરતાં હતાં. સેંથીમાં સિંદુર પૂરતાં હતાં. પાઉડર ને લીપસ્ટિકથી મોઢું સજાવતાં હતાં.

જાહ્નવિકા : તે અહીં કયાં પરણવા આવવું'તું કે લગનમાં મહાલવા જવું'તું તે આ બધી ટાપટીપ કરવી પડે ? ગોપી, સાવ નકામું માણસ ! બહારથી ડોળ રાખે એટલું જ. ઠીક. જા, બાકી હોય તે બધું તૈયાર કર.

[ રેવા જાય છે. એકાદ મિનિટ જાહ્નવિકા રેડિયો ફેરવે છે ત્યાં બીજે બારણેથી ગંગાનો પ્રવેશ. આધેડવયની ને કપડાં પરથી જ નાના વિચારની છે એમ વરતાઈ આવે.

ગંગા : (હાંફતી હાંફતી) હા...શ, આવી પહોંચી ખરી, પણ આ શું ? કોઈ આવ્યું નથી. મારા મનને કે મોડી પડીશ. ઘરનું કામકાજ પડતું મૂકી દોડતી દોડતી આવી

જાહ્નવિકા : સારું થયું ગંગાબેન, જૂના વિચારનાં છતાં તમે કેવા સક્રિય ભાગ લો છો. આ જુઓને નવા વિચારનાં ગણાતાં મેંબરો જાણે લગ્નમાં જવાનાં હોય તેમ બની ઠનીને આવે એટલે સ્ટેન્ડર્ડ ટાઈમ ક્યાંથી જળવાય ? એકનો અર્ધો કલાક, પણ બધાના સામટા મળી કેટલા બધા કલાકો બગડે ?

ગંગા : હસતો ! બોલો જાહ્નવીબેન કુશળ તો ખરાં ?

જાહ્નવિકા : હા.

ગંગા : અમારા રમેશભાઈ કેમ છે ?

જાહ્નવિકા : ધંધાર્થે છેલ્લા એક માસથી તેઓ અમદાવાદ ગયા છે. મઝામાં છે, પંદરેક દિવસ પર એમનો છેલ્લો પત્ર હતો, નાતજાતના કંઈ નવીન ?

ગંગા : નવીનમાં તો શું ? પણ આ મોતીલાલ. કહેવાય ત્યારે પૈસાવાળા, લગન જેવું લગન ગયું પણ નાતે ગળ્યું મોં કર્યું નથી.

જાહ્નવિકા : રેશનિંગના જમાનામાં લોકો ક્યાંથી લાવે ખધુ ?

ગંગા : તે ઘેર કંઈ નહિ ખાતા હોય !

જાહ્નવિકા : એ તો ઠીક. પણ આપણે નાતવરા ને સીમંતો બંધ કરી તેમાંથી બચતી રકમ મંડળને ભેટ કરવી જોઈએ. ને તો જ કંઈ ઉદ્ધાર થાય. જુઓને બીજી બધી નાતો કેટલી બધી આગળ વધી ગઈ છે ! ને આપણે હજી ચૌદમી સદીનાં રહ્યાં.

ગંગા : આવો પ્રસંગ હોય ને નાતીલાઓ કંઈ જ પામે નહિ એ કેમ કરી સાંખી લેવાય ? આપણા વડવાઓ મૂર્ખ નહોતા કે...

જાહ્નવિકા : પણ એ જમાના તો ગયા. આ તો વીસમી સદી. વખત વર્તીને ચાલીએ તો જ છવાય. મંડળમાં આવતાં છતાં ગંગાબેન તમે હજી જરા પાછળ પડતાં હોય એમ લાગે છે. જૂના વિચારો છોડો.

ગંગા : પણ તેથી જૂનું હોય તે બધું જ કાંઈ નાખી ના દેવાય...

[ તરુલતાનો પ્રવેશ, ઉપરનું વાક્ય ઝીલી લેતાં —]

તરુલતા : શેની નાખા નાખી કરવા માંડી ગંગાબેન. અનાજ વગેરેનો ખોટો વ્યય કરશો તો નાહક અમને મુશ્કેલીમાં મૂકી દેશો. કોર્ટ દરબારના પગથિયા ઘસતાં પાર નહિ આવે.

જાહ્નવિકા : તરુલતાબેન એ તો તમારા જેવા મિટિંગમાં મોડા આવનાર મેંબરોને બહાર કાઢી નાખવાની વાત થતી હતી.

તરુલતા : માફ કરજો. પડોશમાં સીમંત હતું તે આવતાં મોડું થયું ! હવેથી નહિ થાય એની શી ખાતરી આપું ?

[ ગુસપુસ વાતો કરતાં મંડળના બીજા આઠેક મેંબરો આવે છે 'નમસ્તે !' 'જયહિંદ,' ' મજામાં તો ખરાં ને ' ' કેમ ઠીક છે ને ' વગેરેથી એક બીજાનો આવકાર થાય છે. સવે મૂકેલી ખુરશીઓ પર ગોઠવાઈ જાય છે. દેખિયો ઊંચો મૂકા જ, સ્વસ્થ બને છે. હજી ઘોંઘાટ ચાલુ જ છે. ]

જાહ્નવિકા : ચાલો આવ્યા તે જાણ્યું હવે, શાંત રહો. મોડા મોડા આવવું ને પાછો ઘોંઘાટ કરવો !

જ્યોતિ : હા. હું આ સુશીલાને ક્યારની કહું છું પણ માને જ કોણ ! કામકાજ શરૂ કરીએ. મોડું થઈ ગયું છે. કોરમ છે કે નહિ ?

[ રેવા પ્રવેશ કરે છે. ]

રેવા : માફ કરજો બેન કોરમ વગેરે પછીથી ગણજો. પણ...

જાહ્ન : શું છે ?

રેવા : હું તો ખાંડ ઉધરાવવા આવી'તી. પાણી તો ઊકળી ગયું છે પણ ખાંડ હોય તો જલદી પતે...

જાહ્નવિકા : તમારા બધાની એમ ઇચ્છા હોય તો એમ. પણ નહિ લાવનારને ચા નહિ મળે.

ગંગા : રે, ઉતાવળમાં આવતાં ખાંડ લાવવાનું તો હું ભૂલી જ ગઈ! આટલી વખત ચલાવી લો. હવે ભૂલ નહિ થાય.

જાહ્નવિકા : એ તો બંધારણ પ્રમાણે હરી તે થશે. એકઠી થયેલ બેનો જો એકી સાથે નક્કી કરે કે તમને ચામાં સામેલ કરવા જ છે તો આપણી ના નથી. કેમ શો વિચાર છે! બોલો બધાં આમ બાઘાની માફક જોયા શું કરો છો? કેમ શાંત છો?

સુશીલા : રહેવું જ પડે ને. ખાંડ તો હું યે લાવવાનું ભૂલી ગઈ છું.

જાહ્નવિકા : ઠીક ત્યારે રેવા ચા મૂકજે. અડધો અડધો કપ લઈશું, બીજું શું થાય?

રેવા : હા બેન.

[ સ્ટેજ ઉપર જ ધીમે ધીમે એ ચા કરવા માંડે છે. ]

જાહ્નવિકા : (મેંબરો મળે છે) જુઓ કોરમ કરતાં એક મેંબર વધે છે. (ધોંધાટ ચાલુ રહે છે) શાંત થાઓ. (બધા શાંત થાય છે) જુઓ, બેનો, આપણે શા માટે એકઠાં મળ્યાં છીએ તે જાણો છો. આપણી ન્યાતમાં ધ્યાન ખેંચનારા બે પ્રસંગો હમણાં જ બની ગયા. એક છે પુનર્લગ્નનો. એક વખત સાસરે પણ જવા પામ્યા નહોતા ને વિધવા થયેલાં તે અક્ષુ બેને પુનર્લગ્ન કર્યાં છે તેમને અભિનંદન આપવાનો ઠરાવ કરવો છે.

તરુલતા : (જગ્યા પરથી સ્હેજ ઊભી થઈ) બરાબર છે એમાં કંઈ જ ખોટું નથી. કેમ સુશીલા?

સુશીલા : હા.

જાહ્નવિકા : (તિરસ્કારથી) કેટલી વખત ના કહ્યું કે કોઈ બોલતું હોય ને વચમાં ડપકો નાખવો એ બંધારણની વિરુદ્ધ છે. તો ય તમે એવાં ને એવાં જ રહ્યાં ને એટલે જ આપણે ઊંચાં આવતાં નથી. જુઓ સાંભળો. અગત્યનું તો હવે આવે છે. મનમોહન શેઠે એક પત્ની હયાત છતાં બીજાં લગ્ન કર્યાં છે તેનો સખત વિરોધ કરવાનો રહે છે.

ગોપી : (આંગળી ઊંચી કરી બોલવાની પરવાનગી માગે છે) હું......

જાહ્નવિકા : હા, બોલો શું કહેવું છે?

ગોપી : હમણાં જ તમે બંધારણની વાત કરતાં હતાં તે એક જ મિટિંગમાં અભિનંદન ને વિરોધના ઠરાવો પસાર થઈ શકે?

જાહ્નવિકા : કેમ નહિ? એજેંડા પર હોય તો બંધારણનો બાધ આવતો નથી.

ગોપી : એજેંડા પર આ કામ છે કે? માફ કરજો મેં પરિપત્ર જોયેલો જ નહિ.

જાહ્નવિકા : એટલે કરવા ખાતર વિરોધ કરવાની તમારી ટેવ હજી ગઈ નહિ, ખરુ? નાદાનિયાત છોડી દો. ને કહું છું તે સાંભળો. પુરુષોએ આ પગલાંથી આપણને નીચે પાડવામાં કશું યે બાકી રાખ્યું નથી. સ્ત્રી મરી જાય ને પતિ બીજી પત્ની કરી શકે. વિધવા થયા પછી સ્ત્રીને સમાજ, જ્ઞાતિ, ધર્મ, નીતિ,–બધાનાં બંધન નડે. ને વિધુર ગમે ત્યાં, ગમે તે રીતે ફરી ફરી શકે. નહિ, નહિ. એકી અવાજે આપણે પુરુષજાતિની આ વત્તિને અટકાવી દો. નહિ તો આવતી કાલે આપણું, એમનું ને સમાજનું શું થશે તે કહી શકાય એમ નથી.

ગોપી : જનુબેન. કોઈ પણ જાતનો નિર્ણય કરતાં પહેલાં આપણે બંને પક્ષની તપાસ કરવી જોઈએ. મનમોહન શેઠને શા માટે બીજાં લગ્ન કરવાં પડયાં?

જાહ્નવિકા : આપણે કંઈ પૂછવા ગયા નથી, પણ

ગંગા : બોલ બોલ જે હોય તે કહી દેને એમાં શું ? અહીં કોની શરમ રાખવાની છે ?

વસંતિકા : રમેશકુમાર જોડે.

તરલિકા : કયા રમેશકુમાર ?

વસંતિકા : જાહ્નવિકાના પતિ !

જાહ્નવિકા : હેં...હેં...આ હું શું સાંભળી રહી છું ?

[ ફસડાઈ પડે છે ]

ગોપી, જ્યોતિ, સુશીલા : હોય નહિ ! બને જ કેમ !

ગંગા : (કાન બંધ કરી) જગતનું સત્યાનાશ વળી જવા બેઠું છે, આ તો !...

જાહ્નવિકા : કહે કહે વસંતિકા, આજે મનમોહન શેના પગલાંનો વિરોધ કરવા સભા બોલાવી, ત્યારે તું આ સમાચાર લાવી ?

વસંતિકા : એમાં હું શું કરું. કમલે પગલે ઓછાં જ મૂહૂર્ત જોવાય છે ?

જાહ્નવિકા : આપણા મંડળના બંધારણની વિરુદ્ધનું પગલું ભરતાં ગયા વરસ સુધી મંત્રીપદે રહેલાં વસંતિકા, શરમ ના આવી ? તારા જેવી સ્ત્રી જાગૃતિની હિમાયત કરનારને ધિક્કાર છે. તું ભણી, બહુ ભણી તે આટલા માટે ? કેળવણી લઈ તેં આ સંસ્કાર કેળવ્યા ? સમાજ ને ભારરૂપ એ વસંતિકા બોલ, ભગિની મંડળના હાજર રહેલા મેંબરો, જવાબ આપો, સારાયે માનવજગતની બેનો બોલો, બોલો વસંતિકા કરતાં હું કઈ રીતે ઉતરતી છું ? મારામાં શેની ઉણપ છે ? શું નથી ? રૂપ, ગુણ, સંતાન, રૂઆબ, સંસ્કાર...શેની ખામી છે ? બોલો જવાબ આપો. તો પછી આવા ભણેલા પતિના મારી હયાતીમાં જ લગન શા માટે, બીજા લગન શા માટે ?

વસંતિકા : તે એમને જઈ પૂછો.

ગંગા : અભિમાન ન કર વસંતિકા. રમેશકુમારને તારી ઉંમરમાં વચનો ઘણો તફાવત છે. જનુ-બેન સાચું કહે છે. પુરુષની વિલાસિતાનું આ પરિણામ છે.

જ્યોતિ : એટલે અર્થ તો એમ જ થયો કે આપણે પ્રગતિ કરીએ છીએ તે માત્ર સંસ્કારી દેખાવાનો દંભ છે, હડહડતું જૂઠાણું છે. હવેથી તો આપણે આદિ માનવો જેવાં બનાવી છીએ...આનો કંઈ ઉકેલ આણ, વસંતિકા!

તરલિકા : જગતની કોઈ શક્તિ આનો ઉકેલ આણી શકે એમ નથી, જ્યોતિ. બધા પ્રશ્નો પડશે, પણ સ્ત્રી પુરુષના સંબંધનો પ્રશ્ન સહુથી મહાન છે, એટલે સમાજનો મટી એ સવાલ વ્યક્તિનો બની રહે છે. આપણે શું કરી શકીએ એમ નથી.

વસંતિકા : તમારે બધાંને કહેવું હોય તે કહો. જનુબેન રમેશકુમારને ન રાખી શક્યાં એ જ એનો ઉકેલ છે, એમાં મારો શો વાંક ? હું શું કરું ? તમે મને ધિક્કારો, મારો વિરોધ કરો, મેંબરમાંથી મને dismiss કરો—કરવું જેને હોય તે તે કરી લે મને એની પરવા નથી. આ સમાચાર કહેવા આવી'તી ને હું તો આ ચા...લી.

[ ગુસ્સામાં જતી રહે છે. ]

જાહ્નવિકા : વસંતિ...કા ! પેલા ભવની મારી શોક્ય રાંડ !

[ પડદો ]

# પુનરાગમન

લેખક : શ્રી. ચંદ્રગુપ્ત વિદ્યાલંકાર
અનુ : ' राजेन्द्र '

હવે તો વાસિલીની ગણના એક બહાદૂર સિપાહી તરીકે થતી હતી. મૂળ તો તે ખારકોવની નજીક આવેલા લિખોવિડોવકા નામના ગામડાનો એક આગેવાન કિસાન હતો. બિયારણ, ખાતર, પશુરોગ, ઈત્યાદિનું તેને સારૂં એવું જ્ઞાન હતું અને તેથી જ ગામડામાં તેની પ્રતિષ્ઠા અને ધાક કંઈક વિશેષ પ્રમાણમાં હતાં. ગ્રામજનોને મફત કિંતુ બહુમૂલ્ય સલાહ આપતો હોવાથી બધા જ તેને ચાહતા. સૌ કોઈને માટે તેનાં દ્વાર હમેશા ખુલ્લાં જ હતાં. ઈ. ૧૯૪૧ ના જૂનની ૨૦મી તારીખે જર્મનીએ રૂશીઆ પર અચાનક આક્રમણ કર્યું, અને તે જ દિવસે ખેડૂ વાસિલી રાષ્ટ્રિય સેનામાં ભરતી થયો. પોતાની સુંદર પત્ની અને બે વહાલી પુત્રીઓની વિદાય લઈને તે ખારકોવ ભણી ચાલી નીકળ્યો, માભોમના દુશ્મનોને હણવા.

ટૂંક સમયમાં જ વાસિલીએ સાબીત કરી બતાવ્યું કે તે ઉત્તમ શ્રેણીનો સિપાહી પણ બની શકે છે. તેની વીરતા, અડગતા અને નિષ્ઠાની કદર રૂપે તેને ઊંચો હોદ્દો આપવામાં આવ્યો અને રણમોરચે મોકલી દેવામાં આવ્યો. પૂરા ૨૮ માસ સુધી વાસિલી મોરચા પર રહ્યો. આ લાંબો ગાળો રૂશીસેનાને માટે કમનસીબ હતો. રૂશીફોજને જર્મન ટોળાં એકધારી રીતે પાછા હઠાવતાં જતાં હતાં. પીછેકૂચ કરતાં કરતાં પણ રૂશીફોજને કેટલાં યે કામો ત્વરાથી કરવા પડતા હતા. દુશ્મનના હાથમાં કોઈ પણ એવી વસ્તુ પડવી ન જોઈએ જેથી તેનું બળ વધે, અને એ માટે રૂશીઓ હમેશા પ્રયત્નશીલ રહેતા. રૂશી નાગરિકોને કઈ કઈ વસ્તુઓ જરૂરની છે. અને કેવી ચીજો દુશ્મનદળને કામ આવી શકે તેવી છે, એ વિષયમાં વાસિલી એક વિશેષજ્ઞ મનાવા લાગ્યો. સૈન્યમાં તેની વિશેષ કદર થતી ગઈ.

આથી વાસિલીને એ નુકસાન થયું કે તે પોતાના લશ્કરને માટે લગભગ અપરિહાર્ય બની ગયો. પોતાને ઘેર જવા માટે તેને થોડી પણ રજા મળવાની સંભાવના રહી નહિ. જેમ કોઈ મોટી રણગાડીને લડાઈના મેદાનમાંથી દૂર લઈ જવાની કલ્પના પણ ન કરી શકાય, તેમ વાસિલીને માટે યુદ્ધમોરચો છોડવાનું કામ અશકય બની ગયું.

પીછે હઠ કરતાં કરતાં ધીખતી ધરા કરવાની રશીઅન નીતિએ જર્મન લશ્કરનું ભાન ભૂલાવ્યું. તેમનો ખોફ રૂશી ધીરોને બદલે હવે દ્વિગુણીત જોરથી અસહાય અને નિર્દોષ રૂશી બાલકો, સ્ત્રીઓ અને વૃદ્ધો પર ઉતરવા લાગ્યો. રશીઅન ગેરીલાઓ જર્મન ફોજને એટલી હેરાન પરેશાન કરી મૂકતા કે ઘણી વાર તો તેમનો વિજય પરાજય કરતાં પણ મોંઘો પડી જતો. આનો ગુસ્સો જર્મનો નિરાધાર ગ્રામજનો પર કાઢતા. પરિણામ એ આવ્યું કે રૂશીઓ અને જર્મનો પરસ્પર નફરત અને કિન્નાની લાગણી કેળવવા લાગ્યા. રૂશી અને જર્મનોની દુશ્મનાવટ સાપ-નોળિયાની વેરવટ કરતાં પણ અધિકી વેરી બની ગઈ.

રૂશી કિસાનો પર સીતમની ઝડીઓ વરસાવનાર કોઈ જર્મન સિપાહી રૂશી સૈનિકોના પંજામાં ભાગ્યયોગે સપડાઈ જાય તો તેની બહુ બૂરી વલે થતી; પરંતુ વાસિલી પોતાના સાથીઓને આવા જર્મન સિપાહીઓ પર જુલમ ગુજારતાં વારતો. તે કહેતોઃ " જો આપણે પણ જર્મનોની જેમ જંગલી પશુ બનીશું તો પછી આપણામાં અને નાઝીઓમાં ફેર શું રહ્યો ? આપણા માદરેવતનને, આપણી બહાદૂર રાષ્ટ્રિય ફોજ સંસ્થાના ગૌરવને લાંછન લગાવે તેવું કોઇ પણ કાર્ય આપણે કરવું જોઇએ નહિ. "

ક્રમશઃ જર્મન ધાડાંઓ રશીઆની ભૂમિ પર આગળ ને આગળ ધપતાં ગયાં. વાસિલીનું ગામડું, કસ્બો અને પ્રાંત સંપૂર્ણતઃ જર્મનોના કબજા હેઠળ આવી ગયાં. વાસિલીને પોતાની પત્ની અને

બાળકો તરફથી કોઈ પણ જાતના સમાચાર મળતા બંધ થઈ ગયા. વાસિલીના મગજમાં એક જાતનું ખુન્નસ ઊભરાઈ આવ્યું. કેટલી યે વાર તે હિંમતથી મોતના પંજામાં ઝંપલાવતો, અને દરેક વખતે તે પોતાનું કાર્ય સફળતાથી પાર પાડીને જીવતો પાછો ફરતો. આખરે વાસિલીને આ યુદ્ધની એક ભીષણ અને વીરતાભરી સ્તાલિનગ્રાડની લડાઈમાં ભાગ લેવાનું સદ્ભાગ્ય સાંપડ્યું. હજારો તોપો, સેંકડો રણગાડીઓ અને અગણિત યુદ્ધવિમાનોમાંથી દિનરાત વરસી રહેતી અગ્નિવર્ષાએ સ્તાલિનગ્રાડની ગગનચુંબી ઈમારતોને ધરાશાયી કરી નાખી; પણ વાસિલી જેવા કેટલા યે વીર રૂશી લડવૈયાઓએ સ્તાલિનગ્રાડના જંગમાં શૌર્યનું એક નવું જ ધોરણ સ્થાપિત કર્યું. સ્તાલિનગ્રાડ ભૂમિસાત થઈ ગયું; પણ વિજય તો સ્તાલિનગ્રાડને વર્યો. કેવો ગૌરવશાળી એ વિજય હતો !

સ્તાલિનગ્રાડના વિજયે જાણે રૂશનું ભાગ્ય પલટાવી દીધું. યુદ્ધની દેવી હવે બીજા પક્ષે પ્રસન્ન થઈ. વાસિલીની બટાલિયનના કમાંડરથી વાસિલીની વીરતા કાંઈ છાની નહોતી. રૂશી સિપાહીને મળતું સૌથી મહાન ગૌરવશીલ માન– સ્તાલિનક્રોસ વાસિલીને અર્પણ કરવામાં આવ્યો. સાથોસાથ તેને એમ પણ જણાવવામાં આવ્યું કે તેની બટાલિયન હવે ખારકોવ તરફ કૂચ કરી રહી છે અને ખારકોવ પહોંચ્યા પછી તરત જ કુટુમ્બીજનોને મળવા માટે તેને દસ દિવસની રજા મળી શકશે.

રણાંગણ પરથી ભાગી છૂટતા જર્મનોનો પીછો પકડતી-રૂશી સેના વીજળિક ઝડપથી ખારકોવ આવી પહોંચી. ત્યાં ખબર આવી કે વાસિલીનું ગામડું હજી જર્મનોના કબજામાં છે. પોતાના કમાંડરની રજા લઈને ખાસ ચૂંટી કાઢેલા સિપાહીઓને દોરતો વાસિલી તે જ રાત્રે પોતાના ગામ તરફ રવાના થઈ ગયો.

વાસિલી અને તેના સાથીઓ ક્રિખોવિડોવકા પહોંચ્યા ત્યારે પ્રભાત થઈ ગયું હતું, પણ સૂર્ય ઘેરી ધૂમસમાં છુપાઈ ગયો હતો. આકાશમાંથી જોરથી બરફ વરસી રહ્યો હતો. તો પણ દૂરથી ગામના કેટલાક ભાગમાંથી નીકળતો સખત ધુમાડો અને આગના ભડકા તેઓ સ્પષ્ટ જોઈ શક્યા. તેઓ સમજી ગયા કે જર્મનો ભાગી ગયા છે, પણ નાસતા પહેલાં ગામને આગ લગાડતા ગયા છે. સદ્ભાગ્યે બરફ વરસવાને લીધે આગ જોરશોરથી ફાટી નીકળી નહોતી.

સૌથી પહેલાં વાસિલી અને તેના સાથીઓએ આગ બૂઝવવામાં ગ્રામજનોને મદદ કરી. બરફ પહેલાં કરતાં પણ વધારે પ્રમાણમાં વરસતો હતો. તેથી આગ બૂઝાવવાનું કામ આસાન બની ગયું. આ કામ કરી લીધા પછી તરત જ વાસિલીના હૃદયમાં પોતાને ઘેર જઈ પોતાની પત્ની અને બાળકોને મળવાની તીવ્ર ઇચ્છા થઈ આવી. તેણે ઘરભણી પગ ઉપાડ્યા, ત્યાં તો બાજુના અર્ધદગ્ધ મકાનમાંથી કોઈ સ્ત્રીનો કરુણ વિલાપ તેણે સાંભળ્યો. વાસિલીનું હૃદય ફરી ઊઠ્યું. તે તરત જ મકાનમાં પેઠો.

મકાનનો પાછળનો ભાગ બળ્યો નહોતો. તે ભાગમાં રુદન કરી રહેલી એક સ્ત્રીને વાસિલીએ જોઈ. તેની આંખો લાંબા કાળથી રોઈને રક્તરંગી બની ગઈ હતી. જાણે તેની સઘળી શક્તિ રોવાને લીધે હણાઈ ગઈ હતી. વાસિલીને જોઈને ફરીથી તે બોર બોર જેવડાં આંસુ સારવા લાગી.

વાસિલીએ પૂરા ૨૯ મહીનાથી રૂશી-જર્મન જંગ જોયો હતો અને કેટલાં યે ઘોર ભયંકર દૃશ્યોનો તે સાક્ષી બન્યો હતો, પણ આવું કરુણ ચિત્ર તેણે કદી નિહાળ્યું નહોતું. ઘરની પાછલા ભાગમાં નાનકડા વાડામાં શ્વેત બરફનો ગાલીચો પથરાઈ ગયો હતો અને તેની ઉપર બે માસૂમ બાળકોની અધબળી કાળી લાશ પડી હતી. ૭ વર્ષનો છોકરો અને ચાર વર્ષની ફૂલની કળી શી બાળકી જર્મન હેવાનિયતનો ભોગ બન્યાં હતાં. મા બોલી. " કાલે રાત્રે જ્યારે જર્મનો નાઠા ત્યારે અમારા

મકાનોને સળગાવતા ગયા. અમે બધા તો ભાગીને છૂપાઈ ગયા હતા. મને હતું કે મારાં બાળકો પોતાની કાકીને ઘેર સંતાયા હશે, પણ તે તો આટલામાં ક્યાંક રમી રહ્યાં હતાં. હું અભાગણી સામેના ખંડિયેરમાં છૂપાઈ ગઈ હતી. ત્યાંથી હું બધું જોઈ શકતી હતી. ઘરમાં આગ લાગેલી જોઈને બાળકો દોડતાં ઘર પાસે આવ્યાં અને એકબીજાને વળગીને ભયભીત નયને આમ તેમ જોઈ રહ્યાં હતાં. તે જ વખતે પાંચ સાત જર્મન લશ્કરીઓ ત્યાં આવી પહોંચ્યા અને તેમને પકડયા. હું મારાં બાળકોને જોઈને તેમને લેવા ખંડિયેરમાંથી બહાર નીકળતી હતી ત્યાં તો આ જર્મનોને આવેલા જોઈને ફરીથી સંતાઈ ગઈ. હું માનતી હતી કે બાળકોને તે લોકો શું કરવાના છે? છેવટે છોડી જ દેશેને? પણ તે રાક્ષસોએ તો તેમને ઉપાડીને એકદમ આગમાં ફેંક્યાં. સળગતા મકાનના પ્રકાશમાં હું સઘળું જોઈ રહી. મારા આ કાનો મારાં કુમળાં બાલુડાંઓની અંતિમ ચીસો સાંભળતાં પહેલાં ફૂટી ન ગયા. બાળકોને આગમાં ફેંકીને તરત જ જર્મનો તો ચાલી નીકળ્યા. મેં બહાર નીકળીને ચીસો પાડી અને લોકો તરત જ દોડી આવ્યા. તેમણે મારાં લાડકાંઓને આગમાંથી કાઢયાં તો ખરાં, પણ કેવી સ્થિતિમાં, તે તમે જુઓ છો."

વાસિલી આ કરુણ વાતાવરણમાં ઝાઝીવાર થોભી શક્યો નહિ. તેને થયું કે જો તે આ નિર્દોષ બાળકોની અધબળી લાશ જોતો અહીં ઊભો રહેશે તો જરૂર માંદો બની જશે એક શબ્દ પણ બોલ્યા વિના તે ગંભીર થઈને પાછો વળી ગયો અને પોતાના ઘર તરફ ચિંતાતુર થઈને દોડયો. થોડી જ વારમાં તે પોતાના ઘર પાસે આવી પહોંચ્યો. તેના ઘરને આગે અડ્યું નહોતું એ જોઈને તેને કંઈક શાંતિ થઈ. ઘરની પાછળ આવેલો નાનકડો બાગ પણ સહિસલામત હતો. પણ તરત જ તેણે જોયું કે બધે સ્મશાન-શાંતિ પથરાઈ ગઈ હતી. જાણે મોતનો સન્નાટો!

આંગણામાં જઈને તેણે કમાડ ખખડાવ્યાં, પણ જવાબ ન મળ્યો. ફરીથી તેણે જોરથી બારણા પર હાથ ઠોક્યા. બીજી વાર, ત્રીજી વાર, ચોથી વાર...પણ કાંઈ અવાજ સંભળાયો નહિ. આવી ઘોર શાંતિ વાસિલીથી સહી ગઈ નહિ. તેણે જોરથી રાડ પાડી, 'અન્ના! પ્યારી અન્ના!" અન્ના તેની પત્નીનું નામ હતું. તેની બૂમમાં વિચિત્ર કંપ મિશ્રિત થયો.

પાછળથી અવાજ આવ્યો, 'કોણ, ભાઈ વાસિલી?'

વાસિલીએ પાછું વાળીને જોયું. તેનો બુઢ્ઢો પડોશી સોબર નજરે પડયો. વાસિલીએ વ્યાકૂળ સ્વરે પૂછ્યું, 'ઓહો, સોબરકાકા! મારી અન્ના ક્યાં છે? લીઝા અને માયો ક્યાં છે? કહો, કહો, જલદી કહોને!'

સોબરે જવાબ આપ્યો, 'બાગની પાછળની તળાવડીના ઘેરા ઝાંખરામાં સંતાઈ બેઠી છે. તમારા ઘરને જર્મન કમાંડરે પોતાનો અડ્ડો બનાવ્યો હતો. તેના ડરની મારી તે આજ સુધી સંતાઈ રહી છે. જરા ઊભા રહો, હમણાં હું તેને બોલાવી આવું.'

વાસિલીના જીવમાં જીવ આવ્યો. મોટી ઉદ્વિગ્નતાની સાથે તે રાહ જોતો થોભ્યો. થોડી જ વારમાં તેણે એક સ્ત્રીને પોતાની તરફ આવતી જોઈ. અરે, શું આ જ અન્ના છે! જ્યારે તે લશ્કરમાં જોડાયો ત્યારે અન્નાને તે યુવતીની હાલતમાં છોડીને ગયો હતો. એ જ સુંદર અન્નાનો ચહેરો આજે ફિક્કો પડી ગયો હતો તેનો હાથ ઝીલીને ફૂશ થઈ ગયેલી બાલિકા ચાલી આવે છે. તે માયી હોવી જોઈએ. અત્યારે પાંચ વર્ષની તે જણાય છે. પત્નીને જોઈને વાસિલીનો ચહેરો મલકી ઊઠ્યો. તે તરત જ તેની પત્નીને મળવા દોડયો. પણ આ શું? અન્ના આટલી ખિન્ન કેમ જણાય છે? પોતાની નાની પુત્રીને ગોદમાં લઈને તેણે અન્નાને પૂછ્યું: "લીઝા ક્યાં છે? હવે તો તે બહુ મોટી થઈ ગઈ હશે!"

અન્નાની નિષ્પ્રાણ આંખો પર આંસુનાં તોર-

ણિયાં બંધાયાં. તેણે બોલવાનો પ્રયત્ન કર્યો, પણ ડૂમો ભરાઈ આવ્યો. તેના હોઠ જરાક ફફડીને રહી ગયા. કંપતી આંગળીઓ તેણે બાગની દિશા તરફ બતાવી· વાસિલી સમજ્યો કે લીઝા માંદી છે. અન્નાની આંગળી પકડીને તે બાગ તરફ ચાલ્યો બુઢ્ઢો સોબર પાછળ આવતો હતો.

બાગ તરફથી છવાયેલો હતો. ક્ષણભરને માટે વાસિલીને થયું કે તે સ્વપ્નું જોઈ રહ્યો છે. થોડી જ વાર પહેલાં જોયેલું મહાભયંકર અને હૃદયવિદારક દૃશ્ય જાણે તેનો પીછો જ પકડી રહ્યું હતું. અહીં પણ એક ખૂણામાં શ્વેત હિમ પર એક બાલિકાની અધજલી લાશ પડી હતી.

સહસા અન્ના ચીસ પાડીને રોવા લાગી. નાની માર્યો ડૂસકા ભરતી હતી. બુઢ્ઢા સોબરની આંખો પણ ભરાઈ આવી. ત્યારે જ વાસિલીને ખ્યાલ આવ્યો કે તે સ્વપ્નું નહોતો જોતો. સામે પોતાની પ્યારી પુત્રી લીઝાની જ લાશ પડી હતી. લીઝા સાચેસાચ મોટી થઈ ગઈ હતી અને તેનું બદન ખીલી નીકળ્યું હતું. કાલ સુધી તે જીવતી હતી. પૂરા ૨૯ મહિનાથી પિતાના પુનરાગમનની તે ઝંખના કરી રહી હતી...અને આજે ?

વાસિલી એકાએક ગંભીર બની ગયો. સિપાહીની પૂરી ચેતના જાગૃત થઈ ગઈ આક્રંદ કરતી પત્નીના ખભે હાથ મૂકીને તેણે કહ્યું, ' અન્ના ધીરજ ધર અને મને કહે કે આ થયું કેમ ? '

અન્ના બોલી શકી નહિ. તેણે સોબર તરફ જોયું. સોબરે ગળું ખંખેરીને કહ્યું, ' જર્મન કમાંડરે તમારા ઘરને પોતાનો અડ્ડો બનાવ્યો ત્યારે અન્ના પોતાનાં બચ્ચાંઓ સાથે પાછળની સુકાઈ ગએલી તલાવડીની ઝાડીમાં છુપાઈ ગઈ. ગામના બધા લોકોએ નક્કી કરેલું કે અન્નાનો પતિ ફોજી અફસર છે તેમ જર્મનો જાણે નહિ. અન્ના અને તેના બાળકોએ એટલી તકલીફો—'

વાસિલી વચ્ચે જ બોલી ઊઠ્યો, ' કાકા, એ વાત છોડો. મને કેવળ એ જ બતાવો કે લીઝાને શું થયું ? ' એમ કહી તે લીઝાના શરીરની પાસે બેસી પડયો અને તેના અર્ધબળ્યા મુખ પર હાથ ફેરવવા લાગ્યો.

ક્ષણભર સોબર મૌન રહ્યો. પછી આ કડવા સમાચાર આપવાને શબ્દો એકઠા કરતો તે બોલ્યો, ' પરમ દિવસે જર્મન કમાંડરનો જન્મદિવસ હતો. રાત્રે તેણે પોતાના દોસ્તો સાથે ખૂબ જ શરાબ પીધો. જ્યારે બધા ચાલ્યા ગયા અને પોતે એકલો રહ્યો ત્યારે તેણે પોતાના અર્દલીને કોઈ છોકરીને પકડી લાવવા ફરમાવ્યું. મધરાતનો વખત હતો, અર્દલીને અન્ના અને તેનાં બાળકો સંતાયા હતાં તે જગ્યાની ખબર હતી. તે બદમાશ ત્યાં જઈ પહોંચ્યો. બધા ઘેરી નિદ્રામાં હતાં. અન્નાને ઉપાડી જવાની તો તેની હીંમત ન ચાલી, પણ ચૂપચાપ તે ૧૪ વર્ષની લીઝાને ઉપાડી ચાલ્યો. તરત જ લીઝા જાગી ગઈ, પણ તેનું મોં દબાવી દીધું, જેથી તે ચીસ ન પાડી શકે, લીઝા ફક્ત ૧૪ જ વર્ષની હતી પણ તેના શરીરનો વિકાસ સારી પેઠે થઈ ગયો હતો. જર્મન કમાંડર તેના પર બલાત્કાર કરવા ધસી ગયો ત્યાર પહેલાં તો તેને ઘણી યાચના કરી; પણ એ શેતાન માન્યો નહિ અને લીઝાને પોતાની પાસે ખેંચી. લીઝાએ તેના ગાલ પર એટલા જોરથી બટકું ભર્યું કે એક ગાલ કપાઈ ગયો.

' તે ઓફીસરે તરત જ ક્રોધથી પોતાની પીસ્તોલ ખેંચી કાઢી અને લીઝાને ગોળીમાર કરી મારી નાખી. જ્યારે મદિરાનો નશો ઉતર્યો ત્યારે તેને પોતાની ભૂલ સમજાઈ. પોતાનો આ ગુન્હો છૂપાવવા તેણે લીઝાને કામળામાં લપેટી તેના પર પેટ્રોલ છાંટી આગ લગાડી. '

આટલું બોલી સોબર ચૂપ થઈ ગયો. આ બધું સાંભળીને વાસિલી ચૂપચાપ બેસી રહ્યો ન તો તેણે ચીસ પાડી કે ન તો તે રોયો. અનિમિષ નયને તે પોતાની લાડકી લીઝાના અર્ધદગ્ધ દેહ પ્રતિ તાકી રહ્યો.

અહસા વાસિલીને થયું, મસળી નાખેલા પુષ્પ સમી સામે પડેલી લીઝા એ લીઝા નથી. એ તો મહામહિમાશાલિની મા રૂશ માતાના હજારો લાખો નિરાધાર બાળકોનું પ્રતીક છે, અને કયા મહાદાનવે રૂશ માતાના ઘરના વિશાળ આંગણાને એક મહારમશાનના રૂપમાં પરિણત કરી દીધું છે તે પોતે બરાબર જાણે છે.

તરત જ વાસિલીના દેહમાં એક નૂતન શક્તિની ઝલક ઊભરાઈ આવી. તે એકદમ ઊભો થઈ ગયો. માર્થાને પ્યાર કરીને અનાની વિદાય લઈને તે ચાલી નીકળ્યો, ખારકોવ ભણી. વાસિલીએ પોતાની બટાલિયના કમાંડરના મદદ આશ્ચર્ય વચ્ચે તેને પોતાની રજા રદ કરવાની વિનંતિ કરી. જ્યાં સુધી વિગ્રહ ચાલુ છે ત્યાં સુધી એક દિવસની છુટ્ટી પણ હવે તેને હરામ હતી. ૨૯ મહિના શું, ૨૯ વર્ષ કેમ નથી થતા ? નાઝી જર્મનીની લડાઈ પૂરી થયે જ તે જંપશે.

× × ×

વાસિલી હવે તદ્દન બદલાઈ ગયો હતો. તેની બહાદુરી માટે બે મત હતા જ નહિ. પણ હવે તો તે વધારે ઝનુની બની ગયો હતો. ' જર્મન ' શબ્દ પર જ તેને નફરત થઈ ગઈ હતી. કોઈ પણ જર્મન તેના હાથે મરાતો ત્યારે તેનું હૃદય શાંત થતું. ન જાણે રૂશી ફોજમાં આવા કેટલાયે વાસિલીઓ હતા, જેમનામાં પ્રતિહિંસાની આગ સદૈવ ભભૂક્તી રહેતી. પણ વાસિલી હવે પહેલાંની જેમ જોખમમાં ઝંપલાવવાનું અવિચારી સાહસ કરતો નહિ. તેનામાં હવે જિંદગી પ્રત્યે એક જાતનો મોહ ઉત્પન્ન થયો હતો. હવે તે જીવતો રહેવા ઇચ્છતો હતો, જેથી બને તેટલા જર્મનોનો તે સંહાર કરી શકે

તેની બટાલિયન જર્મનીના ફ્રેંકફોર્ટ નગર સુધી પહોંચી ગઈ. હવે ત્યાં જબરો ઘમસાણ્યો ખડો થયો. હિટલરનું ફરમાન હતું કે કોઈ પણ જર્મન સૈનિકે પીછેહઠ કરવી નહિ કે રશીઅન ફોજને શરણે જવું નહિ. તેનો સ્પષ્ટ હુકમ હતો કે લડતાં લડતાં જાન આપો, પણ પાછા પગલાં ભરતા નહિ. આમ હોવાથી યુદ્ધ વધુ ઘમસાણ અને ભયાનક બન્યું.

સૌથી વધુ કફોડી તો જર્મન નાગરિકોની હતી—ખાસ કરીને બાળકો, સ્ત્રીઓ અને વૃદ્ધોની. ફ્રેંકફોર્ટ છોડીને ભાગી શકાય તેમ તો રહ્યું નહોતું. નગરની એકેએક ઈમારત કિલ્લેબંદીનું કામ કરી રહી હતી. રશી હવાઈ જહાજો રણગાડીઓ અને મોટી તોપો ફ્રેંકફોર્ટને જમીનદોસ્ત કરી રહી હતી.

આજ સવારે વાસિલીએ હર્ષથી જર્મનીનું પતન નીરખ્યું. તેની આંખો સામે જ સેંકડો જર્મનો સૈનિકો અને નાગરિકો હણાતા હતા. ફ્રેંકફોર્ટના રશીઓએ બહુ બૂરા હાલ કર્યા હતા. છેલ્લાં ૪૪ મહિનાથી વાસિલી આ દિનની રાહ જોતો હતો.

સાંજ પડી ગઈ હતી. ફ્રેંકફોર્ટ ભડકે બળતું હતું. જર્મન નગરના હાલહવાલ જોવા વાસિલી એકલો જ ગામમાં ફરવા નીકળી પડયો. આગની ભભૂકતી જ્વાળાઓ તેના હૃદયને અપૂર્વ શાંતિ આપતી હતી. તે બળી રહેલા એક વેરાન મહોલ્લામાં જઈ પહોંચ્યો. અચાનક તેણે સળગતા અગ્નિના સુસવાટા વચ્ચે કોઈના રૂદનનો કરૂણ અવાજ સાંભળ્યો. જ્વાળાઓના ધૂ-ધૂ ધ્વનિની તુલનામાં આ અવાજ ઘણો ક્ષીણ અને કોમળ લાગતો હતો. પણ રૂદનમાં રહેલી ઘેરી દ્રાવકતાને લીધે તે અવાજ જુદો જ તરી આવતો હતો. વાસિલીનું હૃદય પણ આ કરૂણ અવાજ સાંભળીને કંપી ઊઠયું.

તેણે ધ્યાનથી સાંભળ્યું, તો તે અવાજ બાજુના સળગી રહેલા ઘરમાંથી આવતો લાગ્યો. ક્ષણભર થંભીને વાસિલી તે મકાનમાં પેઠો. આગના ભડકાઓએ રાત્રીમાં પણ ઘરમાં અજવાળું ફેલાવ્યું હતું. ઝગમગતા પ્રકાશમાં તેણે ખરેખર કરૂણ દૃશ્ય નિરખ્યું. એક જર્મન યુવતી મરેલી પડી હતી. તેની છાતી પર ઢળીને કોમળ ફુલશી એક અઢી ત્રણ વર્ષની બાલિકા ન જાણે કેટલાયે વખતથી રડી રહી હતી. વાસિલીએ તરત જ તેને તેડી લીધી. તેને ગોદમાં લેતાં જ તે રડતી બંધ થઈ ગઈ. પણ

કલાકોના આક્રંદની પ્રતિક્રિયા રૂપ ડૂસકાં હજી પણ તે ભરી રહી હતી. રહી રહીને તે અધિક કરુણ સ્વરે ચીસો પાડતી હતી.

હવે ઘરમાં આગ ફેલાઈ જતી હતી. વાસિલી તરત જ તે બાળકીને લઈને બહાર નીકળી ગયો. બહાર નીકળતાં જ તેના ધ્યાનમાં આવ્યું કે તે લિખોવિડોવકામાં નહિ પણ ફ્રેંકફોર્ટમાં છે; અને ફ્રેંકફોર્ટ તો પોતાના સાથીઓએ જીતેલું પહેલું દુશ્મન શહેર છે.

તેણે આ દુશ્મનની બાલિકા સામે ક્રોધથી જોવાનું ઇચ્છયું, પણ પ્રયત્ન કરવા છતાં પણ તે ઉશ્કેરાઈ શક્યો નહિ. બાળકીએ તો હવે રોવાનું તદ્દન બંધ કરી દીધું હતું. વાસિલી તરફ મંદ મંદ હસીને તે ધીમેથી બોલી, 'પપ્પા!' કેટલો નિષ્કલંક અને મધુર સૂર હતો!

વાસિલીએ છેલ્લા ૪૪ મહિનામાં એક વાર પણ આવો મધુર અવાજ સાંભળ્યો નહોતો કે આવું મીઠું હાસ્ય જોયું નહોતું. આજથી ૪૪ મહિના પહેલાં તે લડાઈમાં જોડાયો ત્યારે માયો પણ આવું જ મધુરું બોલતી. પણ માયો યાદ આવતાની સાથે તેને લીઝા પણ યાદ આવી. એક જર્મન પિશાચે કેટલી ક્રુરતાથી તેનો જીવ લીધો હતો! અને આ બાળકી પણ કોઈ જર્મનની જ છે ને?

વાસિલીનું હૃદય ક્રોધથી ધ્રુજી ઊઠયું. તેણે ઇચ્છયું કે પોતે અંતરની સંપૂર્ણ પ્રતિહિંસાને જગાવીને પોતાને એક ક્રૂર પશુ બનાવે—એક એવો ક્રૂર પશુ કે જે આ નાનકડી બાળકીના તલ તલ જેટલા ટુકડા કરી નાખે. તેમ ન થઈ શકે તો કમમાં કમ પેલા શેતાન જર્મનોની જેમ તેને ભભૂકતી જ્વાળામાં ફેંકી દે.

બાળકી પુનઃ બહુ જ મીઠા સ્વરે બોલી, 'પપ્પા!' ક્ષણભર રહીને પોતાની કાલી ભાષામાં કહ્યું: 'પપ્પા, મને બહુ ભૂખ લાગી છે.'

વાસિલીને થયું કે પોતે નિર્બળ બની રહ્યો છે. પોતાના સંપૂર્ણ સૈનિકપણાને એકત્રિત કરીને તેણે ચાહ્યું કે પોતે કંઈ ન કરી શકે તો છેવટ તે બાલિકાને ત્યાં ને ત્યાં છોડીને જતો રહે. જબરદસ્તીથી હૃદયમાં ક્રૂરભાવ લાવીને તેણે તેને પોતાની ગોદમાંથી ખેંચી કાઢવા પ્રયત્ન કર્યો. પણ બાલિકાએ તેને પોતાનો 'પપ્પા' જ ધારી લીધો હતો. તેનો પિતા સૈન્યમાં જોડાયો હશે અને ઘણા દિવસથી તેણે તેને જોયો નહિ હોય. તે એકદમ વાસિલીની કોટે બાઝી પડી અને પ્રેમથી 'પપ્પા! પપ્પા!' કહેવા લાગી.

તો પણ વાસિલીએ પરાણે નિર્દયતા ધરીને એક ઝટકાથી તેને પોતની છાતીથી અલગ કરી દીધી. તેને એ નિર્જન, સુમસામ, સળગતી સડક પર છોડીને ત્વરાથી ભાગી જવાનું ધાર્યું.

બાલિકા ક્ષણભર તો શાંત થઈ ગઈ; પણ ફરીથી અસહાય કંઠે 'પપ્પા! પપ્પા!' પોકારતી જમીન પર પછડાઈ.

વાસિલી એક તૂટી પડેલી દિવાલને ઓથે રહીને આ જોઈ રહ્યો હતો. 'પપ્પા! પપ્પા! પપ્પા'ના કરુણ આર્તનાદે તેનું હૃદય વિદારી નાખ્યું. જર્મનોથી ન હારનારો વાસિલી આ નિરાધાર બાળકીથી પરાસ્ત થયો. તેની મા મરી ગઈ હતી, બાપ પણ લડાઈમાં મરી ગયો હશે. ન જાણે કેટલાય સમયથી તે ભૂખી હશે, તરસી હશે. એ બધું ભૂલીને તે પોતાના આ કલ્પિત પપ્પાને પોકારી રહી હતી.

દિવાલ પાછળથી વાસિલી એકદમ બહાર નીકળ્યો અને અંત્યંત પ્યારથી તે બાળકીને તેણે તેડી લીધી.

...યુદ્ધ બાદ જ્યારે વાસિલી પાછો પોતાને ગામ આવ્યો ત્યારે પોતાની ૧૪ વર્ષની લીઝાની જગ્યાએ ૩ વર્ષની એક બીજી બાળકીને સાથે લેતો આવ્યો. લોકોને તે કહેતો, 'મારી લીઝા રૂપ બદલીને પાછી આવી છે.'

અને તે પણ પોતાના અંતરથી ખરેખર માનતો કે એ લીઝાનું જ પુનરાગમન છે.

# આવતો દુકાળ અને તેના ઉપાયો

શ્રી. જ્યોતીન્દ્ર દવે.

'**આ** જે કંઈ હડતાલ છે કે શું ?'

કલાક થયાં બસ માટે વાટ જોઈને હું ઊભો રહ્યો હતો છતાં એક પણ બસ જતી કે આવતી દેખાઈ નહિ, તેમ જ એ રસ્તા પરનો ટ્રામવ્યવહાર પણ બંધ પડયો હોય એમ મને લાગ્યું એટલે મારી બાજુએ ઊભેલા એક ગૃહસ્થને મેં ઉપલો પ્રશ્ન પૂછયો.

'તમારે એવો પ્રશ્ન પૂછવો નહિ,' એ ભાઈએ કહ્યું. 'કેમ ?' મેં પૂછયું.

'હડતાલ કયે દહાડે નથી હોતી ? આજે કોની હડતાલ છે, એમ પૂછવું હોય તો પૂછો.' એમણે મને જવાબ દીધો.

'આજે વળી કોણે હડતાલ પાડી છે ?' મેં પ્રશ્ન સુધારીને ફરી પૂછયો.

'આજે 'તલવાર'ના નાવિકો હડતાલ પર ઊતર્યા છે,' એમણે કહ્યું.

'અને એ હડતાલ પર ઊતરેલા 'તલવાર'ના નાવિકોની તલવાર બસ ને ટ્રામ પર પણ ફરી વળી લાગે છે.' મેં કહ્યું.

'હા, લાગે છે તો એવું જ. કંઈ પણ બને છે એટલે ટ્રામ ને બસ બંધ થઈ જાય છે' એમણે ફરિયાદ કરતાં કહ્યું.

'જેમ કોઈ પણ બે વ્યક્તિ વચ્ચે ઝઘડો થાય–પછી તે પતિપત્ની હોય કે મિત્રો હોય-તો તેમાંથી કોમી રમખાણ ફાટી નીકળવાનો ભય ઊભો થાય છે, તેમ કોઈ પણ માલિક અને નોકરો વચ્ચે ઝઘડો જાગતાં હડતાલ ફાટી નીકળે છે અને કોમી રમખાણમાં નિર્દોષ મનુષ્યો હોમાઈ જાય છે તેમ બસ ને ટ્રામ એ હડતાલના બલિ બને છે.' મેં કહ્યું.

'અત્યારે આપણા દેશમાં આ હડતાલનો જે પવન ફૂંકાઈ રહ્યો છે તે બહુ જ ખરાબ ચિહ્ન છે. એને લીધે દેશ આખો હેરાનપરેશાન થઈ જશે. મોંઘોમાંહ કડવાશ વધી જશે. ધંધો રોજગાર ઠંડા પડી જશે. માણસો ભૂખે મરશે' ધીર ગંભીર સ્વરે, અદશ્ય હડતાલિયાઓને ચેતવણી આપતા હોય તેમ, એ ગૃહસ્થ બોલ્યા.

હડતાલ, હેરાનગતી ને ભૂખમરાનો વિચાર કરતો હું ઘેર આવ્યો ને 'પ્રતિમા'ના આવતા અંક માટે લેખ લખવા બેઠો. પણ હડતાલનો પવન મને પણ સ્પર્શી ગયો હોય એમ લાગે છે. હું લખવાનો પ્રયત્ન કરું છું ને મારું મન કહે છે–અંતરનો અવાજ બોલે છે–દુનિયામાં બધા જ હડતાલ પાડે છે. તું શેનો લપલપ કર્યા કરે છે ? હિંદુસ્થાનમાં દુકાળ આવી રહ્યો છે ત્યારે તને લખવાનું મન કેમ થાય છે ? હું જાણું છું કે આ દલીલ તદ્દન ભ્રામક છે. પણ લખવાનું માંડી વાળવા માટે આ મારું મન કોઈ ને કોઈ બહાનાં શોધે છે. થોડી વાર કાગળ ને કલમ આઘાં મૂકીને હું આરામ લઉં છું અર્થાત્ બહુ ટૂંક મુદતની હડતાલ પર ઊતરું છું ને પછી પાછો લખવાનો પ્રયત્ન કરું છું ને ફરી મન દલીલ કરવા માંડે છે; આ દુકાળ–દુકાળ–દેશભરમાં દુકાળ આવવાનો ! તને કંઈ થતું નથી ? તું નીરાંતે લેખ લખવા બેસશે ?'

'હોય, ઋતુ ઋતુના ધર્મ કરે, આપણે આપણું કરીએ,' બદ્રંભદ્રની આર્ષ વાણી સંભળાવી હું મનને શાંત પાડું છું છતાં કંઈ પણ લખવાનું મન થતું જ નથી. કશું જ કારણ નથી, છતાં મારે પણ હડતાલ પાડવી જોઈએ એમ મને લાગ્યાં જ કરે છે. બીજાઓ હડતાલ પાડે છે તેની આટલી બધી અસર મારા મન પર પણ થઈ છે તે જાણી મને ગભરામણ થાય છે કે મને ત્યારે ને ગમે તે રીતે હડતાલ પર ઊતરી પડી હું મારી જાતને ને આસપાસનાંને હેરાન તો નહિ કરી મૂકું ?

અને આ દુકાળ આવવાની તૈયારી કરી રહ્યો છે તેનું કારણ પણ, મને લાગે છે કે આપણે ત્યાં

જે હડતાલો પડી રહી છે તે જ છે. આકાશના ગ્રહોની અસર પૃથ્વી પર વસતાં મનુષ્યોનાં જીવન પર થાય છે. સૂર્યને લીધે રાતદિવસ ને ઋતુઓના ફેરફાર થાય છે, ચન્દ્રને લીધે સમુદ્રમાં ને પ્રેમીઓના હૃદયમાં ભરતી આવે છે ને બીજા ગ્રહો માણસનું ભાવિ ઘડે છે. એ પ્રમાણે આકાશના ગ્રહાદિકની અસર પૃથ્વીનાં પ્રાણીને પદાર્થો પર થાય છે તો પૃથ્વીના પ્રાણી ને પદાર્થોની અસર આકાશ પર પણ થાય તેમાં શી નવાઈ ? અસર હંમેશાં અન્યોન્યને પહોંચે છે. એકની અસર બીજાને થાય તો બીજાની અસર પહેલાને થયા વિના રહેજ નહિ. એટલે પૃથ્વી પર પડતી હડતાલોને પરિણામે આકાશમાં પણ હડતાલનો વાયુ વાયો. પૃથ્વી, વાયુ, અપ્, તેજ, આદિ પ્રકૃતિનાં તત્ત્વોએ પણ હડતાલ પાડવાનો ને તોફાન મચાવવાનો નિશ્ચય કર્યો. ' અનાજ વાવો, અનાજ વાવો ' એવા આપણા બૂમબરાડા છતાં પૃથ્વી માતાએ અનાજ પેદા કરવાની ના પાડી. હમણાં વરસશે એવી આશા આપતાં વર્ષાનાં વાદળો, વાટ જોતાં મનુષ્યો મોં વકાસીને ઊભાં રહે ને ઊભી રહ્યા વગર સ્ટેશન વટાવીને ધમધમાટ કરતી બસ પસાર થઈ જાય, તેમ વરસાદની ઉત્કંઠ નયને વાટ જોઈ રહેલા ખેડૂતોને નિરાશ કરીને, વીખરાઈ ગયાં. ઝંઝાવાત ને વંટોળ જગાવીને બાકી રહેલું કામ વાયુએ પૂરું કર્યું. આ સર્વને લીધે હવે દુકાળ મોં ફાડીને આવી રહ્યો છે.

ડાહ્યા માણસો આવતી આપત્તિનો પહેલેથી જ વિચાર કરી તેનો ઉપાય કરવાની યોજના ઘડી રાખે છે. તે રીતે આપણે પણ દેશ પર દુકાળ આવી પડે તે પહેલાં તેનો સામનો કરવાની તૈયારી કરવી જોઈએ. આ માટે એ વિષયમાં પ્રમાણભૂત ગણી શકાય એવા પુરુષોએ અત્યાર અગાઉ સલાહ-સૂચના વગેરે આપ્યાં જ છે. પણ એટલું બસ નથી. આ વિષય પર બોલવાનો ને સાંભળવાનો સહુને અધિકાર છે. જેને જેને કંઈ સૂચના કરવી હોય તેણે કરવી જોઈએ. કારણ કે જુદા જુદા મનુષ્યો તરફથી દુકાળની આપત્તિ અટકાવવા માટે જુદા જુદા નુસખાઓ રજૂ કરવામાં આવે તો સરવાળે દેશને તેથી ઘણો લાભ થાય. દરેક મનુષ્યની ફરજ છે કે એ પોતાના ઘરનાં માણસો ને મિત્રો તથા સગાંવહાલાંને ભેગાં કરી દુકાળ અટકાવવા માટે શું કરવું જોઈએ તેની ચર્ચા કરે. મેં પોતે મારા ઘાટી સાથે પણ આ બાબતમાં વાત કરી જોઈ છે. સવારની રોટલી વધી હોય તો તે રાતે એ ખાતા નથી. ' રોટલી ને રામા બંને ટાઢાં હોય તે ન ચાલે ' એમ ગયા યુગના એક સાક્ષર કહેતા તેના ત્યાં કદાચ એણે નોકરી કરી હોય ને તેથી ટાઢી રોટલી પ્રત્યે એને નફરત થઈ હોય એ બનવાજોગ છે. એવી સવારની વધેલી રોટલી બારી વાટે એ ફેંકી દે છે એમ મને ખબર પડી એટલે મેં એને અન્નનો આ રીતે દુરુપયોગ કરવો એ કેટલું ખરાબ કાર્ય છે તે સમજાવતાં કહ્યું ' હવે તો દુકાળ આવી રહ્યો છે. અનાજનો કણેકણ સાચવવો પડશે. આટલું પણ આપણને મળે છે તે માટે ઈશ્વરનો આભાર માનવો જોઈએ. રાંધ્યું અનાજ આપણે જો આમ ફેંકી દઈશું તો ભૂખે મરવા વારો આવશે. ' જવાબમાં ઘાટીએ કહ્યું, ' દુકાલ કાલ આવવાના હોય તો આજ આવે. મી ટાઢાં નહિ ખાશે. મી. ભૂકે મરશે, પણ ટાઢા નહિ ખાશે ! ' ' મરે ભૂખે ભાવે મૃગપતિ કદી ના તૃણ ચરે ' એવો વનરાજ સમો આગ્રહી સ્વભાવ ધરાવતા એ ઘાટીને ઘણી મહેનતે હું અનાજની સ્થિતિ કેવી કપરી છે તે આખરે સમજાવી શક્યો. દેશમાં ભૂખમરો વ્યાપવાનો ને લાખો મનુષ્યો ભૂખથી મરી જવાનો સંભવ છે એ પણ એને મેં સમજાવ્યું. આખરે એ જરા પીગળ્યો ને જો કે ટાઢી રોટલી ખાવાનું તો કોઈ પણ રીતે એણે કબૂલ ન જ કર્યું, પણ એ રોટલી ફેંકી દેવાને બદલે ઘરનાં માણસો બીજે દહાડે ખાઈ શકે તે ખાતર સાચવી રાખવા એણે તૈયારી દર્શાવી.

દેશમાં દુકાળ આવશે તો શું થશે, એમ કરીને ગભરાવાની જરૂર નથી. આપણા દેશને દુકાળ

અજાણ્યો નથી ને દુકાળને આપણો દેશ અજાણ્યો નથી. બંનેને લાંબા વખતથી એકબીજાનો પરિચય છે. પહેલાં એ આવતો તે અમુક પ્રદેશનો મર્યાદિત પ્રવાસ પૂરો કરીને ચાલ્યો જતો. આ વખતે આખા હિંદુસ્થાનની મુસાફરી કરવાનો એણે વિચાર કર્યો હોય એમ લાગે છે.

દુકાળ ને દુકાળિયાઓ આ દેશની મહેમાનગિરી ચાખવા વારંવાર આવવાના છે તેની ખબર આપણા પ્રાચીન ઋષિમુનિઓને પહેલેથી જ હતી. એટલા માટે મહિનામાં ત્રણચાર ઉપવાસ ખેંચી કાઢવાની એમણે શાસ્ત્રમાં ભલામણ કરી છે. વારતહેવારે ને પર્વણીને દિવસે ઉપવાસ કરવાનું માહાત્મ્ય એમણે વર્ણવ્યું છે ને એ પ્રકારના ઉપવાસ કરવાથી કેટલું પુણ્ય થાય છે તેનું નાસ્તિકોને અતિશયોક્તિભર્યું લાગે એવું વર્ણન પણ તેમણે કર્યું છે કારણ કે એઓ ત્રિકાલજ્ઞાની હતા, આવતા દુકાળના પડછાયા એમણે પારખ્યા હતા ને તે માટે લોકોને પહેલેથી તૈયાર કરવાની જરૂર એમણે જોઈ હતી. ખાવું ને ભૂખ્યા રહેવું એ મોટે ભાગે ટેવનો વિષય છે. થોડે થોડે અંતરે ઉપવાસ કરનાર, અનાજના અભાવે કદાચ થોડા વખત અડધે પેટે રહેવાની જરૂર પડે, તો તેમ કરી શકે છે. શહેરમાં રોગચાળો ફાટી નીકળવાનો ભય ઊભો થાય છે ત્યારે તંદુરસ્ત મનુષ્યોને, એના શરીરમાં અત્યંત સૂક્ષ્મ પ્રમાણમાં એ જ રોગના જંતુ દાખલ કરીને, રોગનો સામનો કરવાને સમર્થ બનાવવામાં આવે છે, તે જ રીતે દુકાળને લીધે ઉપવાસ કરવાનો કદાચ પ્રસંગ આવે તો તે માટે તૈયાર થઈ શકાય એ ખાતર ફરજિયાત નહિ, પણ મરજિયાત ઉપવાસ કરવાની વ્યવસ્થા આપણા શાસ્ત્રકારોએ કરી છે. આગામી દુકાળની આપત્તિની સામે થઈ શકાય તે ખાતર આપણે સર્વેએ ઉપવાસનું માહાત્મ્ય ફરી બધાંને બરાબર સમજાવવું જોઈએ. અત્યારનો જમાનો અશ્રદ્ધાનો છે. લોકોને શાસ્ત્રવચનો પર પહેલાં જેટલી શ્રદ્ધા રહી નથી, એટલે હવે લોકો ઉપવાસ કરતા નથી. તેમને ઉપવાસનું માહાત્મ્ય આ રીતે સમજાવવામાં આવે તો કદાચ એ વાત એમને ગળે ઊતરે ને મહિનામાં ત્રણચાર વખત ઉપવાસ આદરી અનાજ બચાવવાને એઓ તૈયાર થાય પણ ખરા.

આ ઉપરાંત કેટલાક મનુષ્યો દિવસમાં એક જ વાર જમે છે, એવા પુરુષોનાં ચરિત્રો, તેમની છબીઓ આદિ પ્રસિદ્ધ કરી તેમણે અત્યાર સુધી દિવસના એક જ વાર જમીને અનાજનો બચાવ કરી દેશ પર કેવો મોટો ઉપકાર કર્યો છે તેનું વર્ણન-કરીને બીજાઓને એમનું અનુકરણ કરવા માટે આગ્રહભરી વિજ્ઞપ્તિ કરતા લેખો છાપાઓમાં વારંવાર પ્રસિદ્ધ થાય એવો પ્રબંધ કરવો જોઇએ. એથી એ આગળ વધીને એકેક કે બબ્બે દિવસને આંતરે જમવાથી તબિયત ને સ્વભાવ કેટલા સુધરે છે તેના દાખલાઓ વૈદ્ય, હકીમ ને ડૉક્ટરો પાસે તૈયાર કરાવી લોકોમાં તેનો પ્રચાર કરવો જોઈએ.

આપણામાં કહેવત છે કે ઊંઘ ને આહાર વધાર્યા વધે ને ઘટાડ્યા ઘટે. દરેક માણસ રોજ થોડો થોડો ઘટાડો પોતાના ખોરાકમાં કરે તો દેશમાં કેટલા બધા અનાજનો બચાવ થાય! મુંબઈમાં અઠ્ઠાવીસ લાખ માણસો છે. એ બધાં સામાન્ય રીતે દિવસમાં બે વાર ખાય છે. એ સૌ દરેક વખતે માત્ર બે જ કોળિયા ઓછું અનાજ ખાવાનો નિશ્ચય કરે તો એકસો ને બાર લાખ કોળિયા જેટલા અનાજનો બચાવ થાય અને એટલા અનાજથી કેટલાય ગરીબનાં પેટ ભરી શકાય. અને એમાં કોઈને જરા જેટલી મુશ્કેલી લાગશે નહિ. સાધારણ રીતે આપણે જરૂર કરતાં વધારે જ ખાતા હોઈએ છીએ. અનાજ ને પાણી એ જીવનની ખાસ જરૂરિયાતની વસ્તુ છે. એના વિના શરીર ટકી શકે નહિ એ ખરું પરંતુ એને લીધે જેટલા જીવોની હાનિ થઈ છે, તેટલી એના અભાવથી થઈ નથી એ પણ વિચારવા જેવું છે. અપચાથી ને અપચાને લીધે ઉત્પન્ન થનારા બીજા રોગોને લીધે જેટલા મનુષ્યો મૃત્યુ પામે છે તેટલા મનુષ્યો અનાજ

અભાવે મૃત્યુ પામતા નથી. રેલને લીધે ને પાણીમાં આવતાં જંતુઓને કારણે જેટલાં મનુષ્યો અકાળ અવસાન પામે છે તેનાથી સોમા ભાગના મનુષ્યો પણ પાણીને અભાવે એટલે તરસે મરી જતાં નથી.

જમવા માટે અત્યારે જે પ્રકારનો ખોરાક આપણે લઈ રહ્યા છીએ તેમાં ધરમૂળથી ફેરફાર કરવાની જરૂર છે. પચવામાં ભારે ને બને તેટલો બેસ્વાદ ખોરાક આપણે, થોડા સમય માટે—દુકાળ આવીને જાય ત્યાં સુધી, ખાવાની જરૂર છે. એને લીધે અનાજ પચતાં વાર લાગશે ને વસ્તુ સ્વાદિષ્ટ નહિ હોય એટલે ખાવાની રુચિ પણ નહિ થાય. માત્ર શરીર ટકાવવા માટે ખાવાનું છે, સ્વાદ ખાતર નહિ એવું ભાન પ્રત્યેકને થવું જોઈએ. અને એવું ભાન થાય તે ખાતર રસોઈમાં સ્વાદની વસ્તુઓ બધી જ દૂર કરી રસોઈને લગભગ દવા જેવી બનાવવી જોઈએ.

આ દવા શબ્દ પરથી એક બીજી વાત મને યાદ આવે છે. ઘણું વખત પર મને ખાવાની રુચિ નહોતી થતી ત્યારે મારા એક ઓળખીતા ડોક્ટરની પાસે હું દવા લેવા ગયો હતો. ' મારામાં પણ રમૂજની વૃત્તિ છે ને હું યે વિનોદનું સર્જન કરી શકું છું ' એમ દર્શાવવા ડોક્ટર સાહેબે મને કહ્યું, ' તમને ભૂખ નથી લાગતી ને ખાવાનું મન નથી થતું તે સારી વાત છે. ઘરમાં અનાજ બચશે. ' ' પણ તમે જો બધાને આ જ જાતની સલાહ આપશો તો તમારે પણ, રુચિ હોવા છતાં, ભૂખે મરવાનો વારો આવશે. કોઈ દરદી તમારે ત્યાં આવશે નહિ ' મેં એમને કહ્યું ને ' એ તો હું અમથો હસતો હતો ' એમ કહેલો. એમણે મેં કંઈક દવા લખી આપી. એમણે તે વખતે જે હસવામાં કહ્યું હતું તેનો અત્યારે ગંભીર ભાવે અમલ કરવાની જરૂર આવી પડી છે. બજારમાં જે જે શક્તિની ને પચાવવાની દવાઓ વેચાય છે તે એકદમ બંધ કરાવી દેવી જોઈએ. ડોક્ટરોને પણ બને ત્યાં સુધી એવી દવા ન વાપરવા માટે કડક સૂચનાઓ કરવી જોઈએ. દેશમાં અનાજ ઓછું હોય ત્યારે લોકો શક્તિની ને પચાવવાની દવા ખાઈને મજબૂત બની ને વધારે અનાજ ખાતા થાય એ કેમ પરવડી શકે ?

આ ઉપરાંત ચહાનો પ્રચાર બને તેટલો વધારવો જોઈએ. ' ગરમીમાં ઠંડક આપે. ને શરદીમાં ગરમી આપે ' એમ ચહાનાં ગુણગાન કરતાં પાટિયાંઓ સ્ટેશન પર લટકાવ્યાં હોય છે, તે પરથી પ્રેરણા લઈ ચહામાં જે જે અન્ય દિવ્ય ગુણો રહ્યા છે તેનાં રસભરિત વર્ણનો કરતી જાહેરખબરના પાટિયાં દરેક શેરીને મહોલ્લાને નાકે, એ શેરી ને મહોલ્લાના નામ દર્શાવનારા પાટિયાં છે તેની જોડે જ ઊભાં કરવાં જોઈએ. ચહા પીવાથી ભૂખ મરી જાય છે એ જાણીતી હકીકત છે. ભૂખ આવીને આપણને મારી નાંખે એના કરતાં આપણે ભૂખને મારી નાખીએ એ આપણી દૃષ્ટિએ વધારે યોગ્ય છે અને ભૂખને મારવામાં ચહા આપણને સહાય કરે એટલે દરેક મનુષ્ય બને તેટલી વધારે ચહા પીએ તો એ ખાશે ઓછું ને એમ થવાથી અનાજ બચશે. આટલા ખાતર અત્યારે જે જે હોટલો ને વીશીઓ છે ને લોજો છે તે સર્વને એવી ફરજ પાડવી જોઈએ કે પોતાના ઘરાકને પહેલાં ઓછામાં ઓછા ચાર કપ ચહા પીવડાવ્યા પછી જ એમનાથી તેમને માટે જમવાની વ્યવસ્થા કરી શકાય. જેઓ ચાહ પીતા ન હોય, તેમનાથી હોટલ કે લોજમાં જમી શકાય નહિ; જેઓ એક જ ચાહ પીએ તેમને માત્ર શાક ખાવાનું મળે; બે કપ પીએ તેને શાક, ચટણી ને કઠોળ મળી શકે; ત્રણ કપનું પાન કરનારને શાક, ચટણી ને કઠોર ઉપરાંત દાળ પણ આપી શકાય. ચાર કે વધારે કપ પીએ તેને જ પેટ ભરીને જમવાનું મળી શકે. આ જાતની વ્યવસ્થા થઈ શકે તો માણસો ઓછું ખાતા થઈ જશે. અનાજ સારા પ્રમાણમાં બચત થશે ને અનાજનો સંઘરો કરી કાળા બજાર કરનારાઓને કપાળે કાળી ટીલી લાગશે કદાચ ખાંડ ને દૂધ એટલા પ્રમાણમાં ક્યાંથી લાવવાં એવો કોઈ વાંધો

ઊહાવે તો તેનો પણ ઉપાય છે. ચહા હંમેશાં દૂધવાળી જ હોવી જોઈએ એવો કંઈ નિયમ નથી. દૂધ વગરની ચહામાં લીંબુ નચોવીને લેવાથી તબિયતને ફાયદો થાય છે. એમ નિસર્ગોપચારના નિષ્ણાતો પણ કહે છે. ખાંડને બદલે ગોળ અથવા સેકરીન વાપરી શકાય. તેમ ન બની શકે તો ચહામાં શેરડીના રસનું મિશ્રણ થઈ શકે. ઇચ્છા હોય તો રસ્તા અનેક નીકળી શકે.

હોમિયોપથીની દવા પેઠે વસ્તુ જેમ સૂક્ષ્મ થતી જાય છે તેમ તેનું મહાત્મ્ય વધે છે. સ્થૂળ ને ઘન પદાર્થો કરતાં પ્રવાહીની વ્યાપકતા ને શક્તિ વધારે છે ને વાયુ એથીયે વધારે વ્યાપક ને બળવાન છે. આથી જ અનાજ ખાનારા કરતાં ફક્ત દૂધ અને પાણી પીને રહેનારા તપસ્વીઓ મોટા મનાય છે ને કેવળ વાયુભક્ષણ કરીને રહેનાર ઋષિમુનિઓ સૌથી પૂજ્ય લેખાય છે. આ મહા-સત્ય લોકોના મનમાં બરાબર ઠસાવીને ખાવા કરતાં પીવા તરફ એમની વૃત્તિ વાળવી જોઈએ. ' ખાઓ ઓછું, પીઓ પુષ્કળ ' એવા સૂત્રનો પ્રચાર ઠેરઠેર કરવો જોઈએ. ચહા, કૉફી, સોડા, લેમન, શરબત આદિનો ઉપયોગ બને તેટલો વધારવો જોઈએ. આથી ઓછું ખાનારાઓને પણ પેટ ખાલી છે એમ નહિ લાગે. અનાજના અભાવે શરીરને પૂરતું પોષણ નહિ મળે એમ જો લાગે, તો તે માટે વિટામિનની ટીકડીઓ લઈ શકાય. અને વિટામિની ટીકડીઓ તો, કહે છે કે, હવે કોયલા, ઘાસ ને લાકડામાંથી પણ બની શકે છે.

જાણકારો કહે છે કે આપણા શરીરને જે ઘસારો પહોંચે છે તેનું નિવારણ કરવાને માટે ખોરાકની જરૂર પડે છે. નાનપણમાં આપણે શીખ્યા હતા કે આપણું શરીર-એંજીન જેવું છે. એંજીનને ચલાવવા માટે જેમ કોલસાની જરૂર પડે છે, તેમ આપણું શરીર કામ કરી શકે તે માટે ખોરાકની જરૂર પડે છે. વાત સાચી છે. એંજીનને ચલાવવું હોય ત્યારે કોલસાની જરૂર પડે છે, પણ જ્યારે એંજીન સ્થિર હોય છે, ત્યારે એમાં કોલસા પૂરવાની જરૂર રહેતી નથી. અથવા જ્યારે કોલસાની તંગી પડે છે ત્યારે એંજીનને કાં તો ચાલતું તદ્દન અટકાવી દેવું પડે છે કે એને બહુ જ ઓછું ચલાવવું પડે છે. એ જ રીતે અનાજની તંગી આવી પડે ત્યારે આપણા શરીર પાસે ઓછામાં ઓછું કામ લેવું જરૂરનું થઈ પડે છે. આપણા શરીરને અનાજની જરૂર પડે છે, કારણ કે એને ઘસારો પહોંચ્યો હોય છે તેનું એનાથી નિવારણ થાય છે. આપણા શરીરને ઘસારો પહોંચે છે, કારણ કે આપણે શરીર પાસે પુષ્કળ કામ કરાવીએ છીએ. હવે જો ઘસારો ન પહોંચે તો અનાજની જરૂર જ ન પડે. પણ એ બનવું શક્ય નથી. પણ શરીરને ઓછામાં ઓછો ઘસારો પહોંચે એમ તો જરૂર થઈ શકે અને ઘસારો જેટલો ઓછો પહોંચે, તેટલું અનાજ ઓછું જોઈએ. આ માટે દરેક માણસને ઓછામાં ઓછું કામ ને વધારેમાં વધારે આરામ મળે એવી ગોઠવણ કરવી જોઈએ. શરીરને શ્રમ પડે એવી રમતગમતો તથા વ્યાયામ હાલ તરતને માટે તદ્દન બંધ કરી દેવાં જોઈએ. એથી બીજો લાભ પણ થશે. રમતગમતના ખાલી પડેલાં મોટાં મેદાનો તથા અખાડાઓમાં શાકભાજી વાવી શકાશે. નોકરીધંધાના કલાક ઓછા કરી નાખી લોકો રાતે વહેલા સૂઈ જઈને મોડા ઊઠે એવી વ્યવસ્થા કરવી જોઈએ. ભૂખ લગાડવાની દવાઓને બદલે ભૂખ ભાંગનારી દવાઓનો બહોળા પ્રમાણમાં પ્રચાર કરવો જોઈએ. પ્રાચીનકાળના ઋષિમુનિઓ માત્ર પાણી પીને કે વાયુનું ભક્ષણ કરીને હજારો વર્ષ સુધી જીવતા એમ સાંભળીને આપણને નવાઈ લાગે છે, પણ સાચું પૂછો તો એમાં બહુ નવાઈ પામવા જેવું નથી એ લોકો તપશ્ચર્યા કરતા-પણ શારીરિક મહેનતનું કામ ભાગ્યે જ કરતાં. મનન, ચિંતન, ધ્યાન, નિદિધ્યાસન, પ્રાણાયામ, સમાધિ આદિ માનસિક પ્રવૃત્તિઓમાં એ લોકો રચ્યાપચ્યા રહેતા. એક જ આસન પર બેસી રહેતા. આથી એમને શારીરિક

શ્રમ પહોંચતો નહિ, અને ખોરાકની જરૂર પડતી નહિ. અત્યારે પણ કોઈક યોગી સાત દિવસ સુધી જમીનની અંદર દટાઈ જઈ રહીને હેમખેમ પાછો આવી શકે છે એમ આપણે વાંચીએ છીએ. જમીનની અંદર રહીને શ્વસોચ્છ્વાસ એ શી રીતે લેતો હશે તે મારાથી સમજી શકાતું નથી, પણ સાત દિવસ સુધી એ ખાધા વિના રહી શકે છે તેની મને નવાઈ લાગતી નથી. સાત દિવસ સુધી એને ફક્ત સૂઈ જ રહેવાનું હોય છે એટલે એના શરીરને આરામ જ લેવાનો રહે છે. એને જરાય મહેનત પડતી નથી અને તેથી એને અનાજની પણ જરૂર પડતી નથી.

આમ આપણે ઓછું ખાઈને અનાજ બચાવી શકીશું. પણ તે ઉપરાંત બને તેટલાં અનાજ તથા તેને અભાવે શાકભાજી ઉગાડવાની પણ જરૂર રહે જ છે. અનાજ ઉગાડવાનું તો વર્ષાદ પર આધાર રાખે છે. પણ વર્ષાદ ન આવે તો તેને માટેનો ઉપાય પણ એક મિત્રે સૂચવ્યો છે. એ ઉપાય લઈ શકાય એવો છે કે નહિ તે તો હું જાણતો નથી. પણ એ વિચાર કરવા યોગ્ય તો છે જ. એઓ કહે છે કે વિમાનમાંથી બોમ્બ વર્ષાવી શકાય, ગોળીબાર કરી શકાય, પ્રચારપત્રિકાઓ નાંખી શકાય, અનાજ પહોંચાડી શકાય તો વરસાદ પણ કેમ ન વર્ષાવી શકાય? વિમાન દ્વારા શહેરોને આખાંને આખાં બાળી શકાય તો ખેતરોને પલાળી પણ શકાય. તળાવ, સમુદ્ર, નદી ઇત્યાદિ જગાએથી પુષ્કળ પાણી ભરીને વિમાનને જ્યાં જ્યાં ખેતરો હોય ત્યાં લઈ જઈને એ ખેતરો ઉપર ઊંચેથી સૂંઢો દ્વારા કે બીજી કોઈ રીતે પાણીનો વર્ષાદ વર્ષાવી શકાય. આ સિવાય ઉપર જણાવ્યું છે તેમ રમતગમત માટેનાં મેદાનો ખોદી કાઢી ત્યાં શાકભાજી વાવી શકાય. તે ઉપરાંત શહેરની મોટી મોટી દુકાનોમાં શો-રૂમ હોય છે, ત્યાં એમને ત્યાં વેચાતી વસ્તુઓ મૂકવામાં આવે છે તેને કાઢી નાંખી તેને બદલે એ શો-રૂમોમાં શાકભાજીનાં કૂંડાઓ મૂકવાની એ દુકાનોના માલિકોને ફરજ પાડવી જોઈએ. દિવાળીનાં દિવસોમાં તથા બીજા પ્રસંગોએ લોકો દીવાનાં તોરણો ટાંગે છે તેવી રીતે કૂંડાઓમાં શાકભાજી વાવી તેનાં તોરણો બનાવી મકાને મકાને લટકાવી શકાય.

આ અને આવા ઉપાયો લોકો અજમાવશે તો, જીવતા હશે તે જોશે કે દુકાળ જેવું કંઈ છે જ નહિ. એ તો કેવળ કાળની ક્રીડા છે, કલ્પનાની રમત છે, જાગી ઊઠ્યા પછી અદૃશ્ય થઈ જનારું ખાલી દુઃસ્વપ્ન છે.

---

# દીવાનો મોગરો

દીવાનો મોગરો—
રૂપ નહિ, રંગ નહિ
ગમતી સુગંધ નહિ
સાફ સંભળાય નહિ, મીઠો કે ઘોઘરો
—દીવાનો મોગરો.

પાંખડીઓ પાંચ નહિ,
આંખ નહિ, ચાંચ નહિ,
બેસે તો એની મેળે
ઊઠવાની વાત નહિ:
ઊઠવાની આળસે એ કરતો ઉજાગરો
—દીવાનો મોગરો.

નાનકડું અંગ છતાં ઊભું થઈ ડોલવું,
અડતાં દઝાડવાનું જરીયે ના ભૂલવું:
હારતાં, ખરી જતાં ન બોલવું, ન ચાલવું
અંધ છતાં તેજપંથ જાણતો ખરેખરો
—દીવાનો મોગરો.

—ઇંદુલાલ ગાંધી

# ડૉ. કોટનીસ

શ્રી. રાઘવ ભટ્ટ

'એ ભાઈ આવ્યા... એ મારા ભાઈ આવ્યા...' ઘરના ઝાંપામાં ઘોડાગાડી પ્રવેશે તે પહેલાં તો છોકરાં બોલી ઊઠયાં. ભાઈ દાક્તરી પાસ કરીને ઘેર આવે છે. નાના ભાઈનો, નાની બેનનો આનંદ માતો નથી. અને મા, પુત્રનું મોં જોવા ઝાંખી રહેલી મા પુત્રને જોઈને ગાંડી ઘેલી થઈ જાય છે અને છાતી સરસો ચાંપી માથે હાથ ફેરવે છે. પુત્ર ઘરમાં આમ તેમ નજર ફેરવે છે પણ પિતાશ્રી કેમ દેખાતા નથી? તેમને માટે તે મુંબઈથી સામની લાકડી લાવ્યો છે. પિતાશ્રી તો આજના શહેરમાં, સોલાપુરમાં પુત્રના દવાખાના અંગે પૂર્વ તૈયારીઓ કરાવી રહ્યા છે. બેટાને ફેરવી ફેરવીને દેખાડે છે; આ તારી બેઠકનો ઓરડો, આ ઓપરેશનનો કમરો, અહીં દર્દીઓ બેસશે, જો...જો...આ બત્તીઓ, છે ને બધું બરાબર? પણ પુત્ર મૂંઝાય છે. મનમાં અકળાય છે. એ તો મુંબઈમાં, આઝાદ મેદાનની સભામાં દેશનેતાને વચન આપીને આવ્યો છે કે તે ચીન, ચીનના રણાંગણે સૈનિકોની સારવાર કરવા જશે. અહીં સોલાપુરમાં કેવી રીતે દાક્તરી શરૂ કરી શકે? અને તે ચીન જવાની બાપ પાસે સંમતિ મેળવે છે. બેટાને વળાવવા માટે મા, ભાઈ બેન અને બાપ સ્ટીમર પર આવ્યાં છે. તેમનો પુત્ર, ભણેલો ગણેલો, કમાઉ દીકરો ચીન જઈ રહ્યો છે. સ્ટીમર ઉપડે છે અને બાપના હાથમાંથી પેલી લાકડી, તેમના જીવતરની એકની એક લાકડી નીચે પડી જાય છે. માની આંખમાં વાત્સલ્યનાં ઝળઝળીઆં આવી જાય છે અને તે માત્ર એટલું જ બોલી શકે છે: બેટા! દ્વારકા...'

આ દ્વારકાનાથ કોટનીસ કોંગ્રેસના તબીબી મીશનમાં ચીન જાય છે. ચીનની રણભૂમિ પર જાનની પણ દરકાર કર્યા વગર ઘવાયેલા સૈનિકોની માવજત કરે છે. કેટલાક ડૉક્ટરો માંદા પડે છે અને માદરે વતન પાછા ફરે છે. એક માત્ર કોટનીસ છેક સુધી, જીવનના અંત સુધી પાછો ફરતો નથી. જીવનના છેલ્લા શ્વાસ સુધી તે ફરજ બજાવે જાય છે અને સેવા કરતાં કરતાં, ત્યાં જ રણાંગણમાં જ સદાયને માટે પોઢી જાય છે. આ ગઈકાલથી, ૧૯૩૮--૩૯ ની ઘટના છે. પણ તેમાં ભારોભાર કરુણતા છે અને માનવતા છે. આ રાષ્ટ્રીય જાગૃતિનાં સર્જતા ઈતિહાસની એક કદીયે ન વીસરી શકાય તેવી ઘટના છે. એને જાણીતા નવલકથાકાર શ્રી. કે. એ. અબ્બાસે 'એન્ડ વન ડીડ નોટ કમ બેક' નામની નવલકથામાં વણી લીધી છે. એ નવલકથા પરથી તૈયાર થયેલું ચિત્ર તે 'ડૉ. કોટનીસની અમર કહાની,' આ ચિત્ર અનેક દૃષ્ટિએ પ્રેક્ષણિય બની રહે છે. તેની ઉદાત્ત ભાવના, ચારુ દિગ્દર્શન, જીવંત પાત્રવિધાન અને સજીવ વાતાવરણ વડે આ ચિત્ર એક ઝળહળતી કલાકૃતિ બની રહે છે. એક પ્રતિભાશાળી સર્જકની શક્તિ અહીં ખીલેલા ફૂલની પેઠે હસી ઊઠે છે અને રૂપેરી પડદો ધન્ય બને છે.

ફિલ્મી વાર્તામાં પ્રણય ત્રિકોણ જોઈએ જ. વીલેન વગર વાર્તા બની જ ન શકે. નવલકથા તો પડદા પર ન જ ચાલે. આવા પૂર્વ ગ્રહોથી જે નિર્માતાઓ:એકના એક, ચવાઈ-ગયેલા અને વાસી વાર્તાઓ પડદા પર રજૂ કરે છે તેની સાગે આ ચિત્ર લાલબત્તી ધરે છે આમાં સરતો થઈ પડેલો પ્રણય ત્રિકોણ નથી. કોઈ વિલેન નથી. જૂની ઘરેડમાં આવતી વાર્તા નથી. . પેલો જૂનો, એકનો એક દેખાતો આકાર નથી. છતાં આ ચિત્ર આંખ-માંથી ઊતરી અંતરને સ્પર્શ કરે છે. એ ચિત્ર જોવા

માટે સમસ્ત ચિત્ત વ્યાપારમય થાય છે અને હૈયામાં સમસંવેદન જગાડે છે. કોઈ અનન્ય કલાકૃતિ જોઈને દિલ જેવું પુલકિત બની નાચી ઊઠે એમ આ ચિત્ર જોયા પછી દિલ નાચી ઊઠે છે. એક તો આ વિષયની પસંદગી માટે દિગ્દર્શક શાન્તારામને અભિનંદન ઘટે છે. બીજો કોઈ નિર્માતા આ વિષયને હાથ ધરવાની હામ નહિ કરી શકે તેને શ્રી. શાન્તારામે આસાનીથી હાથ ધર્યો છે. એટલું જ નહિ પણ તેને કલાનું રૂપ આપ્યું છે. આમ વિષયની ઉદાત્તતા અને નવીનતા વડે આ ચિત્ર શિષ્ટ અને કલારસિક વર્ગનું જરૂર ધ્યાન ખેંચશે.

દિગ્દર્શન એ કલા છે. વાર્તાને પડદા પર સજીવ કરવી એ એક સર્જન વ્યાપાર છે ભાવને, હૈયાના ઊંડાણમાં ચાલતી મથામણને, સૂક્ષ્મ ઊર્મિને અશેષ રીતે વ્યક્ત કરવી એ જેમ લેખકની કસોટી છે તેમ માનવ હૈયાને પડદા પર રજૂ કરવું એ દિગ્દર્શકની કસોટી છે. વ્હી. શાન્તારામ એ મૌલિક દિગ્દર્શક છે. એ હમેશાં નવા જ પ્રકારની વાર્તા પસંદ કરે છે. અને એને નવું જ રૂપ આપે છે તેમની વાર્તાને રજૂ કરવાની રીતિ તે ભાવ પ્રતીકોની રીતિ છે. તેઓ એક કુશળ સર્જક હોઈ હમેશાં નવાં ભાવ પ્રતીકો યોજે છે. અને જે વસ્તુ લાંબા લાંબા સંવાદે ન કહી શકે તે પેલાં પ્રતીકો દ્વારા કહેવડાવી દે છે. અહીં પણ તેઓ એવાં ભાવપ્રતીકો યોજે છે. ક્યાંક સૂચનથી ભાવને વ્યક્ત કરે છે. ક્યાંક વ્યંજનાથી વાર્તાનું હાર્દ બતાવી દે છે. બાપના હાથમાંથી લાકડી પડી જવી... એ સૂચનથી જ દિગ્દર્શક કહી દે છે કે બાપના ઘડપણની લાકડી જેવો પુત્ર બાપને માટે તો હવે ટેકા રૂપ ન રહ્યો. બીજું એ પણ સૂચન કરે છે કે એ લાકડી, બાપની બેટા રૂપી લાકડી પડી ગઈ, કદાચ હવે ત્યાં જ પડી જશે અને એ પાછી નહિ ફરે. ડૉ. કોટનીસ ચીનમાં ચીંગ્લાન નામની નર્સના પરિચયમાં આવે છે. એ પરિચય પ્રેમમાં પરિણમે છે અને આખરે તેઓ લગ્ન કરી લે છે. એ પ્રણય વિકાસની ભૂમિકા દર્શાવવા, પ્રેમીઓના હૈયાની ગડમથલ બતાવવા માટે દિગ્દર્શક હાથ ધોવાનો પ્રસંગ યોજ્યો છે. બેત્રણ વાર એ પ્રસંગ આવે છે અને ભિન્ન ભિન્ન મનોદશા સૂચવે છે. દિગ્દર્શક શાન્તારામ કેમેરા ફેરવતા નથી. પણ પ્રેક્ષકોનું હૈયું ફેરવે છે. ડૉ. કોટનીસ તેની પ્રિયતમાને લગ્ન અંગે પૂછવા જાય છે. તે વખતે કોટનીસની પાછળ કેમેરા નહિ હૈયુ ફરે છે. પ્રસંગને દિગ્દર્શક એવો તો જમાવે છે કે પ્રેક્ષકને ઘડીભર અધવચમાં મૂકી દે અને ત્યાં તો 'ઇન્ટરવલ' આવીને ઊભો રહ્યો છે. પણ કદીયે ન ભૂલાય, ચિત્તમાં વારંવાર જાગી ઊઠે એવો પ્રસંગ તો છે ડૉ. કોટનીસના મૃત્યુનો. કરુણતા, ઘેરી કરુણતાવાળું વાતાવરણ છવાયું છે. ડૉ. કોટનીસ પત્ની અને પુત્ર સાથે હિંદુસ્તાન જવાની વાત કરે છે. પછી આપણે ઘેર જઈશું, આપણા ગામનું સ્ટેશન આવશે એ રામુ પોરટર, એ જ સ્ટેશન માસ્તર...અને એક એક શબ્દમાંથી કારુણી ટપકે છે. માદરે વતન, પ્યારા હિંદુસ્તાનમાં જવાની વાત કરતાં કરતાં એ કોટનીસ મરી જાય છે. આ કરુણ ગર્ભ પ્રસંગને શાન્તારામે એવી તો ખૂબીથી જમાવ્યો છે કે સારાયે ચિત્રમાં ઝણઝણાટી જગાડી છે. બધું યે ભૂલાશે, મરતા ડૉક્ટરના શબ્દો ભૂલાશે, એનું મોં કાળબળે વિસરાઈ જશે પણ પેલું કરુણ વાતાવરણ કદીયે નહિ ભૂલાય. એ તો સર્જન પ્રતિભાથી સમૃદ્ધ છે!

આ ચિત્રનું ધ્યાન ખેંચે તેવું અંગ તે તેની જીવંત પાત્રસૃષ્ટિ. એમાં મુખ્ય પાત્રો તો બે જ. ડૉ. કોટનીસ અને તેની પત્ની ચીંગ્લાન છે. શાન્તારામ અત્યાર સુધી દિગ્દર્શક તરીકે જ કામ કરતા હતા. આ ચિત્રમાં દિગ્દર્શન ઉપરાંત તેઓ ડૉ. કોટનીસની ભૂમિકા ભજવે છે. તેમનામાં અભિનયની સાહજિકતા છે. ભાવને વ્યક્ત કરવાનું ચાતુર્ય છે. ભૂમિકામાં તન્મય બનવાનું કૌશલ છે. છતાં ક્યાંક તેમના મોં પર હૈયાની રેખાઓ ઊઠતી નથી. ક્યાંક અભિનયની સમાનતા વર્તાઈ આવે છે. પણ અભિનય કરતાં યે તેમને નડે છે હિંદી ભાષાનું ઉચ્ચારણ. ઘણા મરાઠી કલાકારોના ઉચ્ચારો શુદ્ધ નથી હોતા. શાન્તારામમાં પણ એમ જ બને છે. કોઈ હિંદી

ભાષાના અભ્યાસીને તો તેમાં ઘણી ખામીઓ દેખાય. પણ એ ભૂલ ખૂબ ખૂંચતી નથી. બીજું તેજસ્વી પાત્ર તે ચીની યુવતિની ભૂમિકામાં રજૂ થતી જયશ્રી. પ્રેક્ષકોએ તેને શકુન્તલા તરીકે સત્કારી હતી, અહીં તે શકુન્તલા કરતાં યે સવાઈ સુંદર ભૂમિકા ભજવે છે. ચીની જેવી દેખાવા માટે તેણે ચુંચળી આંખો, ચીબુ નાક અને લીટી જેવી સીધી ભ્રમર બનાવી છે. તેનો મેકઅપ કયાંક તો આપણને બરાબર ચીની યુવતિ જેવો જ દેખાય છે. એનું બોલવું, ચાલવું, હસવું...બધાયમાં આપણને તે ચીની જ દેખાય છે. પણ આપણને તે ગમે છે એના નારી હૃદય વડે. એક નારીના હૃદયને જયશ્રી પડદા પર રજૂ કરે છે. એ ભૂમિકા સમજીને કામ કરે છે અને દિગ્દર્શક માગે તેવું કામ આપે છે. બીજાં નાનાં પાત્રો તે કાકા વોન્ગ અને જનરલ ફોન્ગ. તે તેમના સ્પષ્ટરેખ વ્યક્તિત્વથી ચિત્તમાં સંસ્કાર મૂકતાં જાય છે. વાર્તાલેખક દિવાન શરાર આ ચિત્રમાં પહેલી જ ભૂમિકા ભજવે છે. કાકા વોન્ગ તરીકે તે આબેહૂબ ચીના જેવા લાગે છે અને અસરકારક રીતે ભૂમિકા રજૂ કરે છે. જનરલ ફોન્ગ તરીકે બાબુરાવ પેંઢારકર સારી છાપ પાડે છે. પણ આ પાત્ર સૃષ્ટિ કરતાંયે જીવંત સૃષ્ટિ તો છે સર્જાતા વાતાવરણની. આ ચિત્રમાં હિંદનું તો બહુ જ ઓછું જ વાતાવરણ આવે છે. મોટાભાગની વાર્તા ચીની ધરતિ પર આકાર લે છે એટલે અહીં પડદા પર ચીની વાતાવરણ જમાવવામાં આવ્યું છે. આવું લસલસતું વાતાવરણ આ પૂર્વે હિંદી પડદા પર કયાંય જોયું નથી. ચીની પર્વતો અને ખીણો. અફાટ વિસ્તરતાં ખેતરો. ચીની માનવો અને શહેરો. બધામાં ચીન દેખાય છે. હોલીવુડના ચિત્રોમાં જેવું જીવંત વાતાવરણ જોવા મળે છે એવુ જ જીવંત વાતાવરણ આ ચિત્રમાં જોવા મળે છે. અહીં વાતાવરણ સજીવ થતું હોઈ વાર્તાને પણ સજીવ બનાવે છે અને આ ચિત્ર ચિત્ર ન રહેતાં સજીવ સૃષ્ટિ બની રહે છે. અને તે જેવી તેવી સફળતા નથી જ.

દિગ્દર્શક જેવો. બીજા કોઈને માટે આદર થતો હોય તો તે છબીકાર અવધૂત માટે. શ્રી. અવધૂતે આ ચિત્રમાં કેમેરાની શકિતની પિછાન કરાવી છે. આંખ ભરી લે તેવાં દશ્યો તેમણે જે આસનાથી ઝડપ્યાં છે તે તારીફ માગી લે એવાં છે. દૂર દૂર, ક્ષિતિજ સુધી વિસ્તરેલી અફાટ ધરતિને, તેના પર કૂચ કરે જતા માનવોને તે કેમેરાની કીકીમાં સમાવી લે છે. ચિત્રમાં આવતી સફાઈ, નિર્ઝરતી ચંદ્રિકા જેવી કમનીયતા હિંદી પડદા પર ભાગ્યે જ જોવા મળે છે. અપૂર્ણ સાધન સામગ્રીવાળા આપણા સ્ટુડિયોમાં હોલીવુડના જેવી છબી કલા દેખાડવી એમાં ટેકનીશીયન્સનો વિજય છે. ધ્વનિઆલેખન પણ સુશ્રાવ્ય અને સ્પષ્ટ છે. ટેકનીકની દષ્ટિએ આ ચિત્રમાં ઓડખાંપણ શોધી શકાય તેમ નથી.

આ ચિત્રના દિગ્દર્શક શાન્તારામે અંગ્રેજી આવૃત્તિ પણ તૈયાર કરી છે અને તે વિદેશમાં, અમેરિકા અને યુરોપમાં પણ દેખાડવામાં આવશે. આ ચિત્ર જોયા પછી લખતાં ઉમળકો આવે છે કે આ ચિત્ર વિદેશમાં પણ હિંદી સીને ઉદ્યોગનું નામ ઉજ્જ્વળ કરશે. એમાં કેટલીક વિગતોનો અભાવ છે. આ મિશન કોંગ્રેસે અને ખાસ કરીને પં. જવાહરલાલજીના પ્રયત્નથી મોકલવામાં આવ્યું હતું, પણ તેનો નામોલ્લેખ પણ કરવામાં આવ્યો નથી. કદાચ તે આજના સરકારી સેન્સર બોર્ડને લીધે નહિ બની શકયું હોય. પણ અંગ્રેજી આવૃત્તિમાં આ વસ્તુ સુધારી શકાશે. આ ચિત્રમાં પ્રેક્ષકોની જીભ પર વસી જાય તેવું સંગીત નથી. ગલગલીઆં કરાવે તેવું નૃત્ય નથી. એથી નીચલા વર્ગને કદાચ આ ચિત્ર ' શકુન્તલા ' જેટલું નહિ ગમે. પણ એથી ચિત્રની ગુણવત્તા ઓછી થતી નથી. આવું કલાભર્યું ચિત્ર આપીને શાન્તારામે રૂપેરી પડદાનું ગૌરવ વધાર્યું છે. બીજા નિર્માતાઓ આ દિશામાં પ્રયત્ન કરે એમ ઇચ્છીએ.

# સાંસારિક પ્રશ્નો

શ્રી. ' સોપાન '

પ્ર. ચૌદ મહિનામાં જ એક પર બીજી કરવાનો કિસ્સો થોડા સમય પહેલાં બની ગયો. નવા સસરાએ પોતાની પુત્રી તથા જમાઈને ખાસ બંગલામાં રાખવાની ગોઠવણ પણ કરી દીધી હતી. યુવકોએ પોકાર ઉઠાવ્યો ખરો પરંતુ તેની કંઈ ઝાઝી અસર થઈ હોય એવું જણાયું નથી. આવી વખતે આગલી પત્ની-ઊર્મિલાએ શું કરવું ? આવી બદીને અટકાવવા સમાજ કંઈ કરી શકે ખરો ?

જ. એક ઉપર બીજી કરવાના દાખલાઓ જેમ જેમ વધતા જાય છે તેમ તેમ એમ લાગ્યા કરે છે કે આ બાબતમાં પુરુષને દોષ આપીને બેસી રહેવાથી પરિસ્થિતિમાં સુધારો થઈ શકશે નહિ આવા કિસ્સાઓમાં મોટે ભાગે પુરુષ જવાબદાર છે અને તે જે પગલું ભરે છે તેની પાછળ પોતાના સુખ સિવાય બીજો કશો ખ્યાલ હોતો નથી. બીજી પત્ની કરવા માટે જે કારણો રજૂ કરવામાં આવે છે તે મોટે ભાગે જૂઠાં હોય છે અને તેનો જવાબ આપવાનું જરા પણ મુશ્કેલ નથી. પરંતુ એ હકીકતનો ઇન્કાર થઈ શકે એમ નથી, કે આજે એ માર્ગે જનારાઓની સંખ્યા બહુ ઝડપથી વધી રહી છે. આવા લગ્નને પરિણામે જે સ્ત્રી તરછોડાઈ જાય છે તેનું હવે શું કરવું એ સવાલ મહત્વનો બની ગયો છે. એક માન્યતા એવી પ્રવર્તે છે કે એક પત્નીવ્રતનો કાયદો જ કરવો જોઈએ. આ માન્યતાનું સમર્થન કરવું જોઈએ કારણ કે આવો કાયદો થાય તો એક ઉપર બીજી કરનારાઓની સંખ્યા નહિવત બની જાય. સજાનો ડર સામે દેખાતાં ' પ્રેમ ' આપોઆપ અદશ્ય થઈ જાય ! પણ જ્યાંસુધી આવો કાયદો નથી ત્યાં સુધી એ કાર્ય લોકમત દ્વારા જ થઈ શકે. આજે આપણો લોકમત એટલો પ્રબળ નથી માટે જ એક ઉપર બીજી કરનારાઓની સંખ્યા વધતી જાય છે. આવા કિસ્સાઓમાં વિરોધી દેખાવો થાય છે તે સારું છે. કારણ કે એટલા પ્રમાણમાં લોકમત કેળવાય છે.

ઊર્મિલાએ શું કરવું એ સવાલનો જવાબ તો ઊર્મિલાને ઓળખ્યા વિના આપવાનો કઠણ છે. પરંતુ એક વસ્તુ તો ભારપૂર્વક કહેવી જ જોઈએ કે ઊર્મિલાએ જો એનામાં જરાયે સ્વમાન હોય તો એના પતિ તરફથી મુખ ફેરવી લેવું જોઈએ. એના પતિએ એનો તિરસ્કાર કર્યો છે એટલું જ નહિ પરંતુ તેના સામાજિક જીવનની હત્યા પણ કરી છે. આવા હત્યારા તરફથી કોઈ પણ પ્રકારની મદદની અપેક્ષા ઊર્મિલા ન રાખે એ જ ઉત્તમ છે. આજે સામાન્ય માન્યતા એવી છે કે એક ઉપર બીજી કરનારે ઓછામાં ઓછું, આગલી પત્નીના ભરણપોષણનો ભાર તો ઉપાડવો જ જોઈએ. આ માન્યતા જ્યાં સુધી પુરુષને સ્પર્શે છે ત્યાં સુધી તો ઠીક છે પરંતુ આગલી પત્નીએ આવા પ્રકારનો ભાર એ પુરુષને સોંપવો ન જોઈએ. એ પુરુષને ભાન કરાવવું જોઈએ કે એકવાર જે જીવન તારા આધારે જોડયું હતું તે જીવનને તેં બરબાદ કર્યું છે હવે તારા તરફથી મળતી કોઈ પણ મદદ લેવામાં પાપ છે. તારા તરફથી મદદ લેવી એટલે કે તેં કરેલા અન્યાયનો સ્વીકાર કરવો. એવા પતિની મદદ વિના જીવવાનું અશકય હોય તો આપઘાત કરવામાં ઓછું પાપ છે એવી મારી માન્યતા છે. ઊર્મિલા આ પ્રશ્ન વિશે પોતાનો નિર્ણય પોતાની શકિત અનુસાર જ કહી શકે.

આજની સામાજિક સ્થિતિ જોતાં ઊર્મિલાને સ્વતંત્ર રહેવાનું ઘણું અઘરું પડશે. સમાજમાં એક વર્ગ એવો છે, અને તેની સંખ્યા ઓછી નથી, કે જે એક ઉપર બીજા લગ્નનો વિરોધ કરે છે અને તરછોડાઈ ગયેલી પત્ની પ્રત્યે સહાનુભૂતિ બતાવે

છે આ વર્ગનો ધર્મ છે કે એણે ઊર્મિલાને સ્વતંત્ર જીવન જીવવામાં મદદ કરવી. જો આ રીતે ઊર્મિલા સ્વતંત્ર જીવી શકશે તો સમાજ ઉપર ઘણી અસર થશે અને એનો પતિ સદાકાળને માટે એક અન્યાયના પ્રતિક જેવો બની જશે.

ઊર્મિલાએ લગ્ન કરવાં જોઈએ કે નહિ એવો સવાલ તમે પૂછ્યો નથી છતાં એ સવાલ આમાંથી ઉદ્‌ભવે તો છે જ એટલે મારો મત હું આપું છું. ઊર્મિલા લગ્ન કરવા ઇચ્છે તો તેને રોકી શકાય નહિ. એટલું જ નહિ પરંતુ એ બાબતમાં તેનો માર્ગ સરળ પણ કરી આપવો જોઈએ. કારણ કે ઇચ્છા વિરુદ્ધ એની પાસે સંયમ પળાવવામાં આવે તો તેનું પરિણામ સારુ આવવા સંભવ નથી. પરંતુ ઊર્મિલાને ફરી પરણાવવા માટે કોઈએ ઉત્સાહ આપવાની જરૂર નથી, એવો મારો મત છે. ઊર્મિલા જો સ્વતંત્ર ને એકલજીવન જીવવા ઇચ્છતી હોય તો તેને એવી જ અનુકુળતાં કરી આપવી જોઈએ અને એવો જ ઉત્સાહ આપવો જોઈએ. અત્યારની પરિસ્થિતિ જોતાં જો ઊર્મિલા કેળવાયલી ન હોય તો આ સવાલનો ઉકેલ જરા અઘરો બને છે ખરો. પરંતુ ઉપર કહ્યું તેમ તેને મદદ આપનારાઓ મળી રહે તો આ માર્ગે જવાની મુશ્કેલી નથી. ઊર્મિલાને કોઈ શિક્ષણ સંસ્થામાં રાખી શકાય. સદ્‌ભાગ્યે એવી સંસ્થાઓ આપણે ત્યાં છે. ઊર્મિલાને ગૃહઉદ્યોગો શીખવી શકાય એવી સગવડો પણ હવે મળે છે. આજે આવી સંસ્થાઓ બહુ ઓછી છે. પરંતુ સ્ત્રીઓના સદ્‌ભાગ્યે હજી સુધી તો ઊર્મિલાઓની સંખ્યા પણ ઘણી ઘણી ઓછી છે.

સ. હિંદુ સમાજમાં આવા બનાવો તો રોજિંદા બની ગયા છે. પરંતુ એક મારી ધ્યાનમાં છે. ''ગમતી નથી '' કહીને એક ભાઈ પોતાની પત્નીને આજે દશ વરસથી ઘેર તેડતા નથી. બન્નેની સ્થિતિ કફોડી છે. યુવાનો જેહાદ જમાવે એ હિસાબે બીજા લગ્ન કરવાની ભાઈની તત્પરતા જણાતી નથી. છોકરી એનાં માબાપને ત્યાં સડયા કરે છે. આ સંજોગોમાં બંનેએ શું કરવું ઘટે ?

જ. આવા પ્રશ્નમાં કોઈ ડાહ્યો માણસ વચ્ચે પડે તો ઉકેલ આવી શકે એમ મારું માનવું છે. પેલા ભાઈ સમાજની બીકે લગ્ન નથી કરતા તેમાં કંઈ ખોટું નથી. એવી બીક હોય તે સારું લક્ષણ છે, માતાપિતાને ત્યાં રહેતી પત્નીએ પેલા ભાઈને ગમે એવા થવા પ્રયત્ન કરવો જોઈએ. આમાં કશી હિણપત માનવાની જરૂર નથી. ખરી વાત તો એ છે કે એ બંને જેના પ્રત્યે માન અનુભવી શકે તેવી વ્યક્તિએ આ પ્રશ્ન હાથમાં લેવો જોઈએ. જો આમ કરવાનું અશક્ય હોય તો તે બંને પરણ્યા જ નથી એમ માનીને જ વર્તવું જોઈએ.

સ. જીવન વિશે વિચાર સરખોય આવતો નહિ હોય એવાંઓનું તો ઠીક, પરંતુ સાધારણ મધ્યમ કુટુંબના યુવાનો પણ જીવનરસની મોજ માણી શકતા નથી એવું અત્યારે નજરે પડે છે. આને માટે કોણ જવાબદાર ?

જ. મારો એવો મત છે કે મધ્યમ શું, ગરીબ કે તવંગર કોઈ જીવનનો રસ માણી શકે નહિ જો જીવનમાં કશો હેતુ ન હોય. આજે આપણે કેટલાક લોકોને મોજ કરતા જોઈએ છીએ પરંતુ તેમનું અંતર ઉઘાડીને જોઈએ તો ત્યાં આનંદ કે પ્રસન્નતા જેવું કશું હોતું નથી. તેઓ મહાપરાણે મોજ ચૂસી રહ્યા હોય છે. જે યુવકની સામે, સિદ્ધ કરવા જેવો કોઈ આદર્શ નથી, પરિશ્રમ કરવામાં મોજ આવે એવી કોઈ કલ્પના નથી તે યુવક જીવનનો રસ માની શકે જ નહિ. જીવનરસ પરિશ્રમ અને ઝંખનામાંથી જ પેદા થાય છે, જેને એ માનનો હોય તેણે પરિશ્રમનું બળ અને ઝંખનાની વૃત્તિ પેદા થાય એવું જીવનધ્યેય આજે ને આજે નક્કી કરી લેવું જોઈએ.

તમે પૂછો છો કે યુવકોની આવી સ્થિતિ માટે જવાબદાર કોણ. આજકાલ કોઈપણ અનિષ્ટની જવાબદારી સમાજ અને વાતાવરણ ઉપર ફેંકી દેવાની લોકોને ટેવ પડી ગઈ છે. એમ કહેવાનો આશય નથી કે એવી સ્થિતિ માટે સમાજની કશી જવાબદારી નથી. પરંતુ યુવક શરીરે સશક્ત હોય, વિચાર કરવાની શક્તિ ધરાવતો હોય સામાન્ય કેળવણી પ્રાપ્ત કરી હોય છતાં આ દુનિયામાં કશો પુરુષાર્થ ન કરી શકે તો તેના જીવનની નિષ્ફળતા માટે મુખ્ય જવાબદારી તેની પોતાની જ છે. આવા યુવકને કોઈ દિવસ પંપાળવો ન જોઈએ પણ હંમેશા પડકારવો જોઈએ તો જ કોઈક દિવસ એનામાં જીવનની મોજ માણવાની વૃત્તિ પેદા થશે.

**છેડે પહોરે :** શ્રી મુનિકુમાર ભટ્ટ; (પદ્મપ્રકાશન, મુંબઈ); રૂા. ત્રણ.

શ્રી. મુનિકુમારભટ્ટના છૂટાછવાયા લેખોને એકત્ર રજૂ કરતા આ પુસ્તકનો પ્રવેશક શ્રી. જ્યોતીન્દ્ર હ. દવેએ લખેલો છે. આ ગ્રંથમાં જેવા નર્મમર્મયુક્ત નિબંધો છે તેવો જ નિબંધ પ્રવેશક છે. એટલા પૂરતો ' પ્રવેશક ' નામનો દાવો કરાય તો ભલે. બાકી આ પ્રવેશકઃ આલોચના કે પર્યેષણા વમરનો હોઇને, સ્વીકૃત અર્થમાં પ્રવેશક નથી. ' પુસ્તક. વાંચવું, પણ પ્રસ્તાવના ન લખવી '' એવા નિશ્ચયનો ઉત્તરાર્ધ સિદ્ધ ન થયો એવો શ્રી. જ્યોતીન્દ્ર દવેએ પ્રવેશકમાં વ્યક્ત કર્યો છે. પરંતુ એમણે યથાર્થ રીતે પ્રસ્તાવના નથી લખી તેથી નિશ્ચય અસિદ્ધ રહેવાનો ખેદ અસ્થાને છે.

૨૧ હાસ્યપ્રધાન નિબંધો, ૨૨ મા લેખાંકમાં મૂકેલાં ત્રણ હાસ્યરસિક પરિહૃચિત્રો અને ૧૦ ( મુખ્યતઃ હાસ્યરસમય ) પદ્યો રજૂ કરતો આ ગ્રંથ આપણા નર્મસાહિત્યમાં સારો ઊમેરો કરે છે. શ્રી. મુનિકુમારની હાસ્યોત્પાદનની પદ્ધતિ બે પ્રકારની છેઃ વસ્તુની નર્મપ્રેરક ગોઠવણી, અને નર્મોત્તેજક ભાષા. આ બંને પ્રકારમાં ભાષા સંસ્કૃતશબ્દોથી ભરેલી હોઈને તેમનો હાસ્યરસ વિદ્વાનો માણી શકે તેવો છે. ઉપરાંત, એ જ કારણે, એ હાસ્યરસની પ્રક્રિયા આ જમાના કરતાં આગલા જમાના જેવી વિશેષ લાગે છે. શ્રી. મુનિકુમારે ' કથન અને વસ્તુ 'માં કહ્યું છેઃ ' ભાષા અને પદ્ધતિના ફેરફારથી શુદ્ધ દેખાતા વિષયો પણ સરસ બને છે. ' આ વિધાન એમના પોતાના નિબંધોને લાગુ પડે જ છે. પરંતુ એ ફેરફારના, પાંડિત્યભારી ભાષા કરતાં ભિન્ન પ્રકારના, બીજા પણ માર્ગો છે તે તેઓ ભવિષ્યમાં લેશે એવી આશા રાખીએ છીએ.

વાણીથી જ ઉપજતા હાસ્યથી સ્વતંત્ર રીતે વસ્તુ વ્યવસ્થાના વૈચિત્ર્યથી પણ હાસ્ય શ્રી મુનિકુમાર પ્રગટાવે છે. વિચિત્ર વસ્તુ વિધાનથી હાસ્ય ઉપજાવવામાં એમની રીત મુખ્યત્વે એ છે કે અમુક સિદ્ધાન્ત ગંભીરતાથી રજૂ કરીને મુકાબલે અતિસામાન્ય લાગે તેવા દૃષ્ટાન્તોથી એનું સમર્થન કરવું. આ પદ્ધતિમાં હાસ્યનું બીજ સૂક્ષ્મ ઉદાત્ત સિદ્ધાન્ત અને સ્થૂલ નિદૃષ્ટ દૃષ્ટાન્ત વચ્ચેની અસંગતિમાં રહેલું ' ખોડકું માથું ', ' અંગત અને રહસ્ય ' એ નિબંધો આના આયોજનનાં ઉદાહરણો છે. આ પદ્ધતિમાં થોડોક ફેર કરીને ક્વચિત્ પ્રથમ અપ્રસ્તુત દૃષ્ટાન્તથી સિદ્ધાન્તને સૂચવીને પછી આગળ જતાં પ્રસ્તુત દૃષ્ટાન્ત રજૂ કરવામાં આવે છે. સિદ્ધાન્ત અને દૃષ્ટાન્ત વચ્ચેની અસંગતિ વડે હાસ્ય ઉપજાવવાની એમની કલા પ્રસંગે પ્રસંગે અન્ય યુક્તિઓની પણ મદદ લે છે. દાખલા તરીકે ' અંગત અને રહસ્ય 'માં સામાન્ય વાતોની વચ્ચે એકાએક આવીને ઝબકતું સુંદર વર્ણન મુખ્ય અસંગતિને પોષનારી બીજી અસંગતિ સમર્પે છે. શ્રી. મુનિકુમારની હાસ્યકલાનું મુખ્ય તત્ત્વ આવું છે પરંતુ આ સંગ્રહમાંનો જે ઉત્તમ નિબંધ છે– ઉત્તમ નહિ તો ઉત્તમ પૈકીનો એક ગણાય તેવો નિબંધ છે–તે ' વાગાદર્શ 'માં હાસ્ય સામગ્રી જૂદા પ્રકારની છે. એમાં, સંસ્કૃત હાસ્યરસિક સુભાષિતોમાં જાણીતી, છેકાપહ્નુતિનો આશ્રય લેવામાં આવ્યો છે. જેમાં લેખકનો પ્રસ્તુત વિષય અતિસામાન્ય હોય છે પરંતુ પ્રારંભમાં એવી યુક્તિ હોય કે એ સામાન્ય વસ્તુ અપહ્નુત રહે અને અન્ય ઉદાત્ત ઉચ્ચ કોટિક વસ્તુનો ખ્યાલ વાચકને ઉપજે, અને છેવટે વસ્તુનો સ્ફોટ થતાં, વક્તવ્ય સામાન્ય વસ્તુને લગતું છે એ પ્રતીતિ થતાં, આશ્ચર્ય સાથે વિનોદ ઉપજે છે. આવા પ્રકારમાં ચમત્કારક સાધન વાણી છે એ ખરું, પણ ચમત્કારની કારણ સામગ્રી વસ્તુ સમર્પણમાં રહેલી છે અને વાણી તો માત્ર એ સમર્પણનું સાધન છે. આ ઉપરાંત અન્ય પ્રકારોએ પણ શ્રી. મુનિકુમાર વિનોદ ઉપજાવી શકે છેઃ ' આર્યત્વ મીમાંસા 'માં સંશોધકના અત્યુત્સારની વિડંબના, ' એક અભિનવ પરિષદ્ 'માં વ્યવસ્થાપકોની વ્યવસ્થાની વ્યાજસ્તુતિ, ' સાહિત્યની ભાષામાં ' શાસ્ત્ર અને વ્યવહારનું ( ગુણવાચક વિશેષણ, ધંધાવાચક નામ વગેરે શબ્દ યુક્તિથી ) ચમત્કારજનક સમીકરણ, તથા સાક્ષરની સ્વયમેવ પ્રકટ થતી વ્યવહાર મૂંઝવતા ઇત્યાદિ અનેક યુક્તિઓ શ્રી. મુનિકુમારે વિનોદ ઉપજાવવા માટે અજમાવી

છે. પ્રસંગવશાત શ્રી. મુનિકુમારની આમલોક સમજે તેવી ભાષા વિશેની દૃષ્ટિનો ઉલ્લેખ કરીશું. ' સાહિત્યની ભાષા 'માં લેખકની પોતાની ભાષાએ ખાસ સાક્ષરી આડંબર નથી કર્યો, અને સાક્ષર પાત્રને પણ ભાષાડંબરથી નહિ પણ મુગ્ધતાથી હાસ્યપાત્ર બનાવેલ છે. પરંતુ આ નિબન્ધનો ઉદ્દેશ આમભોગ્ય ભાષાના પક્ષકારોનો કટાક્ષ કરવાનો છે, એવી ભાષા સરલતાનો પક્ષ કરવાનો તો માત્ર દેખાવ જ છે, તે એમનું આ વાક્ય બતાવી આપે છે: ' નાટક કંપની વાળાઓ જેવી રીતે આમવર્ગ જે રસો માગે છે તે જ રસો પીરસીને પોતાની ઉન્નતિ સાધી રહ્યા છે તે જ મુજબ સાહિત્યકારો પણ જે દિવસે નાટક કંપનીના માલિકો જેવી મનોદશા ધરાવતા થશે ત્યારે તેમનો ઉત્કર્ષ થશે. ' આ કટાક્ષ જેમને ન સમજાય તેમને વિનોદ પણ ન ઉપજે.

હાસ્યરસ ઉપજાવવાની યુક્તિઓમાંની એક–વિનોદગર્ભ પૃથક્કરણ–સ્વતંત્ર નિર્દેશ માગી લે છે. બહુ સામાન્ય વિષયનાં તત્ત્વોનું, અંગોપાંગોનું, પૃથક્કરણ કરવામાં ધારણ કરેલી ગંભીર મુદ્રા અને એની નીચે રહેલો કટાક્ષ, વિનોદ ઉપજાવવામાં સફળ બને છે. ' નવા મહિમ્નની જરૂર ' અને ' બંદરનો સવાલ ' એ નિબંધોમાંનો વિનોદ આ પ્રકારનો છે. ' ધરતીકંપ 'માં પૃથક્કરણ નથી, શાસ્ત્રીય અન્વેષણનો આડંબર છે, પણ એમાં પણ વિનોદનો ઉદ્‌ગમ ગંભીરતાની મુદ્રાની નીચે સ્ફુરી રહેલા કટાક્ષમાં રહેલો છે. આ નિબંધમાં બહુ સીફતથી છુપાવેલું એક સુંદર કલામય આયોજન છે જે સમજનારને વિનોદ આપે છે. તે એ કે એક બાજુ જ્યોતિષ અને વિજ્ઞાન એ બે શાસ્ત્રોની સ્પર્ધા છે તો બીજી તરફ મુખિયાજી અને મહાત્મા ગાંધીના અનુયાયીને ધરતીકંપનું 'અદૃષ્ટ' કારણ કલ્પનાર તરીકે–એક જ કોટિમાં મૂક્યા છે. આ આયોજનમાં રહેલો–બુદ્ધિનું તિરોધાન કરતી ધર્મભાવના પ્રત્યેનો–કટાક્ષ શ્રી. મુનિકુમારે બહુ સાવધાનતાથી છુપાવ્યો છે.

આ પ્રકારે વસ્તુવ્યવસ્થા વડે શ્રી. મુનિકુમારે વિનોદ ઉપજાવ્યો છે તે ઉપરાંત અને તેની સાથોસાથ તેમણે ભાષાને પણ હાસ્યપ્રભવ બનાવવાનો પ્રયોગ કર્યો છે. ક્વચિત્ સરલ વસ્તુની પાંડિત્યપૂર્ણ ભાષામાં રજૂઆત; કોઈવાર પ્રસિદ્ધ અને અમુક ગ્રન્થોમાં રૂઢ બનેલી ભાષાશૈલીનું અનુકરણ; ક્યાંક વળી અનેક ભિન્નવર્ગીય પદાર્થોને એક જ ક્રિયાપદ સાંકળે સાંકળવાની યુક્તિ; કોઈ તર્કે સરલ રીતે દર્શાવી શકાય તેવા વક્તવ્યને દર્શાવવા માટે કરેલો જાણીતા સાહિત્યકારોનાં વચનોનો ઉપયોગ; ક્વચિત વિશેષણોને પ્રસિદ્ધ પ્રચલિત વિશેષ્યોથી છૂટાં પાડીને વિરલ અથવા અસંભાવ્ય વિશેષ્યો જોડે પ્રયોગ; કોઈવાર; શ્લેષ; કોઈવાર સૂક્ષ્મ વસ્તુનાં સ્થૂલ ઉપમાનો તો ક્યાંક અમૂર્તભાવોની મૂર્તવસ્તુઓ સાથે સરખામણી; ક્વચિત્ કુશળતાથી છુપાવેલી વ્યાજસ્તુતિ; આવી આવી અનેક વાચોયુક્તિઓને શ્રી. મુનિકુમારે હાસ્યરસની સેવામાં અજમાવી છે, અને એ યુક્તિઓ વડે ગંભીર વિચારપ્રવાહમાં મુલાયમ નર્મબુદ્‌બુદો ઉપજાવ્યા છે.

સતત વહેતી જલધારા સ્વચ્છ રવિકિરણોનું પૃથક્કરણ કરીને સપ્તરંગ પ્રગટ કરે તેમ શ્રી. મુનિકુમારની વિચારધારા સ્ફુટસત્યોનાં છદ્મગંભીર અને સૂક્ષ્મ પૃથક્કરણો કરીને વિનોદતરંગો ઉપજાવે છે. છતાં સર્વત્ર સર્વભોગ્ય રંગ જામતો નથી તેનાં કારણો એ છે કે એ પૃથક્કરણ ક્વચિત્ અતિસૂક્ષ્મ બને છે, ક્યાંક ભાષા અતિસંસ્કૃત બને છે, અને કોઈ સ્થળોએ એમનું બાણ નિશાન ચૂકે છે. 'અંગત અને રહસ્ય'માં, પૃ. ૨૦મે તથા ૨૨મે, 'જોઈશું' શબ્દની સરખામણીનો ભાર ખાલી ગયો છે. પૃ. ૪૬–૪૭ મે સન્મુખરાયની સન્મુખરાય નામ રખાવવાની ફોસલામણી ક્ષુલ્લક બને છે, પ્રસંગવશાત્ આવી ચડેલા મહેતાજીને, 'આવ્યા તો લેતા જાઓ' એ ન્યાયે હાસ્યપાત્ર બનાવવાની લાલચ તત્કાલ ઉપજેલી જણાઈ આવે છે; પૃ ૧૫૮ મે 'રામબાણ' અને ' રામાયણબાણ ' એ શબ્દરમત તત્ત્વશૂન્ય લાગતાં વિનોદની બાધક બને છે; પૃ. ૧૭૨ મે વિનોદ ખાતર કરેલો ' યાતો ' નો અતિપ્રયોગ અને પૃ. ૪૯ મે લગભગ તોબા પોકરાવતી તો બાજી, એવી યુક્તિઓમાં ધારી સફળતા મળી નથી. શ્રી. મુનિકુમારને હાસ્યરસ બહલાવવાની વિવિધ

પ્રકારની કલા અને યુક્તિ હસ્તગત છે; પરંતુ એમણે સતત પરિશીલનને અભાવે પોતાની શક્તિને અવકાશ આપ્યો નથી. એઓ આ ક્ષેત્રમાં પ્રવૃત્ત રહે તો ગુજરાતના હાસ્યરસસાહિત્યમાં સારો ઉમેરો થાય.

પદ્યવિભાગમાં દશ કાવ્યો છે તેના પ્રકારભેદે ચાર વર્ગ પડે છેઃ (૧) ગધેડિયા ખેતર પર આનરસિંહ નટવર, અને શ્વાનસુંદરી; (૨) બંદરની તકલીફ, પક્ષીતિજ્ઞાન અને સજાવિશે (૩) કાવ્યમંગલા, ઈલાકાવ્યો, અને 'કુમાર'ના ઉપકાર વિશે; (૪) ગોળગેજી પરિષદ્ પ્રબંધ અને સાક્ષરતું પરાક્રમ. ગ્રન્થમાં આ પદ્યોનો રાખેલો અનુક્રમ પણ આ પ્રકારવિભાગને અનુસરતો જણાય છે.

પ્રથમ વિભાગનાં બે પદ્યોમાં તુચ્છ અને અવગણના પાત્ર વિષયને પદ્યારૂઢ કરવાનું બહુમાન આપવા સાથે અન્ય કવિઓનું–કે લેખકનું–અનુકરણ કે તેમાં હાસ્યનિષ્પાદનનો હેતુ છે. 'ગધેડિયાં ખેતર' વિશેની પદ્યપરંપરામાં પ્રાચીન કવિઓનાં અનુકરણો સફળ નથી. એમાં મૂલકવિની લાક્ષણિક શૈલીની છાપ નથી, ઉલટું એમની પ્રસિદ્ધ શૈલીઓને પ્રતિકૂળ બને એવી ભાષા વપરાઈ છે. માત્ર અત્યન્ત જાણીતું પ્રત્યેક કવિનું વિશિષ્ટ, પદ્યસ્વરૂપ અપનાવ્યું છે તેથી જ મૂલકવિનું સ્મરણ થાય છે, અર્વાચીન કવિઓનાં અનુકરણોમાં તે તે કવિની શૈલી પકડી શકાઈ છે તે તાજા પરિચયનું સહજ પરિણામ છે. 'શ્વાનસુંદરી'માં અમુક સજ્જનની–કૂતરીના ચરિતલેખનમાં પરિણમતી–રાજભક્તિનો કે નોકરભક્તિનો ઉપહાસ છે; તેટલાથી જ સંતોષ ન માનતાં રસાભાસને વિકસાવ્યો હોત, અને ઉપહાસને દબાવ્યો હોત તો ઠીક થાત.

બીજા વિભાગમાં પદ્યનિબંધો છે તેમાં ગદ્યમાં ગૌરવ ન પામે તેવી મામુલી વસ્તુને પદ્યની ઓઢણી ઓઢાડીને પસાર કરાવવાની યુક્તિ છે, પણ ઓઢણી આછી અને સાદી છે તેથી નથી વસ્તુનું મામુલીપણું ઢાંક્યું રહેતું કે નથી વાચકનું ચિત્ત આકર્ષે તેવી–તેલબુટ્ટાની કારીગરી જોવામાં આવતી.

ત્રીજા વિભાગમાં સાહિત્યકૃતિઓનાં પદ્યમય ગુણદર્શન છે અને ચોથા વિભાગમાં સમકાલીન તાજી ઘટનાઓમાંથી હળવો વિનોદ ઉપજાવવાનો પ્રયત્ન છે. આ સર્વેમાં પદ્ય, ભાષા, વસ્તુની વ્યવસ્થા એ બધામાં વાચક કાંઈક અતૃપ્ત રહે છે.

અનુકરણ પદ્યના રચનારે સરકસના મસ્કરાની કલા શીખવી જોઈએ. સરકસનો મસ્કરો મૂળખેલાડીની કસરતની અનુકૃતિ કે વિડંબના કરવામાં, હાસ્યપ્રેરક વૈચિત્ર્ય અને પ્રમાદ હેતુપૂર્વક બતાવવાની સાથેસાથ મૂળ ખેલાડી જેટલી જ–બલ્કે વિશેષ–શક્તિનો પરિચય કરાવે છે. અનુકરણપદ્યના રચનારે પણ વિષયનિરૂપણ હળવું બનાવે તે સાથે જ પદ્યસ્વરૂપ મૂલપદ્યને પણ પાણીભરાવે તેવું અણીશુદ્ધ રાખવા ઉદ્યત રહેવું જોઈએ. તેમ થાય તો જ પદ્યાનુકરણ સફળ થાય. શ્રી. મુનિકુમારની પદ્યાનુકૃતિમાં અક્ષરમાત્રાની ગણનાદૃષ્ટિએ ભૂલ ભાગ્યે જ નીકળે. પણ એમાં પદ્યનો પરિશ્રમમુક્ત પ્રવાહ; વૃત્તના યતિ, વજન અને વિરામ વડે સધાતા લયનો ભાષાના શુદ્ધ સ્વરૂપ સાથેનો મેળ, પ્રાસ હોય ત્યાં કૃત્રિમ પ્રયત્નનું અદીઠપણું; આવાં આવાં સુતત્ત્વોની ઉણપ જણાય છે. તેથી પદ્ય ઠેકરાય છે અને વાણી સ્વરૂપ વણસે છે. આ વાતની ખાતરી કરવી હોય તો શ્રી. મુનિકુમારનાં 'ઇલાકાવ્યો' સાથે શ્રી. ચંદ્રવદનનું, રહામે જ છાપેલું; સોનેટ સરખાવી જોવું.

શ્રી મુનિકુમારને ન્યાય આપવા ખાતર કહેવું જ જોઈએ કે આ પદ્યોમાં તેમણે પોતાના અભ્યાસ અને જ્ઞાનનો પૂરો લાભ આપ્યો નથી તેનું કારણ એ કે આ તો તેમનું પુરસદમાં કરેલું હેતુ વગરનું તૂલિકાપાટવ છે. પણ ગદ્યવિભાગમાં એમણે જ આપણને તૂલિકાપાટવનાં સારાં, પરિણામોનો સ્વાદ ચખાડ્યો છે તેથી પદ્યરૂપ તૂલિકાપાટવમાં એમની કનેથી વિશેષ આશા રાખવાનો આપણને હક્ક છે.

આ 'તુલિકાપાટવ'ના અખ્તરાઓ કર્યાને વર્ષો વીતી ગયાં છે. શ્રી. મુનિકુમારનો અનુભવ અને એમની શક્તિ અત્યારે તો ઘણી આગળ વધી હશે. તો હવે તેઓ તૂલિકાપાટવનું સતત પરિશીલન કરે, અને નર્મ-વિનોદ-હાસ્ય માટેની અનેકવિધ સામગ્રી અને યુક્તિઓ પોતે આ ગ્રંથમાં દાખવી છે તેને સવિશેષ પરિપક્વ અને ફલવતી બનાવે એ તો ગુજરાતી સાહિત્ય તરફની એમની ફરજ છે.

—રામપ્રસાદ બક્ષી

કલા, જીવન; સાહિત્ય ને સંસ્કારનું માસિક

વર્ષ ત્રીજું




મોહનલાલ મહેતા (સોપાન)
કાન્તિલાલ હ. પરીખ

અનુક્રમ





વાર્ષિક લવાજમ

દેશમાં પાંચ રૂપિયા

પરદેશમાં સાત રૂપિયા

છૂટક કિંમત


જીવન સાહિત્ય મંદિ[ર]

રાયપુરા, કાલણાદે[...]







# ડૉ. કોટનીસ કી

# અમર કહાની

વાર્તા : કે. એ. અબ્બાસ

●

પટકથા : કે. એ. અબ્બાસ
વી. પી. સાઠે

●

ભૂમિકા :
શાન્તારામ, જયશ્રી, દિવાન શરાર, બાબુરાવ પેંઢારકર, દીગરશંકર વિનાયક, ઉલ્હાસ કે. દાતે, પ્રતિમાદેવી, પ્રો. કુડાળીકર, સાળવી જાનકીદાસ, રાજેશ્રી.



સમય દરરોજ
૩॥, ૬॥ અને ૯॥ વાગે
શનિ, રવિ, રજાએ ૧ વાગે

૮મું
અઠવાડિયું
બીજા મહિનામાં પણ
જોરદાર ચાલી
રહ્યું છે.

●

ફાયનલ સ્ક્રીપ્ટ : સંવાદો :
ગીતો :
દિવાન શરાર

卐

# સ્વસ્તિક

આજના ઇતિહાસનું

## જલતું પાનું

આપણી નજર સામે જ બની
ગયેલા બનાવોનો સચિત્ર
રૂપેરી અહેવાલ

●

એડવાન્સ બુકીંગ
૧૦ થી ૧૨
૩ થી ૬
દરરોજ



ગ્રહી, મુજરીધાં સહુ; અત્તરને ય ચાહ્યાં વળી,
હવે ગમનની પળે હૃદય ! ન વિરાટે મળી.

કલા, જીવન, સાહિત્ય ને સંસ્કારનું માસિક

વર્ષ ત્રીજું | મે'૪૬ | અંક પાંચમો

# આજની વાત

આજની વાત એ જ મુખ્ય વાત છે. આજને જે અજવાળી જાણે છે તે આવતી કાલને જરૂર અજવાળી જાણશે. મોટા ભાગને આજની જ કશી ખબર નથી હોતી. અને એ જ રીતે મોટો ભાગ આજને ઓળખ્યા સિવાય જ આવતી કાલની ચિંતામાં સમય બગાડે છે. પરિણામે એ આજ પણ ગુમાવે છે ને આવતી કાલ પણ ગુમાવે છે.

સાહસસૃષ્ટિમાં તો આવતી કાલ હોતી જ નથી. ત્યાં તો માત્ર આજ જ હોય છે. સાહસિકોને આજ સિવાય ચેન પડતું નથી. આજના પૂજકો જ પુરુષાર્થી સિદ્ધિના સાધકો છે. આજમાં જ આવતી કાલનાં બીજ છે, તેનું જ્ઞાન એ સૌએ પહેલેથી જ ભરી લીધું હતું.

તમે હજુ આવતી કાલમાં ગોથાં ખાતા હો તો આજથી જ, આ પળથી જ આવતી કાલને ભૂલી જજો. આજે જ હસી લો, આજે જ કામ કરી લો, આજે જ તમારા પ્રાણને પ્રફુલ્લ બનાવી દો, આજે જ વીજની ગતિએ ચારે કોર ઘૂમી વળો, આજે જ ભાવિને વર્તમાનમાં સ્નાન કરી લો, આજે જ જીવનને દિલ ભરી ભરી જીવી લો, આજે જ જીવનમાં પરમતાને ભરી દો આજ જ મુખ્ય છે, બીજું બધું ગૌણ છે.

આજને કદી ન ભૂલશો. આજને ભૂલશો તો તમે બધી રીતે ભુલાઈ જશો. આજને તમે યાદ નહિ કરો તો ય આજ તો તમને યાદ કરશે જ, પણ એ યાદ મીઠી નહિ હોય. એ તો તમે જ આજને યાદ કરશો ત્યારે એ આજ તમારી આજ બનશે.

નાના કે મોટા, ગૌણ કે મહત્વના, બધા જ પ્રશ્નોમાં આજને જ મોખરે રાખો. ધંધો કરતાં કે ફરવા જતાં, સૂતાં કે ઊઠતાં, સંકલ્પ કરતાં કે સંકલ્પ વછોડતાં–બધામાં આજને જ મોખરે રાખશો.

આજ સહજ રીતે આવે છે ને સહજ રીતે સરકી જાય છે. એ સહજમાં જ અખૂટ સંચય પડયો છે. એ 'સહજ'નો પારખુ આજને સારી રીતે પીછાને તે જીવનની તમામ દિશાને પિછાને છે.

ધી.

# કાળી ટોપી

શ્રી. પ્રશાંત

વ્યાસજીના જન્મ ટાણે દશે દિશામાં સમાચાર કહેતા, મત્સ્યગંધાના અંગેઅંગમાંથી ઊડેલી કસ્તુરીના જેવું મહેકતું વાતાવરણ હતું. કડવા લીમડાની લીંબોડીમાંથી પસાર થતો અવર્ણનીય પરિમલ પણ જાત ધન્ય બની જતો હતો.

બીજી સવારે તો અમારી મંડળીમાંનો મકરંદ જેલમાંથી છૂટવાનો હતો. પાછા આવી રીતે તો કોણ જાણે ક્યારે ભેગા થવાય એ વિચારે એક સાથે બધા આનંદપ્રમોદ ભોગવતા હતા.

અંતે મકરંદે જ શરૂઆત કરી.

' આમને આમ દિવસો જતા રહ્યા. એકમેકના સંસર્ગથી આપણને ઘણો લાભ પણ થયો હશે. પરંતુ આપણી ખામીઓ પોતે તો જાણતા હોતા નથી એટલે જો પરિચયમાં આવેલી વ્યક્તિ આપણે–બધાને માટે કંઈ ને કંઈ બોલે તો—'

' હા. હા. સૂચન ઠીક છે. ઘણા વખતથી મને થયા કરતું હતું કે આવું કંઈ કરવું જોઈએ.' મુસ્તફાએ સાક્ષી પૂરી.

' પણ સબૂર, તે પહેલાં દરેક શું શું કરતો હતો તે જણાવે ' ગુણવંતે ટહૂકો કર્યો.

' લે ત્યારે કર શરુઆત. તારાથી જ થવા દે ' સૂર્યકાંતે જણાવ્યું.

' ના એમ નહિ. એ તો અવળી ઘંટી ફરે. બેઠા છીએ તેમ જ બધા બેસી રહે. ને મુસ્તફાથી શરુઆત કરીએ ને ત્યાંથી જમણે હાથે ચાલે. કરો શરુ મુસ્તફા. '

' જુઓ ભાઈ, ' મુસ્તફાએ વાત ચલાવી. ' આ પ્રસંગ એવો વિકટ છે કે જરા વધારે પડતું બોલાઈ જાય, તો સાંભળનારાઓને ગમે નહિ ને ઓછું કહેવાનું વ્યક્તિને જ ગમે. માટે મારે કહેવું છે તે બહુ જ ટુંકાણમાં પતાવીશ. ગુજરાતના પછાત ગામડામાંથી હું આવું છું. અમારું કૂળ ઊંચું ગણાય. ને ગામડામાં તો જમીનદારનો વટજ કહેવાય ને ? મુસલમાન છતાં મને સત્યાગ્રહમાં રસ પડયો. તેનાં અનેક કારણોમાંનું મુખ્ય તો એ કે મારા ગામમાં પોલિસે બળાત્કારથી સામુદાયિક દંડ ઉઘરાવવા માંડયો ત્યારે મારાથી જોઈ શકાયું નહિ. પાડાને વાંકે પખાલીને ડામ. કંઈ પણ કરવું જ જોઈએ એમ મને લાગ્યું. ને મેં એનો જબરજસ્ત વિરોધ ઉઠાવ્યો. સરકાર તો એવું માગતી જ હતી. ખાસ ભણ્યો નથી. મારી પોતાની કાપડની દુકાને બેસીને ગુજરાતી તેમજ અંગ્રેજીનો અભ્યાસ વધારવાનો પ્રયત્ન કરી રહ્યો છું. માંડ વીશ વર્ષ પૂરાં થયાં હશે. બધાનું જોઈને મને પણ સુધારક બનવાનો ચસકો લાગ્યો છે. આંતરજાતીય લગ્ન કરવાની ઉમેદ છે. હિંદુ, પારસી, યહૂદી ગમે તે !'

' વાહ, વાહ પછી ? ' મકરંદ પોકારી ઊઠયો.

' બસ. એ વિના તો તમે જુઓ છો તેવો છું.'

' ચાલો ત્યારે નિખિલભાઈ તમારો વારો હવે. ' કોકે ટકોર કરી.

' બોલવું જ પડશે ? જુઓ. જાતનો છું ચમાર. પણ એથી મને નાનમ નથી. પાંચેક ગુજરાતી ચોપડી ભણી શક્યો છું. બે ત્રણ વરસ પર એક પાદરી આવેલો. ગામમાંથી ઘણા ખ્રિસ્તિ બની ગયાં. અમે પણ તૈયાર હતાં કારણ આટ-આટલી મજૂરી છતાં પૂરું થઈ શકતું નહોતું. પણ એવામાં જ નસીબનું કરવું તે કોક સમાજસેવક, ગાંધીવાદી કોક સેવાભાવી ભાઈ વચ્ચે પડયા. અમને અમારા ધર્મનું ખરું ભાન કરાવ્યું. ત્યારથી અમે ઢોર મારી નાખીને કાઢેલા ચામડાનો ઉપયોગ કરતાં નથી. એમાં હિંસા છે તે એથી દિલ દુભાય છે. કુદરતી રીતે જ મરેલાં હોય તેવાં ઢોરના ચામડાનો ઉપયોગ કરીએ છીએ તે એવો માલ બનાવીને નવજીવનસંઘને બારોબાર મોકલી આપીએ છીએ. ' શ્વાસ ખાવા તે અટક્યો ને પછી આગળ ચલાવ્યું.

' બસ, તે વિના મારા જેવા અભણ ને પછાત કોમના આદમીની જિંદગીમાં તે શી નવાજૂની હોઈ શકે ? '

'પણ આ નામ તમે...'

'હા એ તો મારા એક દોસ્તે આપ્યું છે. થોડા દિવસ પર જ બળિયાકાકા નીકળવાને લીધે એ મૃત્યુ પામ્યો છે. એની પવિત્ર યાદ સાચવવા માટે મારે એ નામ રાખવું-પડે છે નહિ તો મારું મૂળ નામ તો બહેચર.'

'ઠીક. ચાલો તમે ધનુભાઈ ?' મકરંદ જાણે પ્રમુખની અદાથી બોલતો હતો.

'જાતનો છું કોળી. સગાંવહાલાંની મદદથી એલ એલ. બી. થયો છું; અહીં આવ્યાં પહેલાં સચીનના મહારાજાના દીવાન તરીકે હતો 'બી' ક્લાસ આપવા માંડેલો. છતાં સ્વેચ્છાએ મેં 'સી' વર્ગ લીધો છે. બહુ જ નાનપણમાં લગ્ન થયેલાં. કોકકોક વખત બીજીવાર લગ્ન કરું-કરી નાખું એમ થઈ જાય છે. મારા મનની નબળાઈ લાગશે; પણ તેમ નથી. ગાંધીજીના અનુયાયી તરીકે છેલ્લા સાત વરસથી ખાદી પહેરું છું, છતાં સંપૂર્ણ અહિંસાવાદી બની શક્યો નથી. એટલે જ્યારે જ્યારે મારા ભાઈઓને દુઃખી જોઉં છું ત્યારે ત્યારે મને ઉજળિયાત કોમ પર વેર લેવાનું મન થઇ આવે છે. ને એટલે જ હું કોઇ ઉચ્ચ વર્ણની કન્યા...'

'દાદા !' એની વાત અધુરી રહીને વચમાં જ અમારી બેરેકમાં કામ પર આવેલા ગુનેગાર કેદીએ કહ્યું.

'કોણ અબ્દુલ ?'

'હા. તલપ જાય છે દાદા. એક બે બીડી જોઈશે.'

બીજાને આ શબ્દોમાં વિનતિ કરતાં હક્કનો ભાવ જણાય તો નવાઈ નહિ. પણ અબ્દુલે એ હક્ક અમારી પાસેથી મેળવી લીધો હતો. હવે તો એ જાણે અમારાંમાંનો જ એક હોય એટલી છૂટથી વરતતો થઈ ગયો હતો. રૂમ ખાસ ચોખ્ખી રાખતો. નિયમિત પાણી ભરતો. અમારે ઘરથી મોકલાવેલી મીઠાઈ અબ્દુલ માટે અમે ખાસ રાખી મૂકતા હું ઊઠ્યો. પેટીમાંથી ચારેક બીડી કાઢી એને આપી.

'શું ચાલે છે મકરંદભાઈ ?' ઓરડીમાં એની ખાસ જગ્યાએ મૂકી રાખેલા ચકમક રૂ ને હજામતના પોતાની પનરી કાઢતો એ બોલ્યો.

'કંઈ નહિ બેઠાં છીએ ગપ્પાં મારતા ! કાલે મકરંદભાઈ છૂટે છે ને !' મુસ્તફાએ કહ્યું.

'એમ કે ?' કહી એ અમારી બાજુમાં બેઠો.

'સૂર્યકાંત લ્યો ત્યારે તમારે માથે હવે' મકરંદ બોલ્યો.

'ભાઈ, હું તે શું કહું ?' સૂર્યકાંતે વાત ચાલુ કરી, 'હું કેવા પોચા મનનો છું. તે તમે સહુ જાણો છો. ઘરતાંની મને ઘણી જ ફિકર રહ્યા કરે છે. ને એટલે મેં માફીની અરજી કરેલી પરંતુ એ તો આ મકરંદભાઈ ન હોત તો હું એ પાપ-માંથી છૂટત નહિ. એમણે જ મને ઘણો સમજાવ્યો. પહેલાં કદી જેલમાં આવ્યો નથી. ખેતીવાડી નહિ થાય તો બૈરાં છોકરા ખાશે શું તેની ચિંતા થયા કરે છે. અહીં જેલમાં આવ્યા એટલે કોંગ્રેસ થોડી આપણા ઘરના માણસોને પોષવાની છે કે આપણને નિરાંત રહે ? પણ એ તો આડ વાત મારા ગામમાં હું સુખી ગણાઉં છું. પણ લાઠી માર ખમાતો નથી. મને તો કંઈએ બોલતાં આવડતું નથી ભાઈ ગુણવંત તમે ચલાવો આગળ.'

ને હવે ગુણવંતનો વારો આવ્યો.

'હું ઓચિંતો જ ઝડપાયો છું તે તો સૌ જાણો છો. લોકો મને પાક્કો તક સાધુ કહે છે. કદાચ ખરું પણ હોય. આ વેળા જેલમાં ન આવું તો લાંછન લાગે માટે આવ્યો છું. હા, એ પણ વાત ખરી છે કે ઉપરી અધિકારીનું ગજવું ભર્યું એટલે મને થોડી સજા થઈ છે. પણ મને લોકોની બહુ પરવા રહી નથી. મારે વિશે બીજી પણ અફવા ઊડે છે તેનો એકરાર કરી લઉં. હું જેલ રસોડામાં કામ કરવા જાઉં છુ, ગયો તેની પાછળ મારો આશય હતો. જેલમાં શરીર સારું નહિ રહે એમ લાગ્યું. ખોરાક સારો મેળવવા માટે જ હું ત્યાં જાઉં છું. ને લીલાલહેર કરું છું. ભાત આપણા હક્કનો નથી છતાં ખાઉં છુ, છતાં પ્રકૃતિ સારી રહેતી નથી. બહાર નીકળી કોઈ સ.સ ધધો શરુ કરવાનો આશય છે. લડાઈ દરમિયાન કમાઈ લીધુ તે સાચું. આગળ વધવા ઇચ્છનાર આવેલી તક પાછી ઠેલતો નથી. બહારના દુનિયા મને.' સરેદ-

ગૂંડા ' તરીકે ઓળખાતી હતી. પણ હવે-આ અત્યારે તમારી સામું હેતું બોલું છું ત્યારે લાગે છે કે જેલમાંથી કંઈ શીખીને જવાય તો સારું. '

' તો શું શીખ્યા વારુ બોલો જોઈએ ? ' ગુણવંતે સીધો જ પ્રશ્ન પૂછ્યો.

' બીજું તો ઠીક પણ નિયમિતતા કહેવી પડે. અહીં મરણ પ્રમાણ કેટલું બધું ઓછું છે ? એટલે ખોરાક તો સાવ સાદો જ લઈશ ને પછી બધું ધીમે ધીમે અમલમાં મૂકી...શ. '

' એમ નહિ અમલમાં મૂકવા જેવી તો ઘણી ચીજો છે. ' કહી મકરંદ ઊઠ્યો ને એક નોટબુક કાઢી એક પાનું બતાવ્યું. ને બોલ્યો, ' જુઓ આ રહ્યું મારું જેલ સરવૈયું. '

' લાવો, લાવો ' બધા બોલી ઊઠ્યા.

' ના એમ નહિ તમે વાંચી જ જાઓને એટલે અમે નિરાંતે સાંભળી શકીએ ' ગુણવંત બોલ્યો.

' જુઓ ચાર જાતના અનુભવો થયા છે. શારીરિક, માનસિક ને આધ્યાત્મિક ઉપરાંત થોડું ઉત્પાદન કાર્ય કર્યું. શારીરિકના પાંચ ભાગ. નિયમિત ને સાદો ખોરાક લઈશ, ચાવીને જમીશ. બીજું સવારે ફરવા જવાનું રાખીશ ને માલિસ કરીશ. ઘરમાં ચોખ્ખાઈ રાખીશ. મહિનામાં એક વાર વજન કરાવીશને બેવાર એનીમા લઈશ. સાફ કરજો પણ જેલના કેટલાક ફેરફારો ઘરમાં પણ આણી શકાય એવા છે. ને તેને હું અમલમાં મૂકવા ધારું છું '

' ' કયા કયા ? કેવી રીતે અમલમાં મૂકશો ? ' સુરતફાગે ઉત્સુકતા બતાવી.

' નહાને જતે અહીં ગમે છે તેવી કાંઈ લેવી. અઠવાડિયામાં ફરવા ફરતી બધી જ દાળ સંઘળી રાંધવામાં પણ ફેરફાર કરવાનો. દા. ત. વઘાર બાળી દેવો નહિ, જાતનું ઓસામણ કાઢી નાખવું નહિ, તળેલું પચાવવામાં અઘરું હોવાથી બાફેલું જ લેવું; દૂધ કે દાળમાં પલાળીને રોટલી વગેરે ન ખાવું. અને તે ઋતુના વધારેમાં વધારે ફળ ખાવાં સઘળાં ભેગાં બેસીને જ જમે. સ્ત્રીઓ મોડી નહિ ને પુરુષો વહેલા નહિ. જમવું પણ નવું જ વખત. ને એનો સમય પણ બદલવો. જૈનોની પેઠમ વહેલા જમી લેવું સારું. દરરોજ સમૂહપ્રાર્થના કરવી ને બધા બેઠા હોય તે વખતે સમૂહસમાચારનું કથન ને વાચન થવાં જોઈએ. આ થઈ શરીરને લગતી સૂચનાઓ. જેલમાં પુસ્તકોય ઘણાં વાંચ્યા. અંગ્રેજી, હિંદી, મરાઠી, બંગાળી. સંગીત પણ શીખ્યો. એ આધ્યાત્મિક પ્રગતિમાં. ને ઉત્પાદનમાં કાંત્યું ને કવિતા લખી. વળી મોટા મોટા માણસોના અનુભવમાં આવ્યો તે જુદું. '

' અરે ભાઈ તારો આદર્શવાદ તો જગજાહેર છે. હવે તું જરા વ્યવહારુ થાય તો ઠીક. ' ગુણવંત બોલ્યો. ' જો તું બહાર જાય ત્યારે આ કહેવું યોગ્ય નથી છતાં જરા દુનિયા સમજ. જેલ ને ઘર એક નથી. '

' બહાર નીકળીને તો હું એકાદ કોઈ આશ્રમમાં જ જવાનો ઈરાદો રાખું છું. સમાજસેવા મારા જીવનનું મુખ્ય ધ્યેય બની રહેશે. '

' જોયું અબ્દુલ સાંભળ્યા મકરંદભાઈને ! ' નિખિલે શાંત પડેલા વાતાવરણના જળમાં કાંકરી નાંખી.

' હા. આપણાથી તો એ ઘણા મોટા માણસ રહ્યા. અમે ગુનેગારો એ પ્રમાણે વરતીએ તો ક્યાં પત્તો લાગે ? ' અબ્દુલે માથા પરથી કાળી ટોપી ઉતારી સાફ કરતાં કહ્યું. ટોપી પર નજર પડી એટલે ધનુ બોલ્યો.

' અબ્દુલ તારે માથે આ કાળી જ ટોપી કેમ ? કંઈ સમજ પડતી નથી. કોઈ પીળી, કોઈ રાતી, કોઈ વળી રાતીપીળી ભેગી બધાને કેમ આમ જુદી જુદી ટોપીઓ પહેરાવવામાં આવે છે ? '

' ટોપી એ ગુનેગારની ઓળખાણ આપે છે. પીળાને પાંચ વરસની સજા. રાતી ટોપીવાળો જેલમાંથી નાસી ગયેલો ને પકડાઈ ગયેલો, રાતી પીળી વાળાઓ ભાગી ગયેલા પણ તેમની સજા દસ વરસથી વધારે હોય છે. '

' ને કાળી ટોપી ? ' ગુણવંતે પૂછ્યું.

' કાળી ટોપીવાળાઓ ચોરી ને લુંટફાટના કામમાં પકડાયલા હોય છે. ' સ્હેજ શરમાતો અબ્દુલ બોલ્યો.

'કેટલી સજા છે તારી ?' મકરંદે પૂછ્યું ?

'પાંત્રીશ વરસ.'

'ને અત્યારે ઉમ્મર કેટલી ?'

'કોણ હિસાબ રાખે છે એનો પણ ! નહિ તો યે પચાસેક તો થયા જ હશે.' પહેલી જ વખત મકરંદે ને એના મિત્રવર્ગે અબ્દુલને ધારી ધારીને જોયો. અબ્દુલના દેહએરણ પર પડેલા કાળઘણના અવાજો સૌને સંભળાયા. ને એવું વૃત્તાંત સાંભળવાની વૃત્તિ સાહજિક જન્મી, એટલે ગુણવંતે કહ્યું.

'આપણા બધાના વહેંતિયા જીવનમાં તે શું જાણવાનું બળ્યું છે ? આજ તો અબ્દુલ તારી વાત થવા દે. તારો ઈતિહાસ જાણવો છે.'

'મારામાં તે એવું શું છે ? હું કંઈ તમારા જેટલો ઓછો છું ? અમારા જીવનમાં તો કશું ય નવાઈ પામવા જેવું ન હોય. મારી તે કંઈ વાત હોય ?'

'ના. ના. અબ્દુલ તારે કહેવી જ પડશે.' ચારે બાજુથી કમળ પર ગુંજતા અસંખ્ય ભ્રમરના જેવો ગુંજારવ સંભળાઈ રહ્યો.

'તમે બધા નકામો હેરાન કરો છો. વોર્ડર કે પોલિસ આવશે તો મારી ધૂળ કાઢી નાખશે.'

'અમે છીએ ને !'

'ઠીક લ્યો ત્યારે સાંભળો. પણ એમાં સાંભળવા જેવું કશું ય નથી એ પહેલેથી કહી દઉં છું. દિલ્હી મારું વતન. ને આખું નામ અબ્દુલ રહેમાન. પહેલેથી જ તોફાની. બાર વર્ષની ઉમરે-મને બરાબર યાદ છે-મારી વરસગાંઠને દિવસે જ મારા સાથીદાર પાસેથી ખીસ્સા કાપવાની કરામત શિખ્યો. મેળામાં તે અજમાવી ને પકડાઈ પણ ગયો. છ મહિનાની સજા થઈ. જેલની બહાર નીકળ્યો ને માંડ અમુક માસ વીત્યા હશે ને ઘરથી ભાગી ગયો આવ્યો અમદાવાદ. ત્યાં મહોલ્લામાં મોટા ઝવેરીની દુકાન છે. હજુ યે હશે. એ મારી ધ્યાન પર ખૂંચી ગઈ. કોઈ એક મોટી ધર્મશાળામાંથી પાંચ સાત જણના ખીસ્સા કાપી છસોએક રૂપિયાની મતા મેળવી તે જ દિવસે આ ઝવેરીને ત્યાં હીરા ખરીદવા હું ને મારો સાથીદાર ગયા.

દુકાનદારને ગફલતમાં નાખી મેં બે સરસ હીરા તફડાવ્યા. પગથિયા ઉતરતા હતા ને મેં પાછું જોયું. મારી નજરમાં સહેજ ભયના ચિહ્નથી દુકાનદાર તરત ચેત્યો ને મને ઉપર બોલાવ્યો. બહુ જ વટથી હું ગયો. પેલાએ ફોનથી તરત જ પોલિસને ખબર આપી. હું પકડાયો. સાથીદાર તો ક્યારનો ય નાસી છૂટ્યો હતો.'

'બાર વર્ષની ઉંમરે આ હિંમત ?' સૂર્યકાંત બોલ્યો.

'ગજબ આ તો !' ધનુભાઈએ આશ્ચર્ય બતાવ્યું.

'સજા કંઈ થઈ કે પછી નિર્દોષ ?' ગુણવંતે વાત આગળ વધારવાના ઈરાદાથી પ્રશ્ન પૂછ્યો.

'સજા થઈ સાત વર્ષની સખત મજૂરી. શરુઆતના સત્તર દિવસ સેપરેટમાં રાખ્યો. હું ખૂબ રડ્યો. ઘણો પસ્તાયો. પણ બધું ફોગટ હતું. ધીરે રહી સ્વસ્થતા મેળવી, અઢારમે દિવસે મને રેફરમેટરી સ્કૂલમાં લઈ જવામાં આવ્યો. ત્યાં દુઃખ ભૂલ્યો. રમત ગમતમાં ખૂબ ભાગ લેતો. ખેલાડી પણ તેવો. યુરોપિયન ફૂટબોલ ક્લબ સાથે એક વાર હાર થયા પછી કદી હાર્યો નથી. ૨૫૦ રૂપિયા ઈનામના લઈ હું જેલની બહાર આવ્યો. દાદાગીરી વધતી જતી હતી. કમાવાને બહાને હું મુંબઈ ગયો.. રોજનો આ ધંધો થઈ પડ્યો. એક દિવસ ગોલપીઠાના ભૂંડા લોકોનો સામનો કરવો પડ્યો. હું એકલે હાથે. તેઓ જૂથમાં. ખૂબ માર પડ્યો. જેમ તેમ કરી ભાગી છૂટ્યો. મુંબઈમાં રહેવું મને હવે ગોઠતું લાગતું નહોતું. પાછો દિલ્હી જતો હતો. રસ્તામાં એક સ્ટેશન પર, ભાઈ, નામ તો યાદ રહ્યું નથી, પણ એ સ્ટેશન પર ઈરાનીઓનો મોટો કાફલો પડ્યો હતો. તમારી બાજુ તો ખબર નથી પણ અમારી તરફ એમનાથી લોકો ઘણા જ બીએ છે. તે લોકો ફરતા હોય તે રસ્તે રહીએ તો શું પુરુષો પણ એકલા જતા નથી, ચપ્પુને છરા વેચવાની તેમની ફરતી દુકાનો પર ખાસ કોઈ ઊભું રહેતું નથી. એમના પર કંઈ કાયદાસર પાંબંધ

થયેલું. પોલિસની વ્યવસ્થા જેવું કંઈ નહોતું. હું ઉતર્યો. બીજી બાજુ ઈરાનીઓ, ધાંધલમાં મદદ કરવા માટે દોડી ગયા હતા તેની દિશામાં જ્યાં તેમનો પડાવ હતો—ત્યાં ગયો. લાભ લઈ હાથમાં આવ્યું તેટલું ઘસડી લીધું. બીજા ડબ્બામાં ચડી બેઠો. ત્યાં તો મને ગંધ આવી કે પોલિસ પાછળ પડી છે એટલે રસ્તામાં જ ઊતરી પડ્યો. રાત પસાર ક્યાં કરવી ? પહોંચ્યો સિનેમામાં, ગજવામાં વીસ હજાર રૂપિયાની નોટો પડી હતી. જ્યાં જાઉં ત્યાં આજુબાજુ શું શું છે ને શું નથી તે જોવાની મને પહેલેથી જ આદત પડી છે. હું ઊભો થયો એટલે ગેટકીપરે અભેતભે કર્યું. ખરેખરી જામી. સિનેમાના બધા જ દાદાઓ તૂટી પડ્યા, સહન કર્યું. વિસામો પડતાં જ ઊઠ્યો. રોકડા આઠ આના આપીને તાબડતોબ નવું ચપ્પું લઈ આવ્યો. સિનેમા પૂરો થતાં જ ગેટકીપર પર ત્રાટકી પડ્યો. દાનત પહેલેથી બગડેલી હતી. ગળાનું કીંમતી માદળિયું પકડી મેં શરુઆત કરી. ને લાગ મળતાં જ એ મારા ગળામાં સરકાવી દીધું. એના હાથ પર ચપ્પુનો સખત ઘા કર્યો. પોલિસને ખબર પડી. પરંતુ પહેલેથી જ મેનેજર પોલિસના માણસોને કોમ્પ્લીમેંટરી પાસ આપતો નહોતો એટલે આ કેસમાં તે બધા જ સંડોવવામાં આવ્યા. હું તો ત્રણ દિવસ સુધી ઈસ્પિતાલમાં અભાન પડ્યો. માર ખૂબ પડ્યો હતો. હું હતો ફરિયાદી ને વેરઝેરને લીધે મેનેજરને ને બીજા બધાને એકેક વર્ષની આસપાસની સજા થઈ ને હું છૂટ્યો. પાણી આપો ગુણવંતભાઈ ! '

'લઈ લેને હાથે જ' મકરંદે તુરત કહ્યું, વાતાવરણ થીજી ગયું હતું.

'પણ તેથી કંઈ પાંત્રીસ વર્ષની સજા...?' સૂર્યકાંત એકદમ બોલી પડ્યો.

'અરે ભલા ભાઈ હું તો છૂટ્યો હતો. એટલે સજાની વાત તો હવે આવવાની છે.' પાણીનો કપ નીચે મૂકતો તે બોલ્યો. 'વળી પાછો એ જ ગાડીમાં દિલ્હી તરફ જતો હતો ને ડબ્બામાં જોયું તો ટી ટી કોઈ એક ટિકિટ વગર બેઠેલા માણસને ખૂબ દબડાવતો હતો. થોડીવાર તો ન બોલ્યો, પણ છેવટે ન ખમાયું. ઊઠ્યો, ટી ટી ને ડાબા હાથની ત્રણ ચાર ફેંટ પડતાં જ તેના જમણી બાજુના બે દાંત તૂટી ગયા. મેં નાસવાનો પ્રયત્ન કર્યો. પરંતુ ટ્રેન તો સાંઢણી કરતાં ય વધારે ઝડપથી દોડતી હતી. તરત જ આવતા સ્ટેશન પર હું પકડાયો. છ મહિનાની સજા થઈ. કદાચ વધુ થાત પરંતુ ટી. ટી. ની તરફેણમાં કોઈએ સાક્ષી આપી નહિ. આમ પોલિસની ડાયરીમાં કાળે અક્ષરે તો લખાઈ જ ગયું હતું. સમાજમાં મને કોણ ઊભું રાખે ? ને ખરું પૂછો તો બીજી કોઈ વાતમાં રસ પણ રહ્યો નહોતો. મારું નામ સાંભળીને લોકો ભડકતા. મોટા મોટા સલામ-ભરતા. હવે તો મારી એક ટોળી પણ તૈયાર થઈ. વ્યવસ્થિત કામ ઉપાડવાની જરૂર જણાઈ. જે લોકોથી ખમાતું નહિ તે અમારા વિરોધીઓ બનવા માંડ્યા. સામો પક્ષ પણ બળવાન થતો ગયો. મારો એટલો બધો ધાક કે તે મંડળીના માણસો જુગાર રમવા બેસે ને હું જઈ ટેબલપરના બધા જ પૈસા ખિસ્સામાં ભરી દઉં છતાં કોઈથી બોલાય નહિ. તમંચો હમેશ મારી પાસે રાખતો ને એની અણીથી કેટલીયે બેનોની લાજ લુંટાતી મેં બચાવી છે. ખુદાનો અહેશાન, કે કદી અધર્મી બન્યો નથી. આસપાસના ગામમાં પણ હવે તો હાક વાગતી ને એટલે અમે ધાડલૂંટ શરુ કર્યાં. સમીસાંજે ગામ લૂંટતાં. પણ એક વખત તો ભારે થઈ. મા મરણ પથારીએ હતી મરતાં પહેલાં એક વખત પણ મળવાનું એને મેં વચન આપેલું એટલે એને છેલ્લીઘડીએ જોઈ લેવાની મને ઘણી જ ઇચ્છા થઈ. મંડળી સાથે ત્યાં ઉપડ્યો. ઘરમાં બેઠો હતો,ને કંઈ પોલિસને ખબર પડી ગઈ. મને એની બાતમી મળી. ઘરની ચારે બાજુ પહેરો હતો. એક સેકંડમાં વિચારી લેવાનું હતું. જીવનમરણનો પ્રશ્ન હતો. બુદ્ધિ ચાલી. માતાની ઠાઠડીમાં હું સૂતો. સાગરીતોએ મને બાંધ્યો. સ્મશાનમાં લાશ ગઈ છે એમ લાગ-

વાથી પોલિસો ઘરમાં પેઠા ને જોયું તો મારી અમ્માનું મડદું! દોડતી પોલિસપાર્ટી સ્મશાને આવી પરંતુ ત્યાર પહેલાં તો હું કયારનોયે પલાયન થઈ ગયો હતો! આ...આટલી બધી લૂંટના માલનો કેમ રસ્તો કરવો એમ-એક પ્રશ્ન તો હતો જ. પણ એક સોની ઠીક હાથ ચડી ગયો. વારતહેવારે, અધરાત મધરાત જ્યારે- જાઉં ત્યારે વસ્તુઓ ગાળી આપતો.

હવે એક દિવસ એવું બન્યું કે સોના ને ચાંદીની લગડીઓ લઈને જતાં અમને વાર લાગી. રાતના સાડાત્રણેક થયા હશે. સવારના સાડાચારની ગાડીમાં તો અમારે એ શહેર છોડીને નાસી છૂટવું જોઈએ. સોનીને ઘેર ગયા. એ કંઈ બીમાર હતો કે ધંધાને લીધે મોડો સૂતો હશે કે ગમે તે હોય પણ તેવે વખતે એણે આનાકાની કરી. સમય વરતી જઈ તાત્કાલિક તો હું કંઈ જ બોલ્યો નહિ. આવ્યા'તા તેવા અમે પાછા ગયા. પરંતુ મને ખુન્નસ ભરાયું. બીજે જ દિવસે બધાને તૈયાર કરી દીધા કદાચ એને પણ અમારી વાતની ખબર પડી ગઈ હશે કારણ અમે એના ઘરમાં ઘૂસ્યા તે જ વખતે એ ભાગવાની તૈયારીમાં હતો. તરત જ મેં એના પર તરાપ મારી, જંગલી પ્રાણી બકરી પર મારે એમ. ગળું દાબ્યું. તીજોરી ફાડી. અઢળક ઝવેરાત હાથ લાગ્યું. સાગરીતો ને મેં હુકમ કર્યો ને એનું પોટલું બનાવીને તેઓ ઘોડાગાડીમાં દૂર દૂર દાટવા લઈ ગયા. પણ એટલામાં તો હોહા વધી ગઈ. ફળિયામાંની પોલિસે રેન પોકારી. અત્યારે તો હું બોખલ થઈ ગયો છું પણ તે વખતે ઘણો અલમસ્ત હતો. છતાં મારા શરીરમાંથી વીજળીના આંચકા જેવી એક ધીમી કંપારી પસાર થઈ ગઈ. મેં નાસવાની કોશિશ કરી. આમ તેમ દોડયો પણ નસીબ જ ફૂટલાં, યાર, બીજું શું? ઠેસ વાગીને પડયો. એટલે તો મહોલ્લાવાળાઓને ચડી વાગ્યું. ચારે બાજુ "ચોર ચોર"ની બૂમો સંભળાવા લાગી. બધા બારીમાંથી જ બૂમાબૂમ કરતાં હતાં. કોઈ ડોશીઓ રડી ઊઠી. નાના છોકરાઓએ કલ્પાંત શરૂ કરી દીધાં. પણ મારી સામે આવવાની કોની જીગર હતી? ત્યાં તો સામેથી જ પોલિસની ટુકડી દેખી. રાઈફલ કાઢી. બચાવ કરવા જતાં બે પોલિસને તો જહાન્નમમાં મોકલી દીધા ખુદાને ત્યાં ઈન્સાફ મેળવવા. પણ છેવટે હું ઘવાયો. મારા પર અત્યાર પહેલાં ઘણાં કેસો હતા. ને તે હિસાબે મને ફાંસીની જ સજા થાત. પરંતુ અવળી બુદ્ધિ સૂઝી ને મેં પૈસા વેર્યા. બચ્યો. બધી મળી કુલ્લે પાંત્રીસ વરસની સજા થઈ. પણ હવે લાગે છે કે ફાંસી જ મળી હોત તો સારું થાત. છ વરસ કાઢયાં છે. ને હજી તો કયાં? કેટલી લાંબી મજલ કરવાની છે!'

દીર્ઘશ્વાસ લેતાં અમારી બધાની સામે એણે જોયું ને પાછી વાત ઉમેરીઃ

'અહીં જ મારું બાળપણ, મારી જુવાની. મારો બુઢાપો ને મોત–અહીં જ નિર્માયાં હશે. બહારના જગતનો હું બાદશાહ. પડયો છું આજે તો. છતાં એક બીડી જેવી નાચીઝ વસ્તુ કાજે બીજા પાસે હાથ ધરવા જતાં કાળજું કપાઈ જાય છે. પર્વતની ખીણ જેવડા મોટા મોટા ચીરાડા પડે છે. આ જીવતા દોજખમાં રહે રહે ભૂતકાળ યાદ આવે છે. ને મને થાય છે કે અરર. બહાર જેના શ્વાસનો અવાજ સાંભળતાં મોટી મહેલાતો-ધ્રુજવા માંડતી તેને આજે આ ગુલામી!'

'પણ ના' ગળગળો થતો અબ્દુલ આમળ બોલ્યો, 'ના. જગત જોવાની હવે ઇચ્છા રહી નથી. બાઈબેન, માબાપ ને બીજા ભાંડરડાંઓ મારે મન જીવતાં છતાં મરેલાં જ હતાં. મેં કોઈનું કહ્યું માન્યું નહિ. કોઈની પરવા ના કરી. દરેકના સ્નેહને ઠોકરે ચડાવ્યો. હવે પસ્તાવું? શાને? ને જીવવું યે કોને માટે? ના ના મારે બહાર જવું નથી. અહીં આ ચાર દિવાલોની વચ્ચે–આ ઓરડામાં જ દેહ પડે તો ખુદા હાફિઝ!'

બીજે દિવસે જેલના દરવાજા બહાર પગ માંડતા મકરંદના મોં પર આનંદને બદલે, કાળી ટોપીની વાતથી, વિષાદનાં પૂર ફરી વળ્યાં હતાં.

# ઝંખનાની શાન્તિ

શ્રી. નિરામય

કેસરને ગયે આજે બરાબર બે માસ પૂરા થયા.

જીવન કેટલું રૂપાળું હતું ? કેટલું પ્રેમમધુર હતું ? ને કેટલું દિલરંગી ? હવે કહે, કેસર ! શાની ઝંખના હોય ?

માનવ સ્વભાવ જ એવો છે. પોતે ઓળખે તેનાં કરતાં સામા માણસને અમે વધુ ઓળખીએ છીએ એ દાવો સમાજની આંખો હમેશ કરતી જ આવી છે. મારી ય આજે એવી જ દુર્દશા થઈ છે, કેસર ! જાણે હું કંઈ જ સમજતો ન હોઉં ? તારી સાથે જેટલું જીવવાનું મળ્યું છે એ મારે મન પરમ સૌભાગ્ય છે. સુખ કોને નથી ગમતું ? આ સુખાનંદનાં પાંચ વર્ષના બદલે બીજાં પચાસ વર્ષ સાથે રહ્યાં હોત તો ! તો તો–પણ તું એટલું લાંબું ન રહી તેનો ય મને અફસોસ નથી. અફસોસ શા માટે કરું ? જેટલું સાથે રહ્યાં છીએ તેટલું ય ઓછું છે ? જે સમય મળ્યો, સુખનો જેટલો ટૂકડો મળ્યો તે તો ખૂબ ખૂબ પ્રેમથી માણ્યો છે. આજે હવે ભવિષ્યકાળ ભલેને દુઃખની એકલતાની અનેક વાતો કહી ડરાવે, પણ જીવ્યાં છીએ એ જિંદગી તો એટલી ભરેલી છે, એટલી પ્રેરક છે કે ભવિષ્યકાળની કાળી કલ્પનાઓ પણ મને અડી શકતી નથી.

કેસર ! તું નહિ માને પણ જ્યારે બધાને એમ લાગ્યું જ કે આ અચાનક આવી પડેલો કાળમુખો રોગ તને એક બે દિવસમાં જ લઈ જશે ત્યારે બધાંને દુઃખ તો થયું જ, પણ પછી ? ...પછી તો બધાંએ મારી ચિંતા કરવા માંડી તું છેલ્લા શ્વાસ લેતી હતી, સામે બેઠો હું ઈશ્વરની આ કરુણામયી કલ્પનાની સંચારદોરીનો વિચાર કરતો હતો, એક પળ લાગતું હતું કે હમણાં કંઈ ફેરફાર થશે ને સમાધિમાં પડેલી કેસર ઊઠી મારી સામે પ્રેમભરી બે આંખો માંડી કહેશે કે ' આવા પોચા શું થાવ છો ? હું કયાં ચાલી જવાની હતી તે આટલા ઉજાગરા ને થાકથી આ શરીરને આવું કરી નાખ્યું ? ' ને એ ટપકામાં એટલો તો પ્રેમ ભર્યો હશે કે હું ઊઠીને તું સાજી સમી બેઠી થઈ છે તેના સંતોષ સાથે પાંચ દિવસના ઉજાગરાની ઉંઘ કાઢવા લેટીશ...પણ પણ કેસર ! એ બધું તો દરિયામાં પડેલાને તરણા જેવું હતું. એ સમાધિમાંથી ઊઠવાની નહોતી જ. પરમ કરુણામય ઇશ્વરે કંઈ બીજું જ નક્કી કર્યું હતું. તું ગઈ, ખબર પણ ન પડે એટલી સહજ રીતે તેં જહાજનાં લંગર ખસેડી નાખ્યાં. આજે આટલું જ લાગે છે કે ભલા ઈશ્વર ! કેસરને જતાં જતાં એકાદ મીઠી દૃષ્ટિ નાખવા જેટલી ય બે પળોનો અવકાશ તો આપવો હતો ! પણ એનો ય શો શોક ? સાચા પ્રેમની કદાચ એ જ તો કસોટી હશે.

કેસર ! આ બધું કહેવાથી ય શું ફાયદો ? જીવનની છેલ્લી પળે તારા દિલમાં શું હશે તે તો ભગવાન સિવાય બીજું કોણ જાણે ? પણ મને ખાતરી છે કે તું જીવનને જે રીતે સમજતી હતી તે રીતે મૃત્યુને પણ સમજતી હતી. તું અચાનક ચાલી નીકળવાની છે એવું તો તેં કેટકેટલી વખત મને કહ્યું હતું ? એ બધું એ વખતે તો મેં ઉપર સ્મિત લાવી આપણે વિનોદમાં ઉડાવી દેતાં પણ તારે મન ચાલી નીકળવું એ કેટલું સહજ છે તેનો આજે જ ખ્યાલ આવે છે. દિલ ભરી ભરીને તેં મને પ્રેમથી નવાજ્યો છે. એ વખતે પ્રેમની પરમતામાં હું એટલો તો લીન હતો કે તું તારા દિલને નીચોવી નીચોવી મારા માટે પ્રેમની પ્યાલીઓ ભરે જતી હતી. આજે જો તારા ગયે અફસોસ થતો હોય તો આ એક જ વાતનો કે કેસર જે રીતે તેં મને ધરાઈ ધરાઈને પ્રેમ આપ્યો તે રીતે, તેટલી મસ્તીથી હું કેમ ન આપી શકયો ! પણ એનો ય અફસોસ હવે શા કારણ ? તું ગઈ છે છતાં હું કહું કે નથી ગઈ તો તે કંઈ ખોટું છે ખરું ?

હા, તું નથી ગઈ એ ખોટું ઠરાવા કેસર ! આપણાં સ્વજનોએ કંઈ ઓછું કર્યું છે !

તે જ દિવસે જ્યારે ક્ષિતિજની ઝાલરો સાથીઓ પૂરી તને બોલાવી રહી હતી, જ્યારે તારા દેહ વિલયની તૈયારીઓમાં દેવોનાં વૃંદ લાગી રહ્યાં હતાં ત્યારે આપણાં ગણાતાં બધાં ય મારી ઉપર અનુકંપા ને દયાની નજરે નિહાળી સહાનુભૂતિ બતાવી રહ્યાં હતાં. બધાં કહેતાં કે ' આનું થશે શું ? ' એ વાતે ય સાચી છે કે પહેલા બે દિવસ કેસર ! હું ખોબલે ખોબલે આંસુ ઢાલવતો રડયો છું. રાત દિવસ–એકેકેય પળ ગુમાવ્યા વિના રડયો છું. મારાથી રડયા વિના ચાલતું જ નહોતું. પણ બસ, એ અડતાળીશ કલાક પછી એક પળ પણ એવી નથી કે જ્યારે હું રડયો હોઉં કે તારા વિલય ઉપર ક્રંદન કર્યું હોય.

અને આજે તો એ બધું એટલું મધુર, એટલું મીઠું, એટલું પ્રેમમય લાગે છે ને કહું છું કે ' ભલાદિલ ! તારા જેવો શુભ અવસર બહુ ઓછાને આવે છે. પ્રેમની મધુર વાતો કરતાં કરતાં, મીઠા ભૂતકાળને દિલના તાણાવાણામાં ગૂંથતા ગૂંથતાં, શેષ જીવનની પળોને વીતાવવી એનાથી વધુ કયો આનંદ માનવજીવનની બરછટ ભોં ઉપર હશે ! '

જે દિવસથી મેં આંસુનો સમદર ઉલેચવો બંધ કર્યો તે દિવસથી મોટી બહેને કેટલીક અણગમતી વાતો મારા મનમાં નાખવા માંડી. જ્યારે મેં આ વાતો તો તું પથારીમાં છેલ્લા શ્વાસ લેતી હતી ત્યારથી જ બધે પ્રસરી રહી હતી ત્યારે મને થયું કે કેસર ! તું મારી સાથે જે પ્રેમ બાંધી ગઈ છે એ મારા પક્ષે નિષ્ફળ નીવડયો, નહિ તો આવું કેમ બને ? પણ જીવન અને જે જમીન ઉપર જીવનનું હળ ફરે છે એ બે નિરાળી વસ્તુઓ છે. મરણ મનુષ્યને દુઃખ આપતું હશે, પણ દુઃખ આપે છે માટે જ એ જલદી ભુલાઈ જાય છે, એ જીવનની જમીનમાં આ જાતનાં જ બીજ મોટા પ્રમાણમાં ઓરાય છે.

કેસર ! જે 'કૉટ' ઉપર બેઠો બેઠો આજે આ બધું સ્મરી રહ્યો છું–એ જ 'કૉટ' ઉપર બેઠાં બેઠાં જીવનનાં કેટકેટલાં સંયુક્ત સમણાં ગોઠવ્યાં છે ને ફેરવ્યાં છે ? એ જ 'કૉટ' ઉપર બેઠાં બેઠાં 'મેઘદૂત'ની વિરહ પંક્તીઓનું ગુંજન કેટકેટલી વખત કર્યું છે ? ને એ બધું કેટલા પ્રેમથી મેં સાંભળ્યું છે ? પહેલી જ પંક્તિ **कश्चित्कान्ता-विरहगुरुणा...**તું શરૂ કરતી ને દિલમાં થતું કે પુરુષનું હૃદય સંપૂર્ણતઃ સ્ત્રી વિના કોણ પારખી શકે ? આજે તારા દિલની આરજૂ ઓળખવા જેટલી શક્તિ મારામાં રહી છે ખરી ?–એમ મારા દિલને અનેક વખત પૂછું છું: જરી ય થડકાર અનુભવ્યા સિવાય દિલ એ વાતની પ્રતીતિ આપે છે.

એક બાજુ સ્નેહીઓ–સ્વજનો, સગાંવાલાં, પ્રેમીઓ અને ભાંડુઓ એકમતે એકરીતે એક જ વાત આજે બરોબર બે માસથી ઉચ્ચાર્યા કરે છે કે ' ભાઈ ! કેસર ગઈ એનો શોક અમને કંઈ નથી. હજાર ઘરમાં ય શોધી ન સાંપડે એવી એ સુશીલ અને સરસ હતી. પણ તારી સાથેનું એનું ઋણાનુબંધ એટલું જ હશે. દુઃખ થાય છતાં આપણે તો હજુ જ્યાં સુધી જીવવાનું છે ત્યાં સુધી જીવનની સ્થૂલ વાતો ભૂલે કેમ ચાલે ? તું એકલો પડી જઈશ, આજે તને આશ્વાસન આપતાં ઢગલો માણસ પાંચ પંદર દિ' પછી વેરાઈ જશે ને આખરે તારે એકલાયે જ આ બાકી જિંદગી કાઢવાની છે. માંદગી આવશે, મુશ્કેલીઓ આવશે, એ બધામાં કોઈ સાથીની જરૂર પડશે જ. કેસરને એમાં અન્યાય કર્યા સિવાય પણ તારે ફરીથી લગ્ન કરવા વિચારવું જોઈએ. અમારું આટલું માની જજે–'

આ બધાંને મારી દયા આવતી હશે ? તારા ગયા પછી કેસર ! જે જે મળવા આવે છે તે મારી સામે કેવી દયાળુ દષ્ટિએ જૂએ છે ? સાચું કહું કેસર ! મને એ નથી ગમતું. તારા ગયાનું અપાર દુઃખ દિલમાં હશે તોય આ લાચારી તો નથી ગમતી. અને મને હવે બીજા કયા સાથીની જરૂર પણ છે ! હજુ સુધી દિલ તો એમ જ કહે છે કે તું ગઈ જ નથી. ઘરના ઉંબરમાં પગ મૂકું છું ને એ જ પ્રેમભરી પગલીઓ કરતી હોય તેમ લાગે છે. આ સામે પડેલી તારી તસ્વીર કેટલી

પારદર્શક છે ? કોણ કહેશે કે એમાં મરકી રહેલી કેસર હવે નથી ! પેલો રેંટીઓ ! જ્યારે એને ખોલી કાંતવા માંડું છું ત્યારે ય ત્રાકનું ગુંજન પણ એ જ સાક્ષી પૂરે છે કે કેસર જીવે છે, કેસર જીવે છે, એ કેમ કરી મરી શકે ? અને બહાર જઉં છું ત્યાં ય ચારેકોર તારાં યાદચિહ્નો જાણે નજરે નં પડતાં હોય ! તે દિવસે દરિયાની પાર ઉપરથી છેઠ કોલાબા પોઇંટ સુધી ફરી આવ્યાં હતાં અને થાકેલાં થાકેલાં ચર્નીરોડ સ્ટેશને આવ્યાં ત્યાં તો દરવાજો બંધ થઈ ગયો હતો. તે ગાડી જશે એ બીકે એક જ પળમાં બન્નેએ કેવી રીતે આખી વાડ અને કાંટાળા તારની આડ કૂદી ગાડીમાં જગ્યા લઈ લીધી હતી ! આજુબાજુનાં માણસો તો ચકીત થઈ એ દૃશ્ય ઊંચા શ્વાસે જોઈ જ રહ્યાં હતાં. એ કૂદ્યા પછી જ ખબર પડી કે આપણે ન કરવાનું સાહસ કરી બેઠાં હતાં પણ તે વખતે ય તું તો નિર્વિકાર મારી પડખે જાણે કશું ય બન્યું નથી એમ બેઠી હતી. ને દૂર દૂર નજર માંડું છું ત્યાં તાજ-મહાલની તે રાત આવીને ઊભી રહે છે. સ્કંધેસ્કંધ એકઠા કરી એકીટશે તાજમહાલને એ પૂનમની રાતે કેટલા લાંબા સમય સુધી જારવ્યા કર્યો હતો ! એ પ્રેમ સમાધિમાંથી પેલા ડોસાએ ઉઠાડ્યા ત્યારે જ ખબર પડી કે આપણે એ રીતે એક સામટાં સાડાત્રણ કલાક ઊભાં રહ્યાં હતાં.

અને પેલી વખતે અબોલા લીધા હતા ત્યારે ? મને બરોબર યાદ છે કે એ આખું અઠવાડિયું તું અને હું એક પળ પણ શાન્તિ ભોગવી શક્યાં નહોતાં. અબોલા છતાં એ ' સતત બોલા 'નો ગાળો કેમ ય કર્યો ભુલાય એમ ખરો ? પ્રેમમાં ગાળા હોવા ઘટે તું કહેતી અને પાછી બે જ પળમાં કહેતી કે ગાળા રાખવા જેવો એવો તે કેવો પ્રેમ હશે જે ગાળાથી સમૃદ્ધ થઈ શકે ? આપણે તો ગાળા ય નહિ ને પોળારા ય નહિ. તમારી સાથે જ ઠેઠ સુધી રહીશું. ' પણ પણ કેસર ! તું ઠેઠ સુધી સાથે રહીશ કહેતી સરકી ગઈ.

કેસર ! આ બધું આજે એટલા માટે યાદ કરું છું કે આજ સવારથી તો દિલના ચુરા થઈ જાય એટલી ક્રૂરતાથી મિત્રો અને સગાં સ્વજનોએ મારી ઉપર આક્રમણ શરૂ કર્યું છે. ' હું હવે એકલો છું, મારું થશે શું ? '—એની ચિંતાએ એ સૌએ આજે ઘરમાં ધસારો કર્યો છે. મારી ઉપર એ સૌને દયા આવે છે. હું એકલો કેમ રહી શકીશ એની અપરંપાર ચિંતા એ સૌને થાય છે. એ સૌની લાગણીઓ સાચી છે, એ બધાં ય મારાં સ્વજનો છે, સ્નેહીઓ છે, પણ પણ મારા દિલની વાત કેસર ! તારા વિના કોણ જાણે છે ? ઘરના ખૂણે ખૂણામાં તારી સુવાસ આજે ય એટલી જ પ્રસરી રહી છે. તારાં સજીવ પગલાં ઘરની લાદી ઉપર નથી પડતાં એ સાચું પણ તારી સ્મૃતિ, તારું સાન્નિધ્ય તો હતું તેથી પળે પળે આ બે માસમાં અનેકગણું નિકટ થતું જાય છે—જાણે હવે તો તું કદી જઈશ જ નહીં. તું હતી ત્યારે લાગતું હતું કે કદાચ કોક દિ' વિખૂટા પડવાનું આવશે, પણ આજે તો લાગે છે કે હવે તો એ શક્ય જ નથી તું હતી ત્યારે અને આજે ય મારી તો એક જ જ ઝંખના હતી કે આપણે કદી ય વિખુટાં ન પડીએ—પ્રેમની પરમતા પણ એ જ છે ને ? ને આજે વિચાર આવે છે કે તું ન મળી હોત તો ? અત્યારે બેઠાં બેઠાં એ મધુર દિવસોની યાદ માણું છું ત્યારે દિલ કેટલું પ્રફુલ્લે છે ? ગર્વથી કેટલું ફૂલે છે ? શેષ રહેલા જીવનના આ ટૂકડાને ભલે ને હવે એકકે ય સિદ્ધિ ન મળે. દિલના કાંઠા સુધી હરખાઈ હરખાઈ તારા પડખે રહી. જીવનને માણવાનો જીવન જીવવાનો જે લહાવો મળ્યો છે તે ઓછો છે તે હવે અન્ય કોઈ સુખાનંદની અપેક્ષા ય રાખું ? ગમે તે હો, કેસર ! તું ગમે ત્યાં હોઈશ પણ એક વાતનો મને પૂરો સંતોષ છે કે તું પણ એ જીવન માટે જરૂર ગર્વથી ફુલાતી હોઈશ, ને જ્યાં હોઈશ ત્યાં એ મઘમઘતી સ્મૃતિને તારા દિલમાં સંઘરી એની સુવાસની મીઠપમાં દિલને પોષતી હોઈશ. સાચું કહે, આમાં હું જરી ય ખોટું કહું છું ? કેસરને કેસર ઓળખે તેનાથી ય વધુ ઓળખવાનો હક્ક તો મારો જ છે ને ?

અને એથી જ કેસર ! આજે એમ લાગે છે કે મારી ઝંખનાની શાન્તિ મળી ગઈ છે. મારા પુલકિત ને સંતુષ્ટ દિલને નિહાળી સ્વજનો ને સ્નેહીઓ પણ શાન્તિ અનુભવશે. વિખૂટાં નહિ પડવાની ઝંખના હતી તે કેસર ! આખરે શાન્તિને પામે છે, અને એ ઓછું સૌભાગ્ય છે ? અસ્તુ સલામ કેસર !

એણે લાકડાનો એક મોટો પણ પોલો અશ્વ તૈયાર કર્યો. હથિયાર સાથે સૌ સિપાહીઓ અંદર સહેલાઈથી બેસી શકે એમ હતું. એમાં ઓડીસસ પણ બરાયો. ચૂંટી કહાડેલા બીજા ચૂનંદા સૈનિકો પણ લીધા. બહુ જ મોટા ખીલા મારીને એનો દરવાજો બહારથી બંધ કરી દેવામાં આવ્યો.

પછી તો જાણે લડાઈથી હારી ગયા હોય તેમ, બધા જ ગ્રીક સૈનિકોએ પોતાના તંબુઓ પાડી નાખ્યા. દીવા હોલવી નાખ્યા ને આ ઘોડાને ત્યાંને ત્યાં જ પડયો રહેવા દઈ, વહાણમાં બેસી દૂર હંકારી ગયાં. ટ્રોયના નગરવાસીઓએ જ્યારે આ જોયું ત્યારે તેઓ એકદમ ખુશ થઈ ગયા છેવટે ગ્રીક લોકોએ થાકીને ઘેરો ઉઠાવી લીધો છે જાણી તેમને આનંદ થયો. આ પહેલાં ગ્રીક લોકોએ ટ્રોયમાં ઘૂસી જઈને એથેના દેવીની પ્રતિમા ચોરી લીધી હતી. એ જ કામના પ્રાયશ્ચિત રૂપે જ પેલો મોટો ઘોડો તેઓ મૂકીને ભાગી નહોતા ગયા ?

આ મોટા ઘોડા વિશે જાણવાને ફાંફા મારતાં કેટલાક દરવાજે દોડયા. તેમણે કહ્યું કે આ તો કોઈ ભેદી કાવતરું છે.

એમાં હતો એક પાદરી લેઓકૂન નામનો. એણે તો જોશશોરથી કહ્યું:

' એ ટ્રોયના પ્રજાજનો, લાકડાના આ અશ્વ પર લગીર વિશ્વાસ મૂકશો મા. ગ્રીક લોકો બહુ લુચ્ચા છે. એ વાત ધ્યાનમાં લેજો. ફસાશો નહિ. "

એ પાદરી બલિ તરીકે આ ઘોડાને લેવા માટે પાસે ગયો. પોતાનો મોટો ભાલો એણે ઘોડાના પેટ પર લગાવ્યો. ખડંગ્ દઈને મોટો અવાજ થયો. ને એણે કહ્યું: ' જુઓ કેવો પોલો અવાજ આવે છે ! '

પણ આ શું ? પેલા રબારીઓ આ બાજુ કેમ આવે છે ? એમણે કોને બાંધેલા છે ? લોકો તેને જોવામાં એટલા બધા ગુલતાન થઈ ગયા કે કોઈએ આ ઘરડા પાદરીનું કહ્યું માન્યું નહિ.

કેદીને પાસે લાવવામાં આવ્યો. એ હતો સીનોન. ગમે તેમ ટ્રોયના લોકોને ઊંધું છતુ સમજાવી, આ ઘોડો ટ્રોય શહેરમાં લઈ જવાની ગોઠવણ કરવાનું એણે બીડું ઝડપ્યું હતું. ને એટલે જ બીજા બધા ગ્રીક સરદારો દૂર દરીઆમાં વહાણો લંગારી ઊભા હતા ને આ સીનોનને અહીં રાખી મૂકવામાં આવ્યો હતો.

' મારા પર દયા કરો ' સીનોને નાટક ભજવવો શરૂ કર્યો. ' દેવને એ લુચ્ચાઓ મારું બલિ આપતા હતા. ને હું જેમ તેમ કરી ગ્રીક લોકોના હાથમાંથી નાશી છૂટયો છું. એથેના દેવીને આ ઘોડાનો ભોગ ચઢાવવાનો છે. કારણ દેવી એમના પર ગુસ્સે થયાં હતાં. તમે લોકો એને તમારે ત્યાં ન લઈ જઈ શકો, તમારા શહેરના દરવાજામાં એ ઘોડો ન પેસી શકે એટલા માટે તો એને આટલો મોટો બનાવવામાં આવ્યો છે. કારણ કે જો તેમ થાય ને તમે ભોગ ધરાવો તો દેવીના આશિર્વાદ તમને ફળે.

ઘણાને હજી શંકા હતી. પરંતુ એમની આંખ સામે બનતી આ વાતથી તો તેમને એમ જ લાગ્યું કે ખરેખર ઈશ્વરની મહેરબાની ઉતરી છે. ને તેવામાં તો પાસે વહેતી નદીમાં બે મોટા નાગ બહાર નીકળ્યા. ને પેલા વૃદ્ધ પાદરી ને એના બે છોકરાઓને વીંટળાઈ વળ્યા.

ટ્રોયના નગરજનોને ચોક્કસ લાગ્યું કે ટ્રોયમાં આ ઘોડાને લઈ જવા માટે પાદરી ના કહેતો હતો એટલે જ આ દંડ એને ભોગવવો પડયો છે. લોકોની આસ્થા એકદમ વધી ગઈ. ને ઘોડાને તાબડતોબ શહેરના કોટની દિવાલોની અંદર લાવવામાં આવ્યો. લોકો આનંદ ઉત્સવ માણવા લાગ્યા. હવે તો ઘોડો નગરમાં આવી ગયો છે એટલે દેવ બધા ટ્રોયવાસી પર મહેર કરશે માની સૈનિકો નિશ્ચિંતતાથી ઊંઘતા હતા. ને બરાબર મધરાત થઈ.

સીનોને ઘોડાની બહાર નીકળવાના દ્વારના આગળા કહાડી નાખ્યા. અંદર ભરાઈ રહેલા બધા જ ગ્રીકો બહાર નીકળી પડયા. ને દૂર દૂર ઊભેલા પોતાના વહાણોને જલદી આવવાનો સંદેશો

આપવા માટે ગામની મધ્યમાં મોટી હોળી ચેતાવવામાં આવી.

વહાણપરના લોકોએ એ તેજ જોયું. તેમની યુક્તિ ફળી હતી. પવન ધીમે ધીમે વાતો હતો. ચંદ્રના પ્રકાશમાં બધા વહાણો ટ્રોયની ભાગોળે આવી ચડયા. હજારો ગ્રીક સૈનિકો શહેરમાં ઘૂસી ગયા. ખડકીએ ને જાહેર રસ્તાઓ વિદેશી સૈનિકોથી ઉભરાવા લાગ્યા.

ટ્રોયના લોકો મોડા જાગ્યા. પાદરીના શબ્દો એમને યાદ આવ્યા. ઘોડાની પાંસળીઓ, ભાલો મારવાથી નીકળેલો પોલો અવાજ યાદ આવ્યો.

આખી રાત કતલ ચાલી.

ને સવાર પડતાં તો લાખોના શરીરો ધડથી જુદાં પડી ગયાં હતાં. આગલી સાંજે લાગતું ભવ્ય શહેર સ્મશાનમાં ફેરવાઈ ગયું હતું. અરે ખુદ ટ્રોયના ખુદ વૃદ્ધ રાજા પ્રિયામનું શરીર પણ નદી કિનારે રઝળતું થઈ ગયું.

ને જેને લીધે દશ દશ વર્ષ સુધી આ લડાઈ ચાલી તે હેલનને એના જૂના પતિ, ગ્રીક લોકોના રાજા મેનેલોસને સોંપી દેવામાં આવી ને ગ્રીક લોકોએ ગ્રીસ તરફ પ્રયાણ કર્યું. અમુલખ ઝવેરાત ને લૂંટના માલથી ટશ ટશ થતા બાર વહાણો ભરી, આનંદથી ઓડીસસે ઘર તરફની દિશા લીધી.

'દશ દશ વર્ષોના વહાણા વાયાં તે ઘરથી દૂર હતો. ત્યાં પહોંચી જવાની એને અજબ તાલાવેલી લાગી હતી. પરંતુ દેવની મરજી જૂદી જ હતી.

એને બાપડાને ક્યાંથી ખબર કે પોતાની રાણી ને રાજકુંવરને મળતાં તો હજી બીજાં દશ વર્ષો નીકળી જવાનાં હતાં ?

અણધાર્યો પવન ફૂંકાવા મંડયો. આંધી ચડી આવી. ધારેલા રસ્તે જવાને બદલે વહાણો દક્ષિણમાં ધસડાઈ ગયાં.

કેટલા ય દિવસો પછી જમીનનાં દર્શન થયાં. ને ભરતી હોવાથી મોજાંઓને લીધે તેઓનાં વહાણુ કિનારા પર પહોંચ્યાં ખરાં.

કિનારા પર પગ મૂક્યો કે તરત જ ઓડીસસે એક માણસને કહ્યું:

'કેટલાય વખતથી મીઠું પાણી મળી શક્યું નથી. ટાપુ પર જઈને લઈ આવ.'

તે ગયો. કેવો મજાનો ટાપુ હતો ! ને લોકોયે કેવા ! પાણીની સાથે સાથે નવાં નવાં ફળો પણ ખાવાં આપ્યાં ! ને એની મીઠાશ ! વાત જ ન પૂછો.

સ્વાદ ચાખનાર પોતાના વડાને ભૂલી જાય, પોતાના બાંધવોને ને દેશને યે વિસરી જાય ! ને દશ દશ વર્ષ સુધી સતત લડનારા સૈનિકોનું મન ! થાક ઉતારવા કાજે હમેશ માટે આ સ્વપ્નામાં આ સ્વપ્ન ભૂમિમાં જો રહેવાનું હોય !

પણ ત્યાં તો ઓડીસસને આ સમાચાર મળ્યા. ને વિસ્મૃતિ કરાવનારી ને લોભાવનારી આ ભોમથી ભાગવું જોઈએ એમ એને તુરત જ લાગ્યું.' બાકીના ખલાસીઓ સાથે એ કિનારે ગયો. ને આ બધા સ્વપ્ન દેખનારાઓના બાંધ્યા હાથ ને પગ, ને લઈ ગયો વહાણુ પર.

સઢ છૂટયા, વહાણ ને જોરથી હલેસાં મારવામાં આવ્યાં. જોત જોતામાં તો કિનારાથી દૂર દૂર સૌ પહોંચી ગયાં. જલના દેવ આપણા વરુણના જેવા પણ પછી તો કમનશીબે એનાથી પોસીડોન ( નેપ્ચ્યુન ) દેવ નારાજ થયો. ને ઓડીસસને દશ વર્ષ સુધી ભટકવું પડયું.

એમ કેમ બન્યું તે જોઈએ:

અત્યારે સીસીલી નામે ઓળખાતા પ્રદેશ આગળ ઓડીસસ આવ્યો. કંઈ પણ ખબર હોત તો એ આવા ટાપુ પર જાત ખરો ? માણસોનો ભક્ષ કરનારા એક જ આંખ વાળા રાક્ષસોની દુનિયા ? બાપરે ! ભલભલાના હાંજા ગગડી જાય એવી એ દુનિયા ?

દરિયાના તોફાનમાંથા બચેલા બાર માણસો સાથે એણે ત્યાં ભટકવાનું શરુ કર્યું. રસ્તે જતાં એક મોટી ગૂફા જોઈ. ઓહોહો ! આ વાસ શેની ? ગૂફામાંથી આવતી હતી ને ? ભૂખ્યા વરૂ જેવા બધા થઈ ગયા હતા. અંદર જોયું તો તૈયાર ભોજન ને

આસપાસમાં કોઈ નહિ ! વાહ ! મઝા. પેટ ભરીને બધા જમ્યા !

સાંજ પડી. ને એવામાં આવ્યો એ ગુફાનો માલિક—એકાક્ષી રાક્ષસ. પોલીફેમસ એનું નામ ! સાઈક્લોપ્સ જાતિનો એ રાક્ષસ ! દૂરથી જ ખાઉં ખાઉંની બૂમો એણે પાડવા માંડી. ઘેટાં ચરાવીને એ આવતો હતો. બધાને એક પછી એક ગૂફામાં મોકલીને છેવટે એનું બારણું પણ એણે જ બંધ કર્યું. કારણ એના વિના એવો મજબૂત પથ્થર ઉઠાવી પણ કોણ શકે ?

રાક્ષસને ભૂખ પણ સખત લાગેલી. હડપ દઈને એણે તો આ લોકોમાંના બેને ઝડપી લીધાં ને આરોગી ગયો. ને સવાર પડતાં બીજા બેનો નાસ્તો કરી વળી પાછો ગૂફા બંધ કરીને ઘેટાના ટોળા સાથે એ ચાલ્યો ગયો.

પછી તો ઓડીસસે એક યુક્તિ શોધી. વળી બીજા બેનો ભોગ લેવાઈ જતાં એણે રાક્ષસ સાથે જાણે ગાઢ મૈત્રી હોય તેમ વરતવા માંડયું. ને દારૂનું નજરાણું ધર્યું. પેલાએ તો કોઈ દિવસ એ ચાખેલો નહિ, પણ ભાવ્યો હોવાથી વધારે માગ્યો ને કહ્યું: ' એ તો ઠીક, પણ તારું નામ શું ? '

' નકો મારું નામ. '

ને પછી તો રાક્ષસને ચડયું ઘેન. સૂતો એ તો. ખૂણામાં પડેલો રાક્ષસનો વાંસ લીધો. અણિયાળો કરી ને અગ્નિમાં સખત તપાવ્યો ને ભચ દઈને પેલાની એક આંખમાં ભોંકી દીધો.

દુઃખની ચીસો નાખતો એ ઘૂમવા લાગ્યો. એ સાંભળીને એનો મોટો ભાઈ ગુફા બહાર પથ્થર આગળ આવ્યો ને પૂછ્યું ' શું છે બધું આ ? '

' નકો મને મારી નાખે છે '

પેલાએ જવાબ આપ્યો.

' જો નકો—કોઈ નહિ—કોઈ માણુસ તને રંજાડતો નથી તો જરૂર એ દુઃખ ઈશ્વરે મોકલ્યું હશે ને દેવના કાર્યની વચમાં અમે કેમ આવી શકીયે ? ' ને આમ કહી એ જતો રહ્યો.

આથી રાક્ષસે ગૂફાનું બારણું ખોલી નાખ્યું ને હાથ પ્રસારી, આ લોકો ભાગી જતી વખતે પકડાય એટલા માટે બેઠો.

ઓડીસસે વળી બુદ્ધિ લડાવી.

ત્રણ ત્રણ ઘેટાંઓને એણે સાથે બાંધ્યા. ને વચલા ઘેટાના આગલા બે પગ આગળ માથું ને પાછલા આગળ પગ રહે એ રીતે હવે બાકી રહેલા છ માણસો સાથે એ બધા બંધાઈ ચૂકયા. સવાર પડી ને ચરવા માટે ઘેટાંઓ જલદીથી નીકળવા લાગ્યાં ત્યારે ગૂફા આગળ ઘેટાંઓ પર હાથ ફેરવતાં રાક્ષસને કયાંથી ભાન થાય કે એની સાથે દગો રમાઈ ગયો હતો ?

ને આમ એ લોકો ભાગી છૂટયા. દરિયા પર આવતાં જ તેઓએ વહાણ હંકારી મૂકયા ને દૂર જઈ ઓડીસસે મહેણું માર્યું.

' એ સાઈક્લોપ્સ લે બદલો મળ્યો ને તારા ખરાબ કામનો. તારે ત્યાં આવેલા મહેમાનને ખાઈ જવા'તાં લે લેતો જા ! '

પોલીફેમસ તો ધૂંવાફૂંવા થઈ ગયો હતો. રસ્તે આવતી એક નાના પહાડની ટોચ એણે ખેંચી કહાડી તે ફેંકી અવાજ આવતો હતો તે દિશામાં. ને કંઈ મોજા ઉછળ્યાં છે એના મોજાં ઉછળ્યાં છે ! સારાનસીબે વહાણ બચી ગયું.

વળી થોડે ગયા એટલે ઓડીસસે ફરીથી રાક્ષસને ટોણો માર્યો.

' એ મુરખ, સાંભળ. જો કોઈ તને પૂછે કે તારી આંખ કોણે બાળી દીધી તો કે'જે કે એનો બાળનાર તો હતો ઓડીસસ. '

પણ આ નામ દેવામાં એણે મોટી ભૂલ કરી. જલના દેવતા વરુણ—નેપ્ચ્યુનનો એ પુત્ર હતો. પિતાને વિનવણી કરીને રસ્તામાં સખત તોફાન કરાવવાનું એણે કહ્યું. ને એટલે જ તો દશ દશ વર્ષ સુધી ઓડીસસને દરિયામાં એક સ્થળેથી બીજે રખડતા રહેવું પડયું !

આવી રીતે અથડાતો કૂટાતો એ અને એના માણસો એક બીજા ટાપુ પર જઈ ચડયા. અહીં સર્સ નામની એક સુંદર સ્ત્રી રહેતી હતી. સૂર્યદેવ

અને જલપરીની એ પુત્રી. પતિને મારી નાખવાની શિક્ષા બદલ અહીં રાખવામાં આવેલી. આવનાર બધા યે મુસાફરોની એ સારી આગતા સ્વાગતા કરતી. જમાડતી પણ સરસ રીતે પરંતુ એને એવી ધૂન કે પછી એક જાદુઈ લાકડી ફેરવે ને હોય તે બધા જ ભૂંડના આકારમાં ફેરવાઈ જાય. અલબત્ત તેનું મગજ માણસનું હોય એવું જ રહેતું. આવા ઘણા ય ભૂંડો એણે ભેગા કર્યા હતા. કિનારા પરથી ખબર કહાડવા માટે ગયેલા માણસે જ્યારે આ વાત કરી ત્યારે એ જાતે જ ત્યાં ગયો.

સર્સે સ્વભાવ પ્રમાણે એનું સ્વાગત કર્યું. પરંતુ જાદુઈ લાકડીનો ઉપયોગ આના પર નિષ્ફળ ગયો ત્યારે એ તો નમી પડી. કદાચ કોઈ દેવ ન હોય ! પણ ભગવાનના એક દૂતે એને રસ્તામાં ફૂલ આપેલું તેનો બધો પ્રતાપ હતો ! ઓડીસસે એને એની ભૂલ સમજાવી. ફરીથી બધા માણસોને અસલ રૂપમાં જીવતા કરી દેવામાં આવ્યા. તેઓએ ઘણા મોજશોખ ત્યાં રહી ભોગવ્યાં. માત્ર પોતાને ગામ જ ન જઈ શકાય.

પરંતુ ઘણું મનાવ્યા પછી—રાણી અને રાજકુંવરને લીધે, છેવટે સર્સે ઓડીસસને ભારે હૈયે વિદાય આપી. ને રસ્તામાં કેવાં કેવાં દુઃખો પડશે, ને તેને નીવારવા કયા કયા ઉપાયો લેવાના તે બધું સર્સે કહ્યું હતું એટલે ઘણી જ સાવચેતીથી વળી પાછાં વહાણ હંકારવામાં આવ્યાં.

થોડા દિવસ પછીની વાત છે. એકાએક ગીતના સૂરો હવામાં વહેતા થઈ ગયા. એક બાજુ સાગરનું સંગીત ને બીજી બાજી દૂર દૂરનું ધીમું પણ મીઠું ગીત ! વહાણના બધા જ ખલાસીઓ મુગ્ધ થઈ ગયા. પણ ઓડીસસ ચેતી ગયો. એણે બધાના કાનમાં મીણ ભરી દીધું. સાંભળે તો પંચાતને. અને પોતાની જાતને કૂવા સાથે બંધાવી દીધી. એને સમજ પડી ગઈ કે જલપરીઓના આ મધુર ગીતથી જો લલચાયા તો આપણા વહાણ એ લોકો બેસે છે તે ખડકો સાથે અથડાઈને ભૂકો થઈ જશે. નાવિકોને ઝડપથી હલેસા મારવાનો હુકમ આપવામાં આવ્યો. ગીતની એવી માદક અસર હતી કે એ સ્થળ પાસેથી પસાર થતી વખતે ખુદ ઓડીસસ પણ ત્યાં જવા લલચાયો પરંતુ નાવિકોએ એના પહેલાના હુકમને માન આપી, વહાણ ને હલેસાં માર્યે જ રાખ્યાં. આમ એક મોટા વિનાસમાંથી સહુ બચી ગયા. સર્સે બતાવેલી બીજી આપત્તિ પણ હવે આવનાર હતી.

પહાડની ટોચ પરથી ધૂમાડા નીકળતા હતા. કૂતરાઓ ભસતા હતા. દરિયાનું પાણી ઘૂમરી ખાવા લાગ્યું. એને ખબર પડી ગઈ કે એમના વહાણ સીસીલી અને ઈટાલીની વચ્ચેના દરિયામાં હતાં ખડકોની વચ્ચેના પાણી ઉકળતાં હતાં. એમાંના એક ખડકનો ટોચપરથી નીકળતા ધૂમાડામાં સીલા નામની દરિયાઈ રાક્ષસી ભરાઈ બેઠી હતી. વહાણ પાસે આવે કે એ પોતાના ૭ માથાઓ ઊંચકતી અને તૂતક પરના ૭ ખલાસીઓને આબાદ ઉપાડી લેતી. જ્યારે બીજી તરફના ખડક પર ભયંકર મોટા મોઢાવાળી એક વિકરાળ રાક્ષસી રહેતી હતી. દિવસમાં ત્રણ ત્રણ વખત તો એ દરિયો પીતી ને પછી પાણી બહાર ફૂંકારતી. ને એમાં અટવાઈને ગમે તેવું જબ્બર વહાણ પણ હતું ન હતું બની જતું. આમાંથી તો કોઈપણ ખલાસી બચી શકે એમ નહોતું.

ઓડીસસે આ બંને રસ્તામાંથી ઓછા ભયવાળો પહેલો રસ્તો પસંદ કર્યો. ને ૭ માણસો ખોયા. ને ને પોતાના બધા પરાક્રમોની, પાછળથી જ્યારે ઓડીસસ વાત કરતો ત્યારે કહેતો કે " આના જેવુ ભયંકર દૃશ્ય બીજું એકે ય મેં જોયું નહોતું."

વચમાં વળી થ્રોનેશીયાના ટાપુ પર, જ્યુપીટર માનીતું એક પ્રાણી ખલાસીઓ હજમ કરી ગયા એટલે દેવે ક્રોધે ભરાઈ એક વજ્ર ફેંક્યું. પરિણામે વહાણો અને ખલાસીઓનો નાશ થઈ ગયો. બચ્યો માત્ર ઓડીસસ. નવ નવ દિવસ સુધી લાકડાના એક નાના ટૂંકડાપર એ તરતો રહ્યો ને દશમે દિવસે, પશ્ચિમ દિશાના સમુદ્રમાં ઓજીજીઆ ટાપુપર ફેંકાઈ ગયો.

અહીં વળી બીજી એક જલપરી—કેલીપ્સો નામની રહેતી હતી. આઠ વર્ષ એ અહીં આની સાથે છતાં બહુ જ સુંદર દશ્યને વાતાવરણની કે આ જલપરીની એને પડી નહોતી.

એણે તો એટલે સુધી વચન આપ્યું કે જો ઓડીસસ તે ટાપુપર રહી જાય તો, પરી એને અમર બનાવી દે. પરંતુ એ બધા કરતાં ય ઓડીસસને ઘર સાંભળતું હતું. રાણીને રાજકુંવર યાદ આવતાં હતાં.

છેવટે દેવની પુષ્કળ પ્રાર્થના કરવાથી, તેમણે મોકલેલ દૂત સાથેના સંદેશાને નકારી નહિ શકવાથી એને ત્યાંથી રજા મળી. ઓડીસસને કુહાડી, ને તરાપો બાંધવાની સામગ્રી આપી. પોતાને હાથે જ સઢ ગૂંથ્યો. કયે રસ્તે જવું તે અચ્છી રીતે સમજાવ્યું. ને ઓડીસસ વળી પાછો દરિયાના પાણી પર ઝૂલતો થઈ ગયો.

હવે તો એ ઘરથી ઘણો નજીક હતો. પરંતુ વરુણદેવ પોસીડનને હજી શાતા વળી નહોતી. ફરીથી એમણે પવનને હુકમ આપી દીધા. ને દરિયામાં મહા તોફાન જાગ્યું. તરાપો ભાંગ્યો. કપડાં તણાયાં. બે દિવસ ને બે રાત એણે તરવામાં કહાડો ને એથેન દેવની કૃપાથી એક મોટા મોજાના જોરે, સ્પીરીઆ ટાપુ અર્ધો દેવ જેવા લાગતા દેવોના વાસમાં ફંગોટાઈ ગયો ને લાગ લાગતાંથી કિનારે એક ઝાડના પાંદડા પર સૂતો તેવો જ ઊંઘી ગયો.

તેજ રાતે તે ટાપુના રાજાની કુંવરીને સ્વપ્નું આવ્યું. એનેન દેવે કહ્યું કે 'વિવાહનો તારો સમય ભરાઈ ચૂક્યો છે. વહેલી સવારે નદી પર ઘરના બધાનાં કપડાં ધોવા જજે. ને તારું ધાર્યું થશે.'

ને બીજી સવારે રાજકુંવરી નૌસીકા નીકળી પડી. રેશમી કપડાં ધોયા પછી તે અને તેની સખીઓ નાવા બેઠી. વાળ ઓળ્યા. પછી ખાધું ને રમ્યાં. રમતાં રમતાં કુંવરીનો દડો, ખડકને અફ-ળાઈ, દરિયામાં પડ્યો.

બધી છોકરીઓ એવી તો જોરથી ચીસ પાડી. ઊઠી કે ઓડીસસ જાગ્યો.

એ ઊઠ્યો તેવી જ બધી શરમાઈ ગઈ. એણે કશું પહેર્યું નહોતું. માત્ર પાંદડાં એણે શરીર વીંટાળેલા હતાં. કુંવરીને આજીજી કરી એણે પહે-રવાનું માગ્યું. દરિયાના પાણીથી ખરાબ થઈ ગયેલું શરીર ચોળી મસળીને એ નાહ્યો.

કુંવરી રાજા પાસે લઈ ગઈ.

એના માનમાં ભોજનસમારંભ યોજાયો. તે વખતે એક કવિએ ટ્રોયના વિગ્રહમાંના ગ્રીકવીરોના ભારોભાર વખાણ કર્યાં. એના મોઢા પરના ભાવ ઘણા પલટાવા લાગ્યા. છેવટે એને જાહેર કરી દેવું પડ્યું કે મીનેલોસ એકીલીસ અને એગેમેમ્નનની સાથે જે ઓડીસસ હતો તે પોતે જ હતો. ઇથા-કાનો રાજા ઓડીસસ તે આ !

સભા ગરકાવ થઈ ગઈ. બધાએ એનું નામ સાંભળ્યું હતું ! ટ્રોયની જીત—પેલા કાષ્ઠના ઘોડાને આભારી હતી ને ? એનો પ્રયોજક તે એ જ ઓડીસસ !

પછી તો પોતાને પડેલી મુશીબતો એણે સભામાં સંભળાવી. આથી રાજકુંવરનું મન પણ કેવું થઈ ગયું હતું ? ઓડીસસ પોતાના મહેલમાં પોતાની સાથે નહિ રહે ! બહુ વિનતી કરી છતાં ય એ ત્યાં ન રહ્યો તે ન જ રહ્યો.

'હું તો તમને દેવી તરીકે પૂજીશ. તમે તો મને જીવતદાન આપ્યું છે' છેવટે એ આટલું બોલી શક્યો.

'મને યાદ કરજો' કહી કુંવરીએ એને વિદાય આપી, રાજાએ વિદાય આપી તે બીજા દિવસની સાંજે વહાણમાં બેસી એ ઘર તરફ આવવા નીકળ્યો.

વીશ વીશ વર્ષના વહાણાં, ઘરથી નીકળ્યાને થઈ ગયાં. રાજકુંવર ટેલેમેકસ તો હવે મોટો મરદ થઈ ગયો હશે. પત્ની પણ દિનરાત દેવને ભજતી એની જ કુશળતા વાંછી રહી હતી.

પરંતુ મહારાજ આટલા વર્ષો બહાર રહ્યા તેને લીધે તો કેવી કેવી વસ્તુઓ બની ગઈ હતી !

ઓડીસસને ગયે સત્તર વર્ષ થયે રાજરાણી પેનેલોપના હાથની માગણી થવા માંડી. કેટલાયે મુરતીયાઓ આવ્યા. ધનના લોભે, રાજના લોભે, સત્તાના લોભે. ને ઓડીસસના રાજમહેલમાં નોકરો ને કવિઓ સાથે એમણે પડાવ નાખ્યો. ને આમ રાજાની ગેરહાજરીમાં એની દોલત લુંટાઇ, રાજકુમાર સામે કાવતરાં ખેલાયાં ને બધા રાણીની પાછળ પડયા.

આમાંથી બચવા પેનેલોપે એક યુક્તિશોધી. ફરી પરણે તે પહેલાં, અત્યારસુધી ગેરહાજર રહેલા પતિના પિતા–પોતાના સસરા માટે એક ઝભ્ભો સીવે એમ એણે ઇચ્છા બતાવીને એક ઓરડામાં ભરાઇ બેઠી.

ત્રણ વરસ સુધી આમ ચાલ્યું. પણ પછીથી પોગળ ફૂટી ગયું. રાજાઓ વધારે દબાણથી પસંદગી કરી લેવાનું સૂચવી રહ્યા હતા.

પરંતુ એટલામાં તો દૈવને કરવું તે ઓડીસસ ઘર આવી પહોંચ્યો. દેવી એથેને, એને કોઇ ન ઓળખી શકે માટે, સાવ ગરીબ ભીખારી જેવો એનો પહેરવેશ ને ચહેરો બનાવી દીધો. ઘેર આવીને એ કુંવરને મળ્યો. બંને જણાએ ભેગા થઇ આ બીજા રાજાઓને કેવી રીતે મહાત કરવા તેની ગોઠવણ કરવા માંડી.

આજ છૂપાવેશે એ મહેલમાં ગયો. એના કૂતરા વિના બીજું કોઇ ઓળખી શકયું નહિ. બધા રાજાઓએ એનું અતિશય અપમાન કર્યું રાત્રે તેઓ સુવા ગયા એટલે એમના બધાના હથિયારો પિતા અને પુત્રે લઈ લીધાં. જેથી કરીને પેલા રાજાઓ સામનો તો ન કરી શકે ! રાજકુંવર તો સવારે તૈયાર રહેવાનું કહી પોતાના ખંડમાં ચાલ્યો ગયો. રાણીએ બહાર નીકળીને નવા આવનારને પોતાના પતિ વિશે ઘણું ઘણું પૂછ્યું. છેવટે ભીખારી બોલ્યોઃ

‘ બાઈ, મેં તો એમને તાજેતરમાં જ જોયા હતા. ને એ ઘર આવવા તો કયારના યે નીકળી ગયા છે. ’

રાણીના આનંદનો પાર ન રહ્યો. પોતાની દાસી ને આ ભિખારીની બધીયે આગતા સ્વાગતા કરવાનું કહી એ ખંડમાં ગઈ.

આ દાસી જ્યારે એના પગ ધોતી હતી ત્યારે એણે એના પગની હથેલીમાં ડાઘ જોયો ને એને ઓળખી કહાડયો પરંતુ કશું યે બોલવાનું ના કહી ભિખારીએ એને વિદાય કરી દીધી.

બીજે દિવસે, પરણવા આવનાર બધાને, પતિનું એક ધનુષ્ય આપતાં રાણીએ કહ્યું.

‘ આને જે વાળશે ને એકજ લાઈનમાં ટીંગાડેલી બાર વીંટીઓમાંથી બાણ મારી શકશે તેને હું પરણીશ. ’

એક પછી એક બધાયે પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ ! ભિખારીએ એ કામ પાર પાડયું. ને ઓડીસસ તરીકે છતો થઈ ગયો ને પછીથી તો પોતાની પાસે આવેલા બાણ એક પછી એક બધા પર છોડયાં. ને એ ખતમ થતાં રાજકુંવરે તલવાર ને ઢાલ આણી આપ્યાં. ને આમ પિતાપુત્રે એકેએક મુરતિયાને સ્વધામ પહોંચાડયા. મરનારની લાશો બહાર કઢાવવામાં આવી જગ્યા ધૂપ ને અત્તરથી ફરી પાછી મહેકતી કરવામાં આવી. ને ઓડીસસ વળી પાછા પોતાની અસલ રાજગાદી પર બેઠો. ને ત્યારે જ પેલી બુઢ્ઢી દાસી સાથે, રાજરાણી પેનેલોપને પોતાના આવવાના સમાચાર કહેવડાવ્યા'

# વિવેચન સર્જન નથી

શ્રી. પીતાંબર પટેલ

શ્રી વિશ્વનાથ ભટ્ટે તેમની 'સાહિત્ય સમીક્ષા'માં એક વિધાન કર્યું છે કે 'વિવેચન એ સર્જન છે.' અને તેની પુષ્ટિ માટે પશ્ચિમના વિવેચકોનાં અવતરણો ટાંકી બતાવ્યાં છે. તે વિધાનની યથાર્થતા બતાવવા માટે તેમણે ઘણી દલીલો કરી છે. શ્રી રામનારાયણ પાઠકે એ વિધાનની તાત્ત્વિક ચર્ચા કરી તેનું નિરસન કરેલું. પણ વિશ્વનાથ ભટ્ટ એમ ચૂપ રહે તો ગુજરાતના સમર્થ વિવેચક શાના ? તેમણે એમની એ તાંત પર જૂનું ગાણું ગાયા કર્યું: 'તમે ગમે તેમ કહો, હું તો કહીશ કે વિવેચક એ સર્જક છે. વિવેચન એ સર્જન છે, કાવ્ય છે.' તેમના તાજેતરમાં પ્રગટ થયેલ વિવેચન સંગ્રહ 'નિકષરેખા'ના નિવેદનમાં પણ તેમણે પેલા વિધાનનું પિષ્ટપેષણ કર્યું છે. રખેને વાચકો ભૂલી જાય કે વિવેચન એ પણ સર્જન છે. અને વિવેચન એ તો 'સ્વભાવોક્તિ કાવ્ય' છે. વિવેચન એ તો 'ઊર્મિકાવ્ય' છે. વિવેચક એ કવિ, હા એ, 'ક્રાન્તદર્શી કવિ' છે. વિવેચન એ સર્જન છે, એના સમર્થનમાં તેમણે જે મુદ્દાઓ રજૂ કર્યા છે તે જોઈએ અને તેમાં કયા વિચારદોષ રહેલો છે તેનું અન્વેષણ કરીએ.

'વસ્તુતઃ વિવેચન પણ એક પ્રકારનું સર્જન છે જ છે.[1] 'બીજા શબ્દોમાં કહીએ તો સર્જન, કલા કે કાવ્ય એ સૃષ્ટિ વિષયક રસાત્મક વાઙ્મય રચના છે. તો વિવેચન એ સર્જન, કલા, કે કાવ્યરૂપી સાહિત્ય-વિષયક રસાત્મક વાઙ્મય રચના છે.'[2]

આ વિધાનના સમર્થનમાં તેમની મુખ્ય દલીલ એ છે કે સર્જક કે કવિ જગતના સૌન્દર્યને, તેના અનુભવને ઝીલીને કલાકૃતિમાં મૂર્ત કરે છે. તો વિવેચક સાહિત્ય-જગતના સૌન્દર્યને, તેના અનુભવને ઝીલીને કલાત્મક આકારમાં મૂર્ત કરે છે.

આ દલીલમાં એક ગંભીર દોષ રહેલો છે. વિવેચક સાહિત્યકૃતિ પાસે જાય છે તેમાં રહેલા સૌન્દર્યનું દર્શન કરવા માટે તેનો રસાસ્વાદ કરવા માટે. જો એ કૃતિ તેને રસનું આસ્વાદન કરાવશે તો તેનું દિલ ડોલી ઊઠશે અને તે તૃપ્તિનો આનંદ અનુભવશે. જો તેને તેમાં રસને બદલે રસાભાસ દેખાશે તો તેના ચિત્તમાં ક્લેષ થશે. અહીં સુધી તો તે સામાન્ય વાચક જ છે. પછી તેનામાં રહેલી વિવેચન શક્તિ વ્યાપારમય થશે. એ કલાકૃતિ ગમી તો શાથી ગમી ? તે ચિત્ત પર કલાપનો એ સંસ્કાર ન પાડી શકી તો શાથી ! આ પ્રશ્નોના જવાબને શોધશે અને તે સમર્થ વિવેચક હશે તો એ કૃતિની ખૂબીઓ અને ખામીઓ વિશદતાથી રજૂ કરશે. આ વિવેચન વ્યાપાર એક રીતે ઝવેરીને મળતો છે. જેમ ઝવેરી તેની પાસે આવેલા સોનાને નિકષ પર રેખા પાડી કહી આપે છે કે તે કેટલા ટચનું છે તેમ વિવેચક પણ તેની અનેક ગ્રંથોના પરિશીલનથી વિશુદ્ધ થયેલ દૃષ્ટિરૂપી નિકષ વડે કલાકૃતિની ગુણવત્તા કહી બતાવે છે. એટલે કે વિવેચકનું કામ કલાકૃતિનું મૂલ્યાંકન કરવાનું છે. આ પ્રવૃત્તિને ન્યાયાધીશની પ્રવૃત્તિ સાથે પણ સરખાવી શકાય. ન્યાયાધીશ પાસે જેમ ન્યાયનો કાંટો હોય છે તેમ વિવેચક પાસે પણ કલાકૃતિથી રસવત્તા માપવાનો કલાની પરખરૂપી કાંટો હોય છે. તેની પાસે કોઈ કૃતિ આવે ત્યારે તેને તાદાત્મ્ય અને ચિત્તની સ્વસ્થતા રાખીને તેનું મૂલ્યાંકન કરવાનું હોય છે. પણ વિવેચક એક બાબતમાં ઝવેરી કરતાં અને ન્યાયાધીશ (પરીક્ષક) કરતાં એક બાબતમાં ચડિયાતો છે. તે માત્ર ઝવેરીની પેઠે માત્ર કલાકૃતિનું મૂલ્ય કહી બેસી રહેતો નથી પણ તે એ નિર્ણય પર શાથી આવ્યો તેનાં કારણોમાં ઉતરે છે. બીજા માણસોને પ્રતીતિ થાય તે રીતે તે કારણો રજૂ કરે છે. કલાકૃતિની ખૂબીઓ અને ખામીઓ અસરકારક રીતે રજૂ કરે છે. તેની પાસે ઘડાયેલી ભાષા હોય

---

૧-૨ નિકષરેખા નિવેદન પા. ૧૫

છે એથી તે તેના વિચારોને સ્પષ્ટ રીતે રજૂ કરી શકે છે. આનું નામ તે વિવેચન.

સર્જન વ્યાપાર આથી ભિન્ન છે. સર્જક કંઇ સૌન્દર્ય જુએ છે. એના ચિત્તમાં સંવેદન જાગે છે. એ સૌન્દર્યના અનુભવને તે મૂર્ત કરવા મથે છે. તેને જેવો અનુભવ થયો, જેવો આનંદ થયો તેવો જ અનુભવ અને આનંદ પણ વાચક પણ કરી શકે તેવી બાનીમાં તે તેનું આલેખન કરે છે. અહીં તે પેલા વિવેચકની પેઠે કારણમાં ઉતરતો નથી કે એનું શાથી કોણ ઊઠયું! એ તો સૌન્દર્યના દર્શનમાં મસ્ત છે. તેના દિલમાં આનંદ ઉભરાય છે અને તેને વ્યક્ત કર્યા વગર રહેવાતું નથી. એટલે તે કલાત્મક સ્વરૂપમાં તે એને વ્યક્ત કરે છે. એના વ્યક્તવ્યમાં એવો તો ચમત્કાર હોય છે કે જે વાંચતાં વાચકને પણ સર્જકના જેવો જ રસાસ્વાદ થાય.

આમ સર્જનવ્યાપાર અને વિવેચન વ્યાપાર ભિન્ન છે. તેનાં ઉપાદાન ભિન્ન છે એમ નહિ, બંનેની સર્જન પ્રક્રિયા જ ભિન્ન છે. બીજી રીતે કહીએ તો સર્જન વ્યાપાર સ્વાયત્ત છે જ્યારે વિવેચન વ્યાપાર પરાયત છે [3] શ્રી વિશ્વનાથ ભટ્ટ આ શબ્દોના અર્થ પોતાને અનુકૂળ રીતે કરે છે. તેમણે જ વાપરેલું દૃષ્ટાંત લઇએ. કવિ કોયલ વિશે કાવ્ય કરે તો તે સર્જન અને વિવેચક કવિ કોયલની કૃતિ પર વિવેચન (કાવ્ય) કરે તે સર્જન નહિ? એમ તો કવિને પણ વાસ્તવિક સૃષ્ટિને અવલંબીને ચાલવું પડે છે. એ અર્થમાં તે પરાયત્ત જ છે. ના, આમ નથી. કવિ કોયલ વિશે કાવ્ય કરે તો માત્ર તે તેના રંગનું તેના કર્ણપ્રિય ટહૂકારનું જ વર્ણન કરી નહિ બેસી રહે. તેની કલ્પના કોયલના નિમિત્તે જ્યાં જ્યાં સ્વૈરવિહાર કરશે ત્યાં ત્યાં તે પહોંચી જશે. કોયલના નિમિત્તે તો તે અલકમલકની વાતો કરી શકશે. એ ક્યાંય ક્યાંયના ઊડી શકે છે. તેની કલ્પનાને, તેની સર્જન શક્તિને કંઈ બંધન નથી. આપણી સર્જતી કવિતા જોવાથી આથી પ્રતીતિ થશે. શ્રી. ઉમાશંકર જોશીનું 'ચૂસાયેલો ગોટલો' નામનું કાવ્ય લ્યો. તેમાં તેમણે કોની વાત કરી છે? ગોટલાની? ના, ગોટલો તો તેમના ભાવને વ્યક્ત કરવાનું એક પ્રતીક બની રહે છે. ગોટલાના નિમિત્તે કવિ જીવન વિશે બીજું ઘણું કહી દે છે. એક બીજું દૃષ્ટાંત જોઈએ. શ્રી સુન્દરમનું 'રોળાં' વિશેનું એક કાવ્ય છે. તેમાં તે રોળાં, ઢેફાં, ઈટાડી વિશે વાત કરતા નથી. એ તો માનવી વિશેની જ વાત કરે છે. આમ વિષય એ તો કાવ્યનું નિમિત્ત બને છે. કવિ વિષયને વશવર્તીને ચાલતો નથી. એ તો તેના અનુભવને વ્યક્ત કરવા મથે છે. પછી તેને ઉપકારક થાય તેવું ભાવ પ્રતીક જો અડફેટે ચડે તો તે તુરત જ ઉપાડી લે છે. એ સર્જન વ્યાપારમાં કલ્પનાને પૂરેપૂરો અવકાશ છે. એટલું જ નહિ, સર્જક તો તેની કલ્પના વડે આખી ભાવ સૃષ્ટિ ઊભી કરે છે. એ સૃષ્ટિ આ વાસ્તવિક જગત જેટલી જ સાચી અને જીવંત હોય છે. એટલે તો આપણે કુસુમને અને કુમુદને યાદ કરીએ છીએ. જયા અને જયંત તો જીવતાં જાગતાં માનવીઓ પેઠે ઉલ્લેખ કરીએ છીએ. કાક અને મંજરીનાં દૃષ્ટાંતો આપીએ છીએ. કવિ તેની સર્જન સંજીવની વડે પાત્રોને જીવતાં કરે છે. નવી સૃષ્ટિ સર્જાવે છે. નવ નિર્માણ કરે છે. એમ કરવામાં એની આડે કોઈ બંધન આવતું નથી. તેને બીજા કશા પર આધાર રાખવો પડતો નથી. તે સ્વતંત્ર છે. તેનો સર્જન વ્યાપાર સ્વાયત્ત છે અને એની સૃષ્ટિનો તે બ્રહ્મા છે. વિવેચનમાં એમ નથી. વિવેચક તેના વિવેચ્ય વિષયથી બહાર જઈ શકતો નથી. આગળ જણાવ્યું તેમ જો તેને 'ચૂસાયેલા ગોટલા'નું વિવેચન કરવાનું હશે તો તે એનું જ કરશે. તે વખતે તે સુન્દરમનાં 'રોળાં'નું નહિ કરવા બેસે. તેની આગળ જે કૃતિ પડી છે તેની ખૂબીઓ અને ખામીઓ જ તેને જોવાની છે. તેમાં એ કંઈ વધારો કરી શકતો નથી. કંઈ સુધારો કરી શકતો નથી. હા, તે તેની સૂઝવડે સર્જકને-

---

૩. આ સ્વાયત અને પરાયત શબ્દો શ્રી. રા. વિ. પાઠકે આ જ ચર્ચા અંગે વાપરેલા. મને એ અર્થદ્યોતક લાગવાથી અહીં ફરીવાર એ જ શબ્દો વાપરું છું.

પણ ન દેખાયા હોય તેવા ગુણો કે દોષો તેના સર્જનમાંથી બતાવી શકે છે. પણ તેને જે કંઈ કહેવાનું છે તે પેલી કૃતિને અવલંબીને એને છોડીને તેની મર્યાદ બહાર તે ક્યાંય જઈ શકતો નથી. કલ્પાની પાંખે ઊડી શકતો નથી. જો તે સર્જકની પેઠે મૂળ વિષયને છોડી બીજી વાત કરવા બેસે તો તે વિવેચન નહિ રહે ગાંડા માણસની લવરી બની રહેશે. આ રીતે વિવેચન વ્યાપાર પરાયત્ત છે.

શ્રી વિશ્વનાથ ભટ્ટ આગળ જતાં કહે છેઃ ' કે આ રીતે લેશ માત્ર નવ નિર્માણ કર્યા વિના વસ્તુ જેવી હોય તેવી જ વર્ણવા છતાં એ વર્ણનમાં જો ચારુતા હોય તો તેવી સાહિત્ય કૃતિને જેમ આપણે સ્વભાવોક્તિ કાવ્ય તરીકે વગર સંકોચે સ્વીકારી લઈએ છીએ, તેવી જ રીતે વિવેચનમાં પણ વસ્તુ જેવી હોય તેવી જ વર્ણવા છતાં અને નવનિર્માણ જેવું કશું નહિ હોવા છતાં એ નિરૂપણમાં જો ચારુતા હોય તો એવી વિવેચન કૃતિને સ્વભાવોક્તિ કાવ્ય ગણવામાં શી રીતે વિરોધ કરી શકાય ? '[૪] કાવ્ય દર્શન અને વર્ણન વડે બને છે. કવિ કંઈ પણ વર્ણન કરે પણ જો તે દર્શન વગરનું હશે તો તે કાવ્ય નહિ બને, માત્ર પદ્ય જ બની રહેશે. સ્વભાવોક્તિ કાવ્યમાં પણ કવિનું વર્ણન દર્શન પ્રાણિત હોય છે. બીજું તે જેવું એ તેવું જ વર્ણન કરીને બેસી રહેતો નથી. તેમાં તે ચમત્કાર આણે છે.

કારણ કે ચમત્કાર વગર રસાસ્વાદ થતો નથી. આ ચમત્કાર આવે છે તેની કલ્પનામાંથી કવિ અમુક પ્રસંગનું કે દશ્યનું વર્ણન કરે છે ત્યારે પણ તે સ્થૂલ વિગતોને પકડતો નથી. તે તો તે દ્વારા જાગેલા ભાવને જ રજુ કરે છે. આપણે કવિકાન્તનું સાગર અને શશી કાવ્ય જોઈએ. એમાં માત્ર સાગર અને શશીનું વર્ણન છે ? આપણને જે આનંદ આવે છે તે એના વર્ણનનો આવે છે ? ના, સત્તરવાર ના, આપણને જે રસાસ્વાદ થાય છે તે તેમાં રહેલા ચમત્કારનો. દર્શન પ્રાણિત વર્ણનથી છટાનો. અર્થવાહી મધુર પદરચનાનો. શ્રી વિશ્વનાથ ભટ્ટ આપણા કુશળ વિવેચક છે. તેઓ તેનું વિવેચન કરે. તેઓ એ વિવેચનમાં એ કાવ્યનું વર્ણન કરશે કે તેમાં રહેલી ખૂબીઓ બતાવશે ? પહેલામાં કવિ એમ નથી વિચારતા કે આ આચંર વિસ્તરી રહેલા સાગરને જોતાં મને કેમ આનંદ આવે છે ! અને અમી વર્ષાય ચંદ્રરાતને જોઈ દિલ કેમ પુલકિત બની નાચી ઊઠે છે ! એ તો તેને જે અનુભવ થાય તેને વર્ણવા બેસે છે. જ્યારે વિવેચક એમ ન જ કરી શકે ? પહેલાં એ તેના મનમાં પ્રશ્નો કરશે ? મને આ કાવ્યમાં મઝા આવી તો શાથી ? કવિએ એવી તે કયી ખૂબી વાપરી છે કે વાંચતાં દિલ ડોલી ઊઠે ? અને તેની પેલી સૂઝ વડે તે પ્રશ્નના જવાબ આપશે. કાવ્યમાં ગોપાઈ રહેલા સૌન્દર્યને સ્ફુટ કરશે. તેમાં દોષો રહી ગયા હશે તો તે પણ બતાવશે. આના બદલે આમ કર્યું હોત તો કૃતિ વધુ સુંદર બનત એમ પણ કહેશે ને પેલી કૃતિને અવલંબીને બીજું તે જે કંઈ કહે છે તે કૃતિનું વર્ણન નથી કરતો. પણ કૃતિની ખૂબીઓ અને ખામીઓ બતાવે છે. બીજા શબ્દમાં કહીએ તો તે કૃતિનું વિવેચન કરે છે. આમાં ક્યાં કાવ્ય આવ્યું ? શ્રી વિશ્વનાથ ભટ્ટે આજ ગ્રંથમાં ' પંડિત યુગનું મહાકાવ્ય ' ' સોરઠી જીવનનો સાહિત્યકાર ' ' સર્જનાત્મક આત્મકથા ' જેવાં વિવેચનો મૂક્યાં છે તેને વિવેચન કહીશું કે સ્વભાવોક્તિ કાવ્ય કહીશું ? તેમાં તેમણે માત્ર જે કૃતિનું વર્ણન કર્યું છે કે તેનું પૃથક્કરણ કરી તેનું મૂલ્યાંકન કર્યું છે ? આ રીતે વિવેચનો જો સ્વભાવો કાવ્ય કહેવાતાં હોય તો ઘણાં કાવ્યો કહેવાં મને લાગે છે. હું પણ આ લખી રહ્યો છું તે કાવ્ય છે અને હું પણ કવિ છું. દરઅસલ નહિ, કવિ બનવા માટે સત્યનો ગજ એમ મારીમચડીને ટૂંકો નહિ થાય ? વિવેચન એ વિવેચન છે. એ પરાયત્ત હોઈ તેમાં કલ્પનાને અવકાશ નથી. તે કૃતિનું મૂલ્યાંકન કરવા શિવાય બીજી કંઈ કરી શકતું નથી.

---

૪. સેજન પા. ૨૧

જરૂર સાહિત્યકાર ઉપર કે સાહિત્યકૃતિ પર કાવ્ય થઈ શકે. પણ તે વિવેચન નહિ હોય, કાવ્ય જ હશે. સુન્દરમ્‌નું ' કાલિદાસને ' એ કવિ કાલિદાસનું વિવેચન નથી પણ તે વિશેનું કાવ્ય જ છે. તેમાં કવિ કાલિદાસ વિશેનો ભાવ છે, ઉમળકો છે, મહાન સર્જક તરીકેનો આદર છે. તેમાં આ સુન્દરમ્‌નો આશય કવિનું મૂલ્યાંકન કરવાનો નથી. એજ રીતે ' સરસ્વતીચંદ્ર ' પણ જરૂર કાવ્ય થઈ શકે. પણ તે કાવ્ય જ રહેશે. વિવેચન જેવું હશે. સરસ્વતીચંદ્રની ખૂબીઓ અને ખામીઓ જેવી હશે તો વાચકને ' પંડિતયુગનું મહાકાવ્ય 'વાળું વિવેચન જ વાંચવું પડશે. વિવેચક એ સર્જક છે એવો ભ્રમ સર્જનવ્યાપાર અને વિવેચનવ્યાપાર નહિ સમજવાના કારણે થાય છે.

શ્રી વિશ્વનાથ ભટ્ટ વિવેચનને ' સ્વભાવોક્તિ કાવ્ય ' કહે છે તેમ તેને ' ઊર્મિ કાવ્ય '[૫] પણ કહે છે. એના સમર્થનમાં તેઓ દલીલ કરે છે:

' કોઈ સાહિત્યકૃતિના રસાસ્વાદથી વિવેચકના રસાસ્વાદથી અમુક ભાવો ઉત્પન્ન થયા, અને એ ભાવો જો એ વાંચનારના અંતરમાં પણ સામા એવા જ ભાવો ઊભા કરી શકે અને પોતાની જ ઊર્મિનો એને પણ ચેપ લગાડી શકે એવા સમર્થ કલામય સ્વરૂપમાં જો મૂર્ત કર્યા હોય તો એને તમે કાવ્ય કહેવાની ના શી રીતે પાડી શકો ? '[૬] 'હા જો લેખક માત્ર કૃતિને નિમિત્ત બનાવી એના હૈયામાં જાગેલાં સ્વપ્નોનું આલેખન કલામય ભાષામાં કરે તો એ કાવ્ય છે. વર્ડ્‌ઝવર્થનું ' ડાફોડીલ્સ ' જોઈને હૈયું નાચી ઊઠ્યું. એ દશ્યે તેના દિલને સૌન્દર્યથી ભરી દીધું અને તેણે કવિતાની વાણીમાં એના આનંદને ગાયો. ફક્ત આનંદને ગાયો ત્યાં તેણે ડાફોડીલ્સનું મૂલ્યાંકન ન કર્યું. તેની ખૂબીઓ અને ખામીઓ ન બતાવી. તેનો વિશે બીજું કંઈ. ટીપકરણ ન કર્યું. બસ મસ્ત બનેલા કવિ હૃદયે તો ઉમળકાભેર એના આનંદને ગાયો. એવી રીતે ગાયો કે આપણને પણ ડોલાવી દે એ કવિનું ઊર્મિનું કાવ્ય છે. હૈયામાંથી નીકળેલું હોઈ તે આપણા હૈયામાં ઉતરી જાય છે. એવું લેખન જો વિવેચન પદ્યમાં કે ગદ્યમાં, ગમે તે પ્રકારમાં કરતો હોય તો તે જાહેર કાવ્ય છે સર્જન છે. પણ પછી એ વિવેચન રહેતું નથી. વિવેચન અને સર્જન એક ન બની શકે બીજું શ્રી વિશ્વનાથની ઉપર ટાંકેલી દલીલમાં કયાં વિચારદોષ થાય છે તે જોઈએ. તેઓ કહે છે કે વિવેચકના મનમાં સાહિત્યકૃતિ વિશે અમુક ભાવ ઉત્પન્ન થાય છે એવો જ ભાવ સામાના હૈયામાં જગાડી શકે તે રીતે તે ભાવને વ્યક્ત કરે છે, તો પછી તે કાવ્ય કેમ નહિ ? એમણે ' સરસ્વતિચંદ્ર 'નું લાંબુ વિવેચન કર્યું છે. તેમાં તેમણે સરસ્વતિચંદ્રની તેમના મનમાં જે છાપ પડી તેજ બતાવી છે. એ કૃતિનું વાંચન કરતાં કેવો રસાસ્વાદ થયો તે પણ જણાવ્યું છે. પણ તેમને જેવો રસાસ્વાદ 'સરસ્વતીચંદ્ર'ના વાચનથી થયો તેવો તેમના એ 'પંડિતયુગના મહાકાવ્ય'થી વાચકને થશે ખરો ! 'સરસ્વતિચંદ્ર' જોયા વગર 'પંડિતયુગનું મહાકાવ્ય' કોઈ વાંચી જાય તો તેને મૂળ કૃતિ જે આસ્વાદ કરાવે તે આ વિવેચન કરાવશે ? જ્યારે 'ડાફોડીલ્સ'. નહિ જોયાં હોય તો એ વાંચનારનું દિલ કવિની એ કૃતિ વાંચી ડોલી ઉઠવાનું. કારણ કે કવિ માત્ર તેના સૌન્દર્યના અનુભવને જ કાવ્યમય બાનીમાં નિરૂપે છે. જ્યારે 'પંડિતયુગનું મહાકાવ્ય'નો લેખક કૃતિના સૌન્દર્યને સ્ફુટ કરવા પ્રયત્ન કરે છે તેને માટે તે પૃથક્કરણ કરે છે. વિવાદ કરે છે. સરખામણી કરે છે. અને એ રીતે તે કૃતિનું મૂલ્યાંકન કરે છે. વિવેચક એમ કહી શકે કે એ કૃતિમાં આટલા રસવત્તા છે. પણ એ કૃતિનું આસ્વાદન વિવેચન વાંચ્યાથી ન થાય. એ તો કૃતિના વાચનથી જ થાય. શ્રી મેઘાણીની નવલકથાઓનો આસ્વાદ કોઈ પણ વાચક શ્રી. વિશ્વનાથ ભટ્ટના વિવેચનથી નહિ કરી શકે તેને માટે તો તેણે શ્રી મેઘાણીની નવલકથાઓ વાંચવી જ પડશે. શ્રી વિશ્વનાથ ભટ્ટ કહે છે તેમ વિવેચન ઊર્મિ કાવ્યની પેઠે સામા માણસના હૈયામાં સ્પંદનો જગાડી સૌન્દર્યનો અનુભવ કરાવી શકે. એ એટલું

૫ એજન પા. ૨૪ ૬ નિકષરેખા પા. ૨૩

કરી શકે કે વાચકને પેલી મૂળ કૃતિને વાંચવાનો ' ચેપ ' લગાડી શકે. વાંચનારને એમ થાય ના, આ વિવેચક બતાવે છે એવી જો એમાં ખૂબીઓ હોય તો તો એ કૃતિ વાંચવી પડશે. વિવેચક આથી વધુ ' ચેપ ' ન લગાડી શકે.

આ રીતે જોતાં વિવેચન એ જેમ સ્વભાવોક્તિ કાવ્ય નથી તેમ ઊર્મિ કાવ્ય પણ નથી. એ વિવેચન જ એમના મનમાં એમ થઈ ગયું હોય કે સર્જક મોટો છે, વિવેચક નાનો છે. આ લઘુતા ભાનમાંથી તો તેમની આ ચર્ચા નહિ જન્મતી હોય ને ! તે નહિ તો શ્રી. વિશ્વનાથ ભટ્ટ જેવા નિડર સ્પષ્ટ વક્તા અને સાહિત્યના ઝવેરી શાને આવા વિતંડાવાદમાં પડે ! એમનામાં કૃતિનું હાર્દ પકડવાની સૂઝ છે. કલાની સૂક્ષ્મ પરખ છે. એને વિશદતાથી રજુ કરવાનું કૌશલ છે. સાહિત્ય કૃતિઓનાં સમર્થ વિવેચનો કરી શકે છે. તો એ વિવેચનનું કામ બાજુ પર મૂકી વિવેચકને સર્જક કહેવડાવવા માટે શીદને વિવાદમાં ઉતરી પડતા હશે ? વિવેચકને ગણવો હોય તો સર્જકથી સવાયો ગણોને તેની કોણ ના પાડે છે. અમે તો માગીએ છીએ કે અમને સારાં વિવેચનો આપો. કવિ ન્હાનાલાલ, મુનશી અને કાકાસાહેબ જેવા સાહિત્ય સ્વામીઓની કૃતિઓ તમારી રાહ જોઈને બેસી રહી છે. ગુજરાત આગળ તેનાં સાચાં મૂલ્યો રજુ કરો. એમ કરશો તો સાહિત્યની સાચી સેવા કરી લેખાશે. જ્યારે ગુજરાતમાં સાચું વિવેચન થતું નથી ત્યારે તમારા જેવા અભ્યાસી વિવેચક પાસે વાચકો, વધુ આશા રાખે છે. ગુજરાતના નવા લેખકોને માર્ગદર્શક થઈ પડે છે તેવાં ઘણાં વિવેચનો, સૂચનો તમે કરી શકો તેમ છો. વાચકો હવે સાચાં વિવેચનો માગે છે.

---

## મહાકવિ નાનાલાલને—

મીરાંએ પ્રેરણા પાઈ, પોપાઈ નરસિંહથી;
પ્રેમાનંદ પ્રભાવે જે કાવ્યવલ્લરિ પાંગરી.
પ્રેમપૂર્ણોદકે પોષી નાનાલાલ રસર્ષિ ! તેં,
પત્રપુષ્પે ફળે ફાલી ગિરા ગુર્જરી વિસ્તરે.
કાવ્યોદ્યાને કવિ તારી પ્રતિભા વિલસી રહી,
સાહિત્યસૌરભે તારી પ્રશસ્તિ પમરી રહી.
શબ્દનાં ગૂંથણાં ગૂંથ્યાં, ડોલને જન ડોલિયા,
અપદ્યાગદ્યના સ્રષ્ટા ! રસસોત વહાવિયા.

કાવ્યકુંજ તણા માળી ! શબ્દપુષ્પો વિલાય, ને
ચોકલારે, કવિ શ્રેષ્ઠ ! કવિતા વિરહે રડે !
દેહના બંધને તોડી સીધાવ્યો આત્મના પંથે:
પરંતુ શબ્દદેહે તું અમારા હાર્દમાં રમે.
ઉપાસ્ય ગુરુ આરાધ્યં, અર્પું અંજલિ અશ્રુની
આલેખી હૃદયે મારા સર્વદા તાહરી સ્મૃતિ.

' राजेन्द्र '

# પીંછીના પાદશાહ

શ્રી ધનસુખલાલ મહેતા

## ૪

## જ્યોટો

## (૧૨૬૬–૧૩૩૭)

## ફ્લૉરેન્ટાઈન સ્કૂલ

આ ચિત્રકારના જીવન વિશેની માહિતી બહુ થોડી મળી શકે એમ છે. અમુક પુરાવા ઉપરથી આપણે જો એમ માની શકીએ કે તે સીત્તેર વર્ષે મૃત્યુ પામ્યો હતો તો તેનો જન્મ ૧૨૬૬ માં થયો એમ કહેવાય. કેટલાક એમ કહે છે કે એનો જન્મ ટસ્કનીમાં, મ્યુગેલોની ખીણમાં કોલ ખાતે થયો હતો ત્યારે બીજાઓ એમ કહે છે કે તે ફ્લૉરેન્સમાં જ જન્મ્યો હતો. તેનો પિતા ગરીબ ખેડુત હતો કે પૈસાદાર વેપારી હતો એ વિશે પણ મતભેદ છે. વળી ચિત્રકલામાં જે એનો પ્રથમ ગુરુ હતો તે સીમાબુએ આ નાના છોકરાને ગામડાંમાં જોયો અને તેની નૈસર્ગિક શક્તિ જોઈને તે પોતાની સાથે એને લઈ ગયો એવો એક મત છે. બીજો મત એવો છે કે પિતાએ પુત્રીની શક્તિઓ જોઈને એને લાગવગથી ફ્લૉરેન્સમાં સીમાબુના સ્ટુડિયોમાં મૂક્યો. જૂના કાળમાં બે ગાણુસોએ ઘીબર્ટી અને વાસારીએ એની જીવનકથા લખી છે પણ એ બે માણુસો સત્ય કરતાં કલ્પના ઉપર વધુ વિશ્વાસ મૂકતા હતા.

ગમે તે હો પણ જ્યોટોએ નાની ઉમ્મરમાં જ ખ્યાતિ અને હોંશિયારી પ્રાપ્ત કરી હતી એમ તો જણાય છે. આસીસીના જેલમાં સેંટ ફ્રાન્સીસના જીવનને સ્પર્શતા પ્રસંગોની હારમાળા ફ્રેસ્કોમાં આ ચિત્રકારે ઉતારી હતી.

૧૨૯૮ માં કારડીનલ સ્ટેફાનેશીએ એને રોમ બોલાવ્યો. જ્યાં એણે 'નાવિસેલા' નામનું મોઝેકમાં ચિત્ર સેંટ પીટર્સમાં તૈયાર કર્યું. પણ આમાં અત્યાર સુધીમાં એટલા બધા ફેરફાર કરવામાં આવ્યા છે કે અસલ એ કૃતિ કેવી હતી એ ધારવું મુશ્કેલ થઈ પડ્યું છે. એ સિવાય એણે ત્યાં ઇસુના જીવનનાં પાંચ ફ્રેસ્કો તૈયાર કરેલાં જે અત્યારે અસ્તિત્વમાં નથી. સેંટ જોહ્ન લેટેરાનના જીવન સંબંધે તેણે ત્રણ ફ્રેસ્કો કરેલાં જેમાંથી એક ટુકડો અત્યારે હયાત છે.

૧૩૦૩ થી ૧૩૦૬ સુધી જ્યોટો પેડુઆમાં રહ્યો જ્યાં એણે ત્યાંના દેવળમાં ચાલીસ ફ્રેસ્કો તૈયાર કર્યાં. તે પછી તે અમુક વર્ષો ઈટલીના જુદાં જુદાં ગામડાંમાં ફર્યો હતો એમ કહેવાય છે પણ તેને માટે પુરાવો નથી. ૧૩૧૭ ના વર્ષ પછી આપણે પાછા જ્યોટોને ફ્લૉરેન્સમાં કામ કરતો જોઈએ છીએ. ૧૩૨૮ થી ૧૩૩૩ સુધી ચિત્રકાર નેપલ્સમાં હતો. જ્યાં એને રાજા રૉબર્ટે બોલાવેલો. ૧૩૩૪ના એપ્રિલની બારમીએ એને ફ્લૉરેન્સનો મુખ્ય શિલ્પિ બનાવવામાં આવ્યો. આ પદવીએથી એને આખાં શહેરની લલિતકલા ઉપર ધ્યાન આપવાનું હતું. આ વેળા તેણે કામ્પાનીલના બાંધકામ ઉપર તેણે દેખરેખ રાખી હતી. આઠમી જાન્યુઆરી, ૧૩૩૭ ને દિને તે મૃત્યુ પામ્યુ પામ્યો હતો. આ મશહૂર ફ્લૉરેન્ટાઈન ચિત્રકાર જ્યોટોના જીવન વિશે આથી વધુ માહિતી મળી શકતી નથી એટલે એની જીંદગીના બીજા રંગ એનાં રહ્યાં ચિત્રોથી પૂરવાના રહ્યા.

તેરમા સૈકાના મધ્ય ભાગ સુધી ઈટાલિયન ચિત્રકારો ચિત્રો અને મોઝેક કૉન્સ્ટેન્ટીનોપલથી શરૂ થયેલ બાઈઝેન્ટાઈન સ્કૂલના નિયમો અને સિદ્ધાંતોનું આંખ મીંચીને પાલન કરતા હતા. આની સામા પ્રથમ વિજયી બળવાખોર તરીકે આપણે જ્યોટોને ગણાવી શકીએ. એ બાઈઝેન્ટાઈન

સ્કૂલની વિરૂદ્ધ જઈને શીમાબુ અને કેવેલિનિએ થોડુંક કાર્ય કર્યું હતું પણ તેને પૂર્ણતાની સ્થિતિએ પહોંચાડનાર તે તો જ્યોટો હતો.

જ્યોટો વાસ્તવવાદી હતો અને મનુષ્યાકૃતિમાં ઊર્મિને સ્થાન આપવું જોઈએ એમ એ આગ્રહપૂર્વક માનતો હતો. આ વેળા તે ત્રીસેક વર્ષનો હતો અને તે સમયથી ઈટાલિયન ચિત્રકલા સ્વતંત્ર રીતે અસ્તિત્વમાં આવી એમ કહી શકાય.

અહીં એક વાત ધ્યાનમાં રાખવી ઘટે છે: જ્યોટો ચિત્રકલામાં વાસ્તવવાદી હતો પણ એ વાસ્તવિકતા સંપૂર્ણ રીતે ચિત્રોમાં આણવાને માટે તો ઈટાલિયન ચિત્રકારોને બીજા બે સૈકા લાગ્યા હતા. તે સમયમાં, 'પરસ્પેક્ટિવ', 'એનેટમી' 'કીઆરોસ્કયુરો' અથવા તો રંગનું રસાયણ ચિત્રકારોને જાણીતાં નહતાં. જ્યોટોના લેન્ડસ્કેઈપ ચોરસ લાગે છે, સ્થાપત્ય કાલ્પનિક છે, અસંબદ્ધ છે અને પ્રમાણ વગરનું છે. દરેક ઈટાલિયન ચિત્રકારની પેઠે જ્યોટોને પણ મનુષ્ય આલેખવાનું પ્રિય હતું પણ એના પ્રત્યેક અવયવ તે સારા આલેખી નહોતો શક્યો. તેનું નિરીક્ષણ અધૂરું છે અને વિધાન અપૂર્ણ છે. તેની વાસ્તવિકતા સામાન્ય અને પ્રારંભિક દશાની છે. અને તો પણ જ્યોટો, પોતાની અદ્ભુત નૈસર્ગિક શક્તિઓથી, આ બધી અપૂર્ણતા છતાં. ચિત્રકલાના ક્ષેત્રમાં અભૂતપૂર્વ ક્રાંતિ લાવી શક્યો.

તેણે ભૂતકાલની સાથેનો સંપર્ક છેક જ ત્યજી દીધો પોતાના સમયના જીવનને અને મનુષ્યોને તેણે ચિત્રોમાં મૂર્ત કર્યાં. આ મહાન શક્તિશાળી ચિત્રકારે માત્ર માનવદેહ ચીતરીને સંતોષ નહિ માન્યો. એણે એ દેહમાં આત્મા, ચારિત્ર અને ઊર્મિઓ મૂક્યાં. ચિત્રોમાં તેણે એક પ્રધાન વસ્તુ સુપષ્ટિત કરીને તેને આલેખવાનો યત્ન કર્યો. તેને સુંદર પ્રસંગ આલેખવાની પરમ ઈચ્છા છે પણ એ કદી ભૂલતો નથી કે એ પોતે ચિત્રકાર છે અને પોતાના વિચારો બતાવવા માટે તેને સાધનમાં ચિત્રો છે. પરિણામે તે દર્શકો પ્રેક્ષકો પોતાની દૃષ્ટિથી જોઈ શકે એટલું જ ચિત્રમાં ચીતરે છે અને એમાં જ એની સિદ્ધિ છે. ચિત્રોમાં એનાં પાત્રો પ્રસંગાનુસાર ક્રોધ શોક, અશ્રુ, વેદના, સંતાપ, અસહ્ય દુઃખ, ગ્લાનિ, સંતોષ, આનંદ, વગેરે ઊર્મિ બતાવી શક્યાં છે.

જ્યોટોની કલા સમય જતાં ખીલતી ગઈ છે પણ એની અપ્રતિમ શક્તિઓનાં દર્શન તો આરંભથી જ થાય છે. આસીસીનાં ફ્રેસ્કોમાં માનવદેહમાં એ જે ચેતન લાવી શક્યો છે એ એના સમયમાં લગભગ અદ્ભુત કહેવાય. છતાં તે વેળા સ્થાપત્યમાં એની પીંછીની કચાશ જણાતી હતી. તે પછીનાં ચિત્રોમાં પ્રગતિ છે પણ અમુક પ્રકારની વિધાનની ક્લિષ્ટતા દૃષ્ટિગોચર થાય છે. પણ પેડુઆમાં તૈયાર કરેલ ફ્રેસ્કોમાં આ બધું અદૃશ્ય થાય છે અને મહાન ચિત્રકારની ચિત્રકલા પૂરેપૂરી ખીલી ઊઠે છે. પેડુઆમાં, ૧૩૦૩ અને ૧૩૦૬ ના ગાળામાં આ ચિત્રકારે, એરીનાના દેવળમાં ૩૮ ફ્રેસ્કો, ૧૪ રૂપક ચિત્રો અને વચમાં વચમાં ગોળાકૃતિના મેડોલિયનો તૈયાર કર્યાં હતાં. આ બધાંમાં 'ઈસુનો વિશ્વાસઘાત' અને 'ક્રુસને નીચે ઉતારવામાં આવ્યો' એ બે સૌથી સુંદર ગણાય. એમાં પણ 'ઈસુનો વિશ્વાસઘાત'નાં ચિત્રમાં જો કે માનવીઓ ઘણાં છે તો પણ આપણે જેમ જેમ જોતાં જઈએ તેમ તેમ એ અન્ય માનવીઓ આપણાં ચક્ષુ આગળથી ખસી જતાં જાય છે અને ઈસુ અને જુડાસ એ બેની આકૃતિ જ સમગ્ર ચિત્રને ભરી દેતી લાગે છે. એ ઉભયના વદન ઉપર ચીતરેલા ભાવની તીવ્રતા જ્યોટો અન્ય કોઈ ચિત્રમાં બતાવી શક્યો નથી. જે મનુષ્ય તેનો વિશ્વાસઘાત કરવાનો છે તે જુડાસ જ્યારે ઈસુને ચુંબન અર્પવા આવે છે ત્યારે ઈસુના મુખ ઉપર ભાવિનું જ્ઞાન, અમુક પ્રમાણમાં તિરસ્કાર, માફ કરવાની તત્પરતા અને દિવ્ય તેજ અજબ રીતે ચિત્રીત થયેલ છે. જુડાસના ચહેરા ઉપર ભય અને બીકતાં તરવરી રહ્યાં છે.

અને એ પ્રમાણે આ ચિત્રકાર દિનપ્રતિદિન પોતાની કલામાં પોતાનાં સપના સિદ્ધ કરતો જાય છે. એની પીંછી વધુ અને વધુ જોર પકડતી જાય છે. એનાં સમુહ-આલેખન વધુ પ્રમાણસર થતાં જાય છે. અને વાસ્તવિકતાની સાથે સાથે સૌંદર્યનું તત્ત્વ વધારે પ્રમાણમાં આલેખાતું જાય છે.

જ્યોટો પછી દા વિન્સિ, માઈકલ એન્જેલો, રાફેલ જેવા એના કરતાં પણ અતિ મહાન ચિત્રકારો થઈ ગયા એ વાત સ્વીકાર્યા પછી પણ એટલું કહેવું જોઈએ કે એમની પીંછી પણ આ ચિત્રકારની પીંછી કરતાં વધુ ગહનતા આલેખી શકી નથી. એણે ચીતરેલ ચિત્રોની પ્રચંડ સંખ્યા ભવ્ય વિચારોથી ભરી ભરી છે અને માનવી તરીકે પણ એ ચિત્રકાર જેટલો જ મહાન છે. ચિત્રકલાના ક્ષેત્રમાં યુરોપના યુગવિધાતાઓમાં એનું સ્થાન અવિચલ છે.

# વિવેચનકલા

શ્રી વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

વ્યુત્પત્તિ વિચારીએ તો વિવેચન શબ્દ વિવિચ્ એટલે છૂટું પાડવું એ ધાતુ ઉપરથી બનેલો હોવાથી તેનો અર્થ સારાસારનું પૃથક્કરણ, ગુણદોષ વચ્ચે વિવેક, અથવા કાલિદાસનો શબ્દ વાપરીએ તો સદસદ્વ્યક્તિ એવો થાય છે. આ વિવેચન શબ્દ આપણે અંગ્રેજી શબ્દ ' ક્રિટિસિઝમ ' (criticism)ને માટે વાપરીએ છીએ, અને એ મૂળ અંગ્રેજી શબ્દનો અર્થ ન્યાયનિર્ણય અથવા ઇન્સાફ એવો થાય છે. અર્થાત્ વિવેચનના મૂળ અંગ્રેજી શબ્દ પર લક્ષ રાખીએ તોપણ એનો અર્થ સાહિત્યકૃતિના ગુણદોષનો નિર્ણય, તેની સસારતા વિશેનો ચૂકાદો એવો થાય છે. એટલે રમણભાઈ કહે છે તેમ ' વિવેચનમાં ગંભીર મનનથી સદસદ્વિવેક કરવાનો હોય છે, એવા વિવેકનો માર્ગ દર્શાવવાનો હોય છે, ગુણ-દોષની પરીક્ષા કરવાનાં ધોરણની ચર્ચા કરવાની હોય છે, સારાસારની તુલના કરવાની હોય છે.'[1] આ રીતે વિવેચક એટલે કોઈ સાહિત્યકૃતિના અથવા કોઇ સાહિત્યકારના સમસ્ત કૃતિસમૂહના ગુણદોષની પરીક્ષા કરી તેના વિશે નિર્ણય આપી શકે એવી વિશિષ્ટ શક્તિ ધરાવનારો, એ વિષયની લાંબી તાલીમ પામ્યા પછી તેમાં નિષ્ણાત બનેલો વિદ્વાન, એવો એનો મૂળ અર્થ થાય છે. છતાં આપણે જ્યારે વિવેચનસાહિત્યની વાત કરીએ છીએ ત્યારે તેમાં નિર્ણયદર્શક સાહિત્ય ઉપરાંત બીજી પણ ઘણી વસ્તુનો આપણે સમાવેશ કરીએ છીએ. વસ્તુતઃ વિવેચનસાહિત્યના વર્ગમાં આપણે સાહિત્યને ઉદ્દેશીને લખાએલા સમસ્ત સાહિત્ય-રાશિનો સમાવેશ કરીએ છીએ—પછી તેનો આશય સાહિત્યકૃતિના ગુણદોષનું પૃથક્કરણ કરવાનો હોય, અથવા તેના અર્થ કે રહસ્યનું નિરૂપણ કરવાનો હોય, અથવા તેનું મૂલ્યાંકન કરવાનો હોય, અથવા આ બધાં કાર્યો એકી સાથે કરવાનો હોય. કાવ્ય, નાટક, ને નવલકથા જીવનનું સીધી રીતે નિરૂપણ કરે છે. વિવેચન કાવ્ય, નાટક, નવલકથા તેમ ખુદ વિવેચનનું નિરૂપણ કરે છે. એટલે સર્જનાત્મક સાહિત્યનું જો આપણે કાવ્યાદિ ભિન્ન ભિન્ન સાહિત્યસ્વરૂપો વાટે કરેલું જીવનનિરૂપણ એવું લક્ષણ બાંધીએ, તો વિવેચનાત્મક સાહિત્યનું સાહિત્યે કરેલા એ નિરૂપણનું તેમ કલાનાં જે ભિન્નભિન્ન સ્વરૂપો કે પ્રકારો દ્વારા એ નિરૂપણ કરાએલું હોય તેનું નિરૂપણ એવું લક્ષણ બાંધી શકીએ.

વિવેચન સામે જે સૂગ દર્શાવવામાં આવે છે તેનો ખુલાસો આ ઉપરથી થઇ જશે. સાહિત્યના સ્વાધ્યાયમાં આપણને ખરી જરૂર ખુદ સાહિત્યકારની જ છે. ગ્રન્થકાર પોતે જ આપણા અભ્યાસનો કેન્દ્રસ્થ વિષય છે. એની જ કૃતિ આપણે સમજવા માગીએ છીએ, અને તે પણ બીજા કોઈ સમજાવે એવી રીતે નહિ, પણ આપણી પોતાની બુદ્ધિથી શક્ય હોય એવી રીતે સમજવા માગીએ છીએ. એટલે ઘણા પૂછે છે કે, તો પછી આટલા બધા મધ્યસ્થો કે દુભાષિયાઓની શી જરૂર ? તેથી જ આપણે ત્યાં એક વિવેચકે વિવેચનને ' અત્યન્ત-ધૃષ્ટતાવાળો વ્યાપાર ' કહેલ છે. એ કહે છે, ' વિવેચન એટલે એક તરફથી કવિને એમ કહેવું કે, ' તેં કાવ્ય લખ્યું તે ભલે પણ તેનો ખરો અર્થ હું જાણું છું; તું નથી જાણતો. ' બીજી તરફથી આખી વાંચનાર આલમને કહેવું કે ' તમે કાવ્ય વાંચી શકો એ ખરું, પણ મારા વિના બરાબર સમજી ન શકો. જુઓ હું તમને આ કાવ્ય સમજાવું. ' એ તો ઠીક છે આ માર્ગ રૂઢ થઈ ગયો છે એટલે અનેક વિવેચકો એ માર્ગે પ્રવૃત્તિ કરે છે. નહિતર આ પ્રવૃત્તિમાં ધૃષ્ટતા અને સાહસ ઓછાં નથી ! '[2] એટલે ઘણાને પ્રશ્ન થાય છે કે, અમે કાલિદાસ, ભવભૂતિ, શેક્સપિયર, રવીન્દ્રનાથ, ગોવર્ધનરામ, ન્હાનાલાલ એ બધા સર્જકોની સાહિત્યકૃતિઓ જ

[1] ' કવિતા અને સાહિત્ય, ' ૩, ૧૮૦.

[2] ' સાહિત્યવિમર્શ ', પ્રસ્તાવના, પૃ. ૮.

સીધેસીધી વાંચવામાં સમયનો સદ્વ્યય કરવાને બદલે એમને વિશે બીજા કોઈએ લખ્યું હોય તે વાંચવામાં તેનો દુર્વ્યય શા માટે કરીએ ? ગ્રન્થોના વિવેચનરૂપે જગતમાં એટલા બધા ગ્રન્થો રચાયા છે કે આપણાં ગ્રન્થાલયો હવે ગૂંગળાઈ રહ્યાં છે, અને આપણે હવે આ બધામાંથી શું વાંચવું એ પણ એક મૂંઝવણનો વિષય થઈ પડ્યો છે. અને આ વાત કંઈ એટલેથી નથી પતતી. હમણાં હમણાં તો ટીકા, ભાષ્ય, વિવેચન આદિ પરોપજીવી સાહિત્ય વિશે વળી, વિશેષ વિવેચનરૂપે બેવડી પરોપજીવી ગણાય એવી સાહિત્યપ્રવૃત્તિ જગતમાં અત્યન્ત વધવા લાગી છે, અને સર્જકે કરેલા જીવનનિરૂપણના નિરૂપણ કે વિવરણરૂપે લખાએલા વિવેચન ઉપર વળી બીજાં વિવેચનો ખડકાવા લાગ્યાં છે. નરસિંહરાવની 'હૃદયવીણા' પર મણિલાલ નભુભાઈએ ટીકાત્મક અવલોકન કર્યું તેનાથી છેડાઈને રમણભાઈએ વળી 'હૃદયવીણા'ના એ અવલોકનનું જે અવલોકન કર્યું છે, તેમ વિશ્વનાથ વૈદ્યે 'સરસ્વતીચન્દ્ર'નું અવલોકન લખ્યું તેના પુરસ્કારરૂપે મણિલાલ નભુભાઈએ લેખ લખ્યો અને તે બન્નેની પરીક્ષારૂપે રમણભાઈએ જે સમીક્ષા કરી છે તે તથા બાલાશંકરની કવિતાનાં ઠેકાણે કઠેકાણે અહોગાન ગાવા આપણા એક તરુણે દમ બીડીને કમર કસી તો રા. સંજાનાએ 'કલાન્ત કવિ કે કલાન્ત કવિ' રૂપે એની જે સૂક્ષ્મ સર્વાંગી પરીક્ષા કરી છે તે સર્વ આ પ્રવૃત્તિનાં ઉદાહરણો છે. આ પ્રમાણે જગતમાં હવે ગ્રન્થસંખ્યા બેસુમાર વધતી જાય છે, અને તેમાં ગ્રન્થો વિશે ગ્રન્થો લખાય છે એટલું જ નહિ, પણ ગ્રન્થો વિશે લખાએલા ગ્રન્થો ઉપર પણ વિવેચનરૂપે પાછા ગ્રન્થો દિને દિને વધુ વધુ લખાતા જાય છે. આપણે ત્યાં એક જણ આપણા વિવેચનસાહિત્યની રૂપરેખારૂપ પુસ્તક લખે છે તો બીજો અમુક અમુક વિવેચકોની વિવેચનપદ્ધતિ વિશે પૃથક્કરણરૂપે સ્વાધ્યાયલેખ લખે છે, અને કોઈ ત્રીજો વળી એવા સ્વાધ્યાયલેખોની તુલનાત્મક પરીક્ષા કરનારા લેખો માસિકાદિ પત્રોમાં પ્રકટ કરે છે. અને તેથી જગતની ઉત્તમોત્તમ સાહિત્યકૃતિઓમાંની ઘણીખરી વિશેની માહિતી એ મૂળ કૃતિના વાચનદ્વારા નહિ પણ એના વિશે લખાએલા વિવેચનલેખોદ્વારા મેળવવાનું પ્રલોભન આપણે માટે ઊભું થાય છે. રવીન્દ્રનાથ ટાગોર કાલિદાસની 'શાકુન્તલ' 'મેઘદૂત' આદિ કૃતિઓનું રસદર્શન કરાવે, પછી રા. કાલેલકર એમના એ રસદર્શનનું પુરસ્કરણ કરે, અને કોઈ ત્રીજી વ્યક્તિ વળી રા. કાલેલકરના એ પુરસ્કરણની પરીક્ષા કરે. રવીન્દ્રનાથ જેવા સર્જક વિવેચક કાલિદાસ જેવા મહાકવિ વિશે જે કંઈ વિચારો દર્શાવે તે ખરેખર રસ પડે એવા જ હોય, અને રવીન્દ્રનાથના વિચારો વિશે રા. કાલેલકર જેવાનું વક્તવ્ય પણ અવશ્ય ધ્યાનપાત્ર જ હોય, તેમ વળી કોઈ ત્રીજો માણસ રા. કાલેલકરના એ વિવેચનનું વિવેચન લખે તે પણ કદાચ રસિક થઈ પડે. પણ આ બધી ઘટમાળમાં એક દહેશત રહે છે કે રવિબાબુ અને કાલેલકરના લેખસમૂહની પાછળ ભટકતાં ભટકતાં આપણો સઘળો અવકાશ કદાચ એમનાં વિવેચનોમાં જ ચાલ્યો જાય, અને એ વિવેચનોના પ્રેરક ખુદ કાલિદાસની કૃતિઓ કદાચ વણવાંચી જ રહી જાય ! એટલે, આ દૃષ્ટિએ જોઈએ તો વિવેચક સાહિત્યના રસાસ્વાદમાં બોજા કે અન્તરાયરૂપ નથી લાગતો ? વિવેચનની આપણે ગમે તેટલી વકીલાત કરીએ, છતાં વિવેચનલેખોનો અભ્યાસ એ વિવેચનને પાત્ર બનેલી મૂળ સાહિત્યકૃતિઓના અભ્યાસનું સ્થાન તો કદી ન જ લઈ શકે એ દેખીતું જ છે. અને એનું સૌથી માઠું પરિણામ એ આવવાનો સંભવ છે કે પછી આપણે મૂળ સાહિત્યકૃતિ વાંચવાને બદલે તેના વિશેના વિવેચનદ્વારા એને લગતી જે ઉપલક માહિતી મળે તેથી જ સન્તુષ્ટ થઈ જવાના. અને એક વાત તો ચોક્કસ છે કે વિવેચન ગમે તેટલું વેધક, તલસ્પર્શી, કે મહત્ત્વપૂર્ણ હોય છતાં એને મૂળ સાહિત્યકૃતિ સાથેના સીધા સંપર્ક જેટલું ગૌરવ તો કદી પણ ન જ આપી શકાય.

વિવેચન સામેના આ બધા વાંધા બરાબર સમજી શકાય એવા છે, અને વર્તમાનયુગમાં સર્જનકૃતિઓ ટીકા, ભાષ્ય, વિવેચન આદિના નિત્ય નિત્ય વધતા જતા ઢગ નીચે ઢંકાઈને દટાઈ જવાનો ભય ઊભો થયો છે, એટલે એ બધા વાંધા સમભાવપૂર્વક અવશ્ય લક્ષમાં પણ લેવા જેવા છે. તેથી આપણા જમાનાના વિદ્યાજીવનમાં વિવેચનનો જે દુરૂપયોગ થઈ રહ્યો છે તેની સામે વિરોધ ઉઠાવવામાં આવે એમાં કશું અજુગતું નથી. પણ એ કારણે કંઈ વિવેચનની જે ખરી મૂલ્યવત્તા છે તેનો તો આપણે નિષેધ નહિ જ કરી શકીએ. કેમકે ગમે તેટલો વિરોધ કરીએ તોપણ સાહિત્યજગતમાં વિવેચનની વિશિષ્ટ ફરજો છે તેમ તેનું હકસરનું સ્થાન પણ છે એ ભૂલવાનું નથી.

પહેલાં તો, સાધારણ રીતે વીસરી જવાતી કે લક્ષ બહાર રહી જતી એક વાત પ્રસંગોપાત્ત ભારપૂર્વક સ્પષ્ટ કરવાની જરૂર છે. ઘણી વાર વિવેચનને ઉતારી પાડવા માટે વિવેચન કંઈ સર્જન નથી એવો વાદ ઊભો કરવામાં આવે છે. પણ એ વાદ ભૂલભરેલો છે. જીવનનું સીધી રીતે નિરૂપણ કરનારું સાહિત્ય (જેને આપણે પરંપરાગત માન્યતાથી સર્જનનું નામ આપીએ છીએ) અને સાહિત્યનું નિરૂપણ કરનારું સાહિત્ય (જેને આપણે વિવેચનનં નામ આપીએ છીએ) એ બન્ને વચ્ચેનો ભેદ પ્રથમ દૃષ્ટિએ તો મૂળભૂત લાગે એવો છે, પણ વિશેષ વિચાર કરતાં એ વાસ્તવિક નહિ પણ કૃત્રિમ જ ઠરે છે. સાહિત્યની ઉપાદાનરૂપ સામગ્રી શી? જીવનમાં આપણને જે કંઈ રસ આપે છે તે સઘળી સાહિત્યની ઉપાદાનરૂપ સામગ્રી. તો માનવીનું શીલ, એનું વ્યક્તિવૈશિષ્ટ્ય એ પણ જીવનની પરમ મહત્ત્વની અને વળી પુષ્કળ રસપ્રદ એવી વસ્તુ છે. એટલે આ ઉપરથી જ આપોઆપ ફલિત થાય છે કે વિવેચક સાહિત્યકૃતિની અંદર પ્રતિબિંબિત થએલા કોઈ મહાન સાહિત્યકારના શીલ કે વ્યક્તિવૈશિષ્ટ્યનું તથા એના શીલના આવિષ્કારરૂપે એ સાહિત્યકૃતિનું પણ સમગ્ર દૃષ્ટિએ તથા સર્વ બાજૂથી નિરૂપણ કરતો હોવાથી એ પણ તેના વિવેચનના વિષયરૂપ બનેલા કવિ કે નાટકકારની પેઠે જ સાથેસાથ જીવનનું જ નિરૂપણ કરે છે. માનવીના કોઈ ઉદાત્ત જીવનપ્રસંગ કે કાર્યમાં જેટલું જીવન લખલખી રહ્યું હોય છે તેટલું જ એને હાથે રચાએલી કોઈ ઉદાત્ત સાહિત્યકૃતિમાં પણ લખલખી રહેલું હોય છે, અને જીવનની અન્ય કોઈ પણ પ્રવૃત્તિમાં જેટલું ચૈતન્ય ધબકી રહેલું હોય છે તેટલું જ કલાસર્જનની કોઈ પણ પ્રવૃત્તિમાં પણ અવશ્ય ધબકી રહેલું હોય છે. તેથી 'ક્ષણમાં ઊપજીને વિલય પામી જતા કોકિલટુહૂકારે જગાવેલી ઊર્મિઓનો આવિષ્કાર જો સર્જન કહેવાય તો પછી કવિકોકિલના અમર કાવ્યટુહૂકારે જગાવેલી ઊર્મિઓનો આવિષ્કાર પણ શા માટે સર્જન નહિ? ચન્દ્રિકાસ્નાનથી પ્રફુલ્લ બનેલા હૃદયનું ગાન જો સર્જન, તો પછી 'શાકુન્તલ' કે 'કાદમ્બરી'ની સૌન્દર્યચન્દ્રિકાથી પ્રફુલ્લ બનેલા હૃદયના ઉદ્‌ગારો પણ કેમ નહિ? અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે 'પ્રાચીન સાહિત્ય'માં સુભગ વાણીમાં ઠાલવેલા આવા ઉદ્‌ગારો એમની અન્ય કૃતિઓના જેવા જ સર્જક નથી એમ કોણ કહી શકશે? રામ, અર્જુન, કે એકિલિઝના સંગ્રામવિજયમાં જેટલું પરાક્રમ અને તેથી જીવન વસેલું છે, તેટલું જ વાલ્મીકિ, વ્યાસ, કે હોમરના અદ્‌ભુત વાણીવિજયમાં પણ શું નથી વસેલું? તો પછી સ્થૂલ પરાક્રમને મૂર્ત કરતી કલા જો સર્જક તો એથી પણ કપરા એવા સૂક્ષ્મ પરાક્રમને મૂર્ત કરતી કલાને કઈ રીતે એથી ઊતરતી કહી શકાય? આમ સાચું વિવેચન પણ જીવનમાંથી જ વસ્તુ અને પ્રેરણા મેળવે છે એટલે પોતાની વિશેષ રીતે તે પણ સર્જક જ છે.'[૩] અને તેથી જીવનમાંથી સીધું જ વસ્તુ અને પ્રેરણા મેળવનારું સાહિત્ય તે જ સર્જન અને વિવેચન એવી રીતે સીધી પ્રેરણા કે વસ્તુ નહિ મેળવતું હોવાથી સર્જન નહિ એવો જે ભ્રમ અત્યારે કેટલેક સ્થળે પ્રવર્તી રહ્યો છે તે દૂર કરવાનો છે.[૪]

( ચાલુ )

---

૩ 'વિવેચનમુકુર', પૃ. ૪૭-૮. આ સંબંધમાં આપણે ત્યાં થએલી ચર્ચા સવિસ્તર વાંચવી હોય તેણે પૂર્વપક્ષ માટે 'સાહિત્યવિમર્શ', પૃ. ૩૭-૪૨ અને સિદ્ધાન્તપક્ષ માટે 'નિકષરેખા' પૃ. ૨-૨૪ તથા એ ગ્રન્થનું નિવેદન વગેરે જોવું.

૪. 'Introduction to the Study of Literature' (by W. H. Hudson) ઉપરથી તૈયાર કરેલા 'સાહિત્યનો સ્વાધ્યાય' નામે અપ્રકટ ગ્રન્થમાંથી.

# રૂંધાતી લાગણી

'હો રે જાવ અને પેટ ભરીને રડી લ્યો' મેં એક પ્રખ્યાત ફુટબોલના ખેલાડીને સલાહ આપી. એક છોકરીના પ્રેમમાં નિરાશ થયાં હોવાને કારણે જીવનમાંથી રસ ચાલ્યો ગયો. ખાવા-પીવાનું ને સુવાનું તેને માટે અશક્ય બન્યું. એટલે મારી સલાહ માટે આવ્યો હતો.

'શું ?' એ મારી સલાહથી ચકિત થઈને બોલી ઊઠ્યો. 'હું—નાના બાળકની જેમ રડું ?'

'શા માટે નહિ ?' મેં જવાબ આપ્યો 'આ બાબતમાં સ્ત્રીઓ પુરુષો કરતાં વધારે ડહાપણ ધરાવતી હોય છે. સ્ત્રીઓ જાણે છે કે રડવાથી કેટલોય ભાર ઓછો થઈ શકે છે. જો ! અત્યારે જ તારાં હોઠ રડું રડું થઈ રહ્યા છે અને તારા ગળામાં ડુમો ભરાઈ ગયો હોય તેમ લાગે છે. મારી તો સલાહ છે કે જે શબ્દોમાં ન મૂકી શકો તે આંસુ વડે દૂર કરો.'

અને તરતજ આ પ્રચંડકાય માણસે જાણે હૃદય ભાંગી ગયું હોય તેવી રીતે હીબકે હીબકે ખૂબ રડી નાખ્યું.

તમને તમારી લાગણીઓ પ્રગટ કરતાં શરમ થાય છે ? એમ કરવું એને તમે નબળાઈ ગણો છો ? તો પણ કોઈ કોઈ વાર લાગણીને વહેતી મૂકવાથી ખૂબ ફાયદો થશે. એને લઈને આવેગ ઓછો થઈ જશે.

આવો જ એક બીજા માણસનો પ્રસંગ છે. એ જેમ મનને મોકળું મુકતો તેમ એનું મન હળવું થતું. પછી તો એટલો હળવો બની ગયો કે પોતાને પ્રેમમાં મળેલી નિરાશાની વાત પણ કહી નાખી.

પોતાની જાતને આનંદથી મુક્ત કર્યા પછી અથવા તો ખૂબ રડી લીધા પછી તે પોતાના વિષે વિચાર કરવાની શક્તિ મેળવી શકશો. એ વાતો કરતો જ ગયો ને મારી બિલકુલ સહાય લીધા સિવાય પોતે જ શોધી કાઢ્યું કે તેમાં પોતાનો દોષ હતો. કારણ કે પોતે સ્વાર્થી હતો અને ઘણી ઘણી રીતે યોગ્ય નહોતો. એની કુવર્તણુક એ સુધારી શક્યો હોત એવી તેને ખાત્રી થઈ. અને પછી તરતજ એને પોતાનામાં ખૂબ શ્રદ્ધા આવી ગઈ. પોતાની પ્રિયતમાને જીતી શકશે એવી શ્રદ્ધાથી તેણે મારી ઓફિસમાંથી પ્રયાણ કર્યું.

થોડા વરસ પહેલા એક વિધવાને જોવા માટે મને બોલાવવામાં આવેલો. એનો પ્રિય કુતરો એક મોટર નીચે ચગદાઈને મરી ગયો હતો. એ કુતરા પર આ સ્ત્રીને અપાર પ્રેમ હતો. હું ત્યાં ગયો ત્યારે મને એમ કહેવામાં આવ્યું કે કુતરો મરી ગયો ત્યારે બરાબર એક કલાક સુધી તે નિશ્ચલ બનીને જમીન પર તાકીને મુંગી મુંગી બેસી રહી હતી. જેવો હું તેની પાસે પહોંચ્યો કે તરતજ તેણે હાલરડું ગાવાનું શરૂ કર્યું. જાણે કે તે પ્રાણી એક બાળક હોય ને તેને સુવાડતી ન હોય. આજુબાજુ ઉભેલાઓ એક બીજા સામું જોવા લાગ્યા ને માની બેઠા કે આ બાઈનું ફસકી ગયું છે.

એટલું તો સ્પષ્ટ હતું કે આ સ્ત્રી પોતાના પ્રિય કુતરાનું મૃત્યુ થયું છે તે સત્ય સહન કરી શકતી નહોતી. એણે પોતાની જખ્મ બનેલી લાગણીઓને એવી સફળતાથી વાળી લીધી કે એનું ચિત્ત સ્થિર બની ગયું ને મૃત કુતરાને એણે જીવતું બાળક માની લીધું. જે તેને હમેશા જોઈતું હતું તે એણે પોતાના પ્રિય કુતરાના રૂપમાં માની લીધુ હતું.

તેના ચિત્તને બચાવવા એટલું જરૂરી હતું કે જે બન્યું છે તે વાસ્તવિકતાનો એની પાસે સ્વિકાર કરાવવો અને જ્યારે એ કડવુ સત્ય એને સમજાવવામાં આવ્યું ત્યારે લાગણીના પુરને ખાળી રહેલા દરવાજા

છેવટે ખૂલી ગયા અને એક કલાક સુધી તેણે સતત રડયા જ કર્યું. આ રીતે રૂંધાયેલી લાગણીઓને છૂટી મૂકવાથી એનું ચિત્ત શાંત થયું. અને એક સ્ત્રીનું ચિત્ત ભ્રમિત થતાં બચી ગયું.

સ્વરક્ષણની વૃત્તિથી આપણે આપણી જાતને છૂટી નથી મૂકતા. જે આપણે માનતા હોઈએ તે આપણે બોલતાં નથી કે નથી આચારમાં મૂકતા. પણ ઉલ્ટાનું આપણી વૃત્તિઓ પર કાબુ રાખીએ છીએ.

આંસુ એ જ માત્ર લાગણીઓ પ્રગટ કરવાનું સાધન નથી. થોડાએક દિવસ પહેલાં હું એક સ્ત્રીને મળ્યો ત્યારે એને મેં પુછ્યું ' તમે તમારી આટલી જીંદગીમાં કોઈને માટે કદી તમે ભોગ આપ્યો છે ખરો ? ' કારણ કે એ બહુ સ્વાર્થી કડક અને વિચિત્ર સ્વભાવની સ્ત્રી હતી. તેની ઉંમર અડતાલીસની હતી અને અપરણિત હતી; ' હું કદી લગ્નમાં માનતી નથી ' તેણે કહ્યું ' કારણ કે મને બાળકો જોઈતા નથી ' પણ તેણે કબુલ પણ કર્યું કે તે અતિશય દુઃખી છે અને એકલતા અકારી લાગે છે.

' કંઈક સામાજિક કાર્ય કરો ' મેં સલાહ આપી ' ગરીબો વચ્ચે કામ કરો, તમારી પાસે પૈસા અને વખત બન્ને છે. પણ માત્ર એક પર સહી કરવાનું કામ નહિ કરતા. જેના પર અતિશય બોજો હોય તેવી માતાને તેના બાળકોના અથવા તેના ગૃહકાર્યમાં મદદ કરો. એમ કરતાં તમારા નખ પરનું પોલીશ કદાચ બગડશે પણ તમારા હૃદય પરનો ભારે બોજો ઉતરી જશે. આ સાથે જગત કોાર છે, ખરાબ છે એ જાતના ખ્યાલને દૂર કરો. ' લોકો ભલે માલિકી, ચતુરાઈ, સામાજિક લાતો અને કીર્તિમાં તફાવત કાઢે પણ જ્યારે લાગણીની વાત આવે છે ત્યારે માત્ર ક્રમનો તફાવત રહે છે. પ્રકારનો નથી રહેતો. પ્રેમ અને કોમળતા, સહાનુભુતિ, અને અશ્રુ, સંગીત અને પ્રણયનો આદર-આવી અને બીજી ભાવનાઓ સામાન્ય સ્ત્રી કે કોઈ અમલદારની પત્ની માટે સરખી જ હોય છે.

લાગણી વ્યક્ત વ્યક્તિઓ બહુ ઓછી હોય છે. આપણા સહુમાં લાગણીઓ અખૂટ હોય છે. પણ બહુ થોડા એને યોગ્ય રીતે પ્રગટ કરવાનું જાણતાં હોય છે—

(૧) દીવસમાં વારંવાર હસવાનો પ્રયત્ન કરો—હસી ન શકાય તો છેવટે સ્મિત કરો. તમારી રમુજવૃત્તિને વિકસાવો.

(૨) સંગીત સાંભળો-તે માટે રેડીઓ આદર્શ છે. સંગીત લાગણીને હલાવી નાખે તેવું હોવું જોઈએ. એક જ પ્રકારનું સંગીત ન સાંભળતા વિવિધ પ્રકારના સુરો સાંભળવા.

(૩) નૃત્ય કરતાં, અને શકય હોય તો ગાતાં શીખો-આ લલિત કળાઓ પર વાપરેલા પૈસા અને ગાળેલા વખતનો તમને કદી અફસોસ નહિ થાય, તમારી સમાનતા કદાચ આ ઇચ્છાને ઉંધી વાળવા પ્રયત્ન કરશે પણ એ શરૂ જ કરી દો. તમે ગમે તેવા ગુરખા લાગો તમને સંકોચ થાય તો પણ કરવા જ માંડો. એક વખત નૃત્ય ને સંગીત શીખી જાવ પછી તો તમારી મેળે નાચતાં ને લલકારતા થઈ જશો. આ પ્રથા હાલની માનસિક શિક્ષણની સંસ્થાઓમાં નિયમિત રીતે ચાલે છે.

(૪) જેટલા બને તેટલા સામાજિક પરિચયો કેળવો—જેમ વધારે લોકોને મળશો તેમ તમે વધારે ઉર્ધ્વગામી બનશો. એટલે કે લાગણીઓને અંતરમાં રાખી મૂકવાને બદલે બહાર વહેતી મૂકશો. આ જાતના પરિચયમાં તમારે ગંભીરતા દૂર કરવી. ગપ્પાઓમાં ને બુદ્ધિયુક્ત ચર્ચાઓમાં મજા લૂંટો. ન ગમતાં માણસોને પણ મળ્યા કરો. આ રીતે વારંવાર ભાવનાઓ પ્રત્યાઘાતોનું પરિવર્તન થવાથી તમારૂં વ્યક્તિત્વ સુધરશે એટલું જ નહિ પણ તમે આશાવાદી ને હિંમતવાન બનશો.

(૪) રમત ગમતો જોવાની ટેવ રાખો-ફુટબોલ કુસ્તી, ઘોડદોડની શરતો ટેનીસ મેચ વગેરે એવી રમતો છે કે જેમાં લાગણીઓને બહાર નિકળવાનો ખૂબ અવકાશ મળે છે, જો. તમે જ. શરતના મેદાનમાં ઉતરવાના હોય તો ઉત્તમ.

(૫) ભાવનાપ્રધાન સાહિત્ય વાંચો. એવા

નાટકો અને ચલચિત્રો જુઓ હમેશ ભારે અને મમજ થકવી નાખે એવા સાહિત્યને વળગી ન રહેતા. તમને યુવાન રાખી શકે તેવું સાહિત્ય કે ચલચિત્ર જુઓ.

(૬) જીવનનાં પ્રેમની મહત્તા સમજો. પ્રેમની દૃષ્ટિથી જ જુઓ. પ્રેમમાં અગાધ શક્તિ છે.

(૭) બાળકની જેમ વર્તવામાં જરાય સંકોચાવું નહિ—નાના બાળકો સાથે રમવા ખેલવાનું નક્કી કરો. તેઓની કાલીકાલી વાતો સાંભળી એની જ ભાષામાં એમને જવાબ આપો. ઘણા માણસોને નાના બાળકો જોડે રમવું બહુ ગમે છે પણ મુશ્કેલી એ છે આ રીતે રમતાં પકડાઈ જવાની શરમ તેઓ બહુ રાખે છે. પરંતુ એટલું તો ખરૂં જ કે બાળકની જેમ રમવામાં ને એવી લાગણી અનુભવવામાં રૂંધાયેલી લાગણીઓ છૂટી થાય છે.

(૮) વિવિધ રીતે શોખને કેળવો—છબી પાડવાની કલા, ટીકીટોના સંગ્રહ, લાકડાનું કોતરકામ, ધાતુ કામ અથવા તો દીવાસળીના ખોખાનો સંગ્રહ, એવી જાતના શોખ દ્વારા અનેક જાતની લાગણીઓને બહાર નીકળવાનો અવકાશ મળે છે.

(૯) તમારી અને તમારા મિત્રોની જન્મ તારીખો નોંધી રાખો અને તેને બને ત્યારે ઉજવવાનો નિર્ણય કરો. તેથી તમારા મિત્રને અને તમારા હૃદયને હૂંફ મળશે, આનંદ મળશે

(૧૦) ધાર્મિક ભકિત પ્રત્યે દુર્લક્ષ ન કરવું—જો તમે કોઈ ધર્મમાં માનતા હો તો બધા ધર્મોએ ઉપદેશેલી દયા ક્ષમા માયાળુતામાં ભાવનાઓનું છે.

(૧૧) જીંદગીમાં સૌંદર્યને નિહાળતા શીખો— અને જ્યારે તમે જુઓ ત્યારે તેની કદર કરો. કવિતા રસને કેળવો. સૂર્યોદયના સૌંદર્યને અથવા તો ચાંદનીમાં ન્હાતી વનકુંજોના દશ્યોને આંખમાં પકડી લો. અને તેટલું કુદરતનું સાનિધ્ય મેળવો. ચિત્રો ને શિલ્પને ખૂબખૂબ જોયા કરો.

પુરુષ કરતાં સ્ત્રીઓને હસવાનો અને ખાસ કરીને રડવાનો લાભ વધારે મળ્યો છે. પુરુષો ગમે ત્યારે લાગણીઓ દર્શાવતા વિલંબ નથી કરતાં પણ તેઓને રડવાની શરમ તો લાગે જ છે. તેઓને મન એ નબળાઇ છે.

મનુષ્યોએ સમજવું જોઈએ કે માનવપ્રાણીની લાગણીઓ એ મહાન બળ છે. અતિબુદ્ધિશાળી માણસ લાગણીને દબાવી રાખે છે તેથી જ કેટલાય બુદ્ધિશાળી માણસો ઘણાયે કામમાં નિષ્ફળ જાય છે. તેઓ જાગૃત હોય છે, અતિશય સખત કામ કરનારા હોય છે પણ તેમનામાં સ્વયંપ્રેરીત ભાવના ખૂટે છે. કારણ કે તેઓએ પોતાની ભાવનાઓને જકડી રાખી છે. જેથી નાના વિચારો બહાર નીકળી શકતા નથી. તકને ઝડપી શકતા નથી.

અંગત રીતે હું એવા માણસોના પરિચયમાં છું કે જેમની વાર્ષિક આવક દશથી ત્રીશ હજારની છે. તેમની પાસે કાંઈ પ્રચંડ માનસિક બળ નથી પણ આટલે ઉંચે પહોંચી શકયા તેનું સાદુ કારણ તો એ જ કે તેઓ આખા બોલા છે. અને ધંધાર્થી સંબંધોમાં ઘણા સાહસિક છે. પ્રેમમય જીવનમાં પણ એટલા જ રસિક છે. મુક્ત મનથી રમત ગમતની મજા પણ માણી શકે છે.

લાગણીના ક્ષેત્રમાં ઉર્ધ્વગામી બનો તો બધા ક્ષેત્રમાં એવા બની શકશો. એકાદ વૃત્તિ દબાવશો તો બ્હીકણ અને પોપલા બની જશો.

વ્યવસ્થિત રીતે ભાવનાને રૂંધવાથી વારંવાર ભૂલ ભરેલા વિચારથી એટલે કે તેમનામાં જાત પરનો કાબુ નથી એમ માનીને ભાવનાને રૂંધનારા લોકો ભારે મુશ્કેલીમાં આવી પડે છે. જો આ જાતનું અનુરોધન વરસો સુધી કરવામાં આવે તો તો બીકનો વધારો થાય, મન ગભરાયા કરે અને બીજા જ્ઞાનતંતુઓના રોગ થાય. પછી તો યોગ્ય ઉપાય માટે કોઈ માનસશાસ્ત્રિય પદ્ધતિનો આશ્રય લેવો પડે.

અતિશય અને વારંવાર લાગણીઓ પ્રગટ કરવી એ પણ એટલું જ ખરાબ છે. આવા માણસો લાગણીથી અસ્થિર કહેવાય.

લાગણીઓ પ્રગટ કરતાં શીખો, લાગણીઓના છુટકારાથી આપણને પુરતું પ્રલંબન મળે છે. અને રૂંધાયેલા ઉશ્કેરાટને માર્ગ મળે છે જે ખૂબ જરૂરી છે.×

× અંગ્રેજી પરથી.

# ભારતીય ચિત્ર શિલ્પ

શ્રી. અરૂણા લાખીઆ બી. એ.

પ્રાચીન ભારતની જ્ઞાન-વિજ્ઞાનની વિવિધ શાખાઓનું શ્રેષ્ઠત્વ સમસ્ત વિશ્વે માની લીધું છે. પ્રાકૃતિક સૌન્દર્ય તો ભારતમાં ઠેરઠેર વેરાએલું પડ્યું છે. શિલાઓના હૃદય પર તેના મહાન આદર્શોની વાણી બોલી રહી છે. ગિરિમાળાઓની અન્ધકાર ગુફાઓમાં તેનાં જીવનનાં સૌન્દર્ય સ્વપ્નાં પોઢેલાં છે. શિલ્પિઓની મનોભૂત અપરૂપ ભાવ મુર્ચ્છના એ શિલાઓમાં રૂપગ્રહણ કર્યું છે. આ શિલ્પિઓ એ વિશ્વમાં વિસ્મયની સૃષ્ટિ ઉભી કરી. ચિત્ર રસિકોની સન્મુખ ભારતની પવિત્ર કનરાઓની આ અતુલનીય સૃષ્ટિ એ એક નવીન સૌન્દર્યમય કલ્પનાતીત જગતને પ્રકાશિત કર્યું. આ ચારૂશિલ્પનું સંપૂર્ણ-રૂપ અને સૌન્દર્યને પૂર્ણરૂપે ગ્રહણ કરવા ભારતના પ્રાચીન સાહિત્ય તરફ નજર કરવી પડશે.

ભારતની ચિત્રકલા અતિ પ્રાચીન છે. પ્રાચીન ભારતની સમસ્ત કલાઓમાં ચિત્રકલાને જ પ્રધાનત્વ આપવામાં આવ્યું છે. વિષ્ણુ ધર્મોત્તરમાં કહ્યું છે કે—

કલા નામ પ્રવરમ ચિત્રમ્

અને આગળ કહે છે,"

યથા સુમેરુઃ પ્રવરો નગાનામ
યથાન્ત જાનામ ગરુડઃ પ્રધાનઃ
યથા નરાનામ પ્રવરો ક્ષિતીશ
તથા કલાનામિક ચિત્રકલ્પઃ

( વિષ્ણુ ધર્મોત્તરમ્ )

આચાર્ય નગ્નજીતનાં પુસ્તક ' ચિત્રલક્ષણ 'માં પ્રાચીન ભારતમાં ચિત્રકલાના ઉચ્ચ સ્થાન વિષે ચર્ચા કરવામાં આવી છે. આ ગ્રંથનો અનુવાદ જર્મન ભાષામાં પણ થયો છે. આ મૂળ પુસ્તક અપ્રાપ્ય છે. પરંતુ પુરાણોમાં આચાર્ય નગ્નજીતનો ઉલ્લેખ મળે છે. આ પરથી તેનો રચનાકાળ ગુપ્તતરયુગમાં મનાય છે. એ રીતે જોતાં ચિત્રકલાની પ્રાચીનતા સંબંધી કોઈ શંકા રહેતી નથી.

સપ્તમ શતાબ્દીના ' વિષ્ણુધર્મોત્તરમ્ ' ગ્રંથમાં ચિત્રશિલ્પ સંબંધી એક અલગ પરિચ્છેદ છે. ચિત્રના વૈજ્ઞાનિક સ્વરૂપનું વર્ણન આ પુસ્તક જેટલું બીજે કયાંએ નથી.

' અભિલષિતાર્થ-ચિન્તામણિ ' યા ' માનસોલ્લાસ ' એ દ્વાદશ શતાબ્દીના ગ્રંથો પણ ઉલ્લેખનીય છે.

ભારતીય ચિત્રોની વિશિષ્ટતા છે રેખાની ગતિભંગી રેખાને આધારે ચિત્રમાં અવયવોને સ્ફુરિત કરવાની ક્ષમતા.

સ્પષ્ટ અને સહજ રેખાંકન ઉપર ચિત્રોની ગતિશીલતા અને ગઠનભંગી સંપૂર્ણ રૂપે નિર્ભર છે.

રેખાં પ્રશંસન્ત્યચાર્ય
વર્તનસ્ય વિચક્ષનાઃ
સ્રિયો ભુષણ મિચ્છન્તિ
વર્ણાઢય મિતરે જનાઃ

( વિષ્ણુ-ધર્મોત્તરમ્ )

આચાર્યગણ રેખાઓને જ પ્રશંસે છે. અભિજ્ઞ વ્યક્તિઓ માટે છાયા-પ્રકાશનું વિભાજન-પ્રિય છે. રમણિયોને આભુષણ પ્રિય છે.

ચિત્રની રચના-કૌશલના ઉત્કર્ષ સંબંધે ' વિષ્ણુ ધર્મોત્તરમ્ ' વર્ણવે છે કે,

કરુતીવ ચ માધુર્યમ્
સજીવ ઈવ દૃશ્યતે
સશ્વાસઃ ઈવ યચ્ચિત્રમ્
તચ્ચિત્રમ શુભ લક્ષણમ્

એટલે જેમાં માધુર્ય છે, જે સજીવ પ્રતીત થાય છે ને જેમાં શ્વાસ-પ્રશ્વાસનો ક્રમ છે એ જ ચિત્રનું શુભ લક્ષણ છે.

ચિત્રકારોના ગુણ વિષયમાં પણ આ આશયનો નિર્દેશ છે.

સુપ્તસ્ય ચેતના યુક્તમ્ ચૈતન્ય વર્જીતમ્
નિમ્નોન્નત વિભાગંચ યઃ કરોતિસઃ ચિત્રવિત્

સુષુપ્ત જીવનમાં સ્પન્દન લાવવું, મૃત ને પ્રાણવંત બનાવવા એ ચિત્રકારોની સર્વોધિક સફળતા છે.

અજન્તાના પ્રસ્તર-પૃષ્ઠોનો ઈતિહાસ અતુલ છે. નિઝામ રાજ્યમાં ઔરંગાબાદથી ૫૦ માઈલ દુર વાયવ્યમાં આવેલાં છે. શૈલ પર્વતના ખોળામાં આ ભારતીય ચિત્ર-શિલ્પ રમી રહ્યું છે લલિત કલાની અપૂર્વ સૃષ્ટિ અજન્તાની ૨૯ ગુફાઓમાં ભરી છે.

કોઈ કોઈ ગુફાઓની લંબાઈ તો પ્રવેશદ્વારથી પર્વતના અંત સુધી વિસ્તરેલી છે. ગુફાઓની અંદર પણ ગુફાઓ છે. ગુફાઓની દિવાલ, છત, સ્તમ્ભ પ્રવેશદ્વાર આદિ વિભિન્ન મૂર્તિઓ, લતાકુંજ અને પુષ્પ પલ્લવથી સુશોભિત છે. નવ અને દસ નંબરની ગુફાઓ અતિ પ્રાચીન છે. તેનો રચનાકાળ પ્રથમ શતાબ્દી છે. ભારહુત, અમરાવતી, સાંચી વગેરે શિલ્પ સમકાલીન છે. સાતસો વર્ષનો ઈતિહાસ અજન્તા પર અંકિત છે.

અજન્તાની ચિત્રાંકન પદ્ધતિ પાશ્ચાત્ય ફ્રેસ્કો ચિત્ર પદ્ધતિ ( લેપ ચિત્ર )ને ગણની આવે છે. ફ્રેસ્કો ચિત્રમાં પ્રલેપ લીલો હોય ત્યારે જ ચિત્રાંકન કરવું પડે છે. એટલે દૈનિક કાર્યક્રમની આવશ્યકતા અનુસાર જ તેની પાશ્ચાદ ભૂમિકા ( Back ground ) આલેખવી પડે છે. અજન્તાના ચિત્રોમાં ફેર માત્ર એટલોજ છે કે તેનું પાર્શ્વ-સ્તર ( Back-ground ) એક સાથે કરવામાં આવેલું છે. માત્ર ચિત્રાંકન સમયે તેને ભીનું કરવામાં આવ્યું હતું. આને વજ્રલેપની એક વિશેષ પદ્ધતિ કહે છે. ધૂપ, શન, ગંગા અને ગોબરની માટીથી તેનું પાર્શ્વ-સ્તર કરવામાં આવે છે. તેને પૂર્ણ રીતે નિશ્ચિત કરવા બાદ સફેદ પ્રલેપ ( પ્લાસ્તર ) કરવામાં આવે છે. તે પછી તેના પર બહિરેખા અંકાય પછી એક પ્રકારની માટીથી તેના પર એવો વાર્નિશ કરી ચકચકિત બનાવવામાં આવે કે તેની બહિરેખા સ્પષ્ટ અને ચકચકિત ઉઠી આવે. તે પછી સુયોગ્ય રંગનું આલેપન કરવામાં આવે છે અને આ રંગને સ્થાયિત કરવા માટે ફરીથી વજ્રલેપની આવશ્યકતા રહે છે. ભેંશનાં ચામડાં સાથે તેના પર રંગ મિલાવીને આગ બનાવાય છે. આથી રંગ ઘટ્ટ અને સ્થાયી બને છે. અજંતાનાં ચિત્રોનું સ્થાય વર્ણવૈશિષ્ટનું પ્રધાન કારણ આજ છે. તેમાં પ્રધાનતઃ સફેદ, લાલ, બદામી અને લીલા રંગો જોવામાં આવે છે.

ભારતવર્ષ બૌદ્ધધર્મની આદિ ભૂમિ છે. બૌદ્ધ ચિત્રાવલીનો અપૂર્વ વિકાસ પણ અહિંજ થયો હતો. પહેલીથી સાતમી સદી સુધીનો ભારતીય ચિત્રકલાનો ઈતિહાસ અજન્તાની ગુફાઓમાં અંકિત છે.

અજંતાના ચિત્રોની કથા-વસ્તુ બૌદ્ધધર્મની જાતક કથાઓમાંથી છે. નવ અને દસ નંબરની ગુફાઓ અતિ પ્રાચીન હોવા છતાં તેનું સુકુમાર્ય, વર્ણ-વૈચિત્ર્ય, અને એની રેખાઓની સ્વચ્છંદ ગતિ ભંગીઓ જોતાં હજુ પણ એ બે ત્રણ સદી સુધી સુસ્પષ્ટ રહે એમ છે.

અજંતાનાં ચિત્રોની એક વિશેષતા છે. તેનાં સરળ રેખાંકનની દ્રઢતા સમસ્ત ચિત્રોમાં ચિત્રકારની અન્તર્ભાવના જાગે સંપૂર્ણ સૌન્દર્ય લઈને ઉતરી પડી છે.

પ્રથમ ગુફાની છતમાં અલંકૃત ચિત્ર-સમુહ અજન્તાના ચિત્રકારોની ગૌરવ ગાથા છે. તે સર્વ

સાતમી સદીમાં અંકિત થયાં હતાં. Mr. Griffity આ સંબંધે લખે છે કે,

વિષય વસ્તુનું બાહુલ્ય. પુનરાવૃત્તિ તો ક્યાંએ નહિ, કલ્પના શક્તિ પૂર્ણરૂપથી વિકસિત થઈ શકી છે. પ્રકૃતિનાં અણુએ અણુમાં અપરૂપતા મળી છે.

અજન્તામાં માત્ર દેવી-દેવતાઓનાં જ નહિ સામાજીક જીવનનાં ચિત્રોએ માનવતાનું સૌન્દર્ય પણ સ્ફુરિત કર્યું છે. તેની વાસ્તવિકતા મનને સ્પર્શે છે ત્યારે અન્તરના તારોમાં સ્પન્દન પેદા કરે છે. ઉચ્છંખલતા યા લઘુતાનો તો આભાસ માત્ર નથી. ચિત્ર વિષાદપૂર્ણ નહિ પરંતુ પરમ ગાંભીર્યમય આનન્દનો ઉલ્લાસ અજન્તાની કન્દરાઓમાં વ્યાપ્ત છે. રેખાઓની સહાયતાથી માનવ શરીરને સુસજ્જિત કરી સજીવતા પ્રદાન કરવાનો કસબ માત્ર બૌદ્ધ ચિત્રકારોને જ હાથ લાગ્યો હતો.

મંદિરની બહારની બાજુ બોધિસત્વ અવલોકિતેશ્વરનું ચિત્ર છે. કથા-વસ્તુ છે, મહા-નિષ્ક્રમણ બુદ્ધત્વની શોધમાં સિદ્ધાર્થનો સંસારત્યાગ બુદ્ધ મનુષ્યની પુરી ઉંચાઈમાં છે. ચિત્રની આકૃતિ-ભંગિમાં કંઈક વક્ર છે. ડાબા હાથમાં એક નીલ પદ્મ છે. એજ એ પદ્મપાણિ બુદ્ધ છે. ચિત્રનું માધુર્ય અસાધારણ છે. ભગવાન બુદ્ધની કરૂણા મિશ્રિત મુખ શ્રી. માં શિલ્પીનું રચના કૌશલ પ્રકાશે છે. સિદ્ધાર્થનું આત્મમંથન રેખાઓમાં ઉઠી આવ્યું છે. જોતાં જ સિદ્ધાર્થનું આશા-નિરાશાનું દ્વંદ્વ પ્રત્યક્ષ થઈ ઉઠે છે. વર્તમાન જીવનની વેદનાનો અશ્રુ સાથે ભાવિ શાંતિની સ્નિગ્ધતાનો અપૂર્વ સમન્વય બોધિસત્વનાં મુખ મંડળમાં ચમકે છે. ચિત્તના ભુ-કંપનો આકર્ષક ખ્યાલ આપે છે.

અજન્તાના ચિત્રોમાં એક બીજું ઉલ્લેખનીય ચિત્ર છે ' માતા-પુત્ર ' માધુર્ય અને સૌન્દર્યની દષ્ટિએ જગતનાં મહાન ચિત્રમાં પોતાનું ગૌરવ માર્ઈ શકે એવું આ ચિત્ર છે. ઉપરાંત, નાગરાજ ચિત્ર, રાણી પ્રસાધન, છદની જાતક આદિ શાશ્વત ચિત્રો છે. અજન્તાનાં ચિત્રોમાં એક વૈશિષ્ઠ છે મૂર્તિઓની હસ્ત વિન્યાસ ભાવની વ્યંજના.

આ ગૌરવમય ચિત્રલેખનની માત્ર અહિં જ સીમા ન હતી. ગ્વાલિયર રાજ્યની બૌદ્ધ ગુફાઓમાં પણ આનો અમરૂપ ચિત્રો છે. અજન્તાનો પ્રભાવ સિંહલદ્વીપ સુધી પથરાયો છે. સિગિરિયાની ગુફાઓ આનું પ્રત્યક્ષ પ્રમાણ છે, આ 'ગેલેરી'( Pookot) નામની પ્રચારિત છે. આમ કુલ ૭ ગેલેરી છે. ચારમાં ચિત્ર છે. તેમાં એકવીસ નારી ચિત્ર છે. આ ચિત્રોમાં મંદિરની પુજા-વિધિનું દશ્ય સ્ફુરિત છે. સંભ્રાં નારીઓ ફુલ પત્ર લઈ પુજા માટે તૈયાર થઈ છે. તેમાં આત્મ નિવેદનનો સુકરવર ઉઠે છે. જાણે ચિત્રકારે સાચે જ જીવન સાથે કલાનો સુમેળ સાધ્યો છે. પૂજારીણીની મુખશ્રીમાં શિલ્પીનો આત્મ વિસ્મૃત ભાવ ઉઠ્યો છે. રંગીન વસ્ત્ર અને કાંચળીથી શરીર શોભામાં વૃદ્ધિ થઈ છે. આ તો રચના કાળ અજન્તાનો સમકાલીન મનાય છે.

ભારતીય ચિત્ર શિલ્પની ઈતિહાસ ધારા ઈલોરા અને તે યુગની જૈન ચિત્રાવળીના ઈતિહાસમાં પણ વહી રહી છે આ છે અજન્તાની શિલ્પ-ગાથા.

---

# ઢોલા-મારૂના દૂહા

શ્રી. રમણિક કિશનલાલ મહેતા

( માર્ચ અંકના પૃ. ૧૪૭થી ચાલુ )

બાબહિયા રતપંખિયા,
ઓલઈ મધુરી વાંણિ;
કાઈ હવંતઉ માહિ કરિ,
પરદેશી પ્રિઉ આંણિ. ૩૪

હે લાલ પાંખોવાળા બપૈયા, તું મીઠી વાણી બોલે છે તું બોલવાનું બંધ કરી દે અથવા તો મ્હારો પરદેશી પ્રિયતમને અહીં લાવી દે.

બાબહિયા પ્રિઉ પ્રિઉ ન કહી,
પ્રિઉ કૌ નામ ન લેહ;
કાઈક જાગઈ વિરહણી,
પ્રીઉ કહાં જિઉ દેહ. ૩૫

હે બપૈયા, તું ' પિઉ પિઉ ' ન પુકાર. પિઉનું નામ ન લે. કોઈ વિરહિણી જાગી રહી હશે તો તે ત્હારા ' પિઉ 'ના પુકારથી પ્રાણ કાઢી નાખશે

બાબહિયા, ડૂંગર દહણ,
દાઝિ હમારઉ ગાંમ;
સારી રાત પુકરિયઉ,
લઈ લઈ પ્રિઉડઉ નાંમ. ૩૬

પર્વત સમાન કઠોર હૃદયમાં પણ જલન ઉત્પન્ન કરવાવાળા બપૈયા, તું મ્હારૂં ગામ છોડી ચાલ્યો જા. ગતભર ત્હેં 'પ્રિયતમનું નામ લઈને પુકાર્યા કર્યું છે. ( તો પણ તું હજૂ ધરાયો નથી ? )

ચહું દિસ દામિનિ સઘન ઘન,
પીઉ તજ્યં તિણુ વાર;
મારૂ મર ચાતગ ભએ,
પિઉ પિઉ કરત પુકાર. ૩૭

ચારે દિશાઓમાં વાદળોમાં વીજળી ચમકી રહી છે. એવા સમયે પ્રિયતમે ( મારવણીને ) ત્યાગ કર્યો. તે મારવણી જ્યારે મરણ પામીને ચાતક બની ગઈ અને હવે ' પિઉ પિઉ 'નો પુકાર કરી રહી છે.

પાવસ આયઉ સાહિબા,
બોલણ લાગા મોર;
કંતા, તૂં ઘરિ આવ નવિ,
જોબન કીધઉ જોર. ૩૮

હે પ્રિયતમ ! વર્ષાઋતુ આવી ગઈ અને મોર ટહૂકવા લાગ્યા. હે કંથ તું હવે ઘેર આવ. યૌવન હેલે ચઢ્યું છે.

ગિરવર મોર ગહક્કિયા,
તરવર મૂંકયા પાત;
ધણિયાં ધણ સાલણ લગા,
વૂઠે તૌ બરસાત. ૩૯

વર્ષાદ પડતાં જ પર્વત પર મોર ટહૂકી ઊઠયા. ( વર્ષાઋતુએ ) તરવરોને પાંદડાં અર્પ્યાં. ( અને ) વિરહિણી સ્ત્રીઓને પતિઓનું સ્મરણ સાલવા લાગ્યું.

રાજા, પરજા, ગુણિય-જણ,
કવિજણ, પંડિત, પાત;
સગઆં મન ઊછવ હુઅઉ,
વૂઠે તૌ બરસાત. ૪૦

વર્ષાદ પડતાં જ રાજા, પ્રજા, ગુણી, કવિજન, પંડિત અને વૃક્ષોનાં પાંદડાંઃ એ સૌના મનમાં ઉલ્લાસ થયો.

ઊનમિ આઈ વદ્દળી,
ઢોલઉ આયઉ ચિત્ત;
યો બરસાઈ રિતુ આપણી,
નઈણુ હમારે નિત્ત. ૪૧

વાદળ ઊમરાઈ આવ્યાં અને ઢોલો મ્હારા ચિત્તમાં ( ઉભરાઈ આવ્યો ) આવો એનું સ્મરણ

થયું. વાદળ તો પોતાની યોગ્ય ઋતુમાં જ વરસે છે પરન્તુ મ્હારાં નેત્ર તો હમેશાં જ વરસ્યાં કરે છે.

ઊનમિયઉ ઉત્તર દિસઇં
મેડી ઊપર મેહ;
તે વિરહિણિ કિમ જીવસે,
જ્યાંરાં દૂર સનેહ.-૪૨

ઉત્તર દિશા તરફ અટારી પર મેઘ ઘેરાયો. હવે એ વિરહિણી-કે જેનો પ્રિયતમ પરદેશમાં છે. કેવી રીતે જીવશે !

ઊનમિયઉ ઉત્તર દિસઇં
કાળી કંઠળિ મેહ;
હૂં ભીજૂં ઘર-અંગણઇ,
પિઉ ભીજઇ પરદેહ. ૪૩

કાળા કાંઠલા જેવી કોરવાળો મેઘ ઉત્તર દિશા તરફ ઘેરાઈ આવ્યો. હું ઘરનાં આંગણામાં ભીંજાઈ રહી છું અને મ્હારો પ્રિયતમ પરદેશમાં ભીંજાઈ રહ્યો છે.

બીજુળિયાં ચહલાવહલિ,
આભઇ આભઇ એક;
કદી મિલૂં ઉણ સાહિબા
કર કાજળ કી રેખ. ૪૪

વાદળ વાદળમાં એક એક કરીને વિજળીઓ નાચી કૂદી રહી છે. હું પણ નેત્રોમાં કાજળની રેખા લગાવીને પ્રિયતમને કયારે મળીશ ?

બીજુળિયાં ચહલાવહલિ
આભઇ આભઇ ચ્યારિ;
કદ રે મિલઉંગી સજ્જના
લાંબી બાંહ પસારિ. ૪૫

વાદળ વાદળમાં ચારે તરફ વિજળીઓ નાચી કૂદી રહી છે. અરે, હું પણ ( એમની માફક ) લાંબા હાથ પ્રસારી મ્હારા પ્રિયતમને કયારે મળીશ ?

બીજુળિયાં ચહલાવહલિ
આભય આભય કોડિ;
કદ રે મિલઉંગી સજ્જના
કસ કંચૂકી છોડિ. ૪૬

વાદળ વાદળમાં કરોડો વિજળીઓ નાચી કૂદી રહી છે. અરે, હું પણ કંચુકીના બંધન ખોલીને મ્હારા પ્રિયતમને કયારે મળીશ ?

ગિરહ પખાલણ, સર ભરણ,
નદી હિંડોલણહારિ;
સૂતી સેજઇં એકલી,
હઈ હઈ દઈવિ મ મારિ. ૪૭

પર્વતોનું પ્રક્ષાલન કરનારી, સરોવરને ભરી દેનારી અને નદીઓને ઝકઝોર કરનારી આ ઋતુમાં હું સેજમાં એકલી સૂતી છું. અરે દૈવ ! અરે દૈવ ! હું ત્હને વિનવું છું કે મ્હને ન માર.

દાદુર-મોર ટબક્ક ઘણ,
બીજલડી તરવારિ;
સૂતી સેજઇં એકલી,
હઈ હઈ દઈવિ મ મારિ. ૪૮

દેડકાં અને મોરનો ઘેરા અવાજ થઈ રહ્યો છે. વિજળી તલવાર છે. હું એકલી શય્યા પર સૂતી છું. અરે દૈવ ! અરે દૈવ ! હું ત્હને વિનવું છું કે મ્હને ન માર.

જળ થળ, થળ જળ હુઈ રહ્યઉ,
ઓલઇ મોર કિંગાર;
સાવણ દૂભર હે સખી,
કિહાં મુઝ પ્રાણ-અધાર. ૪૯

પાણી એટલું પડયું છે કે જળને સ્થળમય અને સ્થળને જળમય બનાવી મૂકયાં છે, (અર્થાત્ બંને એકાકાર બની ગયાં છે) અને (તળાવને) કાંઠે મોર ટહુકી રહ્યા છે હે સખી, આ શ્રાવણ માસ મ્હારે માટે દુસહ બની રહ્યો છે. મ્હારા પ્રાણાધાર કયાં છે ?

બિજ્જુળિયાં, નીળજ્જિયાં,
જળહર તૂં હી લજ્જિ;
સૂની સેજ, વિદેસ પ્રિય,
મધુરઇ મધુરઇ ગજ્જિ. ૫૦

વિજળીઓ તો નિર્લજ્જ છે. હે જલધર, તું જ

એક ભાઈ લખે છે—

શાન્ત મામડાના પુષ્કળ મનોમંથન પછી આ પત્ર આપને લખવા પ્રેરાયો છું.

મારું જીવન આજે કયી તરફ વહી રહ્યું છે તે સમજાતું નથી. મારા ઘરમાં મારા માટે જે અભિપ્રાય હતો તે આજે બદલાયો છે. આને માટે હું લવલેશ જવાબદાર નથી એની મને ખાત્રી છે.

વાત આમ છે. એક વર્ષ ઉપર ચોમાસામાં એક ભેખડવાળા રસ્તા ઉપરથી પસાર થતો હતો. અચાનક એક મોટો પથ્થર ગબડી આવ્યો ને હું ખસી જઉં તે પહેલાં તો મારા પગ એમાં સપડાયા ને હું પડયો. પડતાંની સાથે બે હાથની આંગળીઓ પણ પથ્થર નીચે આવી ગઈ. આમ મારા બે પગ અને બે હાથની આંગળીઓ કચરાઈ ગઈ. ખૂબ દવાઓ અને માવજત પછી આંગળીઓનો આકાર બદલાઈ ગયો છે પણ સારા નશીબે આંગળીઓ વાંકી હોવા છતાં વળી શકે છે, ત્રિકમ ઉપાડી ખોદી શકે છે, ને બીજાં બધાં સામાન્ય કામ કરી શકે છે.

આ અકસ્માત થયો તે પહેલાં મારો વિવાહ એક ધનિક અને સંસ્કારી ગણાતાં કુટુંબની છોકરી સાથે થયો હતો. અમારું કુટુંબ પણ પૈસે ટકે ઘણું સુખી છે. અને અમારો સંબંધ નક્કી થયો ત્યારથી બન્ને કુટુંબો વચ્ચે મેળ પણ સારો હતો. આ અકસ્માતના કારણે અચાનક છોકરીનાં માબાપોએ ને ભાઈઓએ છેલ્લા થોડા માસથી મારા વિષે ઘણી વાતો ફેલાવા માંડી છે. એમ કરી છોકરીને મારી સાથે પરણાવવા ઇચ્છતા નથી. છોકરીને હું હમણાં હમણાં આઠ દસ વખત મળ્યો છું. છોકરી પોતે મારી સાથે લગ્ન કરવા ઇચ્છે છે. હું પોતે પણ તે જ છોકરી સાથે લગ્ન કરવાના વિચાર પર મક્કમ છું. મારું કુટુંબ પણ પૈસે ટકે સુખી હોવાને કારણે સામા પક્ષથી જે વાતો ફેલાયેલી છે એ સાંભળી મારાં લગ્ન હવે ત્યાં ન થાય એમ ઇચ્છે છે. આમ બન્ને કુટુંબો સબંધ તોડવા ઇચ્છે છે. જ્યારે અમે બન્ને લગ્ન કરવા ખુશી છીએ.

આ સંજોગોમાં શું કરવું તે સમજાતું નથી. છોકરીની ઉંમર સોળ વર્ષની છે. મારી ઉંમર ઓગણીસ છે અમારે શું કરવું એ પરત્વે આપની સલાહ આપશો ?

ઉત્તર—

તમે લખો છો એ રીતે તમારા સંજોગો બહુ સ્પષ્ટ છે. છોકરી તમારી શારીરિક ત્રુટિઓ સારી રીતે જાણવા છતાં પણ તમારી સાથે લગ્ન કરવા ઇચ્છતી હોય તો લગ્ન કરવામાં કંઈ ખોટું નથી, લગ્ન કરવું જોઈએ. હું માની લઉં છું કે છોકરી સાથે તમે અત્યાર પહેલાં મળ્યા છો તે પ્રસંગે તમારી પરિસ્થિતિ અને શારીરિક ત્રુટિઓની ચોખવટ તમે કરી લીધી હશે જ. તમે એમ માનતા હો કે છોકરીનો તમારી ઉપર પ્રેમ છે અને આ બધી બાતો લગ્નની આડે છોકરીએ ગણતરીમાં લીધી જ છે તે છતાં તમારે સ્પષ્ટ થવું જરૂરી છે, જેથી લગ્ન પછી પણ તમને અને છોકરીને જે પગલું ભરવાનું છે તેનો એ રીતે અફસોસ ન રહે. તમારા કુટુંબનો નામરજી પણ તમારે વ્યક્ત કરવી ઘટે.

આ બધું વિચાર્યા પછી તમારે લગ્ન કરવાં કે ન કરવાં એ પ્રશ્ન ઊભો નથી રહેતો.

બાકી રહે છે બન્ને કુટુંબોનો વિરોધ પોતાનાં જ કુટુંબોમાં વિરોધ હોય છે ત્યારે વધુ બળની જરૂર રહે છે, પણ એ બળ હૃદયનું હોવું ઘટે. એ વિરોધનો સામનો શાન્તિથી, સ્પષ્ટતાથી અને સ્નેહથી કરવો જોઈએ. તમે અને છોકરી–કુટુંબીઓને તમારો મક્કમ નિર્ણય જણાવશો તો જરૂર વિરોધમાં ઘટાડો કરી શકશો. તમારા પક્ષે તમે ઉભય નિશ્ચિત હોતો કુટુંબોનો વિરોધ ઓગળી જશે જ, અને એ કરવામાં તમારો ધર્મ અને વિવેક ન ભૂલશો.

**ગુરુ ગોવિંદસિંહ :** શ્રી. ગોવિન્દ હ. પટેલ રચિત મહાકાવ્ય. પ્રકાશક: પદ્મપ્રકાશન.

મદાલસા, અર્જુન–ઉર્વશી વગેરે ખંડ કાવ્યોના કર્તા શ્રી. ગોવિંદભાઈ પટેલે છેલ્લા શીખ ગુરુ ગોવિંદસિંહના વીરતાભર્યા જીવનને ૫૮૪૮ પંક્તિના આ મહાકાવ્યનો વિષય બનાવેલ છે. સાડાછ માસમાં આવું વિસ્તીર્ણ કાવ્ય રચવું એ વિચારની ત્વરિત ગતિ અને ભાષા તથા વૃત્ત ઉપરનો કાબૂ હોય તો જ બને. પણ ઉન્નત વિષયને અનુરૂપ ઉન્નત વિચારસરણિને વૃત્તસ્વરૂપમાં ઉતારવાની ત્વરાએ વાણીમાં અનેક સ્થળે ક્લિષ્ટતા આણી છે.

નાયક ઉદાત્ત વીરનર છે. એનું જીવન સ્વધર્મ રક્ષાને અર્થે કરેલા આત્મસમર્પણનું દૃષ્ટાન્ત છે. અનેક ઉદાત્ત ભાવનાથી ભરપૂર પ્રસંગો આ કાવ્યમાં વર્ણવાયા છેઃ ગુરુતેગબહાદુરના મોગલે કરેલા શિરચ્છેદથી તરુણ ગુરુનો સંક્ષોભ, શીખોને વીરધર્મનો આદેશ, ભીમચંદ સાથે થયેલ વૈમનસ્ય પ્રસંગે ગુરુનું ગૌરવયુક્ત વર્તન, પહોશના રાજાઓ જોડે રાજનીતિની વાટાઘાટ, બુધ્ધુશાહની નિઃસ્વાર્થ મૈત્રી, આનન્દગઢનું નિર્માણ, એ ગઢના ઘેરા દરમ્યાન ગુરુનું પ્રાણનિરપેક્ષ પરાક્રમ, ગુરુ બાળકોનું વર્ચસ્વ, ગુરુનો કુટુંબથી વિરહ અને ગુપ્તનિવાસ, બહાદુરશાહને ઉદારભાવે આપેલી સહાયતા, જીવનસંધ્યાએ આપેલો જીવનમન્થનના નવનીતસમો ઉપદેશ, દગાખોરનો કટારઘાવ અને એ ઘાવ રૂઝયા પ્હેલાં મિત્ર મોગલશાહે મોકલેલા ધનુષને તાણતાં જખ્મોના ટાંકા તૂટવાથી નિપજેલું ગુરુનું મરણ–એવા ઓજસ્વી પ્રસંગોનું આલેખન ઓજસ્વી કલમથી થયું છે.

સંસ્કૃત મહાકાવ્યની પ્રણાલિકાને અનુસરીને આ જીવનકવનમાં સંગ્રામ, ઉપવનજલાશયાદિ પ્રકૃતિનાં સૌન્દર્યમય સ્થાનો, ઋતુઓ વગેરેનાં–ચર્મચક્ષુનાં અને મનોમય દૃષ્ટિનાં સૌન્દર્ય દર્શનોને એકત્ર ગૂંથી લેતાં–સુભગ વર્ણના આ કાવ્યને શોભાવે છેઃ

ઉભયપક્ષીની ચિન્તનસમૃદ્ધિ રજૂ કરતા સયુક્તિક સંવાદો ઘટાવવાનો પણ આ કાવ્યમાં સારો અવકાશ મળ્યો છેઃ શિષ્યોને ધર્મ ઉપદેશ આપવાની સાત્ત્વિક ગુરુપદયોગ્ય પ્રવૃત્તિમાં ધર્મરક્ષાની ફરજને અંગે ભળતો ક્ષત્રિધર્મનો રાજસપ્રવાહ; અપરિગ્રહ યતિ-જીવન જીવનારને પ્રતિજ્ઞા–સિદ્ધિ ખાતર કરવો પડતો સાધનસંગ્રહ; માનવતાપ્રેમી પેગંબરે સ્વીકારવી પડતી શત્રુમિત્ર વચ્ચેની ભેદદૃષ્ટિ; ધર્મરક્ષણ કાજેની ક્ષમાવિરોધી ક્ષત્રુવટ છતાં શત્રુ પ્રત્યે ઉદારભાવે દર્શાવાતી ક્ષમા; ધાર્મિક પુરુષની અનિગૂઢ જીવનચર્યામાં જાળવવી પડતી યુદ્ધમંત્રણાની રહસ્યનીતિ; ઈત્યાદિ પરસ્પર વિરોધી તત્ત્વોને કવિને સંવાદ-નિર્માણના અવકાશો આપ્યા છેઃ

શરદ્ શિશિર વર્ષા વગેરે ઋતુઓનાં, નિશા ઉષા સંધ્યા વગેરે સમયવિભાગોનાં, અને સ્મશાન, પવન તુફાન વગેરેનાં વર્ણનોમાં પ્રતીકયોજના અને શૈલી સંસ્કૃતકાવ્યસાહિત્યની સ્વીકારવા સાથે પોતાનાં પણ તત્ત્વો ઉમેર્યાં છે.

ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા, યથાસંખ્ય, અર્થાન્તરન્યાસ પરિસંખ્યા ઈત્યાદિ અલંકારો, સંસ્કૃતકાવ્યાભ્યાસે ઘડેલા રુચિતંત્રની દૃષ્ટિએ, કાવ્યને રુચિકર બનાવે છે. રાજનીતિ, યુદ્ધ યોજના, દુર્ગારોધતુલ્ય વગેરે પ્રસંગોનાં આલેખનો તદ્વિષયક શાસ્ત્રનો અને પરિભાષાનો પરિચય પુરવાર કરે છે. આર્ય સંસ્કૃતિની ઉજ્જવલતા ઝળકાવાનો આ કાવ્યનો ઉદ્દેશ છે.

અનેક સંસ્કૃત વૃત્તોની સફળ રચના આ કાવ્ય રજૂ કરે છે. એમાં ૨૨૦ અનુષ્ટુપ્ છે અને ૧૩૫૨ ચાર–ચરણી વૃત્તો છે.–૨૬૬ દ્રુતવિલંબિત, ૨૪૬ વસંતતિલકા, ૨૨૧ ઉપજાતિ, ૨૧૯ વંશસ્થ, ૧૫૬ રથોદ્ધતા, ૧૩૮ મંદાક્રાન્તા, ૮૫ શાર્દૂલવિક્રીડિત, ૧૩ વૈતાલીય, ૩ માલિની અને ૩ શિખરિણી ઉપરાંત ૫ લલિતછંદની કડીઓ–આવું આ કાવ્યનું વૃત્તવૈવિધ્ય છે.

શ્રી. ગોવિંદભાઈ પટેલને કેવા પ્રકારનું વૃત્ત-નિર્માણ શક્ય છે તે જોવા થોડાક સુભાષિતકોટિના નમુના જોઈશું:—

'જોવા મળે મનુજ જીવનની નદીમાં,
દુઃખપ્રસંગ અથવા સુખના હિલોળા;
તેને સહે પણ રહે ઉર દૂર રંગે,
છે તેહ દુર્લભ જગે જન અર્ધ્ય અર્થે.' ૧–૫૪

'સત્પ્રેમસેવન અખંડિત રાખવાથી
સત્યસ્વરૂપ શિવની મળતી પ્રસાદી;
શ્રદ્ધા ઉષા ઉર નહિ તમને નિવારે
સ્વાત્માભૂતિરવિનાં કિરણો પ્રસારે.' ૧–૭૪

'સત્યાશ્રયી કોમલવર્ણવાળી,
સ્નેહે ભરેલાં નયને વહન્તી,
શ્રોતાગણે અમૃત નિર્ઝરી શી,
ગિરા મહાત્માજનની સદાની.' ૨–૨૧

'નિત્યે કર્મો પુનિત કરતા પુણ્યદેહી જનોને
છંછેડીને પતિત મઘવા સ્વર્ગથી એ બને છે.
ઈચ્છા હોયે નિજપરતણા ક્ષેમની વૃદ્ધિની તો
અર્પ્યાં જેણે પ્રભુપદ ઉરે ત્રાસ તેને ન દેશો.'
૩–૫૭

'શ્રી માત્ર રૂપો જગદીશ્વરીનાં
તું નીરખે ત્યાં ગણજે હમેશાં
ષડાનને સેવિત ધર્મ એહ
વીરાગ્રથી વંદિત થાય નિત્ય.' ૧૬–૬૫

'સેવેલ પુષ્પો તરુથી સ્મરાય ના,
ગણાય ક્યાંયે સરિતે તરંગના
ન સૂર્ય જોતા કિરણે થતી ક્રિયા,
ન કો મહાત્મા ફળદૃષ્ટિ ધારતા.' ૧૪–૬૧

અને રંગમંડપમાં આવીને, સુંદર રંગચૂર્ણવડે મંડપને વધાવીને ચાલી જતી (અને અનન્તર થનારા ઉજ્જ્વલ પ્રવેશની આગાહી આપતી) નદીનું સ્મરણ કરાવતું આ ઉષાવર્ણન વાંચો —

'કમળસંપુટ શા કરસંપુટે
લઈ ઉષા હરિચન્દન ચૂર્ણને,
પ્રણમને દિશ પૂર્વ વધાવતી,
સદન સદ્ય જવા ગગને શમી.' ૪–૧૧૮

આવી સુરેખ લેખનશૈલી કવિની લેખનીને સુલભ છે. તે છતાં ઉતાવળમાં અટવાઈ જતી એ જ લેખનીએ આવી દુર્ગમ પંક્તિઓ ચલાવી લીધી છે:—

'આ તું–પુત્ર અલોભ,
લોભન પરે વાગે સ્મરી તું ગુણ
ચાહું, અંતક સેજ હોય
રણમાં શત્રુશબોની પર.' ૨–૪૭

આ કડીમાં પ્રથમ પંક્તિનો અર્થ દુર્ઘટ છે. અનેક સ્થળે આ કવિએ 'વાણી' અર્થે 'વાગ' એવો અકારાન્ત શબ્દ પ્રયોજ્યો છે એ અર્થમાં 'વાગ' શબ્દને સમજતાં પણ અર્થ બેસતો નથી–અને કદાચ બેસે તો ઊંટ બરાડતો બેસે તેમ બેસે.

અતિત્વરાએ જન્માવેલી કલા અને વિશદતા પ્રત્યેની ઉપેક્ષાનાં પાને પાને વેરાયેલાં પરિણામોનો આ તો એક નમૂનો છે. એવી અવિશદતા આ કાવ્યમાં આણનારાં કારણો આવાં છેઃ—

૧. ક્લિષ્ટ અન્વય—અનેક સ્થળે સરલતાથી સુધારી શકાય તેમ હોવા છતાં રહેવા દીધેલી અન્વયક્લિષ્ટતા;

૨. સ્વાભાવિક કારક સંબંધોની અવગણના;

૩. (ક) વિભક્તિ પ્રત્યયોનો ભ્રામક પ્રયોગ; (ખ) પ્રત્યયલોપ;

૪. વક્તવ્યને વૃત્તમાં ગોઠવવાની ઉતાવળમાં કરેલો, ગુજરાતીમાં અપ્રચરિત એવો, કર્મણિપ્રયોગ.

૫. ભાવસમર્પક ચિત્રકલ્પનામાં એક જ ભાવ માટે યોજાતાં પરસ્પરબાધક પ્રતીકો;

૬. અપ્રચરિત શબ્દ સ્વરૂપ (વાગ, મૃણની, શક્તિ 'શમી'ને બદલે 'શાલ્મલિ' પૃ. ૨૩૨).

૭. તત્પુરુષ સમાસના પૂર્વપદ તરીકે શબ્દના

નૈસર્ગિક રૂપને બદલે બહુવચન રૂપનો પ્રયોગ (વૃક્ષોઘટા, દૃષ્ટોનિપાત વગેરે.)

૮. પ્રથમાન્ત સર્વનામને પૂર્વપદ બનાવીને કરેલા સમાસ (તું–પુત્ર, હું–કાર્ય, અહંગૃહે ઇત્યાદિ.)

૯ નિરર્થક યોજાયેલો 'એ' પ્રત્યય (જે ભીમચંદ્રે કલહૂરરાજ પૃ. ૪૮)

શ્રી. ગોવિન્દભાઇએ પ્રાસની સાથોસાથ પ્રસાદનો આગ્રહ રાખ્યો હોત તો સારી સફળતા મળત એમાં શંકા નથી. કાવ્યમાં દુર્બોધતા માત્ર સંસ્કૃત શબ્દપ્રયોગથી જેટલી નથી ઉપજતી તેટલી અન્વયની વિષમતાથી ઉપજે છે, જો અન્વય સરલ હોય તો એકાદ બે સંસ્કૃત શબ્દોને ગમે તેવા તેવા અપરિચિત શબ્દોને પણ, અર્થઃ અનુધાવતે–અર્થ સત્વર અનુસરે છે.

ખેદની વાત તો એ છે કે શ્રી. ગોવિન્દભાઇમાં ભાષા ભંડાર, વૃતવર્ચસ્ત વગેરે સામર્થ્ય હોવા છતાં, એ સુતત્વોની પિછાણથી જાગ્રત થતી સહૃદયની અભિલાષાને માત્ર કાવ્ય નિર્માણની અતિત્વરાએ અતૃપ્ત રાખી છે. આ કાવ્યનું સંસ્કરણ વિનાવિલંબે આરંભે અને ધીરજથી કરે અને ઓજસને પ્રસાદ અને માધુર્યનો સહચાર આપે એવી આશા રાખીશું.

રામપ્રસાદ બક્ષી

---

**પ્રેમળ જ્યોત** : લેખક : મુરલી ઠાકુર : પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર : પૃષ્ ૧૪૦ : કિં. રૂા. ૨–૮–૦.

'પરબનાં પાણી'ના નવલિકા સંગ્રહ પછી મુરલી ઠાકુરનો આ બીજો નવલિકા સંગ્રહ પ્રસિદ્ધ થાય છે. 'પરબનાં પાણી'ની નવલિકાઓની પાત્રસૃષ્ટિ ઘણી ખરી અભણ, અસંસ્કારી કે અર્ધ-શિક્ષિત લોકોની છે તેમ આ 'પ્રેમળ જ્યોત'માંની ઘણી વાતોમાં પણ પાત્રો એ જ વર્ગનાં છે. પહેલી ત્રણ વાત કરૂણાન્ત છે અને જાણે 'પરબનાં પાણી' પછી તરત જ લખાયેલ હોય એમ લાગે છે. એની વસ્તુ, સજાવટ, વિધાન પણ આ સંગ્રહની બીજી વાતોથી કાંઇક જુદું પડી આવે છે. એ ત્રણે વાતોમાં વસ્તુનું પણ સામ્ય લાગે છે. યુવક અને યુવતીને પ્રેમ થાય છે અને અંતે પેલા પ્રચલિત શબ્દોમાં કહીએ તો 'આખર જુદાઇ શર પે ખડી હય!'..

તે પછીની વાતો જુદા પ્રકારની છે. એમાં માત્ર પાંચ પાનાની 'એની એ વારી' અને એકવીસ પાનાની 'આતમારામ' વાતો સરસ રીતે અને કૌશલ્યથી ઘડાઈ છે. દસ પાનાની 'બાયડીની જાત' આપણા સાહિત્યમાં એક નવા પ્રકારની છે. પરકિયા નાયિકાનાં અને તેના ધણી અને ઓરમાન પુત્રના જીવનનું એ વિચિત્ર દષ્ટિકોણથી લીધેલ ચિત્ર છે. નારીજાતને ધિક્કારનાર, અતિ નિરાશાવાદી સ્ટ્રિંડબર્ગની અસર તો લેખકને થઇ નહિ હોય? આ વાત, 'મિયાંનો મુરઘો' એવી વાતોને હજી વધુ લક્ષ દઇને તૈયાર કરવામાં આવી હોય, વાતાવરણ અને પશ્ચાદ્ભૂ હજી વધુ વિશદ અને સ્પષ્ટતર છતાં ઘેરા રંગોથી રંગેલ હોય તો નવલિકા સાહિત્યમાં એ નવલિકાઓ કાંઇ જુદી જ તરી આવે.

આ સંગ્રહમાં, વિગતોની ભૂલો નથી, શૈલી પણ વસ્તુને વધુ અનુકૂળ થતી જાય છે. અને પહેલી ત્રણ વાતો બાદ કરતાં, બાકીની વાતોમાં વસ્તુવૈવિધ્ય પણ છે. વાતોમાં ઝાઝું પીંજણ કરીને વાચકોને અકળાવવાનો ગુન્હો મુરલી ઠાકુર કદી કરતા નથી. લેખકની શક્તિઓ જોતાં, ભવિષ્યમાં, હજી પણ ઉચ્ચતર કક્ષાની નવલિકાઓ એમના હાથે ઘડાશે જ એ નિઃસંદેહ છે. કાગળોની જાત અને સંખ્યા જોતાં કિંમત ઘણી આકરી છે એ લેખકને અન્યાય કરવા જેવું છે.

શ્રી. ધનસુખલાલ મહેતા
શ્રી. રામપ્રસાદ બક્ષી

કલા, જીવન, સાહિત્ય ને સંસ્કારનું માસિક

વર્ષ ત્રીજું ● અંક છઠ્ઠો





તંત્રીઓ
મોહનલાલ મહેતા (સોપા
ક્રાન્તિલાલ હ. પરી

અનુક્રમ





વાર્ષિક લવાજમ
દેશમાં પાંચ રૂપિયા
પરદેશમાં સાત રૂપિયા
છૂટક કિંમત આઠ આના

જીવન સાહિત્ય મં
રાવપુરા,
વડોદરા
કાવ

## જરૂરી વિગત

* આ માસિકમાં કલા, જીવન, સાહિત્યને સંસ્કારને અનુલક્ષીને લેખો આવે છે. એમાં આવતા લેખો રોચક ને જીવનનાં ઉપયોગી તત્ત્વોથી રચેલા હોય છે.
* માસિકનું વાર્ષિક લવાજમ રૂ. પાંચ છે. વર્ષમાં ત્રણથી ચાર ખાસ અંકો વિશેષ સામગ્રી સાથે આપવામાં આવશે. સામાન્ય અંકની છૂટક નકલની કિંમત આઠ આના અને ખાસ અંકની એક રૂપિયો રહેશે.
* માસિકમાં પ્રગટ થયેલ લેખોના બદલામાં લેખકને પૃષ્ટદીઠ એક રૂપિયો પુરસ્કાર આપવામાં આવશે પરંતુ કોઈ પણ લેખ કે કાવ્ય માટે ત્રણ રૂપિયાથી ઓછું અપાશે નહિ. છપાયેલા લેખની છૂટી ત્રણ પ્રતો, માસિકનો અંક તથા પુરસ્કારની રકમ, અંક પ્રગટ થતાં જ લેખકને મોકલવામાં આવશે.
* દરેક મહિનાની પહેલી તારીખે માસિક પ્રગટ થશે.
* પ્રગટ તારીખ પછી એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે ટપાલખાતામાં તપાસ કરવી ને ત્યાર બાદ જ અમને જણાવવું.
* સંપાદન લગતો પત્રવ્યવહાર તંત્રી, પ્રતિમા ૧૩૮ મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈના સરનામે કરવો. ફોન નં. ૨૨૦૫૭
* સરનામું બરોબર નોંધી લેશો, ને પત્રવ્યવહાર કરતી વખતે રેપર ઉપર આવતો તમારો ગ્રાહક નંબર અવશ્ય જણાવશો.

જીવન સાહિત્ય મંદિર,
૪૦૪, કાલબાદેવી રોડ, મુંબઇ ૨



કલા, જીવન, સાહિત્ય ને સંસ્કારનું માસિક

વર્ષ ત્રીજું | જુન '૪૬ | અંક ૭શ્રી

# અમરવિધાન

શહીદના રક્તબિંદુમાં ધર્મનાં બીજ રહેલાં છે એ અમરવિધાન તો પ્રત્યેક જમાનામાં ને પરિસ્થિતિમાં સાચું છે.

આ ફાની દુનિયામાં દરેકનો નાશ થાય છે ને થશે, માત્ર વિચાર ધ્યેય, અને સ્વપ્નો અમર રહેશે. કોઇ પણ એક સિદ્ધિ અર્થે ભલે એક વ્યક્તિ મરે પણ એ ધ્યેય, એના મરણ બાદ, હજારો પ્રાણમાં પ્રગટ થશે. એક જમાનાના વિચાર ને સ્વપ્નો બીજાને વારસામાં મળે છે. યાતના અને બલિદાનના દૈવી તત્વ વડે જ કોઇ પણ ધ્યેયની સિદ્ધિ થઇ શકે છે.

એક ધ્યેય ખાતર કોઇ વ્યક્તિ જીવે અને અંતે પ્રાણાર્પણ કરે તો તેને માટે આથી વિશેષ બીજો કયો આનંદનો વિષય હોઇ શકે ? અપૂર્ણ રહેલા પોતાના ધ્યેયમાંથી એના પ્રાણ બીજા નવા પ્રાણ સર્જશે એવા ભાવથી વધુ કયો આત્મસંતોષ સંભવી શકે ? ગિરિશૃંગો અને કંદરાઓ અને બૃહદ્ સપાટી ઓળંગીને રાષ્ટ્રના ખૂણેખૂણે તેમજ જળસીમા વિંધીને દૂરદૂરનાં દરિયાપારના દેશો સુધી પોતાનો સંદેશો અચૂક પહોંચશે એવી ખાતરીવાળો આત્મા વિશેષ શી ફળપ્રાપ્તિ વાંછી શકે ? પોતાના ધ્યેયની વેદી પર પ્રશાંત પ્રાણાર્પણથી વધારે આ ખવાતી જતી જિંદગી શું સિદ્ધ કરી શકવાની હતી !

આમ ચોખ્ખું છે કે યાતના અને બલિદાનથી કોઇને ગુમાવાપણું રહેતું નથી. પંચમહાભુતના બનેલા શરીરને ગુમાવવાનો વ્યક્તિને મોટામાં મોટો બદલો મળવાનો છે. અમરજીવનનો એ અધિકારી બને છે ને આ છે આત્માનો સંક્રમણ. સારાએ રાષ્ટ્રને જીવાડવા કાજે વ્યક્તિએ મરવું જ ઘટે. ભારતી જીવે, સ્વતંત્ર અને ને એનો ધ્વજ ફરકતો થાય એ માટે આજે હું ભલે મૃત્યુ પામું.×

શ્રી. સુભાષ બાબુ

× ઇ. સ. ૧૯૪૦ માં આમરણાંત ઉપવાસ પર ઉતરતાં પહેલાં શ્રી. સુભાષ બાબુએ લખેલા પત્રમાંથી.

# 'રેસ'ની કળા

શ્રી. પ્રશાંત

બીજા બધાં કરતાં અવ્યવસ્થિત રૂમની તો અતીત ને વધુ ચીડ હતી. રાત્રે મોડે સુધી રખડીને, એ રેસની ટીપ લઇ આવ્યો હોય, મિત્રો ને પરિચિતો પાસેથી ખાસ આવે એવા ઘોડાઓનું લીસ્ટ મંગાવ્યું હોય, કે સારા યે શહેરમાંથી બે પૈસાથી માંડી રૂપિયા દશ સુધીના 'વીન' ને 'પ્લેસ'ની નામાવલિ મેળવી હોય–તે બધાની તારવણી કરવાની એટલે એને જગ્યા ચોકખી ને શાંત હોય તો જ પસંદ પડતી.

પ્રત્યેક શનિવારે રમાતી આઠ કે નવ રેસો માટે આઠ કે નવ 'સોલીડ' ઘોડા કહાડવાનું કામ સાધારણ બુદ્ધિનું તો ન જ ગણાય.

શનિવારે રેસ પૂરી થાય ને રવિવાર સવારથી જ આગામી જંગ માટે અતીત ભારે તૈયારી કરી રાખતો.

ગયા ત્રણ અઠવાડિયાથી તો એ લાગલગાટ જીતમાં હતો. માત્ર એકવીસ જ દિવસમાં રૂપિયા ત્રણ હજાર મેળવ્યા હતા ને તે ય આ બાવીશ વર્ષની વયે ! ગમે તેવાનું લોહી થીજાવી દેવા જેટલો આ બનાવ નહોતો શું ?

શનિવારે રાત્રે એ મોડો આવે. ગમે તે હોટલમાં જમી લેતો–' આ પેટને તે એક ટંકે કેટલું જોઈએ !' તે ઘણીવાર કહેતો. જો રેસમાંથી એ જીતીને આવ્યો હોય તો તો સિનેમા પણ જોવાનો જ. એને થતું.

" ઓહો જીત્યા છીએને ચા...લો ! "

ને કોક વખતે અવળાં પાસાં પડતાં તોય એને લાગતું, ' રેસમાં પાંચસો સાતસો હારી ગયો, તો વળી પાંચ વધારે ! ' ને એવી ધૂનમાં ને ધૂનમાં એ પૈસા ખરચતાં બીતો નહિ.

એને બરાબર યાદ હતું. સૌથી પહેલી વખત એ જ્યારે એ રેસમાં જઇને આવ્યો ત્યારે, લાગતા વળગતાઓએ એને ઘણો જ વાર્યો હતો. તે વખતે તો એ મુંબઇના સિનેમામાં બુકિંગ કલાર્ક તરીકે કામ કરતો હતો. તે દિવસે, થાક લેતા સિંહની અદાથી એ સુતો હતો ને બધાં ધસી આવ્યાં. મોઢેમોઢ તો કોઈને ના કહી શકયો નહિ. ' હા હું જોઈશ. ભૂલ થઈ ગઈ. આવતી રેસમાં તો ચોક્કસ નહિ જ જાઉં ' એમ બોલીને એણે એક પછી એક બધાને વિદાય કર્યાં હતા.

બીજા શુક્રવારની સવાર સુધી તો મનોમંથન ચાલ્યું. લગભગ ૯૦ ટકા ના થઇ. મન સાથે ગાંઠ વાળી દીધેલી પરંતુ એનો મિત્ર આવ્યો ને પૂછ્યું,

' કેમ કાલની રેસમાં કેમ લાગે છે ? "

' જવાદેને યાર નથી રમવી. '

' ગઇ વખતે તો જીત્યોં'તો ને ? તો પછી શું કામ ગભરાય છે ? જીત્યો હતો એટલા જ લઇ લેજે. પછી તારે કયાં ગુમાવવાનું રહે છે. '

' પણ યાર, ગયે શનિવારે તો માથું દુઃખે છે કહી ઓફિસમાંથી જલદી ચાલ્યો આવેલો. આવતી કાલે કયું બહાનું બતાવું. ? '

' અરે કોઈ ગેસ્ટ આવ્યા છે. ખાસ નિકટના છે અને એમની સાથે મુંબઈમાં બેચાર ઘેર જવું જ પડશે. કોઈ પણ સંજોગોમાં ચાલે એમ નથી. આવું કંઈ કહેશે એટલે તારા શેઠ પણ ના નહિ કહે.'

' બરાબર દાવ શોધ્યો અલ્યા ! '

' તારો ભાઇબંધ કેની ? '

' ઠીક લે. ચા તો પી. '

તે બંને મિત્રોએ, રકાબી ખાલી કરતાં કરતાંમાં તો આખું ' રેસકોર્સ ' ઊભું કરી દીધું. ઘોડાના નામ, તેની પાછળી કારકીર્દિ, તેનું વજન, તેના ટ્રેનર ને જોકીનું નામ, ખાધાખોરાકી, તે કોનો છે

અને છેલ્લે હેંડીકેપ. ને આ દૃષ્ટિએ દરેક રેસના લગભગ બધા જ ઘોડાઓનો પાછલો ઈતિહાસ તેનો અનુભવી મિત્ર ઘણી જ સારી પેઠે જાણતો હતો. બરાબર એક વાગે રેસ શરૂ થાય. જમી પરવારીને બંને લગભગ સાડાઅગિયારે ભાડાની ટેક્સીમાં બેઠા ને સીધા જ રેસકોર્સ પર પહોંચ્યા. પહેલા કરતાં આ વખતે સરવાળે એને ઠીક ઠીક ફાયદો થયો. સાંજે બહાર નીકળતાં મિત્રે શિખામણ આપી.

'જો અતીત રેસમાં એક ચીજ સમાલવાની.'

'શી?'

'કોઈની જોડે ભાગીદારીમાં ધંધો ન કરવો.'

'કેમ?''

'તને ખબર છેને આ તો છે તકદીરની જગ્યા, તદબીરની નહિ. એટલે તારું નશીબ ખરાબ હોય તો એને નુકશાનીમાં ઉતરવું પડે ને એનું હોય તો તારે. આપણે એવા ઊંડા કૂવામાં શા માટે ઉતરવું પડે.'

'બરાબર છે!'

ને ત્યારથી અતીતે કદીએ ભાગીદારી રાખી નહોતી. આ વખતે જે કોઈ કહેવા આવ્યા એમને તો એણે સૂણાવી જ દીધું.

'જુઓ. તમે કહો છો તે વાત ખરી કે આમાં તો એક બાજુ રાજગાદી ને બીજી બાજુ દોરી લોટો. પણ રેસની યે કલા છે કલા. તમારા નળરાજા ને પાંડવો રમ્યા હતા તે રેસનો જ પ્રકાર હતો ને? એમાં તમે બધા કલિનો ને શકુનિનો વાંક કાઢો છો તે તદ્દન ખોટું છે. નળ અને પાંડવોને કળા વરી નહોતી એટલે જ એમની હાર થઈ, રણવાસ વેઠવો પડયો.' જરા વાર એ અટકયો. પેલાંઓએ પણ એકબીજા સામે જોયું. બધા જ ચૂપ હતા. આજે અતીતને ઊભરો ઠાલવવો હતો. પછીથી આ સર્વેની જીભ સદા માટે સીવાઈ જાય એમ એની નેમ હતી એથી એ આગળ બોલ્યો,

'આપ બધાને લાગતું હશે હું નાને મોઢે મોટી વાત કરી રહ્યો છું.'

'પણ ભાઈ, અમારે શું? તારે કરવું હોય એમ કરને આ તો પેટની લાગણી હતી તે વળી ધક્કો ખાઈને તારી રૂમ સુધી આવ્યા. નહિ તો અહીંઆ કોને? ચાલ, કનકકુમાર, ક્ષિતિજ, સરોદ, ચાલો, શું જોઈ રહ્યા છો, આવું અપમાન તે કેમ સહન કરી શકો છો?' કાપડિયાની દુકાને ઘરાક લેવા માટે હા, ના કરતો હોય પણ દુકાનદાર ચપ દઈને કાપડ પર કાતર મૂકે તેમ એક મિત્રે વચમાં જ—ને બીજા બધાના ધાર્યા પ્રમાણે કદાચ લંબાણથી—ફાડયું. 'ના રે યાર એમ ગુસ્સે શું થાઓ છો. પણ વાત એમ છે કે પુરાણા હિંદમાં ગાય-ભેંસોની યોગ્ય જાળવણી થતી.

વીસમીસદીમાં લીનલીથગોએ આખલા ઉછેર માટે જહેમત ઊઠાવી છે, ઘોડા પ્રત્યે પણ આપણે બેદરકાર રહ્યા નથી. મોડે મોડે પણ એની મહત્તા આપણે પીછાણી શકયા છીએ. ને વળી રેસમાં તો રાજા ને પ્રજા એક. કાઠિયાવાડી, કચ્છી, પંજાબી ને એવા જાતજાતના ઘોડા આવે. રાય કે રંક અહીં સમાન છે. ભાવ આવે તે પ્રમાણે-નશીબ હોય તો તમે લઈ જાઓ.'

'ચાલો ચાલો નથી સાંભળવું એનું ભાષણ. ભૂલ થઈ ભાઈ અહીં આવ્યા તે.' ઉશ્કેરાયલા એકે જવાબ વાળ્યો ને બધા જ રૂમની બહાર નીકળી ગયા. એટલે ધીમે રહી અતીતે સમજુ ગણાતા. ક્ષિતિજ ને બૂમ પાડી.

'ક્ષિતિજ, અહીં આવતો જરા.'

'મને બોલાવ્યો? કેમ?'

'અહીં આવ. બેસ કોચ પર.' કહી એને ક્ષિતિજને પાસે બેસાડયો. ને કહ્યું.

'જો ક્ષિતિજ, કંઈ ગેરસમજ ન થવી જોઈએ.'

'ના ના હવે એમાં શેની ગેરસમજ.' માથું પંપાળતા મિત્રે જવાબ આપ્યો.

' ને જોને ક્ષિતિજ, જૂના જમાનામાં ઇગ્લંડ ને યુરોપમાં ' નાઇટો ' પણ કયાં ઘોડાઓનું બહુમાન નહોતા કરતા ! આપણા પ્રતાપનો ચેતક, રુસ્તમનો રુસ; ને વળી ઘોડાની જાતજ બહાદુર. બહારવટીઆઓના તો એ સદાના સાથી. ને વળી સાંભળ. ' હસતો હસતો અતીત બોલતો જતો હતો, ' શનિવારે રેસ થાય. ને આપણે ત્યાં માન્યતા છે તે પ્રમાણે તેજ ચીકણા દિવસે આરંભેલું કાર્ય લાંબો સમય ટકે. રાજા પણ તેજ દિવસે ગાદીએ બેસે. લોકો નવા ઘરમાં તે દિવસે રહેવા જાય. નવાં કપડાંનો પ્રારંભ પણ તેજ દિવસે તને લાગશે કે તેવીજ રીતે રેસમાં ખૂંપેલો છું હમેશ જ એમાં રહીશ. નીકળી નહિ શકું. કહોને કે નીકળવા જેટલો સમય જ રહેતો નથી. '

' ઘોડા પુરાણ મૂકી દઈ કંઈ બીજું કર તો, તારો ને બીજા બધાનો કંઈ ઉદ્ધાર થાય. લે હું તો જાઉં હવે ઘેર જવાતું મોડું થશે. '

' હા. જા ત્યારે મારે ગામ કોઈ આ વાત જાણે નહિ તેમ કરજે અને ઘરના બધાને મારા સંભારણાં કહેજે. ને હમણાંનો ખૂબજ વિચાર છે છતાં મળવા આવી શકતો નથી માટે માફ કરે એમ તારા બાપુને ખાસ કહેજે હં...કે '

' એ...વારુ '

ક્ષિતિજની પાછળ બારણું બંધ કરતો અતીત સ્વગત બોલ્યો.

' આ લોકોને કયાં ખબર છે ઘોડો તો રાજચિહ્ન છે. રાજાને બીજું કશું ન આવડે તો ચાલે પણ ઘોડે બેસવામાં તો એ નિપૂણ હોવોજ જોઇએ. વિજય કરીને રાજા ઘોડાપર જ ગામમાં પ્રવેશે છે. ને વળી ' કપડાંની ગડી કરતો તે મનમાં ગણગણતો હતો. ' ને વળી વરરાજાને જિંદગીની અપ્રતિમ પ્રસંગે જેમ એક વખત પરણવાનું તેમ ઘોડે બેસવાનું પણ ત્યારે જ. પરણવા જેટલી જ એની મહત્તા છે. ને આપણા ઘોડા તો મેદાનમાં રખડે ! હા...હા...હા...'

●

ને ધીમે ધીમે એક પછી એક શનિવાર પસાર થવાર લાગ્યા. નોકરી પર પણ હવે તો અતીતનું ચિત્ત લાગતું નહિ. ઓફિસમાં પણ એને રેસના જ વિચારો આવ્યા કરતા. પોતાના હોદ્દાની રુએ સિનેમાંથી પણ સારી ખાવાનું મળતું. પરંતુ રેસ આગળ તો બધું, અગિયારમાં અધ્યાયમાં શ્રીકૃષ્ણે ધરેલા વિરાટરૂપ આગળ નાનકડા અર્જુન જેવી સિનેમાની કમાણી હતી. શનિવાર વિના આડે દિવસે પણ રેસ તો રમાતી. રેસને બીજે દિવસે ઓફિસે એ મોડો પહોંચ્યો. ને શેઠે તતડાવ્યો.

' શું સમજો છો મિ. અતીત, આમ કામ ન થાય. આ તો સિનેમા લાઈન છે તે તેમાંય તમારી તો બુકિંગ કલાર્કની જગ્યા. ટાઈમસર ઊઘડે ને ટાઈમસર બંધ થાય. મોડા આવો તો પેટ્રનો કયાં સુધી ક્યુમાં ઊભા રહે. ચાલો જલદી કરો. '

' કોઈ દાડો વળી મોડું યે થાય. ' બધાના દેખતાં એ અપમાન સહન કરી શકયા નહિ.

' પણ તે મને પરવડે નહિ ને ! '

' તો રાજીનામું '

' બહુજ સરસ. જાઓ આજથી જ છૂટા. '

' એમ નહિ શેઠ, મહિનાની નોટિસનો પગાર જોઈશે. '

' નથી આપતા જાઓ. કોર્ટે ચડજો. '

' જોઈ લઈશ. '

અતીત ઘર આવ્યો ત્યારે શું બની ગયું એનાં ભણકારા હજી વાગી રહ્યા હતા. આમ ઉદ્ધતને ઉતાવળાએ જવાબ આપવા માટે ઘડીભર પસ્તાવો થયો. પરંતુ બીજીજ પળે એણે નિર્બળતા ખંખેરી નાખી. ખોખારો ખાઈ, શાંત થવા જરા પાણીની રૂમમાં ધૂમવા માંડયું.

એણે નિશ્ચય કર્યો. ના કહેનાર શેઠને ત્યાં પગથિયા ઘસતા ફરી જવું તો નથી જ.

પરંતુ બીજે દિવસે એસિસ્ટંટ મેનેજરનો પોસ્ટકાર્ડ આવ્યો તેમાં એને મળવા માટે બોલાવ્યો

હતો. ને એ આ રીતે નીકળી જાય એ વાત આ પારસી ગૃહસ્થને લગીરે ગમી નહોતી.

ત્યાં પહોંચ્યો. પારસી સજ્જનને ઘણીજ મમતાથી વાત કરી. ને નોકરી પુરતા દિવસો સુધી રહેવાની અતીતને કબુલાત આપવી પડી.

ઊચે જીવે એ બુકિંગ ઑફિસ પર જતો. પણ જીવ ઊડી ગયો હતો, પગ ભારે થતા જતા હતા. એટલે પોતાની જગ્યાએ નિકટના એક મિત્રને રખાવી છેવટે એ છૂટો થયો. તે વખતે બીજો કયો ધંધો કે કઈ નોકરી કરવી તે કશુંય નક્કી નહોતું.

મન પણ જરા વિહ્વળ બની ગયું હતું એટલે એકાદ માસ હિંદુસ્તાનની મુસાફરીએ જઈ આવ્યો. પૈસા તો હતા જ ઉપરાંત એને મંડળી પણ સારી મળી ગઈ એટલે ચારે દિશાના શહેરો જોવાની ઘણી મઝા આવી.

આવતાં આવતાં રસ્તામાં એ પોતાને ગામ જઈ આવ્યો. વૃદ્ધ માતાએ એના પર વિવાહ માટે દબાણ કર્યું ને એ વશ થઈ ગયો.



લગ્ન થઈ ગયા ને પંદર વર્ષો વીતી ગયા છે. આ સમય દરમિયાન એણે ઠીક ઠીક પૂંજી પણ રળી નાખી છે. રેસકોર્સ હજી એનું પ્રીતિ પાત્ર છે.

શનિવારની સવાર હતી. શેતરંજી બીછાવેલી છે. તકીયાને અડેલી અતીત વિચાર મગ્ન બેઠો છે. એની બાજુમાં જ વેરવિખેર સ્થિતિમાં મોતી, કોડ, સ્પોર્ટિંગ ટાઇમ્સ, ફ્રિપ્રેસ જર્નલ, મોર્નિંગ સ્ટેન્ડર્ડ ગઈ કાલનું ઈવનીંગ ન્યુઝ, મુંબઈ સમાચાર ને મુંબઈ વર્તમાન—રેસમાં રસ લેતા બધાં જ છાપાંઓ પડયાં છે. તે ઉપરાંત ડાબી બાજુએ બીજું સાહિત્ય પડયું છે. એમાં મોતી સ્પેશીઅલ, કોમર્શિયલ, ફેલોમી, રેસકાર્ડ, ગેલપર, ચાર્ટર, ડયૂક, પટેલ ગોલ્ડન ફોર્મ, એ. જી. આઇ, રોયલ સ્પાઇ, સ્ટાર ને કલકત્તા સિંડીકેટ પણ ક્ષત્રમાં પડયાં છે એ બધાં જોવાનાં હજી બાકી છે.

પાસે દશેક વર્ષની સ્મિતા નિશાળનું લેસન વાંચતી બેઠી છે.

બીજા ખંડમાં પત્ની રાંધવામાં ગૂંથાઈ છે. આજે એ વધુ હતાશ છે. ચોખા ઓસાવતી એ એકલી બબડે છે:

'અરે ભગવાન, બોલ તેં શા સારુ મને અહીં પરણાવી ? અહીં નાખી ? મારું તે કાંઈ જીવન છે. કોઈ દાડો હસીખુશીને બોલ્યા નથી. રેસ સાથે જ કેમ જાણે ના પરણી બેઠા હોય ? બોલો કોઈ તો બોલો, મુંબઈમાં હરવા ફરવાના કોઈ સ્થળ છે ખરા ? ચોપાટી, હેંગિંગ ગાર્ડન, જુહુ, બીચકેંડી ને એપોલો જેવી કોઈ વસ્તુ સાબૂત છે ? હોય તો કેમ મેં કદીયે જોઈ નથી. શું એમના નામ માત્રથી જ સંતોષ માનવાનો ? રે...પણ કોણ માની શકે, પંદર પંદર વર્ષના હેવાતન પછીયે મને એ ચીજો જોવા મળી નથી..."

'શું બબડે છે ?' અતીતે પૂછયું.

'કંઈ નહિ, ગીત ગાતી હતી.'

'એમ ? તો તો ઘણું જ સારું. એવાં ગીતો સદાયે તું ગાતી રહે તો ઘણું જ ઉત્તમ. મને એ અતિ પસંદ છે.'

પત્નીની નજરમાં જ અતીતના કટાક્ષનો ઉત્તર હતો. પણ એણે બરાબર જવાબ ન આપ્યો હોવાથી અતીત જરા ખીન્ન થયો ખરો.

'ચાલ જે થયું હોય તે જલદી મૂકી દે.'

લપ લપ એણે જમી લીધું ને સાધનસામગ્રી લઈ મોટરમાં સીધો મહાલક્ષ્મી પહોંચ્યો.

ગવર્નર જનરલ કપ, તર્કલબ કપ, કપરેસ, યુ. ચેંપિયન રેસ, આગાખાન કપ રેસ, ઈડર ગોલ્ડ કપ, સર્જીકલ કપ રેસ, ઈંડિયન ડરબી ને ગીની રેસમાંની આજે ગીની રેસ હતી. આઠમી રેસમાં જે ઘોડો પહેલો આવે તેને...ગીનીઓ એનાયત કરવાની હતી.

નિયમ પ્રમાણે ત્રણ રૂપિયા ખરચી એ પહેલા એન્કલોઝરમાં આવ્યો.

લોકોને દેખાડવા માટે એક પછી એક ઘોડા જોડીઓ દોરી જતા હતા, જાણે સિનેમાની રસાઈડો ના પસાર થતી હોય !

આખાયે સપ્તાહ દરમિયાન બેઠેલા માનસિક ત્રાસનું તો કેમે કરી વર્ણન થાય જ એમ નહોતું. સમરાંગણ પર બેઠેલા કોઈ ફિલ્ડ માર્શલ કરતાં પણ વધુ ત્વરિત નિર્ણય શક્તિ જોઈએ. આજ એનું મન કેમ અસ્થિર જણાતું હતું ?

રેસકોર્સ પરનું વાતાવરણ જ મેસમેરીઝમ જેવું નહોતું ? ઘરથી ગમે તેવો દઢ નિશ્ચય કરીને આવ્યા હોઈએ કે અમુક અમુક ઘોડા પર જ બીટ લગાવવી છે છતાં ત્યાંનું વાતાવરણ જોતાં બધું ફેરફાઈ જાય. ને કંઈને બદલે કંઈ કરી બેસાય. પાકો નિશ્ચય કરી, એકમાં પાંચ મિનિટ ઓછી રહી ત્યારે એ દશ રૂપિયાની ટિકિટો માટે બારી પાસે પહોંચ્યો. બેટિંગ લેનારા કૃષ્ણા બુકીના સ્ટોલ પાસેથી ખસ્યો ત્યારનું મનમાં થયા કરતું હતું કે જરૂર ' ચકોરી ' વીનમાં આવશે જ. છતાં વાતાવરણના ખળભળાટે એને હલાવી મૂકયો ને એકી સાથે રૂપિયા પાંચસોની બેટિંગ એણે ' ડાયમંડ ' પર લગાવી. બેટિંગ કૃષ્ણાને આપી હતી. કારણ એના એકલાના જ તરફથી એને પાંચના ભાવ મળતા હતા.

છેલ્લી સેકંડોમાં તો કૃષ્ણાએ વાતાવરણને ખરેખરું ગજવી મૂકયું.

' બીટ ઓન ચકોરી, બીટ ઓન ચકોરી. ' ને આ શબ્દો ઉપરા ઉપરી બોલાવવા માંડયા ત્યારે તો હવા પણ જાણે મધમધી ઊઠી.

લોકો પહેલા કરતાં ઘણી મોટી સંખ્યામાં રેસમાં ભાગ લેતા હતા. શ્રીમંતો, કાળાબજારીઆ, બાપ કમાઉ, ને ખોટી આશામાં તકદીરને જોરે તાલેવંત થવાની ઇચ્છા રાખનારા ઉપરાંત, ફિલમના નટ નટીઓ, મીલમજુરો, ગાડીવાળા, ફૂલવાળા, ફકીરો, ભીખારીઓ, જાદુગરો, ધોબી, હજામ ને લુહાર-અરે આજની મહાલક્ષ્મી રેસમાં કોણ ભાગ લેતું નથી ?

રેસની શરુઆત પહેલા દરેકના મોઢા પર એક વિચિત્ર જાતની કોઈ લાક્ષણિક ઉત્સુકતા રહેતી-કેમ જાણે ધારેલો જ ઘોડો આવશે તે જગતની દોલત ઘરમાં જ ન ભરાઈ જવાની હોય ?

મુડદાળ જેવા દેખાતા લોકોના પગમાં પણ આટલો બધો વેગ હોય છે એનો અનુભવ વારંવાર રેસકોર્સ પર થતો.

રહેજ ઉદ્વિગ્ન મને એ ઊભો હતો ત્યાં નવા જેવો દેખાતો એક આદમી આવ્યો.

' બાબુજી ! '

અતીતે એની સામે જોયું.

' લગાવ રણજીત. બાબુજી સચ કહેતા હું. જોકી ઔર ટ્રેજરને મુઝે કહયા હૈ. '

' હું '

' સચ કહેતા હું બાબુજી ! '

' મય નહિ માનતા. '

' કૃષ્ણા બી મુજે પીછાનતે હૈ, બાબુજી ચલો પૂછે ઇસકું. '

' ભાઈ મૈંને તો લગા દિયા. '

' કોન પર ? '

' ચાંદ ચકોરી '

' બરાબર નહિ કિયા બાબુજી, સચ કહેતા હું. રણજીત વીન હૈ. '

' અચ્છા તો લો આ દોસો. લગા દેના. ઔર મૈં ઇધર હી ઠેરતા હું '

' જરૂર બાબુજી. જરૂર '

આઠમી રેસ ખતમ થઈ ગયા પછીથી પણ બાબુજી કહેનાર આદમી ફરકયો નહિ. એણે આશા મૂકી દીધી.

આજની દરેક રેસ ખરાબ જતી હતી.

'કંઈ નહિ કૃષ્ણો છે ને' વિચારી એના સ્ટોલ આગળ પહોંચ્યો અને બાજુપર બોલાવી કાનમાં કંઈક કહ્યું.

તરતજ કૃષ્ણાએ ટેબલમાંથી નોટોનું એક બંડલ કઢાડયું ને અતીતને આપ્યું.

છેક નવેંબરના પ્રથમ અઠવાડિયાથી શરુ થતી મુંબઈ વીંટર મિટિંગ માટે આજે છેલ્લી તક એપ્રિલનું પહેલું સપ્તાહ હતું. ને તેમાયે માત્ર બેજ રેસ બાકી રહી હતી. કોણ જાણે કેમ પણ આજે દાવ ઊંધાજ પડતા હતા.

'જરા ચા પીને લગાઉં' કરી એ ચાની દુકાને ગયો ત્યાં અડધો કલાક ખોટી થવું પડયું. પણ તેમ કરતાં યે મજા પડી. એ અડધા કલાકમાં તો એણે કેટકેટલા પ્લાન ગોઠવી કઢાડયા હતા. શ્વાસ લેવાનોય કયાં સમય હતો. ખાસ ને અંગત લાગતાઓ સાથે મસલત કરી. પાછળથી રહેંજે પસ્તાવું ન પડે માટે પૂરતી આવક ને સમય સૂચકતા વાપરીને એ બુદ્ધિ લડાવી રહ્યો હતો.

ચાના કપના ૭ આના આપીને ગયો ત્યારે આઠમી રેસ શરુ થવાને ચારેક મિનિટ બાકી હતી. જો ફલુક ઘોડા પર લગાવવામાં આવે તો દશના દોઢસો, ત્રણસો ને પાંચસો મળે એમ હવે એને ચોકસ લાગી ગયું હતું. એટલે બુકીએ આપેલા બંડલમાંથી માત્ર સોએજ રૂપિયા રહેવા દઈ બાકીના બધાજ એણે ફલુક ઘોડા 'વસંત' પર લગાવી દીધા. જો એ ઘોડો નીકળ્યો તો પોતાના પરિવારના પરિવાર વાપરે ત્યાં સુધીની દોલત એકઠી થઈ જાય એમ હતી.

હવે તો બેજ મિનિટ રહી...

હવે એક જ મિનિટ...

માત્ર ત્રીસ સેકંડ...

દોડયા...ઘોડા દોડયા...એ દોડયા...૭ ફર્લોંગની દોડ તો એમણે ઘડીના છઠ્ઠા ભાગમાં આંટી નાખી.

ફિલ્ડ ઉપર ઊભેલા ન્યાયાધિશોએ પરિણામ જાહેર કર્યું બેજ મિનિટમાં તો આખી મહાલક્ષ્મીના રેસકોર્સ પરિણામ ગાજતું થઈ ગયું.

'મહાપારા' વીન ને 'આગાખાન' પ્લેસ. ગીનીઓ મહાપારાને ને એના જોકીને આપવામાં આવી.

પત્યું!

લમણે હાથ દઈ એ બેઠો. હિસાબ ગણ્યો. રૂપિયા ૭ લાખની ખોટ હતી!

કંઈ વાંધો નહિ હજી એક રેસ રમાય તેટલો સમય બાકી હતો. પૂરા છ થયા નહોતા. પોણા છ ને પાંચ થઈ હતી.

વ્યવસ્થાપકો રેસના શા માટે આજે છેલ્લી રેસ મોડી શરુ કરતા હતા? શા માટે એના તરફ કૃષ્ણો કોઈ જુદી જ નજરે જોતો હતો? આજે રેસના ઘોડાઓનો રંગ પણ કેમ બદલાયો હતો?

કંઈ નહિ, ફિલ્ડ પર જાહેર થયું.

છેલ્લી રેસ રમાવાની હતી.

ને એમાં ય જો છૂતી જાય તો બધી જ ખોટ એકી સપાટે પૂરી દેવાય.

આ વખતે એણે ઘણી હિંમત રાખી એમ કહી શકાય. ધીરે પગલે કૃષ્ણા પાસે પહોંચ્યો. ફરી માગતી વખતે કૃષ્ણાએ જરા આનાકાની કરી.

'બસ કે કૃષ્ણા–પંદર વર્ષમાં કોઈ દિવસ મેં તારી પાસ હાથ ધર્યો છે? કોઈ દિવસ તને લગીરે કહ્યું છે? જે થશે તે કાલે તો તારો પૈસા હું ચૂકવી આપનાર છું, તારે આ આઠમી રેસમાં ઠીક કમાણી થઈ હશે. મને માત્ર એક જ લાખ આપ. વધુ નહિ.'

'નહિ શેઠ, એટલા બધા તો નહિ.'

'કૃષ્ણા મારું માન ભાઈ!' ગળગળો થઈ એ બોલ્યો.

જૂના ઘરાકની દયા જાણી ચુકીએ ' હશે ' જવા દીધું. બંડલ કહાડીને આપ્યું.

અતીતે કૃષ્ણાને જ પૂછયું.

' બોલ તને કેમ લાગે છે આ રેસમાં. છેલ્લી ટીપ શું બોલે છે ? '

' નૈનિતાલ વીન ચોક્કસ, ૯૯ ટકા ગેરંટી... બધાનો એ ફેવરીટ છે. જરૂ...ર ' બોલતો કૃષ્ણા તરત જ બીજા ઘરાક જોડે વાત કરવામાં પરોવાયો. હારેલા માણસ વિશ્વાસ મૂકે છે ખરો, ને એ ન્યાયે અતીતને કૃષ્ણના શબ્દો બ્રહ્મવાક્ય લાગ્યાં.

પરિણામ બહાર પડયું ત્યારે હિસાબ ગણતાં અતીતે જોયું કે અત્યાર સુધીની એણે મેળવેલી પૂંજી ઉપરાંત સાત લાખની ખોટ ગઇ હતી.

દરવાજા બહાર નીકળી ગયો ને એક સ્ત્રી મળી. એણે સાહેબજી કર્યા. પેલી વધુ પાસે આવી. અતીત તો આજ દારૂ પીધેલા જેવો થઇ ગયો હતો. એને કશાયનું ભાન રહ્યું નહોતું.

' કેમ આમ ઉદાસ, અતીત. '

' ઓહો કોણ સુલોચના. '

' હા. '

' આપણે તો હાલમાં વીનમાં છીએ. લ્યોને આજે જ રૂપિયા ૫૦ હજાર લીધા. તમારે ? '

' ઉંહું ! '

સુલોચના વધુ દબાણ કરી શકી નહિ.

' આજ કેટલા બધા દિવસે તું મળ્યો. '

' હા. પંદરેક દિવસ થયા હશે. '

' સિનેમાની નોકરી છોડયે કેટલો વખત થયો ? '

' લગભગ સત્તરેક વર્ષ ! '

' મને કેવી ટિકિટ આપી દેતો તો ! '

' હા. '

' મારો સિનેમાનો શોખ તો તેં જ પૂરો કર્યો. તારે લીધે જ આજ હું ફિલ્મ લાઇનમાં જરા પંકાતી...'

' હા...હા...એ ટેક્ષી...' અતીતે ઊભેલા મોટરવાળાને બુમ પાડી.

ને ટેક્ષી આવી. સુલોચનાને વિદાય શબ્દ કહ્યા વિના જ એણે મોટર મારી મૂકી.

ઘર આવ્યો ત્યારે દૂધ પૂરીને શાક તૈયાર હતાં. હસતાં હસતાં પત્નીએ પૂછયું.

' કેમ આજે ? '

' ખ...લ્લાસ ! '

' ના બોલો એવું...તમને તો જૂઠું બોલવાની ટેવ પડી ગઈ છે ! '

' દર વખતે તે વળી મશ્કરી હોતી હશે ! સાચું કહું છું. '

' કેટલી ખોટ ? '

' સાત લાખ...બધેથી પરવારી બેઠો. આ ઘર ને રાચરચીલું ને આ બધુંય આજની રાત...કાલ સવારે તો...';

' પણ હું છું ને નાથ ! ' કપોળ પર હાથ મૂકતાં પત્ની બોલી.

# મારા ભાઈનું કોણ ?

શ્રી. નિરામય

વહાલસોયાં ભાભી,

તમને શું લખું ? જે લખવા ઈચ્છું છું તે તમે ક્યાં નથી જાણતાં ? તમારી પ્રેમભીની આંખો. એમાંથી નીતરતાં અમી, અને બીજના નાજુક સૌંદર્ય સરીખડો હમેશ મલપતો તમારો નાજુક દેહ. એ બધું આજે ય, આટઆટલા સમયે નજર આગળ એવું ને એવું વીજળીની જેમ ઝાંખી રહ્યું છે. વેકેશનમાં હોસ્ટેલમાંથી આવતી ત્યારે કેવાં રસોડામાંથી દોડતાં આવતાં ને મને તમારા સુવા-સિત દેહમાં સમાવી લેતાં. તમે મારાથી કંઈ ઘણાં મોટાં નહોતાં પણ ગમે તેવી તો ય હું તમારી નણદલ હતી ને ! જ્યારે એવી રીતે પ્રેમની હીર-દોરમાં તમારા દેહ સાથે તમે બાંધી સમાવી લેતાં ત્યારે ભાઈ ઊભા ઊભા એ દૃશ્ય જાણે કો સ્વર્ગથી ઊતર્યું હોય તેમ મટકું ય માર્યા વિના નિહાળી રહેતા. હું ય ગાંડી, ભૂલી જતી કે મોટાભાઈને તો પ્રણામ પણ કર્યા નહિ ને તમારી પાસેથી છૂટી, લટ હલાવતી દોડતી, મોટાભાઈના ચરણમાં નમસ્કાર કરતી. એ વખતની મોટાભાઈની આંખો ? જાણે બોલતી ન હોય કે ' મારી નાનકડી બેની ! તારાં નમસ્કાર તો ક્યારનાય તારી ભાભીએ મને પહોંચાડી દીધા છે, તું તારી ભાભીની સાચુકડી નાની બેની છે.'

અને વેકેશનના એ ટૂંકા ગાળામાં આ નાનકડી નણદલને કેટકેટલા પ્રેમથી તમે નવાજતાં ? ' મારાં કુસુમબેન આવ્યાં છે ને. ' ચાલો આજે તો ' બોટીંગ ' માટે જઈએ, વળી રસ્તામાં કંઈ નવી વસ્તુ નજરે પડી એટલે થઈ રહ્યું ' કુસુમબેન આવ્યાં છે ને ? ' એમ કરતાં કરતાં મારી આગળ હર પળે કંઈ ને કંઈ ભાભીના પ્રેમની પૂંજી પડી જ હોય. મને યાદ છે, એક દિવસ રાતોરાત પાડોશીની ઘંટી ઉપર ઢોકળાંનું બરકું કર્યું હતું તે આખા દિવસનાં થાકેલાં હતાં, કંટાળેલાં હતાં. પણ મેં ગાંડીએ કહ્યું કે ઘણા દિવસ થયાં ઢોકળાં ખાધાં નથી ! બસ ખલાસ, તમે ઉપડયાં ને રાત્રે જ એની તૈયારીઓ કરી નાખી.

' ભાભીનાં કુસુમબેન ' આવ્યાં છે એ વાત પાડોશીઓ દિવસમાં અનેક વાર સાંભળતાં હશે. અને કેટલાંક તો કહેતાં કે તમારે એકલાંને જ શું નણદલ છે ? ' ને એમની સામે ભાભી ! કેવું મીઠું પણ ભરેલું હાસ્ય છલકાવતાં ?

મારાં ભાભી ! મને યાદ છેઃ તમે માંદાં હતાં, તાવ આવતો હતો, પાંચ છ દિવસથી કંઈ ખાધું ન હતું, અને પથારીમાં પડયાં હતાં. મારે વેકેશન પૂરું થતું હતું. કૉલેજમાં જવાનું હતું. મને લાગ્યું કે આવી સ્થિતિમાં મારાથી કેમ જવાય પણ આખરે તો તમે ' મારાં ભાભી ' હતાં ને ? બે દિવસ આગળથી જીવ બાળવા માંડયો. ' મારાં કુસુમબેનને આ વખતે ખાવું કોણ કરી આપશે ? ત્યાં હોસ્ટેલમાં તો સવારે નાસ્તો ક્યાંથી મળે ? ' મેં ખૂબ ખૂબ સમજાવ્યાં ત્યારે એ ચિંતા છોડી. ત્યાં તો મારું ભણતર બગડશે કરી મને સમયસર મોકલવા તમે કેટકેટલું કર્યું હતું ! ' મારાં કુસુમ-બેન કદાચ પહેલાં નંબરે પાસ ન થાય તો ? '

એક દિવસ દરિયે ફરવા ગઈ હતી અને વર્ષાદનું સખ્ત ઝાપટું પડયું. કપડાં ભીંજાઈ ગયાં. ઘરે આવી ત્યારે ગેલેરીમાં મારી વાટ જોતાં, છત્રી વગર ગયેલી તે ચિંતા કરતાં, કેટલાં ઉત્સુક થઈ ઉભાં હતાં ! અને ગયા વર્ષે જ્યારે મેટ્રીકમાં મારી સ્કૂલમાં હું પહેલી આવી ત્યારે ? ' આઈસક્રીમ-પાર્ટી ' માટે આખા ગામને ભેગું કર્યું હતું. બધાંને કેટકેટલા પ્રેમથી ખવડાવતાં ' કુસુમબેન પાસ છે ને ? કુસુમબેન પહેલા નંબરે પાસ થયાં ને !

અમારા સામા બંગલામાં રહેતાં નણંદ-ભાભી આજે સાંભરે છેઃ હજુ ય છે. પણ ભાભી ! એ નણંદની ભાભીને તમે હમેશ શીખામણ દેતાં. ' કહેતાં સાસરામાં નાનકડી નણદી હોવા જેવું

બીજું સુભાગ્ય શું છે ? એ નણદી ઓછી કંઈ જિંદગી સુધી આપણી સાથે રહેવાની છે. એ ય એનું ઘર માંડશે ને ચાર દિવસની મહેમાન જેવી એ ચાલી જશે. આપણે તો ઠીક, પણ ભર્યા ભર્યા ઘરમાં જ્યાં કુટુંબમાં ખૂબ માણસો હોય ત્યાં એકલી નણદી જ ભાભીની ભાળ લે ને ? એના વડે તો આપણે ઉજળાં. ધડકતા દિલની ને ભુખ્યા દિલાની ભાળ લઈને એ જ નણદી ભાઈને વાવડ આપે ને ? અને એના વીર પાસેથી સમદુઃખીઓ સંદેશ પણ એ જ લાવી આપે ને ? અને એકલાં હોઈએ તો ય શું ? એકલાં એકલાં તે શું આનંદ આવે ? એ એકલપેટા પ્રેમની કિંમત પણ શું છે ?...' અને આવું બધું તમે કહ્યાં કરતાં . પણ એ બંગલાનાં ભાભી નણંદ કદી શાન્તિથી રહ્યાં નથી. એ વાત મારા ભાઈ સાંભળતા ત્યારે તમારા મુખ સામે એકી ટશે જોઈ રહેતાં ને પરમ સંતોષની ઝાંખ એમના મોં ઉપર લસતી હોય એમ લાગતું.

મોટાભાઈ એક દિ' માંદા પડયા. અવળચંડો તાવ પાંચ સાત દિવસ રહ્યો. એ વખતનાં ભાભી ! કેટલાં અલૌકિક ! રાત દિવસ, પળનો ય પોરો ખાધા વિના ઘરનું બધું કરતાં જાય છતાં એમ જ લાગે કે તમે ચોવીસે કલાક ભાઈની પથારી આગળ ખડા પગે નથી. કેટલાક પ્રેમથી ભાઈનું માથું દાબતાં ? પગ દબાવતાં ! ને એક એક વખત દવા અર્ધો કલાક મોડી અપાઈ તેમાં તો કેવાં થઈ ગયાં હતાં ? ભાભી ! ને ભાઈના માથે પોતાં મૂકતાં એ મૃદુ હાથ વડે કેટકેટલીક પ્રેમની સરવાણીઓ ત્યાં ફૂટતી હશે !

અને આપણું ઘર ? કેટલું સ્વચ્છ ! કેટલું કાગમય ગોઠવણીથી સુંદર બની રહેતું ? ભાભી ! ભાભીઓ ઘણી જોઈ છે પણ ' મારાં ભાભી ' તે ' મારાં ભાભી ' જ !

ચળવળ આવી. ભાઈ કરતાં ભાભી વહેલાં પકડાયાં. કોર્ટમાં કેસ પૂરો થયો ને બહાર આવી કેવી મીઠી ભલામણ મને કરી ? ' કુસુમબેન ! તમારા ભાઈને સાચવજો હોં ! એ એટલા તો પોચા છે, એટલા શાન્ત અને ભદ્ર છે કે દહાડાઓ સુધી ખાશે પણ નહિ. ' આ નાનકડી નણદીને મોટાભાઈની સોંપણી કરતાં જોઈ મારું દિલ તે વખતે નાચી ઉઠયું હતું. મને આટઆટલું ચાહતાં છતાં મોટાભાઈ ઉપરનો તમારો પ્રેમ ! કેટલો પવિત્ર ! કેટલો સભર અને કેટલો પરિપૂર્ણ ?

આવું આવું આ દિલના દિવાનખાનામાં કેટલું ભર્યું ભર્યું પડ્યું છે અને એ બધું તમારાથી તો ભાભી ! ક્યાં અજાણ્યું છે ? તમે ન હોત તો ?

...પણ ભાભી ! તમે તો એકાએક સરકી ગયાં ! અણધાર્યાં ચાલી નીકળ્યાં. આજે હું બી એ. પૂરી કરી ઘરે આવી છું. ઘરનો ખૂણે ખૂણો શોધું છું. ભાભીનાં સ્મરણો અહીં ચારેકોર પડયાં છે. ઘરમાં નિરવ શાન્તિ છે. ' મારાં કુસુમબેન આવ્યાં છે ' કહેનાર આજે મારી સામે મારાં ભાભી નથી. આ નાનકડી નણદીને ' કુસુમબેન, કુસુમબેન ' કહી કેટલી મોટી બનાવી દીધી હતી ? મારાં બાના અવસાનને કેટલાં વર્ષો થયાં. માતાનાં દિલમાં એ વખતે ઊંડું દુઃખ હશે. એમની આ નાનકડી કુસુમનું શું થશે એની ચિંતા હશે, પણ એ ચિંતા ' મારાં ભાભી ! તમે જણાવા દીધી નથી. હું કુસુમ શી તમારા પ્રેમમાં ઉછરી છું. આજે ખુલ્લા દિલે ભાભી ! કહું છું કે તમે મને માતાની હુંફ આપી છે, ને જગતમાં જેટલો પ્રેમ આપી શકાય તેટલો પ્રેમ આપ્યો છે. પણ ભાભી મારાં ! આ બધું હું શા માટે લખું છું ? હવે તમે એ ક્યાં વાંચવાનાં છો ? ભગવાન જાણે તમે ક્યાં હશો ? મૃત્યુ પછી માનવી આટલો પરવશ બની જતો હશે ! પણ મને તો ખાતરી છે કે મારાં ભાભી જ્યાં હશે ત્યાંથી ' મારાં ભાભી ' જ રહેશે. એમનાં અમી દૂર-સુદૂર રહ્યાં પણ મને મળ્યા જ કરશે. ભાભી ! તમે ફરીથી આવી શકતાં હોત તો ? આ ગાંડી નણંદીની ઝંખનાને સંતોષી શકતાં હોત તો કેવું સારું ? એમ થાય છે કે જાણે ભાભી આવ્યાં

[ અનુસંધાન માટે જુઓ પૃ. ૨૫૨ ]

# સ્વપ્ન અને જાગૃતિ

શ્રી. સોપાન

સુભાષબાબુના સંસર્ગમાં આવ્યો દિવસો વીતી ગયા. રાત અને દિવસ એમની પ્રવૃત્તિઓનું અવલોકન કર્યા પછી હૃદયમાં પ્રગટતી કલ્પનાની આંખો હું બંધ કરી શકતો નથી, સ્વપ્ન છે કે જાગૃતિ તે ભૂલી જવાય છે. અંતરની શ્રદ્ધા એ રમ્ય સૃષ્ટિ સર્જાવે છે. એમ લાગે છે કે ભારતમાતાનું પાદપ્રક્ષાલન કરતા પૂર્વ કે પશ્ચિમના સાગરજળ ઉપર એક જહાજ ચાલ્યું આવે છે. એના સઢ ચઢેલા છે. ઉપર શાંત અને નિરવ આકાશ એની રક્ષા કરે છે. વાયુદેવ એના સહાયક બને છે. એ આવે છે, આવે છે હિન્દુસ્તાનના કિનારા ભણી, અને એમાંથી ઉતરતો હિંદુસ્તાનનો એક સપુત પવિત્ર ધરતી ઉપર પગ મૂકતાં પહેલાં એની રજને માથે ચઢાવે છે, આંખે લગાડે છે, હૃદયમાંથી વંદના કરે છે; અને પછી એનાં વિશાળ નેત્રો સાગ યે હિંદુસ્તાન ઉપર ફરી વળે છે. ગણવેશ હજી એણે ઉતાર્યો નથી, કેટલાં વર્ષો પહેલાં આ ગણવેશ એણે પહેર્યો છે! કેટલાં વર્ષો પહેલાં આ નિદ્રામાંથી જાગી ગયો છે! કેટલાંય વર્ષો પહેલાં પ્યારા વતનની મહોબત છોડીને એ ચાલ્યો ગયો છે!

એના કદમ આગે બઢે છે, ધરિત્રી પુલકિત બને છે. નિદ્રસ્થ જનતા જાગી ઊઠે છે. અયોધ્યાવાસીઓએ એક દિવસ રાજા રામચંદ્રને જોયા હતા તે રીતે આજે ભારતની જનતા સુભાષચંદ્રને જુવે છે. ચાળીશ કરોડ કંઠમાંથી જયજયકાર થાય છે. વિજયના શંખો ફૂંકાવા માંડે છે. મંદિરોમાં આરતીઓ વાગે છે. ઝાલરો રણઝણે છે. મસ્જિદોમાં બાંગ પોકારાય છે.

એમ લાગે છે કે આઝાદીનો સૂર્ય હિન્દુસ્તાનના આસમાનમાં ચઢી ચૂક્યો છે! ગઈ કાલે ભુખંભઠ ખેતરો હતાં તે હવે હરિયાળાં બની ગયાં છે. ચારેકોર લીલમલીલી ધરતી નજરે પડે છે. મંદ મંદ વાયુની લહેરે પાંદડાઓ અને ફૂલો ડોલી રહ્યાં છે. ગઈ કાલનો કંગાલ ક્ષેત્રપાળ આજે ઉન્નત મસ્તકે અને આનંદભર્યો ચહેરે ધરતીનું ધાન્ય નિહાળી રહ્યો છે.

કારખાનાઓમાં નજરે પડે છે; કંગાળ અને જર્જરિત હતા તે મજૂરો નવું રૂપ ધારણ કરીને નવરચનાના કાર્યે લાગી ગયેલા જણાય છે. માલિક અને મજૂરના ભેદ નષ્ટ થયા છે. પરસેવાનું મૂલ્ય વધી ગયું છે. એક જ વડલાને છાંયે જાણે સૌ જીવનનો થાક ઉતારતાં હોય એવી સમાનતા નજરે પડે છે.

સ્ત્રીઓ દેખાવા લાગે છે: રૂપવતી, ગુણવતી, સૌંદર્ય અને પવિત્રતાની સાક્ષાત પ્રતિમાસમી, ઝાંસીની રાણીનું એનામાં જોમ છે અને સતી સીતાનું ચારિત્ર્ય છે. એ ચાલે છે ત્યારે પૃથ્વી હસે છે અને એ હસે છે ત્યારે આભમાં જાણે ઉષા અને સંધ્યા પ્રગટે છે.

યુવકોનાં વૃંદો જોઉં છું, કદમ મિલાવતાં ચાલ્યાં જાય છે. સરસ્વતીના ધ્વજ ફરકાવતી વિદ્યાપીઠો ઉભરાઈ રહે છે. પ્રાચીન અને અર્વાચીન જ્ઞાનગંગાનો ત્યાં સંગમ થયો છે. એના જળમાં સૌ સ્નાન કરે છે. અને એજ વારીનાં પાન કરી દિલ અને દિમાગને જાણે પોષણ આપે છે. જુવાની એના સાચા રૂપમાં મને દેખાઈ આવે છે.

એક બાજુ કન્યાકુમારી અને બીજી બાજુ કાશ્મીર, એક બાજુ કરાંચી અને બીજી બાજુ આઝાદ સેનાના પગલાંથી પાવન થયેલી આસામની ધરતી;-એમ ચારે દિશાએ જાણે નવા રંગો ઉડવા લાગ્યા છે. ગુલામીનો અંધકાર જાણે વીંખાયો ગયો છે. પાપ, દુઃખ ને યાતના ક્યાં ય નજરે પડતાં નથી. સર્વત્ર સુખ, શાન્તિ, અને દિપ્ત નજરે પડે છે.

આ સ્થિતિમાં સુભાષચંદ્ર જનતાની વચ્ચે આવે છે, જાણે કહે છેઃ "હું રામ નથી, હું તો રામનો સેવક છું. હું એ લક્ષ્મણ છું, એ ભરત છું. દિલ્લી મારે પહોંચવું છે, પરંતુ સિંહાસન ઉપર બેસવું નથી. એ સિંહાસન ઉપર બેસવાનો અધિકાર તો રાજા રામચંદ્રનો છે એ રાજા રામ મારા અને તમારા સૌના હૈયામાં બિરાજેલો છે. મારા હાથમાં આજે એની ચરણપાદુકા છે. એ પોતે તો મેં કહ્યું તેમ, આપણા સૌના અંતરમાં રહેલો છે. ચાલો આપણે સૌ, એક સાથે, એક તાલે, એક નાદે દિલ્લી જઈએ. ત્યાં જઈ આપણા અંતરને ઉઘાડીએ. એ અંતર જેને પસંદ કરે, ૪૦ કરોડ માનવીઓ જેના કંઠમાં માળા આરોપે તે દિલ્હીના સિંહાસન પર બિરાજશે. હું તો ત્યાં જઈશ પાદુકા એના પગમાં પહેરાવીશ અને ચરણ પાસે બેસી એની આજ્ઞાનું જીવનભર પાલન કરીશ. સિંહાસનનો મને મોહ નથી. મને તો શોખ છે વન વન રઝળવાનો, સાત સમુંદરો ખૂંદવાનો, પર્વતોનાં શિખરો સર કરવાનો રાજસિંહાસન મારે જોઈતું નથી, એ તો જનતાનો જે હૃદયસ્વામી હોય તેને જ મળવું જોઈએ, તેને જ આપણે આપવું જોઈએ."

– અને જાણે જોરથી, ગગન ભેદાઈ જાય એવા બુલંદ અવાજે એ બોલી ઉઠે છે! 'ચલો દિલ્હી' ચલો દિલ્હી!'

અને દિવાસ્વપ્નમાંથી હું જાગી જાઉં છું સમજ નથી પડતી, એ જાગૃતિ છે કે સ્વપ્ન. કાનમાં તો એ જ અવાજ અથડાય છે "ચલો દિલ્હી!" દોડીને નાનકડા ઘરની બારી પાસે જઈ હું ઊભો રહું છું ત્યાં રસ્તા પર ચાલ્યું જતું એક પ્રચંડ સરઘસ નજરે પડે છે. શ્વેત વસ્ત્રોથી શોભતી દેશસેવિકાઓ ચાલી જાય છે, એની પાછળ કદમ મિલાવતા યુવકોના જૂથ ચાલ્યા જાય છે. એની પાછળ વિશાળ આમ સમુદાય સેવિકાઓના સુકોમળ કંઠમાંથી નીકળતા મંજુલ સ્વરોને ઘોર અવાજે ઝીલતો ઝીલતો ચાલ્યો જાય છે, મહા સાગર ઘૂઘવે છે, જાણે મોજાંઓ અથડાય છે, જાણે સમગ્ર સૃષ્ટિમાંથી નાદ ઊઠે છે "ચલો દિલ્હી! ચલો દિલ્લી!"

અને સરઘસને મોખરે એક મોટી તસ્વીર છે. એના કંઠમાં ફૂલની માળા આરોપી છે. એની આસપાસ શુભ વસ્ત્રોધારી બે કન્યાઓ છે. એના કંઠમાંથી ગીત આવે છે.

પૃથ્વીભરના કોલાહલની આરપાર મારા કાન સાથે એ અથડાય છે અને મારું હૈયું પડઘો પાડી ઊઠે છેઃ

आज दिल्ही चलो अर्चनाके लिए !
आज दिल्ही चलो बन्दनाके लिए !
आज दिल्ही चलो कामनाके लिए !
आज दिल्ही चलो साधानाके लिए !*

---

* તાજેતરમાં પ્રગટ થયેલ શ્રી. સોપાન કૃત 'ચલો દિલ્હી અથવા નેતાજીનું જીવન અને કાર્ય' નામક પુસ્તકનું છેલ્લું પ્રકરણ

# બે મંગલાષ્ટક

( ૧ )

બેની, વ્યોમભરી જુઓ વિલસતી વૈશાખની પૂર્ણિમા,
સિન્ધુ ગાય, ધરિત્રી ન્હાય, આભલે આનંદની ના સીમા,
આંખે સાખ પડે, ઊંડે ઉપવને આલાપતી કોકિલા,
ને પદ્મે! અહીં ચંદ્રકાન્ત પ્રગટે તારે હિલે જે દીવા!

તું પરમાર્થી પિતાની પુત્રી, પ્રિય, તું કૉલેજની કન્યકા,
તું સાહિત્ય કવિતરીત સમજે, જાણે જનોની વ્યથા
જાણે દેશનું દીન ભાગ્ય, વસમી ન્યાયે દશા નારીની,
પદ્મે! ચંદ્રની નાવ લેઈ ડુલતી નારીની થા તારિણી.

સ્વચ્છન્દે ન સ્વતંત્રતા, નહિ વળી વાધે વિલાસે રતિ,
બેની, ત્યાગ મહીં જ રાગ રચતી આર્યોની આ સંસ્કૃતિ.
જેને સૌ સ્થલકાલમાં સુખદુઃખે સ્નેહીજનો સેવતા,
પદ્મા, તે તવ પંથ ચંદ્રકિરણે સીંચો સદા દેવતા.

ગૂંથી પાંખશું પાંખ નિત્ય નવલા આકાશમાં ઉડતાં
રાજો રામસીતા સમાન ઉણપો અન્યોન્યની પૂરતાં
ઊગો સ્નેહ સરોવરે દિન રૂડા પદ્માનને, રાત્રિઓ
રેલો, ચંદ્રની ધાર, ક્લાન્ત જગના ઝીલે જહીં યાત્રીઓ.

•

( ૨ )

જેવી પોયણી પ્રેમધાર શશિની ઝીલે સહે ને ખીલે,
ને જેને પમરાટ રાત્રિની રતિ વાધી જગે વિસ્તરે,
દેતી સ્નેહ સુગંધ એમ ઝુલતી દામ્પત્ય કેરે સરે,
સોહાજો સુશીલે! સદાય રજનીકાન્તે કિર્યાં કિરણે.

ઊગી ભવ્ય નિસર્ગ અંક, ઉછરી વેદામૃતે ને ઋતે,
રક્ષી નિત્યપ્રતાપી આર્યરૂધિરે, ત્યાગે તપે સંયમે
સંવર્ધી, શણગારી જે સતીજને, તે આપણી સંસ્કૃતિ.
શોભાવો સુશીલે! તમે રજનીને પાતાં પીતાં થૈ પીતિ.

રમણિક અરાલવાળા.

# પીંછીના પાદશાહ

શ્રી ધનસુખલાલ મહેતા

૫

## વાન આઇક

**હ્યુબર્ટ : ૧૩૬૫-૧૪૨૬**
**જાન : ૧૩૮૫-૧૪૪૧**
**ફ્લેમીશ સ્કૂલ**

ઉત્તર યુરોપમાં વાન આઇક બંધુઓનું વ્યક્તિત્વ ચિત્રકલાના ઇતિહાસમાં એક ઉજ્વલ્ પ્રકરણ રોકે છે. ચિત્રકાર તરીકે એમના પ્રવેશથી ચિત્રકલાના ક્ષેત્રમાં અતિ મહત્વનું સંશોધન થયું. ત્યાં સુધીમાં તૈલ ચિત્રો ચીતરાતાં ખરાં પણ આ બે ભાઈઓ હ્યુબર્ટ અને જાન વાન આઇકે શોધખોળ અને પ્રયોગો કરીને ચિત્ર માટે તૈલ રંગોને લગભગ સંપૂર્ણ બનાવ્યા, અને છતાં એમણે કઈ રીતે એ પ્રયોગો કર્યા અને એમના ચિત્રોમાં જે રંગ એમણે પૂર્યા છે એ કઈ રીતે એમણે બનાવ્યા એ જાણવા માટે આપણી પાસે કશું સાધન નથી, એટલું જ નહિ પણ આ બેમાં મોટા હ્યુબર્ટના જીવન વિશે તો એનાં છેલ્લાં બેએક વર્ષો ૧૪૨૫-૨૬ વિશે જ આપણે થોડું ઘણું જાણીએ છીએ, એ અતિ દુ:ખદ છતાં સત્ય હકિકત છે. એ મોટાભાઈનાં અનેક ચિત્રોમાંથી માત્ર એક આપણે ચોકસાઈથી એનું કહી શકીએ એવી વસ્તુસ્થિતિ છે.

નાનાભાઈ જાન અથવા જોહૂનના જીવન વિશે આપણે ૧૪૨૪ થી એના મરણ પર્યંત એટલે કે ૧૪૪૧ સુધી આપણને ઠીક ઠીક વિગત મળે છે. આ ઉપરાંત, એણે ચિત્રો પણ ઘણાં અને ક્રમવાર આપેલાં છે જે ઉપરથી આપણને તેની કલાનો સંપૂર્ણ ખ્યાલ આવે.

બેલજીઅમમાં માંસ નદીને કિનારે માસીક નામના ગામમાં વાન આઇકો રહેતા હતા. મોટા ભાઈ હ્યુબર્ટ ૧૩૬૫ માં અને નાનો ભાઈ જાન ૧૩૮૫ માં જન્મ્યા એમ ધારવામાં આવે છે. નાનપણમાં જ મોટાભાઈએ ચિત્રકલામાં સારી જેવી નૈસર્ગિક શક્તિ બતાવી હશે એટલે એના માતાપિતા માસ્ટ્રીકટ નામના મોટાં ગામમાં આવ્યાં અને ત્યાં હ્યુબર્ટને તે સમયના નામાંકિત ચિત્રકારોમાંથી એકને ત્યાં વિદ્યાર્થી તરીકે રાખવામાં આવ્યો. તે સમયે ચિત્રકલા શીખવા માટે એવો રિવાજ પ્રચલિત હતો કે અમુક વર્ષ વિદ્યાર્થી સ્ટુડિયોમાં શીખે અને પછી બેએક વર્ષ તે મુસાફરી કરીને જુદા જુદા આલમ મશહુર ચિત્રકારોનાં ચિત્રો જુએ અને એની નકલ કરે. આ પ્રમાણે હ્યુબર્ટે પણ કર્યું હતું. એ કયા કયા દેશમાં ગયો હતો એની ચોકસ વિગત મળતી નથી પણ એનાં પ્રસિદ્ધ ચિત્ર 'એડોરેશન ઑફ ધ લૅમ્બ'માં પશ્ચાદ્ભૂ ચીતરી છે તેના ઉપરથી એમ જણાય છે કે તે ર્‌હાઇન પ્રદેશમાં ખૂબ ફર્યો હશે. એનાં બીજાં બે ચિત્રોના આવા પુરાવા ઉપરથી એમ પણ અનુમાન કરી શકાય કે એ ઇંગ્લંડ અને ફ્રાંસ પણ ગયો હોવો જોઈએ. આ પ્રમાણેના એના પર્યટનની મુદત આશરે ચાર વર્ષની હતી. તે પૂરી કરીને એણે પોતાનું ચિત્રકાર તરીકેનું જીવન શરૂ કર્યું હોવું જોઈએ.

અલ્પ સમયમાં હ્યુબર્ટે પોતાનું ચિત્રકાર તરીકેનું અમરસ્થાન લઈ લીધું. એના પરિણિત જીવન વિશે કશું જાણવામાં આવ્યું નથી પણ તે સમયના સમાજની રહેણીકરણી જોતાં હ્યુબર્ટ કુંવારો રહ્યો હોય તેમ સંભવતું નથી. તે પરણીને નીતિમય

જીવન ગુજારતો હોવો જોઈએ. થોડી વારમાં તેનો નાનો ભાઈ સ્ટુડિયોમાં કામ શીખતો થઈ ગયો હશે. અને પછી તે પણ પર્યટન ઉપર નીકળ્યો હશે. આ વેળા હ્યુબર્ટ હોલેંડ ગયો હતો. એમ જણાય છે. તે પછી દેશમાં અશાંતિ ફેલાઈ એટલે ઘણા કલાકારો ફ્લૅંડર્સ અને બ્રાબાં ખાતે ગયા હતા જેમાં હ્યુબર્ટ પણ ગયો હતો એમ માલુમ પડે છે.

હ્યુબર્ટનું સૌથી પ્રખ્યાત ચિત્ર “ ઍડોરેશન ઑફ ધ લૅંબ ' બાઈબલની એક કથા ઉપરથી લેવામાં આવ્યું છે. ઘેંટ ખાતે તે ' પોલિપ્ટિક ' ઉપર ચીતરવામાં આવ્યું છે. અહીં એટલું જણાવવાનું જરૂરનું છે કે ' ટ્રિપ્ટિક ' એટલે વચમાં લાકડાનો એક મોટો પડદો અને બંને બાજુએ એથી અર્ધ કદના એકેક પડદા એમ ત્રણ પડદા મીજાગરાથી સંકેલી લેવાય તે અને ' પોલિપ્ટિક ' એટલે ત્રણ કરતાં ઘણા પડદા પણ બધા મીજાગરાથી જોડાયલા હોય તે. આવા પડદા ઉપર ચીતરાયેલ તૈલ ચિત્ર તે હ્યુબર્ટનું મશહૂર ' પોલિપ્ટિક ' તૈલ ચિત્ર ' ઍડોરેશન ઑફ ધ લૅંબ ' આ ચિત્ર હ્યુબર્ટે આશરે ૧૪૧૬ માં શરૂ કરેલું. પોતે ૧૪૨૬ માં મૃત્યુ પામ્યો પછી તે ચિત્રનો બાકીનો ભાગ તેના નાના ભાઈએ ૧૪૩૨ માં પૂરો કરેલો. આ વિશાળ ચિત્રમાં અસંખ્ય માનવીઓ ચીતરાયેલાં છે. આગલી જમીન ફૂલોથી આચ્છાદિત છે. વચલી જમીન ફૂલછોડ અને વેલાથી ઢંકાયેલ જણાય છે અને પશ્ચાદ્ભૂ નેધરલૅંડની સ્કૂલની વિશિષ્ટતા પ્રમાણે વાસ્તવિક દૃષ્ટિથી ચીતરાયેલ સુંદર લૅન્ડસ્કેઈપ છે.

૧૮ મી સપ્ટેંબર, ૧૪૨૬ ને દિવસે હ્યુબર્ટ વાન આઈક અલ્પ સમયની પણ દુઃખદાયક માંદગી ભોગવીને મરણ પામ્યો. તે પછી નાનાભાઈ જાન આઈકને પૂરાં છ વર્ષ પેલું મશહૂર ચિત્ર પૂરું કરતાં લાગ્યાં એ બતાવી આપે છે કે જાનને એ સમયમાં ફુરસદ ઓછી મળી હતી. એ ચિત્રમાં મોટાભાઈએ કેટલું કામ કર્યું હતું અને બાકીનું કેટલું નાનાભાઈએ કર્યું હશે એ હવે કહેવું મુશ્કેલ છે; કારણ કે નાનોભાઈ જાન હ્યુબર્ટની પાસે જ ચિત્રકલા શીખ્યો હતો. એ ઉપરાંત જાનને મોટાભાઈ માટે એટલો પૂજ્યભાવ હતો કે એને પગલે ચાલીને જ, એનાં વિધાનને સંપૂર્ણ રીતે વફાદાર રહીને જ જાને એ ચિત્ર પૂરું કર્યું હશે.

હ્યુબર્ટ જીવ્યો ત્યાં સુધી અને તેના મરણ પછી પણ લાંબા કાળ સુધી અન્ય ચિત્રકારોથી પૂજાતો હતો અને ઉત્તર યુરોપની કલાના ક્ષેત્રમાં એ અગ્રસ્થાને હતો. પણ ધીમે ધીમે દેશમાં અશાંતિ વધતાં એ અસર ઓછી થતી ગઈ. ૧૫૬૬ માં કેટલાક ધર્મ–વિરોધીઓ પેલાં મુખ્ય ચિત્રનો નાશ કરવા તત્પર થયા. તેમાંથી તે બચ્યું પછી કેટલાક રાણી ઍલીઝાબેથને તે ભેટ આપવા તૈયાર થઈ ગયા. પછી તે ફ્રેંચ પ્રજાસત્તાક રાજ્યની માલેકીનું ગણાયું પણ વૉટરલુના રણજંગ પછી ચિત્રના મુખ્ય પડદાઓ પાછા ઘેંટમાં ગોઠવાયા. પાસેના બેત્રણ પડદા હાલમાં બ્રસેલ્સમાં છે જ્યારે ૭ પડદા ૧૮૧૬ માં એક વેપારીને પાણીને મૂલે વેચાયા અને ત્યાંથી ફરતા ફરતા હાલ પ્રશિયન સરકાર પાસે હતા.

૧૪૨૨ માં જાન વાન આઈક કાઉંટ ઑફ હોલૅન્ડ અને ઝીલાંડની નોકરીમાં રહ્યો. ત્યાં તે હેગના મહેલની ભીંતો ચીતરવામાં ૧૪૨૨ ની ઑક્ટોબરની ૨૪ થી ૧૪૨૪ ના સપ્ટેંબરની ૧૧ મી સુધી રોકાયો હતો. આ પછી જાન પોતાના રાજાના કામ માટે જુદે જુદે ઠેકાણે ગયો હતો અને ૧૪૩૧ થી ૧૪૪૧ સુધી, દસ વર્ષ એ ફ્લેમિશ રાજધાનીમાં રહ્યો હતો જ્યાં એણે દસ ભવ્ય ચિત્રો તૈયાર કર્યાં હતાં. આ દસે ચિત્રોમાં તો એણે તારીખ પણ નાખી છે. આ સિવાય એણે આ દસ વર્ષના ગાળામાં મોટાભાઈનું મશહૂર ચિત્ર પૂરું કર્યું અને અન્ય અનેક નાનાં મોટાં ચિત્રો ચીતર્યાં હતાં.

અપૂર્વ રંગની મેળવણી ઉપરાંત જાનની 'પોરટ્રેટ' ચિત્રણની કલા અદ્ભુત હતી. જાનની આવી પોરટ્રેટોમાં એક પોતાની પત્નીની, એક એના સસરાની, એક કોઈ પતિ-પત્નીની એવી છબીઓ એની ચિત્રકલાની ઉત્કૃષ્ટતા સંપૂર્ણ રીતે સાબિત કરે છે.

બંને વાન આઈક બંધુઓની રંગ બનાવવાની નિપૂણતા ઉપરાંત તેમના ચિત્રોના જ્વલંત રંગો અને સૈકાઓ સુધી પણ તે રંગમાં જરા પણ ઝાંખાશ નથી જણાતી એ એમની વિશિષ્ટતા છે. મોટાભાઈ કરતાં પણ નાનાભાઈની કલા 'પોરટ્રેટ' માં અને 'લેન્ડસ્કેપ'માં એવી ખીલી નીકળી હતી કે એ બંને ક્ષેત્રનો જાન વાન આઈક પિતા ગણાય છે. પોતાના સસરાની છબીમાં એની ત્વચાના ચિત્રણમાં એણે બતાવેલ નૈપુણ્ય આજે પણ લગભગ અદ્વિતીય ગણાય છે. એના લેન્ડસ્કેપ પણ એની કુદરત પ્રત્યેની, ઝીણામાં ઝીણી વિગતોમાં પણ બતાવેલી વફાદારીથી અતિ સુંદર આલેખાયેલ છે. એ બંને ભાઈનો મુદ્રાલેખ 'સત્ય અને કેવળ સત્ય' એ હતો. ચિત્રો ચીતરાવનાર ભલે નાખુશ થાય પણ એમની આકૃતિઓને અસત્યને માર્ગે જઈને એઓ સુંદર નહોતા ચીતરતા. અને છતાં, એ સત્યને વફાદાર રહીને, સામાન્ય માનવીઓનાં ચિત્રો ચીતરીને એમાં અપૂર્વ સૌંદર્યનું સર્જન કરવું એ વાન આઈક ભાઈઓની મોટામાં મોટી સફળતા છે. એ સાબિત કરે છે કે ખરી સુંદર કલામાં 'વિરૂપતા' જેવું કશું હોતું નથી.

જાન વાન આઈક તા. ૯–૭–૧૪૪૧ ને દિને મૃત્યુ પામ્યો. ઉત્તર યુરોપની ચિત્રકલાના ક્ષેત્રમાં આ બે ભાઈઓનું સ્થાન એમની રંગ મિલાવટ, એમના 'પોરટ્રેટ' અને લેન્ડસ્કેપના ચિત્રોથી અને કુદરત પ્રત્યેની સાચી વફાદારી માટે અદ્વિતીય હતું, છે અને રહેશે.

## મારા ભાઈનું કોણ?

[ પૃ. ૨૪૬ નું ]

અને એમના પડખામાં લપાઈ જાઉં. દિલ બાપડું શું કરે ? ક્યાં ક્યાં ભટકે ? એમ થાય છે કે આ જીવન શું અને આ મૃત્યુ શું–કંઈ સમજ જ પડતી નથી. એમ થયા કરે છે કે ભાભી આવી જાય તો !

પણ એ બધું ફોગટ છે. ગાંડુ દિલ સમજતું નથી માટે તો એ ફાંફાં મારે છે. આંખોમાં પાણી ભરાતાં ભરાતાં છલકે છે–ને નજર ઊંચી કરું છું ત્યાં સામે જ તમારી તસ્વીર લટકે છે ને પાછું દિલમાં થઈ આવે છે કે હમણાં ભાભી બોલી ઉઠશે–કહેશે 'મારાં કુસુમબેન ! શીદને આમ રડો છો, હું તો આ રહી. આવાં પોચકાં શું બનો છો ?'

પણ એ બધી ભ્રમણાં છે. નજર ઊંચી થાય છે ને બાજુમાં ભાઈનો ફેરો ખડો થાય છે ને હૈયું ફુસકું લઈ રડી ઉઠે છે. દિલમાંથી ઝીણી ચીચીઆરી ઉઠે છે–'મારા ભાઈનું શું ?'

આ એક વર્ષમાં તો એ કેવા થઈ ગયા છે ? નિરવ, નિર્મળ, નિર્મોહ ? જાણે જીવનમાં હવે કંઈ કરવાપણું ન રહ્યું હોય ! ભાઈના શાન્ત દેખાતા હૈયામાં શું શું ચાલી રહ્યું હશે ? એનું સાક્ષી કોણ ? જ્યારે જ્યારે ભાઈ મારા સામું જુએ છે ત્યારે આંખો બૂમ પાડી ઉઠે છે. જાણે પૂછતા ન હોય, 'કુસુમ ! તારાં ભાભી ક્યાં ગયાં ?' એક પળ એ સામું જુએ છે ને બીજી જ પળે આંખો ખસેડી નાખે છે. એમના હૈયાને શાંતી આપનાર હવે કોણ ? જેલમાં ગયાં હતાં ત્યારે તો આશ્વાસન હતું કે ભાભી પાછાં આવશે પણ હવે ?

'પણ હવે ભાઈનું કોણ ?'

રાતની અંધારી છાયામાં આવી ભાભી ! આનો ઉત્તર આપી જશો ?'

ભાભીને ઝંખતી
તમારી નણદી.

# હવેની પ્રજાનાં આયુષ્ય લંબાશે

શ્રી. બળવંતરાય ક. ઠાકોર

આ ઇબ્લતુ શબ્દ પ્રમાણ છે કે માણસનાં વરસોની સંખ્યા " ત્રણ કોડી અને દશક " એટલે સિત્તેર વરસની ગણાય. વેદકાળથી આર્યોમાં ઉતરી આવેલો આશીર્વાદ જાણીતો છે કે " શતંજીવ "–સો વરસનો થજે !

હાથી સૌથી વધારે વરસ જીવે છે. કાગડો એથી પણ લાંબુ જીવે એવી માન્યતા છે. પોપટ તો દોઢસો વરસનો પણ હોય એમ આયુર્વેદ જણાવે છે.* અને વનસ્પતિ સૃષ્ટિના જીવો પણ સેંદ્રિય પ્રાણીઓ છે, તેમાં પીપળા, વડ, શાલ્મલી અને બીજા કેટલાક તરુવરો એથી પણ લાંબા કાલ લગી સજીવન રહે છે કબીર ક્યારે થઇ ગયો તે ઇતિહાસ પ્રસિદ્ધ છે. નર્મદામાં શુકલતીર્થથી બાદરણ જતાં શુકલતીર્થ પાસે જ એક " કબીરવડ " નામે સંખ્યાબંધ વડવાઇઓ થડ જેવી જાડી થઇ ગયેલી એવો એક મહાવડ આખી ગુજરાતી પ્રજામાં જાણીતો છે. બીજો એક " કબીરવડ " સિંધુ નદીમાં સક્કર અને બક્કર એ બે ગામ નદીને સામ સામે કાંઠે છે તેની વચ્ચે આવેલા બેટમાં છે, એ આખો બેટ એક ચીચા કાળમીંઢ પ્હાડનો ખડક છે તે સિંધુની વચ્ચે અડગ અભેદ્ય અક્ષત અને અમર ઊભો જ છે, અને સિંધુ જેવી મહાનદીને પણ પોતાની બે બાજુએ થઇને વ્હેવાની ફરજ પાડે છે. એ ખડક ઉપર સીખોનું એક ધામ છે અને તેનાં છાપરાંઓ અને આ વડલાનાં મરતકોના પર્ણઘુમટો ઓતપ્રોત થઈ ગયેલાં છે. એ ધામે જાત્રાઓ પણ વરસો વરસ ભરાય છે, એટલે એ " કબીરવડ "ના જેટલો જ માનીતો ને પૂજ્ય છે.

અજમેર પાસે તારાગઢ નામે ડુંગર આવેલો છે તેના અન્નાસાગર અને ફોયસાગર નામે તળાવો તરફ ઢળતા એટલે ઓતરાદા પડખામાં આખા વેરાનમાં અટૂલો એક વડ પથરાયેલો છે તેનાં મૂળિયાં સપાટીની પથરાળ ભોંયમાં ઉતરતાં ઉતરતાં ડુંગર તળેની છેક ખીણના રસ્તા લગી પ્હોંચેલાં છે અને પત્થરમાં પેસી પત્થર જેવાં જ કઠણ થઈ ગયેલાં લાગે છે. એ વડલાની છાયા તળે એક ન્હાની દહેરી છે તે ચામુંડાની કહેવાય છે, અને અત્યારે જે દહેરી છે તે તો બહુ જૂની જણાતી નથી, પરંતુ દંતકથા છે કે શાહબુદ્દિન સામેની છેલ્લી લડાઇમાં પૃથ્વીરાજ પડયો, ત્યારે એનો એક સામંતચંદ બારોટ ( પૃથ્વીરાજ રાસાનો કવિ મનાય છે તે ) ચામુંડાની એ મૂર્ત્તિને પોતાની ઇષ્ટદેવી ગણતો હતો, તે લડાઇમાંથી ઉગરી અહીં ચામુંડાને શરણે આવેલો, અને તે અંદર પેઠો ને દહેરીનાં દ્વાર આપોઆપ વસાઇ ગયાં તે પાંચ પચાશ દિવસે જ્યારે આખો પ્રદેશ પાછો ભય શૂન્ય બન્યો ત્યારે જ ઉઘડયાં. એ દંતકથાને ભલે ન માનો, પણ એ વડલો પૃથ્વીરાજના સમયનો હોય, અર્થાત્ આઠસો નવસો વરસ પ્હેલાંનો હોય તો પણ નવાઇ નહીં.

તરુવરોના થડમાં વરસે વરસે એક ચક્કર વધે છે, અને તેમની ઉંમર એ ચક્કરોની સંખ્યા ગણીને નકકી થઇ શકે છે. અમેરિકાના કેલિફોર્નિયામાં એક એવા ઝાડની જાતિ પણ છે, જે ૧૯ થી વધારે સૈકા થઇ ગયા તથાપિ હજી જીવતાં જ રહેલાં છે. બેશક એના થડનો ચક્રાવો બે માણસની બાથમાં પણ ના સમાય એવડો મોટો હોય છે. આવો એક અતિવૃદ્ધ તરુવર કોઈ તોફાનમાં–થોડાં વરસ ઉપર - પડી ગયેલો, ત્યારે ત્યાંના વૈજ્ઞાનિકોએ એ થડના મોટા મોટા ઢીમચા જેવા થોડા કકડા વ્હેર્યા, અને મધ્યબિંદુથી છાલ લગીનાં ચક્રોમાં ઇસવીસનની થોડી સાલો લખી તે તે સાલનો મુખ્ય ઐતિહાસિક બનાવ સાથે છાપ્યો; અને આ ઢીમચાં યુરોપ

* કેટલીક જાતની માછલીઓ પણ ઘણું લાંબું જીવે છે.

અમેરિકાની જાણીતી સર્વસંગ્રહ સંગ્રહોઓ (મ્યૂઝિયમો) માં સુરક્ષિત રાખેલાં છે.+ ગૌતમ બુદ્ધના સમયમાં એક મહાવડ બુદ્ધગયા કે બોધિગયામાં હતો; તેની એક શાખા કે ચીર મહારાજાધિરાજ અશોકે હિંદથી સિંહલદ્વીપ ધર્મગુરુઓ મોકલેલા તેમની સાથે પાઠવેલી; તે સિંહલદ્વીપના અનુરાધાપુર પાસે વાવવામાં આવેલી. અને એ બુદ્ધગયાનો મૂલ વડ બુદ્ધના સમયથી સેંકડો વરસ, તથા તેનું સંતાન એ અશોક સમ્રાટના સમયમાં વાવેલો અનુરાધાપુરનો વડ પણ તે સમયથી સેંકડો વરસ જીવેલા; અગર જો કે એ બંને સ્થળે અત્યારે જે છે, અતિવૃદ્ધ પણ છે, તે એ મૂલ વૃક્ષો નથી, તેમના એક કે બે વાર પડી ગયા પછી તે જ સ્થળે નવા વાવેલા વડલા છે.

હવે માણસ જાત ઉપર આવતાં, સો વરસ લાંબા આયુષ્યને હું માત્ર દીર્ઘાયુષ્ય કહું છું; સૌથી એકસોવીશ પચીશના આયુષ્યને હું ગજાયુષ્ય કહું છું; એકસો પચીશથી દોઢસો વરસના આયુષ્યને હું શુકાયુષ્ય કહું છું; એથી પણ લાંબાં આયુષ્યને હું વટાયુષ્ય કહું છું. માણસ જાતિનાં આયુષ્યની મર્યાદાની વિચારણામાં અત્યારે પોણી બસોથી વધારે વરસ લાંબાં આયુષ્યને સ્થાન આપવાની કશી જરૂર ન હોવાથી આવી પરિભાષાને વધારે વિસ્તારવાની જરૂર જ નથી.

શ્રી સત્યવ્રત સુકરજી સંપાદિત વડોદરાની ખાનેસુમારીના અહેવાલોમા * હાલના સમયના એક મુસ્લિમ ઉસ્તાદ વિશે પૂરી તપાસણીને અંતે સાબીત થયેલું ગણ્યું છે કે એ ઉસ્તાદનો દેહ પડી ગયો ત્યારે તેણે ૧૧૨ વરસથી વધારે લાંબું આયુષ્ય તો ભોગવેલું હતું થોડાં વરસ ઉપર વર્તમાનપત્રોમાં તુર્કીના વતની એક આગા વિશે પ્રકટ થયું હતું કે તે કેટલીકવાર પરણ્યો હતો, નેવું વરસનો થયો તે પછી પણ એને સંતાન થયેલાં હતાં, અને તે એકસોને વીશની ઉમરના શુમારમાં ગુજરી ગયો ત્યારે ( તેનો જ્યેષ્ઠ પુત્ર તો એની આગળ મરી ગયેલો પણ ) એનો બીજો ૯૧–૯૨ ની ઉંમરનો હતો અને તેના પુત્રને પણ ન્હાના ન્હાના પ્રપૌત્રો હતા, એટલે કે આ દાખલામાં છ પેઢી એક કાળે જીવતી હતી ! આમાંના દરેકને અઢારમે વરસે પ્હેલું સંતાન થયેલું ગણિયે, તો છેલ્લુ સંતાન જન્મે ત્યારે મૂળ પુરુષ–આખા કુટુંબનું છત્ર–એકસો આઠ વરસનો તો હોય; તે એકસો છવ્વીશ વરસનો થતા લગી જીવે તો પોતાથી સાતમાં સંતાનનું મુખ જોવાનું અપૂર્વ ભાગ્ય એને પ્રાપ્ત થાય; અગર જો કે વચલાં સંતાનોની આખી હાર તે કાળે સજીવન હોય એમ તો ના જ માની શકાય.

ભરૂચ જિલ્લાના ગામ ગામડામાં કોઇ કોઇ વ્યક્તિ સો વરસ કે કંઇક વધારે લાંબી ઉંમરે પ્હોંચતી અવારનવાર જોવામાં આવે છે. આમોદના એક અમારી ન્યાતના દેસાઇ (નંદલાલ)ને મેં બચપણમાં જાતે દીઠેલા, જે પછી ગત થયા ત્યારે તેમનું વય તેમની જન્મોત્રી પ્રમાણે ૧૦૧ વરસ અને થોડા માસનું હતું. મુસ્લિમ વરસ સૌર વરસથી કે આપણાં પંચાંગોનાં ચાંદ્ર સૌર વરસોથી ટુંકું, એટલે દર સો સૌર વરસે, ચાંદ્ર વરસ ૧૦૩–૪ થાય છે. અર્થાત મુસ્લિમ કાલમાને સો વરસ ૩૬૫.૨૫ દિવસનાં આશરે સત્તાણું વરસ પરંતુ હિંદુ પંચાંગ પ્રમાણેની જન્મોત્રીઓ અનુસાર ગણેલી ઉમરમાંથી આવી કશી ઘટ કાપવાની હોતી નથી. અમારા કુટુંબને કાસવાવડના ગામે વારસામાં મળેલી જમીનો હતી, તેની ખેડ વ્હોરા (મુસ્લિમ) કુટુંબો પેઢીધર પેઢી કરતાં. હું આઠ વરસનો હતો ત્યારે અમારો આ ખેડુ પટેલ ઇસે અમીભાઇ પોતાનો પ્રપૌત્ર પરણ્યો એ શાદીની ખુશાલીમાં મ્હને સાકરનું પડીકું આપવા ખાસ ભરૂચ આવેલો તેની ઉંમર તે વખતે ત્રણ એકડા એકલે ૧૧૧

+ આની છબી માટે જુવો એચ. જી. વેલ્સ, ' દુનિયાનો ઇતિહાસ ' સચિત્ર આવૃત્તિ.

* બરોડા સેન્સસ રિપોર્ટ, ઇ. ૧૯૨૦ અને ૧૯૩૦ ના.

વરસની હતી. ઇસેભાઈ સો વરસની ઉંમર થઈ ગયા પછી પણ દંડે પ્હોરે ગાઉ દોઢ ગાઉ ચાલી શકતો. હું છેક ન્હાનો હતો ત્યારે સુરતમાં મ્હને એક ગવૈયાઓના જલસામાં લઈ ગયેલા, તે ગવૈયાઓની વચ્ચે તેમનો અતિવૃદ્ધ ગુરુ સાધુ નિર્મલદાસ કાશ્મીરી શાલ ઓઢીને તંબૂરા સાથે બિરાજેલો હતો, તેને લોકો કહેતા કે એકસો વીસથી વધારે વરસ થઇ ગયા હતાં, અને એની ઉંમર નેવું વરસની થઇ તે પછી એને ઝીણી ઝીણી દંતુડીઓ (દાંતકળીઓ) મોંમાં ફૂટેલી હતી !

હિંદનો ઇતિહાસ ઉથલાવિયે. ઉત્તર મુઘલ સમયમાં બે વ્યક્તિઓ નોંધાઈ છે, જેમણે સૌથી વધારે વરસનાં આયુષ્ય ભોગવેલાં:

(૧) હૈદરાબાદમાં નિઝામ વંશની ગાદીનો સ્થાપક નિઝામુલ્મુલ્ક,

(૨) છબ્બાની સલ્તનતોમાંથી એકનો વઝીર (જુવો ફેરિસ્તા અને મેડોઝ ટેલરનો હિંદનો ઇતિહાસ) આપણા મધ્યકાળમાં કેટલાક ચીની ધર્મ જિજ્ઞાસુઓ ચીનથી અહીં આવેલા. ચીનથી નીકળ્યા ત્યારે પણ તેઓ વૃદ્ધ હતા, તે પછી વિકટ સ્થળોથી ભરેલો લાંબો પંથ કાપતાં જ ત્રણેક વરસ ગાળી તેઓ હિંદ પ્હોંચીને આખા હિંદમાં લાંબો કાળ ફરેલા, કોઇ કોઇ સ્થાને મહિના ને મહિના રહેલા, અને અહીં મેળવેલ જ્ઞાન ગ્રંથો આદિ લઇને સ્વદેશ પાછા પ્હોંચ્યા તે પછી પણ તેમણે પંદરવીશ વર્ષ ધર્મગુરુ લેખે અને અહીંથી લઇ ગયેલ વાઙ્મયના ચીની તરજુમા કરવા કરાવવામાં ગાળેલાં. શૂદ્રક રાજા અને ગુપ્ત વંશના રામગુપ્તના મુખ્યમંત્રી પણ સૌથી વધારે આયુષ્ય ભોગવી ગયેલ. આ ચીની યાત્રાળુઓ અહીં આવેલા તે પ્હેલાં અને તે પછી ઘણા હિંદવી પંડિતો અને ધર્મગુરુઓ ઘરડી વયે વતન છોડી નેપાલ બ્રહ્મદેશ. સિયામ, યવદ્વીપ, વગેરે સ્થળે ગયેલા તથા જ્યાં ગયેલા ત્યાંજ બીજાં વીશપચીશ વરસ હયાતી ભોગવેલી તે દરમિયાન તેવાં તેમણે જુવાનીના જોમમાં જ થઇ શકતાં મનાય છે, તેવાં અનેક મહાભારત કાર્યો કરેલાં. ભાણ્ડાર્કર ઓરિયેંટલ રિચર્સ ઇન્સ્ટિટ્યૂટનાં સામયિક પ્રકાશનો અને 'ઇંડિયન એન્ટિક્વરી' (જૂનું, બુલ્હર સંપાદિત; નવું, શ્રી દેવદત્ત ભાણ્ડાર્કર સંપાદિત), 'ઇન્ડિયન કલ્ચર', 'રોયલ એશિયાટિક સોસાઇટી જર્નલ', વગેરે મુખ્યત્વે પુરાતત્ત્વ વિષયોમાં નવાં સંશોધનોને જાહેર કરવાની સેવા બજાવતાં પ્રકાશનોના અંકોનાં પાનાં ફેરવતાં આવા દીર્ઘાયુષી શકના ધર્મ ગુરુઓ આદિના અનેક દાખલા મળી આવે એમ છે; એટલે એ વિગતો અહીં વિસ્તારવાની કશી જરૂર નથી.

વિજ્ઞાનો વધે છે ખીલે છે શાસ્ત્રીય દૃષ્ટિ નવા નવા પ્રદેશો સર કરતી આવે છે તેમ તેમ વૈદ્યક કેટલીક દિશામાં વધારે સફળ બન્યું છે; શહેરો મોટાં થતાં ગયાં છે તેમ તેમ તેમાં આરોગ્ય જાળવણી માટેનાં સ્વચ્છ પાણી સાફસૂફી સુખાકારી વગેરેનાં આયોજનોની સંસ્થાઓ વધી ખીલી છે. ક્ષય, દમ, અર્શ, ફેફરું, રસવિકાર, યકૃતમૂત્રાશય બગાડ, મધુપ્રમેહ, દાંતમાં સડો, અતિસાર, અગ્નિમાંદ્ય, સ્નાયુતંત્ર અને ચેતનાતંત્રની નબળાઇ, ત્હાડિયો તાવ, ગાંઠિયો તાવ, કાળો તાવ, અરધિયો તાવ, સુવારોગ હૃદયનબળાઇ વગેરે જીવલેણ મહારોગોનો પીછો આપણે બરાબર પકડેલો છે, અને ચિકિત્સા તથા ઉપચારમાં આગળ વધતા જઇયે છિયે. અને ખાનપાન વ્યાયામ-વિરામાદિની આપણી આદતો પણ એ ક્ષેત્રોમાં જ્ઞાનવૃદ્ધિની સાથે તથા સૃષ્ટિની સામગ્રી ઉપર આપણા કાબુના વધારા સાથે આપણે સુધારતા મથતા જઇયે છિયે. આસમાની સુલતાની અને અકસ્માતો પણ આપણે કદમો કદમ સંઘબળે અને વિજ્ઞાનબળે ઓછા જીવલેણ બનાવવામાં ફાવતા જઇયે છિયે. પરિણામે સુધરેલા દેશોમાંથી જે મોખરે છે, તેમાં જન્મપ્રમાણ અને મૃત્યુપ્રમાણ એ કુદરતી પ્રવાહોની સ્પર્ધામાં છેક અઢારમા સૈકા લગી જન્મ પ્રમાણ કરતાં મૃત્યુપ્રમાણનો પ્રવાહ મોટો હતો, તેને બદલે ઉલટી સ્થિતિ પ્રાપ્ત થઇ છેઃ વસતી વધતી જ જાય છે, શહેરો અતિકાય થતાં જ જાય છે,

નિવાસોની ઊંચાઇ અંતરિક્ષે ચડતી જાય છે, કુલ વસતીમાં પણ જુવાન સ્ત્રીપુરૂષોના ટકા કરતાં, બાળકોના અને વૃદ્ધોના ટકા વધતા જાય છે, સામાન્ય માણસોના જીવનસંભવની સીમા ( એક્સ્પેક્ટેશન ઑફ લાઇફ expectation of life ) ખસતી જાય છે, દીર્ઘાયુષ્ય ભોગવતાં માણસો–સ્ત્રીઓ અને પુરુષો–ની સંખ્યા વધતી જ જાય છે. બલ્ગેરિયા, નોર્વે સ્વીડન, ન્યૂઝીલાંદ, જેવા કેટલાક પ્રદેશોમાં સો વરસથી વધારે વયનાં માણસો પણ વધતી જતી સંખ્યામાં જોઇ શકિયે છિયે.

આપણા વૈદો આપણું વૈદક અને આપણાં વિજ્ઞાન મૂડીદારો એટલે ધનિકોને આશરે વધ્યાં ખીલ્યાં છે; ધનિક વર્ગ પાસેથી મોટે ભાગે પેટિયું ચાર પૈસા વિશેષ અને પોતાની ખાસ વિદ્યાઓ ખેડવા માટેનાં સાધનો મેળવે છે, એટલે તેમની બુદ્ધિપ્રવૃત્તિ અને શોધકશક્તિનો મોટો ભાગ ધનિકોની અભિરુચિઓને ઉપયોગી થઇ પડવામાં ધનિકોની માગોને સંતોષવામાં વપરાય ખર્ચાય એ કુદરતી છે. જનહિતની દષ્ટિએ જ એ મોટે ભાગે પ્રવર્તતાં હોત; તો સામાન્ય જનતાને જરૂરી અને ઉપયોગી સ્વાસ્થ્ય અને રાહત દેનારી દવાઓ અને પ્રક્રિયાઓ તેઓ ઘણી વધારે શોધી શક્યાં હોત એમાં શક નથી.

પરંતુ હવે સામાન્ય જનતાને હાથ સમગ્ર સત્તા સોંપતાં રાજ્યતંત્રનો ઉદય થઇ ચુકયો છે, એટલે આ દિશામાં સુધરેલા દેશોની પ્રગતિ ઘણી વધારે ઝડપથી થશે એમાં પણ શક નથી. અને થશે એટલું જ શાને ? થવા લાગી પણ છે એમ કહી શકાય છે.

આનો સૌથી આગળ પડતો દાખલો અત્યારે યુ. એસ. એસ. આર., યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ સોવિયેટ રશિયા, એટલે સ્ટેલિન શાસિત અતિકાય પ્રદેશ છે. ત્યાં બધી જ રાજસત્તા સામાન્ય નાગરિકોના હાથમાં છે એટલું જ નહિ ખરી જ માલમિલકતનો ધણી રાષ્ટ્ર મનાય છે એટલું જ નહીં, તુર્ત જન્મેલાં બાળકથી માંડીને વૃદ્ધમાં વૃદ્ધ નાગરિક નાગરિકા વિશેની તમામ જવાબદારી–જેમ જુવાન અને યુવતી કુટુંબમાં બાળકોથી વૃદ્ધો સુધીનાં તમામ માણસની જવાબદારી–સ્વીકારે છે અને રોજ ને રોજના વ્યવહારમાં નિયમિત રીતે પોતાના તમામ બલકૌશલથી અદા કરતાં રહે છે, તેવાં જ પોતાનું સદ્ભાગ્ય ગણે છે,–તેમ આ "કમ્યૂનિસ્ટ" બંધારણવાળું રાષ્ટ્ર રોજિંદા વ્યવહારમાં ખુશીથી વર્તે છે. બાળકને માતાથી જેટલી હુંફ અને સલામતી લાગે છે પિતાથી જે બળ અને મહિમાનું ભાન થાય છે, તે સર્વ લાગણી રશિયન નાગરિક નાગરિકાને પોતાના રાષ્ટ્રથી થાય છે. કુદરતી છે કે આવા રાષ્ટ્રબંધારણમાં વસતીમાંના દરેકે દરેક પ્રતિ રાષ્ટ્રની ધર્મબુદ્ધિ, તેમ એ દરેકે દરેક વ્યક્તિનો રાષ્ટ્ર પ્રતિ પ્રેમ અને ભક્તિભાવ બીજા કોઇ રાષ્ટ્ર બંધારણના કરતાં વધારે ઘન અને વ્યાપક અને સમર્થ બન્યાં રહે છે.

આ રાષ્ટ્રમાં બધા જ વૈદો અને વૈજ્ઞાનિકો રાષ્ટ્રના નોકરો અને અમલદારો છે અને એમાંના જે કોઈ અમુક ક્ષેત્રમાં વિશેષ નિષ્ણાત થાય છે, તે દરેક પોતાની શોધખોળ આગળ વધારવા માટેનાં સાધનસામગ્રી પૂરતા પ્રમાણમાં રાષ્ટ્ર પાસેથી જ મેળવવાની આશા રાખે છે, અને રાષ્ટ્ર એ તેમાંના ઘણાને બનતી સગવડે પૂરી પાડે પણ છે.

એલેક્ઝાંડર એ બોગોમોલેટ્સ નામના એક રશિયન દાક્તરની ઉંમર અત્યારે સાઠ પાંસેઠની છે. તે દાક્તરી ભણી રહ્યો અને જુવાનીમાંથી જ તેને એક ખુટ્ટો સ્ફુર્યો: બુઢ્ઢાપો, ઘડપણની વધતી જતી અશક્તિઓ, કુદરતી હાલતપલટો નથી; એક રોગ જ છે; જે વહેલી ઉંમરથી એ ઘણાં શરીરો અને ચિત્તંત્રો ઉપર આક્રમણ કરે છે અને પોતાની જકડ જમાવતો જાય છે, તે તો અકુદરતી ( એબ્નોર્મલ abnormal ) રોગ જ હોવો જોઇએ. અને તેણે પોતાની શોધખોળ અને પ્રયોગ પ્રક્રિયાઓ છેક ઇ. ૧૯૧૭ થી આદરી તેનો આશય આ " વાર્ધક્ય વ્યાધિ "નાં કારણો જાણી તેના

ઉપાયો શોધવા અને લાગુ પાડવાનો હતો. અને તે એ પોતાના અભ્યાસ અખતરા આદિ પાછળ મંડયો જ રહ્યો, ક્રમે ક્રમે પ્રકાશ મળતો ગયો તેમ પોતાની તપાસણીનાં ક્ષેત્ર એક બાજુએ વિસ્તારતો તો બીજી બધી બાજુથી સંકોચતો ગયો અને આમાં તેને સારો વિજય પણ પ્રાપ્ત થયો છે, જો કે તે સારુ તેને છેક ચાલતા દાયકા લગી મથ્યા કરવું પડયું છે.

માણસનાં હાડ ૨૦ થી ૨૮ ની વય લગી વધતાં રહે છે. લગભગ સૌથી છેલ્લી એને આપણે "ડહાપણની દાઢો" કહીએ છિયે તે દાંતની પ્રાપ્તિ મોંફાડને બંને ખૂણે અઠ્ઠાવીશની વય લગીમાં થઇ જાય છે. અને મહાજબર્ય પ્રાણિવિદ્યાશાસ્ત્રી બફ઼ો ( Baffon ) એ અનેકાનેક પ્રાણિ જાતિઓના જીવનેતિહાસ તપાસીને કામચલાઉ (વર્કિંગ workuing ) અટકળ ( હાઇપોર્થેસિસ hypothesce ) બાંધેલી છે કે પ્રાણીના શરીરને પૂરેપૂરું વધી રહેતાં જેટલાં વરસ તે કરતાં છ ગણુંથી કંઇક વધારે વરસ તે એના આયુષ્યનું માપ. આ વ્યાપ્તિ પ્રમાણે માણસ જાતિનાં પ્રાણિયોનું આયુષ્ય કુદરતી રીતે તો ઓછામાં ઓછું ૧૨૦ વરસથી કંઇક વધારે, વધારેમાં વધારે ૧૬૮ વરસથી કંઇક વધારે ગણાય. બીજા નામાંકિત વૈજ્ઞાનિકો જુદા જુદા દૃષ્ટિબિંદુથી, ભિન્ન ભિન્ન તર્કમાલા યોજીને, આ જ વ્યાપ્તિને ટેકો આપે છે. અને આ જો સાચું, તો જે શક્તિક્ષીણતાઓના વધતા જતા પ્રભાવને આપણે બુઢ્ઢાપાન નામે અનુભવિયે છિયે, તે આ આયુષ્ય માપના છેલ્લાં વીશ વરસ દરમિયાન પોતાનો અમલ જમાવે, તે જ કુદરતી એથી વ્હેલો જમાવે તે તમામ દાખલા અકુદરતી રોગની સ્થિતિના ગણાય. જુવાન બોગોમોલેટસે પોતાની ઘોળખોળ સો વરસ કરતાં વધારે ઉંમરનાં જેટલાં સ્રીપુરુષની પોતાને ભાળ મળે તેમની અત્યંત બારીક અને સમગ્ર ચિકિત્સાથી આરંભી. તેના મદદનીશોની સંખ્યા વધીને ધીરે ધીરે સાઠ લગી પ્હોંચી, તેને ત્રીશ હજાર કરતાં વધારે સો વરસથી વધારે ઉંમરનાં સ્રીપુરુષો તપાસવાને પણ મળ્યાં; આમાં કાળા સમુદ્રને કાંઠે આવેલ અબ્ખાસિયા જિલ્લામાં ૧૧૩ થી ૧૩૬ ની વયનાં એક બે નહીં ને પાંત્રીશ સ્રીપુરુષો પણ મળ્યાં, જે સર્વ તેમની ઉંમરને હિસાબે આપણે અટકળિયે તે કરતાં વધારે સ્ફૂર્તિ અને શક્તિઓવાળાં જણાયાં.

સૌથી વધારે વરસની વયનાં આ હજારો માણસોના બાંધામાં, તેમનાં ખાનપાનમાં, અને તેમની રહેણીકરણીમાં એવી શી શી વિશેષતાઓ હતી કે તેઓ બુઢ્ઢાપાને વધારે સમય લગી દૂર ને દૂર રાખી શકેલાં, એ પ્રશ્નનો શાસ્રીય અને શ્રદ્ધેય ઉત્તર મેળવવાને પ્રોફેસર બોગોમોલેટ્સે પોતાની હજારો ચિકિત્સાઓ એકસરખી ચીવટ અને જાગ્રતિથી કરેલી તે દરમિયાન એમને એક પછી એક કેવાં અનુમાન સ્ફુર્યાં, તે એમણે કઇ કઇ રીતે નાણી જોયાં, અને એક પછી એક ડગલે ડગલે ત્યજતા સ્વીકારતા શી રીતે તેઓ આગળ વધ્યા, એ આખો વિષય વૈદક અને શરીરનાં વિજ્ઞાનોના નિષ્ણાતો માટે છે. એવાને તે અત્યંત રસિકબોધક થઇ પડે, પણ આપણને તો તે સમજાય ,પણ નહીં. આપણને તો તેઓ અંતે શા નિર્ણય ઉપર આવ્યા તે પરિણામ જ ઉપયોગી છે.

હૃદયની ધમણના નિયમિત ખતટક ધકકાથી આપણું લોહી ફર્યા કરે છે. વળી અનવરત શ્વસન ક્રિયાથી ફેફસાં જોડીમાંથી દૂષિત હવાઓ બ્હાર નીકળી જાય છે અને પ્રાણવાયુ અંદર આવી વ્હેતાં લોહીમાં ભળી તેને સુધારે છે. પણ આપણી ઇંદ્રિયો અને આપણાં અવયવોની બ્હારની અને અંદરની બાજુ વાણુતાણારૂપ અત્યંત સૂક્ષ્મ રેષાઓના પટથી આચ્છાદિત છે, વ્હેતું લોહી આ શરીરનાં અંગ અવયવ ઇંદ્રિયાદિને સાંકળતા પટને જ સ્પર્શે છે, અંગ અવયવ ઇંદ્રિયાદિમાંથી દૂષિત પદાર્થો અને કચરો કઢાડી નાખવાનું અને તેમને પ્રાણવાયુથી ફરીફરીને તાજગી અને સ્વચ્છતા અને શક્તિ આપવાનું કાર્ય વ્હેતું લોહી આ બેવડાં આચ્છાદન રૂપ પટના રેષાઓ દ્વારા કરે છે તે રેષાઓ પોતે તાજા સ્વચ્છ અને સશક્ત રહી શકે ત્યાં લગી

શરીર જુવાન સ્ફૂર્તિમય સશક્ત રહે છે; રેષાઓ બગાડે કલુષિત થતા જાય તેમ તેમ ઇંદ્રિયો પણ અસ્વચ્છ અને અશક્ત બને અને આખા શરીરની જડતા વધે છે–એ પ્રકારનું આ લાંબો કાળ ચાલેલ ચિકિત્સાઓ વિચારણા અને પ્રયોગોનું અંતિમ પરિણામ હતું.

સંકલક રેષાઓને તાજા સ્વચ્છ અને સશકત રાખી શકાય ત્યાં લગી શરીર ઘડપણની અશકિત-ઓથી ઉગરે, એ પ્રોફેસર બોગોમોલેટસે મેળવેલો નવો પ્રકાશ હતો.

ચેપ કે બગાડ કે વિષના નિવારણ માટે તેની જ રસી ( સીરમ Serum ) બનાવવાની પ્રક્રિયા તો આગલા વૈજ્ઞાનિકોએ શોધી રાખેલી હતી.

એટલે આપણા આ રશિયન દાકતરે તેવું સીરમ બનાવી વાપરવા માંડયું છે અને તે માણસની જુવાની અને આયુષ્ય લંબાવવાનો ચમત્કારિક ગુણ ધરાવે છે એ હજારો દાખલામાં યુ એસએસ આર તેમ યુ એસ એમાં સંખ્યા બંધ દાકતરો અને દર્દીઓએ અનુભવ્યું પણ છે. વળી એ રસી જરા જેટલાં બીજકમાંથી રસશાળાઓમાં કૃત્રિમ રીતે જથ્થાબંધ ઉપજાવી પણ શકાય છે. આ રસીનું પારિભાષિક નામ anti-reticulary toxic સીરમ છે, તેને ACS ની ટુંકી સંજ્ઞા પણ આપવામાં આવી છે.

તાત્પર્ય કે ઘડપણ ચડી આવતું અનુભવાયને તુર્ત ACS ની પીચકારીઓનો ઈલાજ કરતાં, ઘડપણનો રોગ ખાળી શકાય છે, આયુષ્ય લંબાવી શકાય છે.

શાસ્ત્રીય પ્રગતિએ આપણને એટમબોમ્બ શોધી આપ્યો: ACS રસી પણ શોધી આપી. જનહિતની સમગ્ર વિશાળોદાર દષ્ટિએ બેમાંથી કઇ શોધ વધારે મહત્ત્વની ગણાય એ પ્રશ્નનો ઉત્તર દેતાં મોટા મોટા વૈજ્ઞાનિકો તર્કશાસ્ત્રીઓ અને ફિલસૂફો પણ શંકામાં ગુચવાઇ જાય એવી આ બાબત છે.

માત્ર આયુષ્ય લંબાવે તેનો કશો જ અર્થ નથી. આપણા ઇલાકાની એક પ્રસિદ્ધ વ્યકિત, સર રામકૃષ્ણ ગોપાળ ભાણ્ડારકરે સારી પેઠે લાંબું આયુષ્ય ભોગવેલું. પરંતુ ઉત્તરાવસ્થામાં તે પોતાની ભરજુવાનીની પ્રખર વિદ્વામાં વૃદ્ધિ કરી શકેલો નહીં એટલું જ નહીં, છેલ્લાં વીશેક વરસમાં એની આંખ એના કાન એની સ્મૃતિ પણ વધારે વધારે ક્ષીણ થતાં ગયેલાં, કશું કામકાજ આગલી સ્ફૂર્તિ કે આવડતે તો કયાંથી પણ જરા ય સાવધાનપણે કરવાની શકિત પણ એની રહેલી નહીં. શરીર એટલું સુદ્દઢ કે તેને પડી જતાં અસાધારણ વિલંબ થઇ ગયો એ પ્રકારનું જ આવું લાંબુ આયુષ્ય. એ વીશ વરસ ઓછું જીવ્યો હોત તો એનું જીવન સમગ્રે એને પોતાને વધારે સુખરૂપ, અને જનતાની દષ્ટિએ વધારે ઉપયોગી રીતે ગુજરેલું ગણાત. હું હાઇસ્કુલના એક લગભગ હેડમાસ્તરની પદવી સુધી પ્હોંચેલા શિક્ષકને છેક ન્હાનપણથી ઓળખતો, તેય ત્રીશબત્રીશ વરસ નોકરી કરી અને તેનો પગાર રળ્યા ભોગવ્યા પછી પાંત્રીશેક વરસ પેન્શન ભોગ-વવા જેટલું જીવેલો. એ પણ વિદ્વાન અને બુદ્ધિ-શાળી વ્યકિત હતો. પરંતુ સંગદોષે જુવાનીમાંથી જ ભાંગનું વ્યસન લાગેલું. નોકરી હતી ત્યાં લગી એ વ્યસન તે રોજ તથાપિ છેક ઓછી માત્રામાં કરતો. પણ નોકરીનું બંધન છૂટી ગયા પછી એનું જીવન છેક ભંગેરી થઈ ગયું. પ્રાતઃકાલે બેત્રણ કલાક પૂજા પાઠમાં ગાળી પછી ભાંગ લઇ જમે અને સુઇ જાય. ચારેક વાગે ઊઠી ન્હા પાણી પછી કલાક બે કલાક છાપાં ટપાલ, મળવું હળવું અને સૂર્યાસ્ત પછી ભાંગ ભોજન અને શયન, એ જ એનો જીવનક્રમ થઈ રહ્યો. લાંબું આયુષ્ય સશક્ત પ્રવૃત્તિમય અને અનુભવ વિવૃદ્ધિ તથા સમભાવની ઉત્તરોત્તર વિશાલતા એ વધારે વધારે હિતપ્રદ બનતું હોય તે જ વધતી જતી મૂલ્યવત્તાવાળી વસ્તુ છે. અને સમાજમાં રાષ્ટ્રમાં કેળવણીમાં ને કલા ક્ષેત્રમાં અને ઉદ્યોગ ધંધામાં, શાસ્ત્ર ફિલસૂફી અને વિદ્યાના પરિશીલનમાં જેમ જેમ એવાં સુપરિપકવ ચારિત્ર્યવાન સ્ત્રી પુરુષો

[ અનુસંધાન માટે જુઓ પૃ. ૨૬૦ ]

# મૃત્યુંજયી સૌન્દર્ય ને સ્નેહ

શ્રી. અરુણા લાખીયા બી. એ.

'છે તાજ શું આ મુમતાજનો સખે
કે ભસ્મરાશિ પિયુ પ્રેમ ભગ્નનો !'

( ન્હાનાલાલ )

મોગલ શહેનશાહતે ભારતને માત્ર તાજમહાલની જ ભેટ ધરી હોત તોએ ઈતિહાસમાં તેનું નામ ધન્ય બન્યું હોત. તાજમહાલ પત્થર નથી, માનુષી કૃતિ નથી. એ તો છે એક પ્રેમીની ઉર્મિ અને સૌન્દર્યની મૂર્તિ. સૌન્દર્યનું સ્વરૂપ વ્યાખ્યાથી પર છે. એ તો માત્ર અનુભવગમ્ય છે ને એનો અનુભવ ક્યાં કરવો એમ મને કોઈ પુછે તો હું કહું કે શરદપૂર્ણિમાની મધ્યરાત્રિએ યમુના તટે તાજનાં દર્શન કરશો તો સૌન્દર્યનાં સ્વરૂપનો જીવનભર ન વિસરાય એવો અને આલ્હાદક અનુભવ પામશો. આવો તાજમહાલ અસંખ્ય નરનારનાં હૈયાંને સ્પર્શતો આગ્રાનગરીના સીમા પ્રદેશ ઉપર કાલિન્દીને કિનારે ઉભો છે. શાહજહાન અને મુમતાજના શરીર સંબંધે તો ભલે રાષ્ટ્રને યંત્રણાઓ આપતા પુત્રો સર્જ્યો હતા. એમના ઉર્મિ સંબંધના સંતાન શો તાજ એમની કીર્તિને એવી ને એવી અખંડ આજ પર્યંત સાચવી રહ્યો છે.

તાજમાં સૌન્દર્ય છે તેમ સત્યનું પણ એને અનુરૂપ જ નિરૂપણ છે. સો સો ફુટ સુધી જાણે આકાશને સ્પર્શવા મથતા એના દ્વારના મિનારા સામે નજર કરશો ત્યાં તો માનવજીવનની ક્ષણભંગુરતા પ્રબોધતું, જાણે ભગવાન તથાગતની યાદ આપતું, કુરાનનું સંગીત ત્યાંથી ઉડીને તમારી આંખને વાગે છે. એ કહે છે, 'પળે પળે યાદ રાખજે કે ખુદાના દરબારમાં તારે જવાનું છે ને ત્યાં હિસાબ આપવાનો છે.'

અમાનતખાન શિરાઝી ! અમરજામ એ કળાકાર કાલિદાસને શેક્સપિયર શો, ફીરદૌસી ને ઉમ્મર ખય્યામ શી પ્રતિભાનો સ્વામી હતો. શિલ્પ ને સ્થાપત્યનો એ મહાકવિ હતો. અને વૈજ્ઞાનિક પણ એ ઉન્નત કક્ષાનો હતો. જાણે હાથમાં રાખીને કિતાબ વાંચતા કોઈએ એવી સરળતાથી વાંચી શકાય એવડા માપના અક્ષરો તેણે કોતર્યા છે. સફેદ સંગેમરમર પર ઘનશ્યામ આરસના અક્ષરો મુકીને વર્ણવિરોધ સાધીને વાચનની અદ્દભુત સરળતા તેણે સાધી છે. જાણે ઈન્દ્રની કો અપ્સરા પાસે સ્થાપત્ય કોકીલાનું ઉદ્દ્યન થતું હોય જાણે કો સમ્રાટની સામ્રાજ્ઞીના વક્ષઃ સ્થળ ઉપર મનોહર ને ઘેરા રંગનાં નીલમનો હાર મુકાયો હોય એવું સૌન્દર્ય શિરાઝીએ આ પત્થરની કારીગીરીમાં ઉતાર્યું છે.

પછી અંતરદ્વાર આવે છે. કુરાનની અલ્ફુદા નામની આયાત એ દ્વારના દક્ષિણ પાસાં ઉપર આલેખાઈ છે. હજરત મહમ્મદ પયગંબરના જીવનની સફળતાનું સ્મરણ ત્યાં પ્રવેશતા યાત્રીને થયા વિના નજ રહે. એ દ્વારના બારપક્ષે શરિયત, કયામત, અને ઈનસાનના સંબંધનું નિરૂપણ કરતું એવું કુરાનનું 'અંન્તિન' નામનું પ્રકરણ અવતારવામાં આવ્યું છે. દ્વારના શિર્ક ઉપર સાંત્વનનો ગંભીર સંદેશ મુકાયો છે.

એ દ્વારમાંથી અંદર પ્રવેશીએ છીએ ત્યાં લાલ પત્થરના પાયા ઉપર મસ્જીદ ઉભી છે અને તેની મધ્યમાં ઈસ્લામના ધ્યાન મંત્રસો આ મંત્ર મુકાયો છે.

'લા ઈલ્લાઈ ઊિલ્લિમહમ્મદ મહમ્મદ ઉર્ રસુલુલ્લાહ'

આ તો બધાં તાજનાં સહવાસીઓ જ છે. સાચો તાજમહાલ તો આ બધાંની પાછળ ને એ

બતાવતા આવડતું હતું. સ્થાપત્યનું જ્ઞાન હતું. લલીત કલાઓ આવડતી હતી. ઘોડા, હાથી અને રથોની સ્વારી કરતાં એમને વર્ણવ્યાં છે. તલવારો, તીરધનુષ્યો ભાલાના વર્ણનો છે. એ સમયની હિંદની શહેરોની સંસ્કૃતિ સાદી પણ કલામય હતી. લોકો સાદાં અને સુખી હતાં. વૈદકનું જ્ઞાન પણ હતું. ઔષધોનાં ગુણદોષો પણ જાણતા હતાં. સરળ સાદુ જીવન એ સમયે લોકો ભોગવતા હતાં. યુદ્ધો હતાં. અનાર્યો પ્રત્યેનું આર્યોનું વર્તન ક્યારેક ક્રૂર પણ હતું.

એ સમયે લોકો દૂધ, ઘી, દહી છાશના ખૂબ શોખીન હતા. પ્રાચીન આર્યો માંસાહારી હતાં. મધના ઉપયોગ પણ કરતા હતા. વૈભવ ભોગવી જાણતા હતા. સ્ત્રીઓમાં પડદો નહોતો. સ્ત્રીઓ સંપૂર્ણ રીતે સ્વતંત્ર હતી. સ્ત્રીઓ ભણતી હતી. કેટલીક ગાર્ગી, મૈત્રયી, સુલભા, અરૂંધતી જેવી બ્રહ્મવાદીની પણ હતી યજ્ઞ યાગાદીનું પ્રાબલ્ય હતુ.

ઋગ્વેદમાં આર્યો પાંચ ટોળીઓમાં વહેંચાઈ ગયા હોય એમ જણાય છે. એ સમયમાં રાજાઓ મહેલોમાં રહેતા. શહેરો અને ગામડાં, કોટ-કિલ્લાઓથી રક્ષિત રહેતાં. રાજાઓ ગુલામો રાખતા. જવાહીરો અને અન્ય મૂલ્યવાન કિંમતી વસ્તુઓનો વેપાર મોટા પ્રમાણમાં ચાલતો. ગામડાંઓને આબાદ બનાવવામાં આવતાં. વૈદિક આર્યો વેપાર ઉપરાંત ખેતી પર પણ પૂરતું લક્ષ આપતા પરિણામે દુનિયાના કોઈ પણ દેશ કરતાં હિંદની ખેતી એ વેળા ઉત્તમ પ્રકારની હતી. કુટુંબ ભાવના પણ એ વેળા અમલમાં આવી હતી. કુટુંબના વડિલની આજ્ઞા પ્રમાણે ઘરનાં બીજાં માણસો ચાલતાં. ઘરમાં અગ્ની રખાતો અને હોમ પણ કરાતો યુદ્ધમાં ઘોડા, હાથી, રથ, તીર તલવાર અને ભાલાઓ વપરાતા. વેદના મંત્રદ્રષ્ટાઓમાં લોપામુદ્રા અને શચી જેવી સુશિક્ષિત સ્ત્રીઓ પણ હતી. ઈશ્વરમાં પૂરી શ્રદ્ધા બધા આર્યો ધરાવતા હતા. લોકો મુખ્યત્વે ગામડાઓમાં જ વસતા. એ વેળા આર્યો કોઈ પણ ધંધો કરતાં ન્હાનમ અનુભવતા નહોતા. પુરોહિત ગૃહધર્મ કરાવતો. રાજ્યના તમામ ઉમર લાયક વિશ કે લોકોની સમિતિ મળતી. તેની પરિષદ્ કે બેઠક રાજાને અને કારભાર કરવા સભાને ચૂંટતી. જુગાર કે શરતો ખેલવાની બંધી નહોતી. વૈદિક આર્યોમાં સોમ અને સુરા પણ પીવાતો નૃત્ય, સંગીત વગેરે લલિત કળાઓમાં પણ સારો વિકાસ સાધ્યો હતો. મુડદાંઓને દાટવામાં અથવા બાળવામાં આવતાં. એ વેળાની આર્યોની સંસ્કૃતિ અન્ય દેશો કરતાં ઉચ્ચ પ્રકારની હતી સર્વે સોમરસ પીતાં, વર્ણાશ્રમ બાંધવાની શરૂઆત થઈ હતી. રોગો અને શત્રુઓથી બચવા માટે દેવોને પ્રસન્ન કરવા પ્રાર્થનાઓ કરતા હતા. નાટકો પણ રૂગ્વેદમાં મળે છે. સત્ય બોલવું, સંયમ પાળવો, શત્રુ પ્રત્યે ઉદારતા દેખાડવી સંપીને રહેવું એ સર્વે સદ્દગુણો આર્યો ધરાવતા હતા. મૂર્તિપૂજા નહોતી. તિર્થયાત્રા, રૂષિઓના આશ્રમો, પવિત્ર નદીઓ તરફ કરાતી હતી. હિમાલય પર્વતને તપોભૂમિ તરીકે સ્વીકારાયો હતો. પરંતુ વેદોમાં એ પર્વત વિષે બહુ ઉલ્લેખો મળતા નથી. આર્યો દક્ષિણમાં ઉતર્યાં નહોતા.

આ પછી બ્રાહ્મણ અને સૂત્ર કાળ આવ્યો લોકો યજ્ઞ યાગાદિ વિશેષ પ્રમાણમાં કરવા માંડયાં હતાં. રાજ્યોની સ્થાપના થઈ હતી પરંતુ મોટાં રાજ્યોના સામ્રાજ્યો નહોતાં. રાજાઓ યજ્ઞયાગાદિક કરતાં હતાં. રૂષિઓ યજ્ઞો કરાવતાં. યજ્ઞ પ્રસંગે અનેક વાતો અને પ્રાચિન કથાઓના સંવાદો થતાં વર્ણાશ્રમ ધર્મના પાકા પાયા રચાયાં હતાં. સૌ સૌના ધર્મો પણ નકકી થયા હતા. સ્મૃતિઓ રચાવા માંડી હતી. સમાજના કાયદા રૂષિઓએ બાંધ્યા હતા. અનાર્યોને આર્યો બનાવવાનું કામ લગભગ પુરૂં થયું હતું. પરદેશો સાથે સંબંધ વધુ ગાઢ થયો હતો સ્ત્રીઓએ પોતાની સ્વતંત્રતા જાળવી શકી હતી. જનપદો કરતાં શહેરોનું મહત્ત્વ વધવા માંડયું હતું આર્યો શરૂઆતમાં પશુપાલકો હતાં તે હવે ખેતી કરતા હતા. વહાણવટુ પણ ખીલ્યું હતું. સ્ત્રીઓનો દરજ્જો પુરૂષોથી નીચે હોવાના ખ્યાલો અસ્તિત્વમાં આવતા હતા. વિદ્યાનો વિકાસ થતો હતો. પરંતુ હજી એને લિપિમય કરવાની પ્રવૃત્તિ

મંદ હતી. લલિતકલાઓ વધારે વિકાસ પામી હતી. વેદોના સમયનું આર્યોનું સાદું જીવન અને સંસ્કૃતિ વધારે ભપકાદાર થતાં હતાં. રૂષિઓની મદદથી રાજાઓ શાસન કરતા હતા.

આ પછી પુરાણોનો અને પાછળની સ્મૃતિઓનો સમય આવ્યો. પુરાણોમાં આર્યોના જીવનના અતિ પ્રાચીન અંશોથી તે ઠેઠ ઇશુની મોઠી સદી સુધીની સંસ્કૃતિનો શંભુ મેળો વર્ણવ્યો છે. યજ્ઞોના સમયે થયેલા સંવાદોના પાયા ઉપરે પાછળની બીજી બીજી કથાઓ જોડી પુરાણોની ઇમારત રચાઇ છે. પુરાણોની સંસ્કૃતિ વધારે ભપકાદાર અને સાદાઇ મુકી ભોગવિલાસ તરફ ઢળતી જાય છે. પરદેશો સાથે સંબંધ વધ્યો છે. શહેરો પણ વધારે પ્રમાણમાં અસ્તિત્વમાં આવે છે. યજ્ઞયાગાદિકનું પ્રાબલ્ય હજુ છે. મૂર્તિપૂજા અલ્પાંશે દાખલ થઇ છે. વ્રતો. નિયમો, જપ, જાપાદિ દાખલ થયાં છે. લોકો હવે શીવેલાં વસ્ત્રો પહેરવા તરફ વળ્યાં. સ્થાપત્ય સંગીત, ચિત્રકળા, ધાતુઓ અને લાકડાં ઉપર કારીગરી તરફ લોકોનો ભાવ વધ્યો. હવે સાદા શુદ્ધ, સાત્વિક જીવનને બદલે ભપકાદાર, કૃત્રિમ, દંભી અને ખટપટોથી ભરેલ જીવન શરૂ થયું. આર્યો દક્ષિણ તરફ આગળ વધ્યાં. સંહ્યાદ્રિ અને સાતપુડાની મર્યાદાનું ઉલ્લંઘન થયું. લોકો વધારે હોંશિઆર થયાં. એમના માટે વધારે કાયદા કરવાની આવશ્યકતા થઇ.

હજી ભારત વર્ષમાં નાના નાના રાજ્યો જ હતા. સામ્રાજ્ય ભાવના નહોતી. રામચંદ્ર, પાંડવો વિગેરે સૂર્યવંશના અને ચંદ્રવંશના અને નાના નાના રાજ્યો હતા. કોઇ રામ કે અર્જુન જેવાં બળવાન રાજાઓ અશ્વમેધ યજ્ઞ કરીને નાના નાના રાજાઓને જીતી લેતાં, પરંતુ મોટાં સામ્રાજ્ય સ્થાપવાનો લોભ નહોતા. પ્રજા ઉપર વધારે કરો નહોતા. પરદેશો સાથે સંબંધ વધતો હતો. સંસ્કૃતિ કળા કૌશલ્ય, વિદ્યા, વિચાર, તત્વજ્ઞાન, અર્થશાસ્ત્ર, ઉદ્યોગો અને ઉચ્ચ જીવન માટે ભારતવર્ષે જગતભરમાં આ સમયે ઉચ્ચ સ્થિતિ મેળવી હતી. પ્રજા ઉપર કરોનો બોજો હળવો હતો. રાજાઓ રૂષિઓની સલાહ મુજબ ધર્મ રાજ્ય ચલાવતા હતા.

ક્ષત્રિયો સિવાય થોડાં બીજા વર્ણોના રાજ્યો પણ ભારતમાં હતા. લોકોમાં સાદાઇ અને સાત્વિક જીવન હજી સાધારણ રીતે ચાલુ હતા. જો કે એમાં નબળાઇ અને ઓટ આવતા જણાતા હતા.

જુના પુરાણયુગ પછી બુદ્ધ અને મહાવીરનો સમય આવ્યો. ભારત વર્ષમાં યજ્ઞ યાગાદિકોનો પ્રચાર વધી ગયો હતો. વર્ણાશ્રમના સ્થાને અનેક જ્ઞાતિઓએ સ્થાન લીધું હતું. ધર્મને દંભ વધ્યો હતો. લોકોના ઉપર અંધશ્રદ્ધા, ધાર્મિક દંભો, ધાર્મિક ક્રિયાઓનું નાડું, આ સર્વે મજબુત બન્યા હતા તપ, વૈરાગ્ય, વિવેકદૃષ્ટિ ખૂબ ઘટયા હતા. બ્રાહ્મણો અને એમની બનાવેલી પ્રથાઓ ધર્મને નામે ભારત વર્ષનાં લોકોનાં ગલામાં તોકની પેઠે લટકતી હતી. બુદ્ધ અને મહાવીરે આ સર્વે લોકોની અવનતિ જોઇ. એમણે લોકોની શારીરિક માનસિક શુદ્ધિ માટે નવા ધર્મોનો પ્રકાશ ફેલાવ્યો. લોકોની જ ભાષામાં ઉપદેશ આપવા માંડયો. અત્યાર સુધી સંસ્કૃત ભાષા એકલી જ શિક્ષણ, ગ્રંથરચના માટે વપરાતી હતી. બુદ્ધ અને મહાવીરે પ્રાકૃત ભાષાઓને સાહિત્યમાં દાખલ કરી દેશમાં અહિંસાને ખૂબ પ્રચાર સાથે અપનાવી.

બુદ્ધજાતક અને જૈનકથાઓની જણાય છે કે લોકો સાધારણ રીતે સુખી હતા. પરદેશીઓનાં આક્રમણો આવ્યા નહોતાં. રાજાઓ પરસ્પર લડતા હતા. હિંદમાં આ સમયે લીચ્છવીઓનાં અને બીજાં પ્રજાસત્તાક રાજ્યો પણ ચાલતાં હતાં. લોકોમાં શિક્ષણ વિદ્યા, કળા, ઉદ્યોગોનો સારો વિકાસ થયો હતો. ચીન, મલયદ્વિપ, સ્વેતદ્વિપ, યમદ્વિપ સુધી હિંદી વહાણો જતાં હતાં. પ્રાસાદો ચૈત્યો, ઉપવનો, સભામંડપો બનતા હતાં. કાશી, શ્રાવસ્તી, મથુરા, પાટલીપુત્ર વગેરે શહેરો સારી હાલતમાં હતાં. યુદ્ધમાં તીર કામઠાં તો ઉપયોગ ઘટયો હતો. તલવાર ભાલા, ગદા, વિગેરે વપરાતા હતા. જુના ઋષિ-જીવનના સ્થાને સાધુ, સંન્યાસી અને બ્રાહ્મણો બિરાજતા હતા બુદ્ધ અને મહાવીર બન્નેએ જ્ઞાતીઓને તોડવાની પ્રથા ચાલુ કરી હતી છતાં જ્ઞાતીઓનું બળ ખૂબ હતું. હવે દક્ષિણમાં

પણ આર્યોનો ફેલાવો થયો હતો. રાજાઓને હવે ઋષિઓની દેખરેખ નહિ હોવાથી તેઓ સ્વચ્છંદી અને સ્વેચ્છાચારી બનતા જતા હતા. રાજ્યકાર્યમાં કુટિલતા અને મુત્સદ્દગીરી દાખલ થયાં હતાં. હજી રાજાઓમાં સામ્રાજ્ય ભાવના સંપૂર્ણ રીતે આવી નહોતી. સ્ત્રીઓ પોતાની સ્વતંત્રતા જાળવી રહી હતી, પણ પુરાણ સમયથી જ બહુ સ્ત્રી કરવાની રીત ચાલુ થઇ હતી. પુરાણો નિયોગની રીત બંધ પડી હતી. પરંતુ સમાજ અને રીતભાતોમાં શિથીલતા તથા મોજશોખ દાખલ થયાં હતાં.

આ પછી મૌર્યવંશનું હિંદમાં મોટું સામ્રાજ્ય સ્થપાયું. પાટલીપુત્ર હિંદની રાજધાની બન્યું. સિકંદરનું આક્રમણ મૌર્યોના સમયમાં જ આવ્યું. આથી ગ્રીકયવનો સાથે હિંદના આર્યોને સંપર્ક થયો, અને ગ્રીક સંસ્કૃતિ સાથે હિંદુ સંસ્કૃતિનું મિશ્રણ થયું. ચંદ્રગુપ્ત મૌર્યે યવનો સાથે વિવાહદિક સંબંધો બાંધ્યા અને હિંદમાં વસવાટ કરીને રહેલા એ ગ્રીકો પાછળથી હિંદુઓ સાથે મિશ્ર થઈ એઓ હિંદીઓ બની ગયા. ઈરાનના સમ્રાટે અને એસિરી-આની રાણી રેમીરામિસે હિંદ ઉપર સ્વારીઓ કરી હતી. એમાંના જે લોકો હિંદમાં રહી વસ્યા હતા તે હિંદુ બની ગયાં. અશોક મૌર્ય મહાન સમ્રાટ થઈ ગયો છે. અશોકના સ્મરણો અને કિર્તિસ્તંભોમાં એની દયા, લોકહિતની લાગણી, ઉદારતા અને લોકસેવાના પુષ્કળ કાર્યોની નોંધ છે. અશોકે પરદેશના રાજ્યો સાથે મૈત્રિ બાંધી એ સૌથી શ્રેષ્ઠ સમ્રાટ થઈ ગયો છે. મૌર્યના સમયે હિંદની સંસ્કૃતિ અને કીર્તિ ઉચ્ચ હતા. કૌટિલ્ય અથવા ચાણાક્યે મૌર્ય સમયની રાજા અને પ્રજાની સંસ્કૃતિની યશ ગાથાનું પુસ્તક 'કૌટિલ્યનું અર્થ-શાસ્ત્ર લખ્યું છે. ચિત્રકામ, સ્થાપત્ય, ધાતુઓનો ઉપયોગ, યુદ્ધકળા, વેપાર, હુન્નર ઉદ્યોગ અને તત્ત્વજ્ઞાનમાં હિંદનું સ્થાન સર્વશ્રેષ્ઠ હતું. પાણિનિ, કાત્યાયન વગેરે વ્યાકરણકારો મૌર્ય સમયમાં હતા. એ વખતે તક્ષશિલાનું વિદ્યાપીઠ ખૂબ ઉન્નતિ ભોગવતું હતું.

મૌર્યોએ હિંદને એક સામ્રાજ્ય બતાવ્યું. નાના નાના રાજાઓ ઘટી ગયાં. મૌર્ય સત્તા આખા ભારતવર્ષમાં એકચક્ર સ્થપાઈ. બૌદ્ધ અને જૈનધર્મ ખૂબ વિકાસ પામ્યાં હૂણ અને શક જાતના લોકોને હિંદુ સંસ્કૃતિમાં સમાવી દીધા. મૌર્યો પછી ફરી વર્ણાશ્રમધર્મ, સંસ્કૃત ભાષા અને યજ્ઞાદિકોને ફરી દાખલ થયાં. શૃંગ, કાણ્વ, શાતવાહનો વિગેરે રાજવંશોએ હિંદુ સંસ્કૃતિને સમયાનુકુલ બનાવી સ્વીકારી લીધી. આંધ્ર રાજાઓ ઈ. સ. પૂર્વે ૭૨૦ થી ૨૨૫ માં રાજ્ય કરતા હતા. આંધ્ર રાજા શાલિવાહને શકોને હરાવ્યા તેથી એનો શક ઈ. સ. ૭૮ માં ચાલુ થયો છે. ભાષ કવિ એ સમયમાં થઈ ગયો છે. વિષ્ણુ અને શંકરની પૂજા આ ખુબ મહત્વ પામી હતી. આ આંધ્ર રાજાઓએ બૌદ્ધો અને જૈનોને ખુબ ઉત્તેજન આપ્યું હતું. તે જમાનામાં નાશિક, પૂના પાસે કારલા અને ભાજાની સુંદર બૌદ્ધ ગુફાઓ તૈયાર થઈ હતી. એમના વખતમાં સોપારા, કલ્યાણ, ભરૂચ, ખંભાત, ચૌલ વગેરે બંદરો હતાં. પરદેશ સાથે સારો વેપાર ચાલતો. ઈ. સ. ની શરૂઆતના સૈકાઓમાં યવનો, કુશાનો, ક્ષત્રપો અને માર્ગ ક્ષત્રપો હિંદમાં રાજ્યો સ્થાપી ગયા હતા. ગ્રીક રાજ્યોની સત્તા પણ હિંદમાં સ્થપાઈ હતી. કુશાન વંશમાં કનિષ્ક મોટો રાજા થઈ ગયો છે. પંજાબથી તે કાશી સુધી અને કચ્છ સુરાષ્ટ્ર સુધી તેનો અમલ હતો. તે બુદ્ધ ધર્મી હતો. એણે પરદેશી સંસ્કૃતિનો હિંદી સંસ્કૃતિ સાથે સુમેળ સાધ્યો. અનેક સ્તુપો એણે બનાવ્યાં. એના પછી ક્ષત્રપોએ મહારાષ્ટ્ર ગુજરાત, સૌરાષ્ટ્ર અને માળવામાં રાજ્યો સ્થાપ્યાં હતાં. એમાં રૂદ્રદામન મોટો રાજા થઈ ગયો છે. જુનાગઢ પાસે સુદર્શન સરોવર એણે સમરાવ્યું હતું.

ક્ષત્રપો પછી ભારશીવ વંશની સત્તા સમગ્ર હિંદ પર ફરી વળી. તેમણે કુશાન લોકોની સત્તા તોડી પાડી. એમણે આર્યોના રિવાજ મુજબ મોટા યજ્ઞો કર્યા. આથી તેઓ આર્ય સંસ્કૃતિના રક્ષકો તરીકે પ્રખ્યાત થયા. એમના સમયમાં બ્રાહ્મણોને સારૂં સન્માન રાજ્ય તરફથી મળતું તેમજ એજ સમયમાં સંસ્કૃત ભાષાને પણ સારૂં ઉત્તેજન મળ્યું.

ભારશૈવ રાજાઓ ધીમે ધીમે નબળા પડતા ગયા. એમના પછી બાકાતક વંશના રાજાઓએ પોતાની સત્તા જમાવી. તેમનું મૂળ વતન બુંદેલખંડ હતું. એમના એક હસ્તિભોજ નામના પ્રધાને અજંટાની સોળમી ગુફા તૈયાર કરાવી. બાકાતક રાજાઓની સત્તા ઈ. સ. ના છઠ્ઠા સૈકા સુધી રહી.

બાકાતક રાજાઓની સત્તા ગુપ્તવંશના રાજાઓએ તોડી પાડી અને પોતાનું વિશાળ સામ્રાજ્ય ભારતવર્ષમાં સ્થાપ્યું. આ ગુપ્ત સત્તાની સ્થાપના ચંદ્રગુપ્તે કરી એના પછી એના પુત્ર સમુદ્રગુપ્તે ગુપ્ત મહારાજ્યને ચક્રવર્તી બનાવ્યું. આ સમુદ્રગુપ્ત સંગીત, નૃત્ય વગેરે લલિતકળાઓમાં પ્રવીણ હતો. વળી તે કવિ પણ હતો. એણે સંસ્કૃત ભાષાને ખૂબ જ ઉત્તેજન આપ્યું. સમુદ્રગુપ્તના અવસાન પછી એના બે પુત્રોમાંથી મોટો ચંદ્રગુપ્ત બાપની ગાદી પર બેઠો. એના સમયમાં કુશાન લોકોએ કરેલું મોટું બંડ એણે સમાવ્યું. આ રાજા ખુબ જ લોકપ્રિય બન્યો એટલે લોકોએ એમને 'વિક્રમાર્ક' 'વિક્રમાદિત્ય', 'સિંહ વિક્રમ', 'અજિત વિક્રમ' વગેરે નામો આપ્યાં. તેનું અવસાન ઇ. સ. ૪૧૮ માં થયું. એના મરણ પછી તેના પુત્ર કુમારગુપ્તે થોડા સમય સુધી ભારતવર્ષનું રાજ્ય ભોગવ્યું. એણે એક મોટો અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. કુમારગુપ્તના મરણ પછી તેનો પુત્ર સ્કંદગુપ્ત થયો. એણે રાજ્યની વૃદ્ધિ કરી અન્ય પ્રદેશો પર પોતાની રાજ્યસત્તા જમાવી. ગુપ્ત સત્તા દરમ્યાન ભારતની આબાદી પારાકાષ્ટાએ પહોંચી હતી. એક ગુપ્ત રાજાએ નાલંદના વિદ્યાપીઠ માટે ૪૦૦ ફૂટ ઊંચું મંદિર બંધાવ્યું હતું. ઇ. સ. ૫૨૮ માં માળવાનો રાજા તથા ગુપ્ત રાજાએ ભેગા થઇ મિહિરગુલ નામના બળવાન રાજાને હરાવ્યો આ પછી ધીમે ધીમે તેમની સત્તા નબળી પડતી ગઈ. ગુપ્તવંશમાં સંસ્કૃત સાહિત્યનો સારો વિકાસ થયો હતો. મહાકવિ કાળીદાસે 'શકુંતલ' 'વિક્રમોર્વશીય', 'માલવિકાગ્નિમિત્ર', 'કુમાર સંભવ', 'રઘુવંશ', 'મેઘદૂત', 'ઋતુ સંહાર', વગેરે જગત સાહિત્યની અપમરા કૃતિઓ ગણાતા ગ્રંથો અરસામાં લખાયા હતા. 'મૃચ્છકટિક', 'મુદ્રારાક્ષસ' વગેરે ગ્રંથો પણ આ સમય દરમિયાન જ લખાયા હતા આમ ગુપ્ત વંશનું સ્થાન હિંદના પ્રાચીન ઇતિહાસમાં ખુબ મહત્વનું છે.

ગુપ્તવંશના સમયમાં ચીની મુસાફર ફાહિયાન હિંદ આવ્યો. તેણે પોતાની નોંધમાં ગુપ્ત સમયની સંસ્કૃતિ વર્ણવતાં લખ્યું છે કે આ સમયમાં બૌદ્ધ અને જૈન ધર્મનું ખુબ જ જોર હતું. ગુપ્તવંશી રાજાઓ વિષ્ણુને પૂજતા. મૌર્ય સમયની શ્રાવસ્તી અને કપિલવસ્તુ નગરીઓ એ વેળા વેરાન થઈ ગઈ હતી. જ્યારે પાટલીપુત્ર ખુબ જ ધનાઢ્ય અને આદર્શ નગર હતું. આ સમયે વેપાર રોજગાર પરદેશો સાથે ધમધોકાર ચાલતો વર્ણાંતર લગ્નો પુષ્કળ થતાં હોઈ જ્ઞાતિ વ્યવહાર શિથિલ હતો. આ અરસામાં ઈલોરાની ગુફાઓ, ટીનાલંદની વિદ્યાપીઠ, અજંટાની ગુફાઓ વગેરે જગપ્રસિદ્ધ સ્થાપત્યો બંધાયાં હતાં.

ગુપ્તવંશમાં મધ્ય એશિયાના મૂળ વતની હૂણ લોકોએ ભારત વર્ષ ઉપર મોટાં મોટાં આક્રમણ કર્યાં હતા. પરંતુ ગુપ્ત રાજાઓએ એમને હરાવ્યા હતા. આમ છતાં કેટલાક હૂણો હિંદમાં વસ્યા હતા, અને એમાના એક હૂણે ૫૦૦માં માલવામાં રાજ્ય સ્થાપ્યું. ધીમે ધીમે હૂણ લોકોની સત્તા વધતી ચાલી. પરંતુ હર્ષવર્ધન નામના એક આર્ય રાજાએ આ હૂણોની સત્તા તોડી પાડી, અને ધીમે ધીમે તેઓ હિંદુઓ સાથે ભળી ગયા.

હૂણોને હરાવનાર હર્ષ રાજા ઈ. સ. ૬૦૪ માં ગાદીએ આવ્યો. ધીમે ધીમે એણે બંગાળ, બિહાર, નેપાળ, માળવા, ગુજરાત, કાઠિયાવાડ, અયોધ્યા, દિલ્હી, આગ્રા વગેરે ભારતના પ્રદેશો પર પોતાનું સામ્રાજ્ય જમાવ્યું. હર્ષ રાજા લેખકોનો આશ્રયદાતા હતો એટલું જ નહિ પરંતુ તે પોતે પણ મોટો કવિ હતો. એણે 'નાગાનંદ', 'રત્નાવલી', 'પ્રિયદર્શિકા' વગેરે નાટકો લખ્યાં. આ નાટકો સંસ્કૃત સાહિત્યની અગ્રગણ્ય કૃતિઓની હરોળમાં બેસી શકે એવી ઉચ્ચ પ્રકારની છે. આ નાટકોનું અનેક ભાષાઓમાં ભાષાંતર થયું છે.

અલંકારના અખૂટ ભંડાર સમા આ ગ્રંથ 'કાદંબરી'નો રચયિતા બાણભટ્ટ પણ આ રાજાના સમયમાં જ થઈ ગયો. બાણભટ્ટની 'કાદંબરી' પણ જગત સાહિત્યમાં એક ઉત્કૃષ્ટ કૃતિ તરીકે સન્માન પામે છે. આ કવિએ હર્ષના જીવનચરિત્રનો 'હર્ષચરિત' નામનો ગ્રંથ પણ લખ્યો. એમની આ કૃતિઓ પરથી એ વેળાનું સામાજીક અને રાજકીય બંધારણનો ખ્યાલ આવી શકે.

હર્ષના સમયથી ભારતમાં એક નવિન સંસ્કૃતિનો ઉદય થયો હતો. પરિણામે ભારતમાં એક નવો જ સંસ્કૃતિયુગ શરૂ થયો હતો. શ્રી હર્ષના સમયમાં ભારતની સંસ્કૃતિ જગતના અન્ય દેશો કરતાં ઉત્તમ હતી. ચીની મુસાફર હુએનસંગ પણ આજ અરસામાં હિંદમાં આવ્યો હતો. એણે ભારત વર્ષની તે વેળા પરિસ્થિતિની નોંધ લીધી છે. એ બૌદ્ધ ધર્મનો વિશેષ અભ્યાસ કરવા હિંદમાં આવ્યો હતો. તે લગભગ ૧૬ વર્ષ હિંદમાં ફર્યો હતો. તેણે નાલંદમાં અભ્યાસ કર્યો અને હર્ષરાજા સાથે મૈત્રી બાંધી તે પોતાની સાથે બૌદ્ધ ધર્મના અમુલ્ય ગ્રંથો, કેટલીક પ્રતિમાઓ વગેરે ચીનમાં લઈ ગયો.

આર્ય રાજાઓમાં ચક્રવર્તી રાજા તરીકે હર્ષવર્ધન છેલ્લો હતો. તેના અવસાન પછી સિંધદેશ આરબોના હાથમાં ગયો. અને આમ ભારતવર્ષના અખંડ સામ્રાજ્યનું ખંડન થયું. હર્ષરાજા પછી એના જેવો કોઈ ચક્રવર્તી રાજા હિંદમાં થયો નહિ, પરિણામે આર્યસામ્રાજ્ય નાના નાના વિભાગોમાં વહેંચાઈ ગયું.

હર્ષના અવસાન પછીની હિંદની પરિસ્થિતી રાજકીય રીતે ખુબ જ નબળી બની. બૌદ્ધ ધર્મ પણ આ સમયમાં ખુબજ નબળો બન્યો, અને કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્યે આર્ય-સમાજને નવો ઓપ આપ્યો. વૈદિક સંસ્કૃતિને નવું રૂપ અપાયું, અને ધીમે ધીમે પ્રજા બૌદ્ધધર્મ છોડીને વૈષ્ણવ, શૈવ કે વામમાર્ગી પંથ તરફ વળ્યા. હર્ષ પછી આર્યસામ્રાજ્યમાંથી કાશ્મિર, વલ્લભિપુર, માળવા, કનોજ, વગેરે નાના નાના સ્વતંત્ર રાજ્યો સ્થપાયાં. કનોજમાં સાતમા સૈકામાં વાક્પતિ અને ભવભૂતિ નામના બે મોટા વિદ્વાનો થઈ ગયા. ભવભૂતિએ 'મહાવીરચરિત', 'ઉત્તરરામચરિત્ર' અને 'માલતીમાધવ' નામના ત્રણ સંસ્કૃત નાટકો લખ્યાં. વાક્પતિરાજે 'ગૌડવધ' નામનું પ્રાકૃત કાવ્ય લખ્યું.

હર્ષ પછીના આર્યરાજાઓ નબળા હતા. એમનામાં પરસ્પર વૈરનાં બીજો રોપાયાં હતાં એટલાં મહાન સામ્રાજ્ય ન સ્થાપતાં તેઓ પોતાના પ્રદેશ પુરતા જ રાજ્ય કરતા હતા. એ વેળા ગુજરાતના સોલંકીઓ, કનોજના પ્રતિહાર રાજાઓ, મેવાડના સિસોદિયા, અજમેરના ચૌહાણો વગેરેએ પોતાનાં રાજ્યો જમાવ્યાં હતાં. બારમી સદીમાં જયદેવ કવિએ 'ગીતગોવિંદ' નામનો ગ્રંથ લખ્યો. એમાં કૃષ્ણ અને ગોપીઓ વચ્ચેના શૃંગારિક ગીતો એણે લખ્યાં છે.

ઈ. સ. ના આઠમા સૈકાથી તેરમા સૈકા સુધીના સમયમાં આપણા દેશમાં નવો સમાજ અને નવી સંસ્કૃતિ સ્થપાઈ ચૂકયાં હતાં. એ વેળા બૌદ્ધધર્મ લગભગ નષ્ટ થયો હતો. હિંદુઓ શીવ અને વિષ્ણુની પૂજા કરતા. દેશની આર્થિક સ્થિતિ સારી હતી. એ સમય દરમ્યાન હિંદમાં આવેલા આરબ મુસાફરો હિંદુઓનાં પ્રામાણિક, સાહસિક અને ધાર્મિક જીવનની પ્રશંસા કરી ગયા છે. આ સમય દરમિયાન આપણા દેશમાં સિંધ સિવાય બીજા પ્રદેશોમાં પરદેશીઓનું રાજ્ય નહોતું. આ સમયમાં જ આર્ય સંસ્કૃતિ, હિંદુ સંસ્કૃતિ બની ગઈ હતી. આ સમયમાં 'રામાનુજાચાર્ય', 'માધ્વાચાર્ય', 'ચૈતન્ય', 'વલ્લભાચાર્ય' વગેરે ધર્માચાર્યોએ હિંદુધર્મનો સારો ફેલાવો કર્યો હતો.

૧૩૮૦ થી ૧૪૨૦ માં કબીરે હિંદુ-મુસ્લીમની ઐક્યતા સ્થાપનાર નવો પંથ શરૂ કર્યો. એમણે સુંદર સાહિત્ય રચ્યું છે. ગુરૂ નાનક પણ એવા જ સિદ્ધાંતો એજ સમયે પ્રચલિત કરી ગયા. જૈનોએ પણ આ સમયે સંસ્કૃત ભાષામાં અને પ્રાકૃત ભાષામાં સારૂં સાહિત્ય રચ્યું છે. પ્રાચિન હિંદુ સંસ્કૃતિનો આ સંક્ષિપ્ત ઈતિહાસ છે. આ પછી મુસ્લીમ અને બ્રિટિશ સમયના હિંદી સંસ્કૃતિના ઈતિહાસ આપીશું.

# વાંચવાની ઝડપ

વાંચવામાં તમારી ઝડપ કેટલી છે એ તમારે જાણવું છે ? ત્યારે એક કામ કરો. પેન્સીલ ને ઘડીઆળ લઈને બેસો. જેવો આ પેરેગ્રાફ પૂરો કરો કે તરત જ વખત નોંધજો અને પછી તમે તમારી પોતાની ઝડપે વાંચ્યે જાઓ અને વાંચી રહ્યા પછી આ લેખને અંતે આપેલા સવાલોના જવાબ આપજો એટલે તમારી સમજ શક્તિનું માપ નીકળશે. છો તૈયાર ?

' સરસ અને ઝડપથી શી રીતે વાંચવું એનો લેખક નોર્મન લૂઈએ કહ્યું છે કે " ધીરે વાંચનારાઓનું વાંચન કંગાળ હોય છે. જે માણસ ઝડપથી વિચારી શકતો હોય, જેની આંખો સારી હોય, શબ્દ ભંડોળ જેની પાસે ખૂબ હોય તથા જેની પાસે માહિતીનો ખજાનો હોય એ માણસ જ ઝડપથી વાંચી શકે છે. સથી મથીને ધીમું વાંચનાર કરતાં દશ ગણી ઝડપે જે લોકો વાંચે છે તે પેલા કરતાં ઘણું વધારે ગ્રહણ કરી શકે છે. '

આ માણસ, એટલે કે લૂઈ, ન્યૂયોર્કની એક કૉલેજમાં મોટી ઉંમરના માણસોને ખરી રીતે વાંચતાં શીખવે છે. એ એમ કહે છે કે વાંચવાની કળા સૌથી મહત્ત્વની છે અને ભાગ્યે જ આપણે એને હસ્તગસ્ત કરીએ છીએ. એવું એક પણ કામ નહીં હોય જેમાં વાંચવાની જરૂર નહીં પડતી હોય. અહીં મોટી ઉંમરના અમેરિકનોમાંથી ૪ ટકાને તો વાંચતાં જ નથી આવડતું અને સાઠ ટકા સારી રીતે વાંચી જાણતા નથી.

લાખ્ખો માણસો હાસરસ સિવાયનું બીજું સાહિત્ય વાંચતા જ નથી. એ લોકો પોતાની વાંચવાની ટેવ સુધારે તો ચોપાનીઆં અને પુસ્તકોમાં પણ એમને એટલી જ મઝા પડે. એમાંથી પણ એ લોકોને તાઝગી મળે. જે બાળક બરાબર ઠીક વાંચી શકતો નથી. એનું ટટ્ટુ નિશાળમાં પણ નહીં ચાલે. ઘણા ખરાં ગુનેહગારોનો ઈતિહાસ જુઓ તો નિશાળમાં એ લોકોની કારકિર્દી સારી નહીં હોય. વારંવાર નાપાસ જ થયા હશે. એની શરુઆત વાંચવાની બાબતમાં એમને પડતી મુશ્કેલીથી થઈ હશે.

વાંચન સુધારવું હોય તો એના પ્રયત્નમાં *કસરત બહુ જ અગત્યની વસ્તુ છે.* અહીં કસરત એટલે દંડ બેઠક કે અખાડે જવાની વાત નથી. કસરત એટલે શ્રદ્ધાથી સમજપૂર્વક એક જાતનો મહાવરો પાડવો તે. રોજ થોડો વખત જરાક જરાક જલદી વાંચવાનો અને એક જ નજરમાં ઘણું વધારે જોવાનો પ્રયાસ કરવો. છાપેલી લીટી પર તમારી નજર દોડતી હોય તે વખતે એ કંઈ જ જોઈ શકતી નથી. વચ્ચે વચ્ચે એ નજર અટકે છે ત્યારે જ તમને લાગે છે કે તમે વાંચો છો. એટલે તમારી નજરનો વિસ્તાર જેમ મોટો તેમ એકી વખતે ઘણા શબ્દો એમાં સમાઈ શકશે અને તેમ તેમ વધારે ને વધારે ઝડપથી વાંચી શકશો. સારો વાંચનારો એક સાધારણ છાપેલી લીટી વાંચતાં વચ્ચે બેત્રણ ઠેકાણે જ અટક્યો હશે જ્યારે અણઘડ, કંગાળ વાંચનારો શબ્દે શબ્દે અટકશે. અને બહુ જ કુશળ વાંચનારો એક નજર ફેંકતાં જ આખી લાઇન વાંચી લેશે એટલે ડાબી બાજુથી જમણી બાજુ નજર ખસેડયા વગર જ છાપેલું કોલમ વાંચી નાંખશે. થીઓડોર રૂઝવેલ્ટને આ રીતે જ પ્રતિષ્ઠા મળેલી. એકી નજરમાં જ આખું પાનું વાંચી નાંખતો. કોઈ આ વાત માનશે નહીં. પણ એ ખરેખર ખૂબ ઝપડથી વાંચી શકતો. કેમકે વાંચતાં વાંચતાં મહત્ત્વના ચાવીરૂપ શબ્દો પકડી લઈને વસ્તુનું સત્ત્વ કેવી રીતે સમજી જવું તે એ જાણતો હતો.

ન્યૂ યોર્ક વિદ્યાપીઠમાં એક ' રીડીંગ ક્લિનિક ' છે એના ઉપરી ડૉકટર સ્ટેલા એસ. સેન્ટરના મત મુજબ વાંચવામાં મુખ્ય ભૂલ શું થાય છે, કે એકી વખતે માણસ એક જ શબ્દ વાંચીને તેને વળી પાછો વાંચે છે. જે લોકો બહુ જ ધીરે વાંચે છે તે લોકો એકેએક શબ્દનો ક્યાં તો મોટેથી કે મનમાં ઉચ્ચાર કરે છે. તમારી બાબતમાં એમ બને છે કે નહીં એ શોધી કાઢવું હોય તો વાંચતી વખતે તમારા હોઠ પર ધીમેથી આંગળી મૂકજો. હોઠ ન હાલતા હોય તો પછી ગળાના કાકડા પર આંગળી મૂકજો. એ કાકડા જો સહેજ પણ ધ્રૂજતા લાગે તો જાણજો કે તમે પણ શબ્દે શબ્દને મનમાં બોલો છો. એમ કરતાં અટકવા માટે એક રસ્તો એ છે કે સરળતાથી વંચાય એવું લખાણ ઝડપથી વાંચવા પ્રયાસ કરો જેથી ઉચ્ચાર કરવાને સમય જ ન રહે. અને ખાસ અગત્યની વાત એ છે કે લેખક જે કહેવા માંગે છે એના પર મગજને બરોબર કેન્દ્રિત કરો. ધીમે વાંચતાં અટકી જવાને આ પણ એક સારો ઉપાય છે. આપણું મન અને આપણી કલ્પના, આપણે જે વાંચતા હોઈએ એનો કબજો લઈ બેસે છે ત્યારે આપણું વાંચન પણ ઘણું વેગીલું અને સરસ હોય છે.

તમારી શબ્દ સમૃદ્ધિ કંગાળ હશે તો ઝડપથી વાંચવામાં તમને આડખીલી જ ઊભી થશે એમ બધા જ વાંચનનિષ્ણાતો કહે છે. પણ તેથી એકેએક નવો શબ્દ, શબ્દકોશમાં જોવાની જરૂર નથી, વાંચ્યે રાખો. કંઈ નહીં તો ય પેરેગ્રાફ તો પૂરો કરો જ. કેટલીક વખત નવો શબ્દ આસપાસના સંબંધથી જ સમજાઈ જશે. એમ ન સમજાય તો ડિક્ષનરીમાં જોતાં પહેલાં જરા વિચાર કરવાથી પણ સહેજ સ્પષ્ટ થશે. શબ્દે શબ્દ ડિક્ષનરીમાં જોવાથી શબ્દ-ભંડોળ વધતું નથી. તમારૂં વાંચન વિશાળ બનાવો, વાંચતાં વાંચતાં ચોક્કસ રહો, અને જિજ્ઞાસુ રહો તો તમારી શબ્દ સમૃદ્ધિ વધશે. નોર્મન લૂઈ એમ કહે છે. એ માણસ પોતાના વિદ્યાર્થીઓને બહારનું વાંચવા માટે જે પુસ્તકો સૂચવે છે એ ધીરે વાંચનારાઓને તો ભારે જ પડે. કેમ કે એ તો ઈતિહાસ, જીવનચરિત્ર, માનસશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, ગણિત, સમાજશાસ્ત્ર, એવા એવા વિષયનાં પુસ્તકો જ સૂચવે છે. એ તો એમ પણ કહે છે કે મારા વિદ્યાર્થીઓ જાદુકથાઓ અને છોકરા છોકરીની વાત વાંચશે તોય કંઈ વાંધો નથી. એને લઈને એ લોકોની ઝડપ વધશે. ધીરે વાંચનારાઓની એક મુશ્કેલી એ છે કે એ લોકો પાસે માહિતી બહુ જૂજ હોય છે. કેમ કે વાંચનનો આનંદ એ લોકોએ માણ્યો નથી હોતો. કેટલાકે તો નિશાળ પછી ચોપડી જ નહીં ઉઘાડી હોય. એટલે બીજા લોકો જે વીગતો જાણતા હોય છે તે વીગતોની આ લોકોને ખબર જ નથી હોતી. થોડીક સંગીન અને હકીકતોથી ભરેલી ચોપડીઓ જો એ લોકો વાંચે તો એમની ભૂમિકા તૈયાર થાય. કેમકે તમે જેમ વધારે જાણતા હો તેમ વાંચવામાં તમારી ઝડપ વધારે હોવાની.

તમારા વિષયની દૃષ્ટિએ તમારી વાંચવાની ઝડપ વધારો એ બહુ અગત્યનું છે. ભાખરી બનાવવા અંગે કે છાજલી તૈયાર કરવા અંગે સૂચનાનો અભ્યાસ કરતા હો તો એકેએક સૂચના તમારા મગજમાં બરાબર બેઠી કે નહીં એ જોવા સમજવામાં તમને વખત લાગે. પણ એને બદલે નવલકથા વાંચતા હો તો પ્રકૃત દૃશ્યનાં વર્ણનો કુદાવી જાઓ એમાં કંઈ વાંધો નથી, વસ્તુનું સત્ત્વ ખેંચી કાઢવું અને વસ્તુ કુદાવી જવી એ બેમાં ફેર છે. સ્કીમીંગ એટલે કે સત્ત્વ દોહનમાં તમે શું કરો છો ? પેરેગ્રાફ વાંચતાં વાંચતાં ઝડપથી નજર ફેરવી જઈને ચાવીરૂપ શબ્દો પકડી લો છો. ધંધાદારી માણસો ક્ષેત્રમાં પ્રગટ થાય છે. તે બધી વીગતોથી માહિતગાર રહે છે. એનું રહસ્ય આ સત્ત્વદોહનની ટેવ જ છે.

પણ હવે આ એક વાત વિચારીએ. તમારે કેટલી ઝડપે વાંચવું જોઇએ. મિનિટના ૨૨૫ શબ્દો વાંચતા હો તો એ બહુ જ સર્વ સામાન્ય ઝડપ કહેવાય. છઠ્ઠી કક્ષાનું બાળક પણ એટલી ઝડપે

તો વાંચી શકે. એટલી ઝડપથી વાંચતાં છાપાં કે ચોપાનીઆં વાંચવાનો 'આનંદ ન મળી શકે. હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ મિનિટના ત્રણસો શબ્દ અને કૉલેજના વિદ્યાર્થીઓ મિનિટના ૩૫૦ શબ્દો વાંચી ન શકે. તો તે કામ ન લાગે કેટલીક નોકરીમાં મિનિટનાં ૬૦૦ શબ્દ પણ ઓછી ઝડપ કહેવાય. લુઈ મિનિટના ૮૦૦ કરતાં ય વધારે શબ્દો વાંચે છે. એટલી ઝડપ ઓછી હોય તેમ હજી એ પોતાની ઝડપ વધારે છે. દેખીતી રીતે તમે ખરેખર બહુ જ ઝડપથી અને સારી રીતે વાંચી શકો. કેટલી સારી રીતે વાંચી શકો તેનો કંઈ સવાલ નથી. આપણામાંથી ઘણાને પડકાર રૂપ લાગશે પણ ઘણા મોટી ઉંમરના માણસો સ્વપ્રયત્નથી પોતાની ઝડપમાં ૩૫ ટકા વધારો કરી શકે છે.

ઠીક ત્યારે હવે ઘડિયાળમાં જુઓ. કેટલી મિનિટ લાગી ? આ લેખના શબ્દો ગણી કાઢતાં જે આંકડો આવે તેને એટલી મિનિટેભાગો નાંખો. એ તમારી ઝડપ ગણાશે. અલબત્ત અહીં એક વાત નોંધવી ઘટે કે ગુજરાતી ભાષા આપણે ઘણી ઝડપથી વાંચી શકીએ છીએ. ઝડપનું મહત્ત્વ ખાસ તો અંગ્રેજી માટે છે, કેમકે ગુજરાતી ભાષા જાણનારને ગુજરાતી ભાષાના દારિદ્રિની મુશ્કેલી નથી હોતી. મુશ્કેલી અંગ્રેજી વાંચીને તરત જ સમજી લેવા અંગે ઊભી થાય છે. સમૃદ્ધ શબ્દ ભંડોળ એ ભાષા માટે વિશેષ આવશ્યક છે.

તમે આ લેખ કેટલો પચાવ્યો છે એ જાણવા માટે લેખ પર ફરીથી નજર ફેરવ્યા વગર નીચેના સવાલોના જવાબ આપજો. દરેક સવાલ માટે દસ દસ ગુણ છે. ૮૦ અથવા ૮૦ થી વધારે ગુણ મળે તો સમજજો કે તમે લેખ પચાવી શક્યા છો.

(૧) ઝડપી વાંચનારાઓ પોતે વાંચે છે તેમાંનું ઘણુંખરું ગુમાવે છે. ખરું કે ખોટું ?

(૨) શબ્દ ભંડોળના દારિદ્રયથી વાંચવાની ઝડપ ઘટે છે. ખરું કે ખોટું ?

(૩) એકેએક શબ્દનો ઉચ્ચાર કરો તો તમે જે વાંચો છો તે બરાબર સમજો છો અને તમારું શબ્દ ભંડોળ વધે છે. ખરું કે ખોટું ?

(૪) થીઓડોર રૂઝવેલ્ટ એકીનજરે આખું પાનું વાંચી શકતો હતો. ખરું કે ખોટું ?

(૫) શાળાના બીજા કોઈ પણ વિષય કરતાં વાંચન ઘણું વધારે અગત્યનું છે. ખરું કે ખોટું ?

(૬) વાંચવાની મુશ્કેલી પડે છે એવા મોટી ઉંમરના માણસો ૫ ટકા,–૨૫ ટકા,–૬૦ ટકા છે. ( અમેરિકામાં )

(૭) ઘણાખરા મોટી ઉંમરના માણસો પોતાની ઝડપમાં ૧૦ ટકા,–૩૫ ટકા,–૧૦૦ ટકા–વધારો કરી શકે છે.

(૮) વાંચવામાં સામાન્યમાં સામાન્ય ભૂલ શબ્દે શબ્દનું વાંચન છે. (૨) હાસ્યરસનું વાંચન છે. (૩) ફરીફરીને વાંચવાની ટેવ છે. (૪) શબ્દો ઉચ્ચારવાની ટેવ છે. (૫) સીનેમા જોવા જવાથી.– આમાં બે જવાબ ખોટા છે તે છેકી નાંખજો.

(૯) બહુ જ ઝડપથી વાંચનાર એથી ય વધુ ઝડપ વાંચવાની ટેવ કેળવી શકે છે. ખરું કે ખોટું ?

(૧૦) દરેક શબ્દ માટે શબ્દકોશ જોવાથી વાંચવાની ઝડપ વધે છે. ખરું કે ખોટું ?

ઉત્તરો પ્રશ્ન (૧) ખોટું, (૨) ખરું, (૩) ખોટું, (૪) ખોટું, (૫) ખરું, (૬) ૬૦ ટકા, (૭) ૩૫ ટકા, (૮) સવાલ બીજો અને પાંચમો ખોટા છે. (૯) ખરું (૧૦) ખોટું.*

* અંગ્રેજી ઉપરથી.

# ઢોલા-મારૂના દૂહા

શ્રી. રમણિક કિશનલાલ મહેતા

( મે અંકના પૃ. ૨૦૪થી ચાલુ )

કૂઁઝડિયૉં કળિઅળ કિયઉ,
સરવર પઇલિઇ તીર;
નિસિભરી સજ્જણ સલ્લિયૉં,
નયણે વૂહા નીર. ૫૯

સરોવરને પેલે પાર, તીરપર, કુંઝ પક્ષીઓએ કરૂણરવ કર્યો. રાત્રિભર ( વિરહિણીના હૃદયમાં ) સજ્જનનું સ્મરણ સાલતું રહ્યું અને નયનોમાંથી નીર નીતર્યાં કર્યું.

સોરઠા

મારવણી મનિરંગિ,
વાટઇ તિણિ આવી વહઇ;
કુંઝાં એકણિ સંગિ,
તાલી ચરંતી દિઠ્ઠિયૉં. ૬૦

પ્રેમે રંગાયેલા મનવાળી મારવણી ચાલતી ચાલતી એ માર્ગે આવી પહોંચી અને ત્યાં એણે અનેક કુંઝ પક્ષીઓને ( સરોવરના કિનારાની ) સમતલ ભૂમિ પર એક સાથે વિચરતાં જોયાં.

દૂહા

આડા ડુંગર, દૂરિ ઘર,
વણઇ ન જાણઇ ભત્ત;
સજ્જણ-સન્દઇ કારણઇ,
હિયઉ હિલૂસઇ નિત્ત. ૬૧

વચમાં ડુંગર છે અને ઘર દૂર છે. કોઈ રીતે જવાનું બની શકતું નથી. પ્રિયતમને માટે હૃદય હંમેશાં લાલાયિત રહે છે.

કુંઝાં, દ્યઉ નઇ પંખડી,
થાંકઉ વિનઉ વહેસિ;
સાચર લંઘી પ્રી મિલઉઁ,
પ્રી મિલિ પાછી દેસિ. ૬૨

મારવણી કુંઝ પક્ષીઓને સંબોધીને કહે છે: હે કુંઝ ! મ્હને ત્હમારી પાંખો આપો. હું ત્હમારો સ્વાંગ રચીશ અને સાગર પાર કરીને પ્રિયતમને મળીશ. પ્રિયતમને મળ્યા બાદ ત્હમારી પાંખો પાછી વાળીશ.

મ્હે કુરઝાં સરવરતણાં,
પાંખાં કિણહિં ન દેસ;
ભરિયા સર દેખી રહાં,
ઉડ આઘેરી વહેસ. ૬૩

કુંઝ ઉત્તર આપે છે: અમે સરોવરમાં વસનાર કુંઝ પક્ષી છીએ. અમે અમારી પાંખો કોઈને નહીં આપીએ. ભરેલાં સરોવરને જોઇને અમે રોકાઈ જઈએ છીએ, નહીં તો ઊડીને ચાલ્યાં જઈએ છીએ.

ઉત્તર દિસિ ઉપરાઠિયાં,
દક્ષિણ સાંમહિયાંહ;
કુરઝાં, એક સઁદેસડઉ,
ઢોલાનઇ કહિયાંહ.. ૬૪

મારવણી કહે છે: હે કુંઝ પક્ષીઓ, ઉત્તર દિશા તરફ પૂંઠ કરીને અને દક્ષિણ દિશામાં ચાલીને ઢોલાને એક સંદેશો કહેજો.

માણુસ હવાં ત મુખ ચવાં,
મ્હે છાં કૂંઝડિયાંહ;
પ્રિઉ સંદેસઉ પાઠવિસ,
લિખિ દે પંખડિયાંહ. ૬૫

કુંઝ પક્ષીઓ ઉત્તર આપે છે: મનુષ્ય હોય તો મુખેથી કહે, અમે તો બિચારાં કુંઝ પક્ષીઓ છીએ. જો પ્રિયતમને સંદેશો મોકલવો હોય તો અમારી પાંખો પર લખી આપો.

પાંખે પાણી થાહરઇ,
જળિ કાજળ ગહિલાઇ;
સયણાં-તણાં સઁદેસડા,
મુખ-વચને કહિવાઇ. ૬૬

મારવણી ફરીથી કહે છે: ત્હમારી પાંખો પર પાણી પડે અને તેથી શાહી જળમાં ધોવાઈ જાય. પ્રિયતમને સંદેશો તો મુખદ્વારા જ કહાવી મોકલાય.

તાલિ ચરંતી કુંઝડી,
સર સંધિયઉ ગઁમાર;
કોઈક આખર મનિ બસ્યઉ,
ઊડો પંખ સઁમાર. ૬૭

સરોવરમાં વિચરતાં કુંઝ પક્ષીઓ પર કોઈ ગમારે બાણ સાંધ્યું. એમના (પક્ષીઓના) મનમાં કોઈ આંતરિત પ્રેરણા ઉત્પન્ન થઈ અને તેઓ પાંખ પસારી ઊડી ગયાં.

જિમ જિમ સજ્જણ સંભરઈ,
તિમ તિમ લગ્ગઈ તીર;
પંખ હુવઈ તો જાઈ મિલિ,
મનાઁ ઊઁધાઁડાઁ ધીર. ૬૮

જેમ જેમ પ્રિયતમનું સ્મરણ થાય છે તેમ તેમ હૃદયમાં તીર લાગતાં હોય એમ લાગે છે. જો મ્હારે પાંખ હોય તો એમને જઈને મળું અને મનને ધીરજ આપું.

આડા ડૂંગર, વન ઘણા,
ખરા પિયારા મિત્ત;
દેહ વિધાતા, પંખડી,
મિલિ મિલિ આવઉઁ નિત્ત. ૬૯

માર્ગમાં ઘણાં પહાડ અને જંગલ છે, મ્હારો મિત્ર અસંત પ્રિય છે. હે વિધાતા! મ્હને પાંખો આપ જેથી હું એને નિતનિત મળી આવ્યા કરૂં.

આડા ડૂંગર, ભુઇઁ ઘણી,
સજ્જણ રહઈ વિદેસ;
માઁગી-તાઁગી પંખુડી,
કેતીવાર લહેસ. ૭૦

માર્ગમાં ઘણાં પહાડ અને ખીણો છે અને પ્રિયતમ વિદેશમાં વસે છે. એમને મળવા માટે માંગી લીધેલી પાંખો પણ કેટલીવાર મળી શકે?

પાઁખડિયાઁ ઈ કિઉઁ નહીં,
દૈવ અવાડૂ જ્યાઁહ;
ચકવીકઈ હુઈ પંખડી,
રયણિ ન મેળઉ ત્યાઁહ. ૭૧

જેનું ભાગ્ય અવળું હોય અને પાંખો હોય તો પણ ન હોવા બરાબર છે. ચકલીને પાંખો છે, પરંતુ એને પણ રાત્રિએ પ્રિયનું મિલન નથી થતું.

આડા ડૂંગર; ભુઇઁ ઘણી,
તિયાઁ મિળીજઈ એમ;
મનિહૂઁ ખિણહિ ન મેલ્હિયઈ,
ચકવી દિણિયર જેમ. ૭૨

(એના) માર્ગમાં પહાડ છે અને સ્થળ બહુ દૂર છે એમનું મિલન, જેમ ચકલી સૂર્યને દૂર નથી કરતી તેમ એમને એક ક્ષણભર માટે પણ મનથી દૂર ન કરવા જોઈએ, ત્યારે જ થઈ શકે છે.

જ્યૂઁ એ ડૂંગર સંમુહા,
ત્યૂઁ જઈ સજ્જણ હુંતિ;
ચંપાવાડી ભમર જ્યઉઁ,
નયણ લગાઈ રહંતિ. ૭૩

જેમ આ પર્વત સામે ઊભા છે તેમજ જો પ્રિયતમ પણ ઊભા હોત તો ભ્રમર ચંપાના બાગમાં તરફ દૃષ્ટિ માંડી રહે છે તેવી રીતે હું પણ એમના તરફ મીટ માંડી રહેત.

જિણિ દેસે સજ્જણ વસઈ,
તિણિ દિસિ વજ્જઉ વાઉ;
ઉઆઁ લગે મો લગ્ગસી,
ઊ હી લાખ પસાઉ. ૭૪

હે વાયુ, જે દિશામાં પ્રિયતમ વસે છે એ દિશા તરફ ફુંકા. એમને સ્પર્શીને મ્હને સ્પર્શ કર. મ્હારે મન એ લાખપસાવરૂપ બનશે.

(ચાલુ)

# ગુજરાતી નવલકથાઓ અને ફિલ્મચિત્ર

શ્રી. રાઘવ ભટ્ટ

વાર્તા એ ફિલ્મચિત્રનો આત્મા છે. વાર્તા વગર ફિલ્મચિત્રની શકયતા જ નથી એટલું જ નહિ પણ વાર્તા જેટલી પ્રાણવાન, સબળ તેટલું જ ચિત્ર પ્રાણવાન અને સબળ સમજવું. જો કે ચિત્રની કલામમતાનો આધાર તો તેની રજુઆત પર જ રહે છે. વાર્તાનું આ મહત્વ આપણે ત્યાં નહિ પણ હોલીવુડમાં એકીમતે સ્વીકારવામાં આવ્યું છે. ત્યાં હરેક સ્ટુડિયોઝમાં વાર્તા વિભાગ રાખવામાં આવે છે. આ વિભાગ વાર્તા લખવાનું નહિ પણ વાર્તા પસંદ કરવાનું કામ કરે છે. તેઓ માત્ર સીનેવાર્તાઓ જુએ છે એમ નહિ પણ પ્રગટ થયેલી નવલકથાઓ, વાર્તાઓ પણ જુએ છે. ખૂબ વંચાતી હોય, લોકોમાં જેની ખૂબ ચર્ચા થતી હોય અને જેનું ફિલ્મીકરણ થઇ શકે તેમ હોય, તે વાર્તાની તેઓ નિર્માતાને ભલામણ કરે છે. નિર્માતા એ વાર્તા લેખક પાસેથી સારી એવી રકમ આપી તેના હક્ક મેળવી લે છે.

હિંદી સીને ઉદ્યોગમાં જગતના સીને ઉદ્યોગમાં બીજા નંબરનો ઉદ્યોગ ગણાય છે. દરેક વર્ષ સારી સંખ્યામાં ચિત્રો તૈયાર થાય છે. લાખો પ્રેક્ષકો એ ચિત્રો જુએ છે. છતાં આપણા નિર્માતાઓને વાર્તાનું અગત્ય સમજાયું નથી. આપણે ત્યાં મોટાભાગનાં ચિત્રો ફિલ્મીવાર્તાઓ પરથી તૈયાર થાય છે. નિર્માતાની નજર તેના સ્ટુડિયોઝમાં આંટાફેરા કરતા મુનશી સુધી જ પહોંચી છે. એકની એક પ્રકારની લઢણવાળી વાર્તાઓ આપ્યે જાય છે તેનું કારણ નિર્માતાની સંકુચિત દૃષ્ટિ છે. જાણે અજાણે આપણા નિર્માતાઓ એમ માની બેઠા છે કે નવલકથા ફિલ્મચિત્રમાં ન ચાલે. નવલકથા લેનાર તો માર જ ખાય. આપણા પ્રેક્ષકોને નવલકથા નહિ પણ ફિલ્મીવાર્તા જોઈએ છે. આ દલિલમાં તથ્ય કેટલું છે તે તો પ્રેક્ષકો જ નક્કી કરી શકે. હોલીવુડનાં સફળ ચિત્રોમાં મોટી સંખ્યા નવલકથા પરથી તૈયાર થયેલાં ચિત્રોની જ છે. દૂરની વાત કયાં કરવી? બંગાળી નવલકથાઓનાં ચિત્રો જુઓને? દેવદાસ, ગૃહદાસ, હમરાહી...ન્યુ થીએટર્સનાં આ ચિત્રો નવલકથા પરથી જ તૈયાર થયેલાં છે. હજુએ એ સંસ્થા સાહિત્યકૃતિઓ પરથી ચિત્રો તૈયાર કરે જાય છે. એમાં બધાં જ ચિત્રો સફળ નિવડે છે. એ ચિત્રોની હારમાળા જ નિર્માતાની પેલી પોકળ દલિલનો જવાબ આપવા માટે પૂરતી છે. ફિલ્મચિત્રને માટે આવશ્યક છે સબળ વાર્તા, જે નવલકથા આપી શકે તો તે જરૂર ચાલી શકે.

જરૂર, રૂપેરી પડદા પર ગુજરાતી કેટલીક નવલકથાઓ આવી છે. તેના પરથી તૈયાર થએલાં કેટલાંક ચિત્રો અફળ પણ ગયાં છે. પણ તેને માટે વાર્તા જવાબદાર નથી, પણ તેની માવજત કરનાર દિગ્દર્શક જ જવાબદાર છે. શ્રી કનૈયાલાલ મુનશીની ત્રણ નવલકથાઓ–વેરની વસુલાત, બે ખરાબ જણ, પૃથિવી વલ્લભ પડદા પર આવી ગઈ છે. શ્રી. રમણલાલ દેસાઈની બે નવલકથાઓ–કોકિલા, પૂર્ણિમા આ પૂર્વે રજુ થઈ ગઈ છે. છે. શ્રી. ગુણવંતરાય આચાર્યની ' ગોરખઆયા ', પન્નાલાલ પટેલના ' મળેલાજીવ ' અને રામચંદ્ર ઠાકુરની ' આમ્રપાલી ' આ વાર્તાઓ પડદા પર ચમકી ગઈ છે પડદા પર રજુ થયેલી આ આઠ નવલકથાઓ પરથી પહેલે ધડાકે એમ કહી શકાય કે તે કૃતિઓ નવલકથા જેટલી સફળ થઈ નથી. નવલકથા જે રસાસ્વાદ કરાવે છે તે ફિલ્મ ચિત્ર કરાવી શકતું નથી. નવલકથાની કલા જે અસર ચિત્તમાં જગાડે છે તે ફિલ્મચિત્ર જમાડી શકતું નથી. નવલકથાનું સૌન્દર્ય દિલને ડોલાવી મૂકે છે તેવું ફિલ્મચિત્રમાં બનતું નથી. આ ફરિયાદ આપણે

ત્યાં જ છે એવું નથી, હોલીવુડમાં પણ એમ જ બને છે. મૂળ કૃતિ જેવી ખૂબી પડદા પરદા પર રજુ કરવી દોહ્યલી છે. સહૃદયી પ્રેક્ષકોને જે મઝા નવલકથામાં પડે છે તેટલી ફિલ્મચિત્રમાં નથી પડતી. એનો ભેદ નવલકથા અને ફિલ્મચિત્રની રજુઆતમાં રહેલો છે. બંને કલાઓની નેમ રસાસ્વાદ કરાવવાની છે પણ તેમની સર્જન પ્રક્રિયા ભિન્ન પ્રકારની છે. એ ભિન્નતામાં જ નવલકથાની અને ફિલ્મચિત્રની સફળતાનું કારણ છૂપાયું છે.

નવલકથા એ આલેખનનો વર્ણન પ્રકાર છે. જ્યારે ફિલ્મચિત્ર એ દશ્ય મારફત કહેવાનો પ્રકાર છે. નવલકથાકાર વર્ણનદ્વારા સર્વ કંઈ કહી શકે છે. એ પાત્રના સ્વભાવનું વર્ણન કરે છે. એના હૈયામાં ચાલતા તુમુલ મંથનોનું વર્ણન કરે છે. હૈયામાં છૂપાઈ રહેલા આવેગોનું અને ઊર્મિના સ્પંદનોનું વર્ણન કરે છે. ફિલ્મચિત્રનો દિગ્દર્શક આમ કહી શકતો નથી. લેખક શબ્દાર્થનો આશ્રય લે છે જ્યારે દિગ્દર્શક દશ્યનો આધાર લે છે. એકની એક વસ્તુ રજુ કરવાનાં આ ઉપાસનોમાં ફરક છે. અને પરિણામે તેની અપીલમાં પણ ફરક પડે છે. બીજું લેખકને જે અનુકૂળતા છે તે દિગ્દર્શકને નથી. ફિલ્મનું સર્જન એ એક વ્યક્તિનું સર્જન નથી. તેના સર્જન પાછળ દિગ્દર્શક જેટલી જ જવાબદારી અભિનેતાઓની, છબીકારની અને ધ્વનિ–આલેખકની પણ હોય છે. એટલે દિગ્દર્શકને દશ્યનું વાતાવરણ જમાવવું પડે છે. ઉપરાંત અભિનય પણ કઢાવવો પડે છે. જો અભિનેતા હૈયાનો ભાવ બરાબર સુક્રાન્તની નકરી શકે તો યે દશ્ય નબળું પડી જાય. તેના સંવાદો જો સ્પષ્ટ ન ઝીલાયા હોય તો યે તેની ચોટ મંદ પડી જાય. તેની છબી કલામાં પણ જો પ્રમાણભાન ન રહે તો યે દશ્ય મોળુ પડે. આમ ફિલ્મની સફળતા માટે અનેક અંગોને જાગરુત રહેવું પડે છે.

શ્રી કનૈયાલાલ મુનશી કુશળ કલાકાર છે. તેઓ માનવ હૈયાની સૂક્ષ્મમાં સૂક્ષ્મ ઊર્મિને પણ પકડી શકે છે. મૃણાલના હૈયામાં જે ઘમસાણ થાય છે. બરાબર, અશેષ રીતે વ્યક્ત કરી શકે છે. અને આપણે એ નવલકથા વાંચતાં યે એ તુમુલમંથન આંખ સામે જોઈ શકીએ છીએ. આ ભાવને કેમેરામાં પકડવો સહેલો નથી. એને માટે પ્રતિભાશાળી દિગ્દર્શક અને પ્રતિભાશાળી અભિનેત્રી આવશ્યક છે. પડદા પર સૂક્ષ્મ ભાવો રજુ કરવા માટે દિગ્દર્શકમાં પણ લેખકના જેવી જ પ્રતિભાની જરૂર છે. દિગ્દર્શક વર્ણનથી એ ભાવને રજુ નહિ કરે પણ તેને માટે ભાવ પ્રતીક યોજશે. દિગ્દર્શક શાન્તારામના ચિત્રોમાં એવાં ઘણાં ભાવ પ્રતીકો જોવા મળશે એ દશ્યને એવી રીતે ખીલવે છે કે પાત્રની મનોવ્યથા આસાનીથી સ્ફુટ થાય. દિગ્દર્શકની મર્યાદાઓ પણ ઘણી છે. નવલકથાકાર જે અદાથી લ્હેરાતો લ્હેરાતો વાર્તા કહે તે અદાથી દિગ્દર્શક ન કહી શકે. નવલકથાકાર ત્રણચાર પ્રકરણ પછી નાયક–નાયિકાનો ભૂતકાળ બતાવી શકે. વાર્તાના અધવચ્ચે જઈને પણ તે ભૂત જીવન પર પ્રકાશ ફેંકી શકે. વચ્ચે વચ્ચે કુદરતનાં વર્ણનો કરતો જાય. વાતને બહેલાવતો જાય. દિગ્દર્શક આમ ન કરી શકે. તેને આદિથી અંત તરફ ધસમસતા પ્રસંગોની સાથે દોડવું પડે છે. કોઈ પ્રસંગ મંદ ન પડે, કોઈ દશ્ય ફીકું ન પડે એ બધુ તેને સમાલવાનું હોય છે. એટલે તે નવલકથાકારની પેઠે વર્ણન કરવા ન બેસી શકે. ફિલ્મચિત્ર એ અનેક દશ્યો અને અનેક ઘટનાઓની સૂત્રબદ્ધ ઘટમાળ છે. એમાં પ્રસંગોની પરંપરા જોઈએ. વાર્તા વર્ણનો વચ્ચે ઘુમરીઓ ખાતી હોય તે ન ચાલે. એથી જે નવલકથાઓ મનોમંથન રાચતી હોય તે પડદા પર ન ચાલી શકે. તેને માટે વેગવાળી, ક્રિયાશીલ વાર્તાઓ જ જોઈએ.

ત્રીજુ, નવલકથામાં પાત્રનાં મનોમંથનનું વર્ણન આવે તે ગમે. પાત્રના જીવનની નાની મોટી વિગતો આવે તે ગમે. લેખકની અમુક પ્રસંગ અંગેની ટીકા આવે તે પણ ગમે. વસ્તુ પરત્વેનો કટાક્ષ ગમે પણ પડદા પર દિગ્દર્શક લેખકની પેઠે માથુ ન મારી શકે. ફિલ્મચિત્ર એ તેના શુદ્ધ અર્થમાં પરલક્ષી સર્જન છે. તેને તો જે કંઈ કહેવું હોય તે સંવાદ અને પાત્રોના અભિનય દ્વારા જ કહી શકે. એટલે લેખકને જે સાનુકૂળતા છે તેટલી દિગ્દર્શકને નથી.

[ અનુસંધાન માટે જુઓ પૃ, ૨૭૬ ]

**પાવક જ્વાલા** : લેખકઃ ચુનીલાલ મડિયાઃ પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘઃ પાન ૨૫૧ઃ કિં. રૂ. ૩–૮–૦.

' ઘૂઘવતાં પૂર ' નામનો સત્તાવીસ નવલિકાનો સંગ્રહ ચુનીલાલ મડિયાની પ્રથમ કૃતિ અને આ નવલકથા એ બીજી કૃતિ. નવલિકા સંગ્રહમાંની વાતોમાં રંગ પૂરવા વાપરેલ કોઈ અનોખી અલંકારભરી શૈલી, દોષરહિત ' ડાયલેક્ટ ', વર્ગનાં પ્રતીકસમા પાત્રોનું કુશળ આલેખન વગેરે સાધનોથી સર્જાતાં નાનાં ચિત્રો અહીં જોવા મળતાં નથી એમાં લેખકની લેખનીની શક્તિની ઊણપ નથી. એનું કારણ છે જુદું—આ પ્રમાણે વાતોમાં—ઘણીખરી વાતોમાં,લીધેલ સમાજના થર કરતાં અહીં કાંઈક ચઢતા થરનું આલેખન, પરબડી, ગુંદિયા એવાં નાનાં ગામડાંથી માંડીને રાજકોટ અને અમદાવાદ જેવાં ગામોમાં આ નવલનાં કલેવર ઘડાય છે, વર્ગને બદલે વ્યક્તિઓનાં સુરેખ રેખાચિત્ર અંકાય છે.

વસ્તુ વૈચિત્ર્ય વિનાનું, સાદું છે, કોઈ નાની સરિતાના સરળતાથી વહી જતા પટ જેવું. વછા પારેખના પુત્ર દીપુભાઈના પુત્ર ભૂપતને બાળપણથી દુકાને બેસાડી ધંધો શીખવાડવાને બદલે રાજકોટ ભણવા મોકલવામાં આવે છે. ત્યાંથી મેટ્રિક થઈ ભૂપત અમદાવાદ, દાક્તરીનું શીખવા માટે પહેલાં ગુજરાત કૉલેજમાં અને પછી દાક્તરી કૉલેજમાં ભણે છે. મેટ્રિક થવા કાળે ભૂપતના વિવાહ ગુંદિયાના લીલુશેઠની કણુ જોડે થાય છે, અમદાવાદમાં, ભૂપત કાંઈ કાંઈ વ્યક્તિઓ જોડે સંપર્કમાં આવે છે એમાં એક સરકારી અમલદાર સુમનલાલની પુત્રી કીર્તિ તેના હૈયાને સ્પર્શી જાય છે. કણુ અને કીર્તિ ઉભય તો ભૂપતને પોતાનાં હૃદય વિના શરતે અર્પી દે છે પણ એ બે હૃદયની ભેટ સ્વીકારનાર ભૂપતની સ્થિતિ કઢંગી થઈ જાય છે. સનાતન ત્રિકોણ રચાય છે પણ તેના બે ખૂણા બે યુવતીઓ છે. તાવડે ચઢેલ આ હૃદયત્રિપુટી દિનપ્રતિદિન ઉગ્ર થતા જતા અગ્નિની જ્વાળાથી દાઝતી જાય છે એવામાં ૧૯૪૨ ના રમખાણોમાં સરઘસને મોખરે ઊભેલ ભૂપતને કોઈ સિપાઈની ગોળી વીંધી નાખે છે અને કથા પૂરી થાય છે.

કલાકારમાં પ્રારંભમાં ઊર્મિઓના પૂર ઘુઘવે છે. એ પૂરની અસર હેઠે સર્જાયેલ કૃતિઓમાં કોઈ જુદો તરવરાટ, કોઈ જુદો તનમનાટ હોય છે અને એને લઈને વાચકો એવાં સર્જનો પ્રત્યે કોઈ બુલંદ આકર્ષણથી આકર્ષાય છે. પણ એવાં ઊર્મિઓનાં પૂર પણ શમે છે. એ તરવરાટ–એ તનમનાટનો વિસ્તાર ઘટે છે પણ એના બદલામાં એ ઘટ્ટ બને છે. થડકતી, કમ્પતી લેખની શાન્ત, ગમ્ભીર અને સ્વસ્થ થતી જાય છે. જેવાં પૂરનાં ધમસાણ આકર્ષક તેવી આ લેખનીની શાન્તિ, ગમ્ભીરતા, અને સ્વસ્થતા આહ્લાદક ચુનીલાલ મડિયાની આ નવલકથા અમુક પ્રમાણમાં શાન્ત રીતે લખાયેલ છે અને એનામાં નવલિકાઓની ચમક નથી છતાં વાચકોને એની એ ચમક વિનાની શાન્તિથી જ ગમી જાય તેવી છે.

આગળ લખવામાં આવ્યું છે તેમ આ કથામાં પાત્રાલેખન સબળ આલેખાયેલ છે. નાનાં મોટાં પાત્રોની આ 'પાવકજ્વાળા'ની દુનિયામાં દાદા વછા પારેખ, તેમનાં પત્ની મોટીમા, ભૂપત, કણુ, કીર્તિ વગેરે પાત્રો સુદૃઢ પીંછીવિધાનનાં પરિણામ છે. અમદાવાદના કૉલેજીઅનોમાં પણ, પ્રમાણમાં એઓ કથામાં અતિ ગૌણ ભાગ ભજવે છે છતાં, રીંઝાણી, શૅાફ, ચારુ જેવાં પાત્રો પણ કૌશલ્યથી ચીતરાયાં છે, જ્યારે એવાં જ અન્ય ક્ષેત્રનાં ગૌણ પાત્રો દીપુભાઈ, કણુની ભાભી, ધારસી મેતા વગેરે પણ ફલક ઉપર સ્વચ્છ રીતે ઉપસી આવ્યાં છે. નવલિકાઓમાં સંવાદો લગભગ હતા જ નહિ ત્યારે આ નવલમાં એ સારા પ્રમાણમાં છે એટલું જ નહિ પણ એવા સંવાદો દ્વારા જ લેખક ઘણાં પાત્રોને સજીવ બનાવવા જેવી રેખાઓ દોરી નાખે છે.

લેખકો હવે વાસ્તવદર્શી થતા જાય છે એટલે એમની વાતીઓમાં પણ માનવીઓ માનવી પેઠે હલનચલન કરે છે અને જમવા ટાણે જમે છે પણ ખરા. અને એમાં ય શુભ પ્રસંગોએ, ફળિયામાં તૈયાર થતી ગળી અને ખારી બૂંદી, દૂધપાક, પૂરી, ભજિયાં, ફરફર અને પાપડ વગેરે વાનીઓ લેખક ભલભલા ન્યાતના રસોઈયાઓને પણ પાછા પાડી દે તેવી તન્દુરસ્તી અને તાજગીથી તૈયાર કરે છે. હું સૂરતનો છું-સૂરતનું જમણ અને કાશીનું મરણ-એટલા માટે હું આવાં લેખન પ્રત્યે આકર્ષાઉં છું એમ રખે કોઈ માની લે. મને આવા પ્રકારના લખાણોમાં clean and healthy way of livingનાં દર્શન થાય છે. દિવસે દિવસે સર્જનોમાં વધતી જતી Morbidity ના સમયમાં આવાં મંગળ આલેખનો પ્રશંસાને જ પાત્ર છે.

સનાતન પ્રેમ-ત્રિકોણ આપણી દુનિયામાં તેમ જ સાહિત્યની દુનિયામાં સામાન્ય ગણાય પણ આ લેખકના એ સનાતન પ્રશ્નના દર્શનમાં એક પ્રકારની મૌલિકતા છે. એની રજુઆતમાં નવીનતા છે. એના વિકાસમાં ઔચિત્ય અને સ્વાભાવિકતા છે. અન્ત ભૂપતના આકસ્મિક મૃત્યુમાં આણ્યો અને એ રીતે પડેલી ગુંચનો છેડો લાવવાનો સરળ માર્ગ શોધ્યો એ વાત નોંધવા લાયક છે. પણ કથા આટલા વિસ્તારમાં જ પૂરી કરવી હોય તો લેખક પાસે બીજો માર્ગ પણ નહોતો.

અલ્પ શ્રમે સુધારી શકાઈ હોત એવી કેટલીક ભૂલો અહીં બતાવી દઉં: અંગ્રેજી શબ્દોનો ઉચ્ચાર લખવામાં કે પ્રૂફસ સુધારવામાં લેખકે ઘણો ગોટાળો કરી નાખ્યો લાગે છે. ' યેસ, ડોન્ટ ' વગેરે અનેક સાંકડા ઉચ્ચારવાળા શબ્દોને ' યૅસ, ડૉન્ટ ' એ પ્રમાણે લખવામાં આવ્યા છે જ્યારે પૉલિટિકસ, સૉરી, ધૅટ, ફૅર ' વગેરે શબ્દોના પહોળા ઉચ્ચાર હોવા જોઈએ છતાં છાપવામાં આવ્યા છે ' પોલિટિકસ, સોરી, ધેટ, ફેર ' વગેરે. આવા ઊંધા ઉચ્ચારો તો આખાં પુસ્તકમાં અનેક છે, એના કરતાં પણ વધુ ગંભીર ભૂલ તો છે ' એચિંગ્ઝ ' શબ્દનો ઉચ્ચાર ' ઇચીંગ ' કરવામાં અને રવીન્દ્રનાથે પણ ' એચિંગ્ઝ ' કર્યા છે એ કથનમાં, વળી ' યુરેપીઆ ' અને ' યુરોપીઅન ' ' ડિક્ષનરીમાં નહિ મળે ' એવું પાન ૧૧૨ ઉપર લખવામાં આવ્યું છે સર થૉમસ મોરે 'યુરોપીઆ' નામનું એક પુસ્તક લખ્યું છે એ વાત ખરી છે પણ આ શબ્દો ૧૮૬૪ની સાલમાં પ્રસિદ્ધ થયેલ વેબસ્ટરની ડિક્ષનેરીમાં તેમજ કેશવલાલ નાણાવટીના અંગ્રેજી-ગુજરાતી કોષમાં પણ આપેલ છે. પાન ૧૫૭ ઉપર લેખકે, જેમ એમણે ' ધૂધવતાં પૂર 'માં કર્યું છે તેમ સંગીતના વિષયમાં કચુંબર કરીને લખ્યું છે ' જય જયવંતીનો તાલ '' જય જયવંતી રાગ છે, તાલ નહિ.

અહીં એટલું પણ લખવાનું પ્રાપ્ત થાય કે પ્રકરણ ૨૮ માં લેખકે નાયક પાસે આપઘાત કરાવવાના વિચાર દર્શાવ્યા છે એ જરા વધુ પડતું લાગે છે. નાયકને એટલા ઉગ્ર ઘમસાણ અનુભવતો અને ઊંડી વેદનાથી પીડાતો બતાવી શકયો નથી કે પછી બતાવવામાં આવ્યો નથી એટલે એને આપઘાત કરવાના વિચાર કરતો આલેખવામાં ઔચિત્યનો ભંગ થાય છે વળી પાન ૨૨૭ ઉપર ગ્રામોફોનની રેકર્ડ ' ઝિન્દગી બન્દે જિયે જા ! ' અને પાન ૨૫૧ ઉપર ભજનિકોનો અવાજ ' રુદિયો રુવે ને માંયલો ભીતર જલે ' એ બે યુક્તિઓ હવે સસ્તી અને કલાવિહોણી લાગે છે અને ચુનીલાલ જેવા સમર્થ લેખકે એનો ઉપયોગ કરવાની જરૂર નથી.

આ ઉપરાંત, એક પ્રસંગ ખૂંચે છે, સોનાની થાળીમાં લોઢાની મેખ જેવો: પાંચમાં પ્રકરણમાં પાન ૪૦-૪૧ ઉપર માત્ર સોળ વર્ષનો ભૂપત જેવો છોકરો એનાથી બે વર્ષે નાની અને જીવનમાં પહેલી જ જોયેલ પોતાની ભાવિ પત્ની સાથે જે પ્રમાણે શુદ્ધ ગુજરાતીમાં ઉપદેશ આપવા માંડયો-પેટ છૂટી વાત કરવા મંડયો એ પ્રમાણે પ્રથમ મિલને કોઈ બોલે ખરું ? આ નવલમાં લેખકે પાત્રોનું એવું સુન્દર અને વાસ્તવદર્શી આલેખન

કર્યું છે કે આ પ્રસંગની વાત આપણને ઠીક નથી લાગતી. બાકી તો આમાંથી અમુક પ્રકરણો સારાં છે અને અમુક ખરાબ કે ઉતરતાં છે એમ કહેવું મુશ્કેલ છે. બારમાં પ્રકરણ પછી તો લગભગ બધાં જ એક સરખાં સરસ લાગે છે.

લેખક 'નોંધ'માં લખે છે: 'ત્રણેક કથાઓની માળામાં વસ્તુને વિસ્તારથી રજૂ કરવાનો વિચાર હતો. પ્રકરણ ૧૨ તથા ૧૭ એ દૃષ્ટિથી લખેલો." આ બે પ્રકરણો વાંચીને—એ બંને સુન્દર છે એથી—આપણને એમ થયા છે કે લેખક પોતાના વિચારને વળગી રહ્યા હોત તો ઠીક થાત. ભૂપતને ગોળીથી મારી નંખાવ્યો નહોત, હૃદય ત્રિપુટીનો ઝગડો આગળ ચાલવા દીધો હોત, સવિતા વગેરે પાત્રો વધુ ખીલવ્યાં હોત તો આપણને એક 'સાગા'–'મહાકથા' મળત. આપણે ત્યાંની 'સરસ્વતીચંદ્ર' નવલ આપણે ત્યાં એક દિશામાં એક માત્ર પ્રધાન ન કહેવાય. મુનશીજી અને ધૂમકેતુની ઐતિહાસિક નવલો એક કરતાં વધુ ભાગમાં જ રચાયેલી છે, ઝૂલ રોમેંની લગભગ સોળ પુસ્તકોમાં ગૂંથાયેલ 'મેન ઑફ ગુડ વિલ'થી માંડીને ગેલ્સવર્ધીની 'ફેરસાઈટ સાગા' અને 'મૉડર્ન કૉમેડી', રોમે રોલાંની 'જ્હૉન ક્રિસ્ટોફર', દુગાર્દની 'થીબૉલ્ટ' વગેરે કથાઓના લખાણથી વાંચકો કંટાળતા નથી. અને બચુભાઈ શુક્લે તો 'અધૂરી વાત' ને ત્રણ ચાર ભાગમાં લંબાવવાનું પ્રસિદ્ધ પણ કરી દીધું એટલે લેખકોએ એ વિશે ગભરાવાની જરૂર નથી. સર્જનમાં તાકાત હશે તો પ્રસિદ્ધકર્તાઓ તો મળી જ રહેવાના. લેખકે પોતે લીધેલ દર્શન દર્શનના ફળરૂપે ગુજરાતને આવી અનેક કૃતિઓ આપ્યા કરે એ ઇચ્છા.

---

## રૂપેરી દુનિયા

[ પૃ. ૨૭૩ નું ]

નવલકથા પડદા પર આવતાં જરા ઝાંખી લાગે છે તેનું એક બીજું કારણ છે. ફિલ્મચિત્રમાં બે ત્રણ નાચ તો જોઈએ જ. નવ દસ ગીતો વગર તો ચાલે જ નહિ. આ દૃઢ માન્યતામાંથી દિગ્દર્શક બહાર નીકળી શકતો નથી. એથી મૂળ નવલકથામાં ન હોય તેવી કૃત્રિમ ઘટનાઓ ફિલ્મમાં ઊભી કરવી પડે છે. નાચ મૂકવા માટે બનાવટી પ્રસંગો યોજવા પડે છે. ગીત લાવવા માટે ખોટાં દૃશ્યો ખડાં કરવાં પડે છે. આને લીધે પણ કેટલીકવાર મૂળ વાર્તા અશેષ રીતે આવી શકતી નથી.

દિગ્દર્શકને જેમ મર્યાદાઓ છે ને કેટલીક અનુકૂળતાઓ પણ છે. નવલકથાનું પાત્ર આપણે મનઃચક્ષુથી જોઈએ છીએ. તે પાત્ર ફિલ્મચિત્રમાં આવતાં આપણે જીવતું જાગતું જોઈએ છીએ. એથી એ પાત્ર પ્રેક્ષકોનું આત્મીય બની જાય છે. સ્પષ્ટરેખ બની તેની અસર જમાવે છે. પણ જ્યારે એ પાત્ર મૂળ નવલકથાના પાત્ર જેવું ન ઉપસ્યું હોય ત્યારે તેની અસર ઉલટી પડે છે. 'ગળેલા જીવ'નાં કાનજી અને જીવી 'ઉલઝન'માં આવતાં બનાવટી, નાટકોમાં પાત્રો લાગે છે. એથી તે મૂળ જેવી આત્મીયતા જગાડી શકતાં નથી. આમ દિગ્દર્શક માટે જે અનુકૂળતા છે તે તેની મર્યાદા પણ બની રહે છે. ચિત્રસર્જનની પ્રક્રિયા જોતાં સમજી શકાય તેમ છે કે મૂળ નવલકથા જેવી સિદ્ધિ ફિલ્મચિત્ર જવલ્લે જ પ્રાપ્ત કરી શકે. પણ એનો અર્થ એ નથી કે નવલકથા પડદા પર ન જ ચાલી શકે. પ્રસંગોથી સભરભર, જીવંત પાત્રો વાળી વાર્તા જરૂર પડદા પર સફળ થાય. એ રીતે જોતાં ગુજરાતી નવલકથાઓનું ભવિષ્ય ઉજળું છે.

આપણો સીને ઉદ્યોગ હોલીવુડનું આંધળુ *અનુકરણ કરનાર ઉદ્યોગ છે. હોલીવુડમાં પહેલા* ફિલ્મવાર્તાઓ આવતી તેવે નવલકથાઓ આવે છે. આપણે ત્યાં પણ નિર્માતાઓ ફિલ્મ વાર્તાઓમાંથી નવલકથાઓ તરફ વળ્યા છે. કવિવર ટાગોરની કૃતિઓ પડદા પર આવે છે. પ્રેમચંદજીની વાર્તાઓ આવી રહી છે. એ જ રીતે ગુજરાતી નવલકથાઓ પણ પડદા પર આવવાની જ છે. એકની એક પ્રકારની વાર્તાઓમાં રાચતા આપણાં ચિત્રોને નવલકથાઓ તરફ વળ્યા વગર છૂટકો નથી. જેમ પ્રેક્ષક વર્ગ વાર્તામાં રસ લેતો થશે, નબળાં ચિત્રો જોતાં બંધ થશે તેમ તેમ દિગ્દર્શકની નજર સાહિત્યકૃતિઓ તરફ પડશે. આજે નહિ તો આવતી કાલે પણ આજના નિર્માતાને નવલકથાકાર પાસે ગયા વગર છૂટકો નથી.

આ અંક શ્રીમંત સરકારની મંજૂરીથી અંક ( D ) ૧૭/૧૧ તા ૫-૬-૪૪ થી બહાર પડે છે.

